મહાન્ હરિભદ્રસુરિકૃત

# ધર્મબિન્દુ.

ભાષાન્તર કર્તા,

મણિલાલ નથુભાઇ દોશી. બી. એ.

પ્રકાશક,

ભગુભાઈ ફતેહચંદ કારભારી.

જૈનપત્ર ઑફીસ-મુંબઈ.

અમદાવાદ.

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# જૈનપત્રના અંગે અપાયેલી ભેટો.

| | | |
|---|---|---|
| ૧ | શ્રીપાળ ... | ... ૧-૮-૦ |
| ૨ | શ્રાદ્ધવિધિ. ... | ... ૨-૦-૦ |
| ૩ | અર્હન્નીતિ. ... | ... ૧-૮-૦ |
| ૪ | શત્રુંજય માહાત્મ્ય | ... ૨-૦-૦ |
| ૫ | હરિવિક્રમ ચરિત્ર | ... ૧-૮-૦ |
| ૬ | સ્ત્રીનોસાથી ... | ... ૧-૮-૦ |
| ૭ | પ્રદ્યુમ્ન ચરિત્ર | ... ૧-૮-૦ |
| ૮ | ગિરનાર માહાત્મ્ય. | ... ૧-૮-૦ |
| ૯ | વ્યાખ્યાન સંગ્રહ | ... ૧-૮-૦ |
| ૧૦ | તીર્થયાત્રા વર્ણન | ... ૧-૮-૦ |
| ૧૧ | તીર્થયાત્રા દિગ્દર્શન. | ... ૦-૧-૦ |
| ૧૨ | દિલ્હી દરબાર | ... ૧-૦-૦ |
| ૧૩ | અહેવાલે કૉન્ફરન્સ. ૧-૨ | ૦-૬-૦ |
| ૧૪ | ,, ,, ૩ | ૦-૬-૦ |
| ૧૫. | ,, ,, ૪ | ૦-૬-૦ |
| ૧૬ | ,, ,, ૫ | ૦-૬-૦ |
| ૧૭ | ,, ,, ૬ | ૦-૬-૦ |
| ૧૮ | ,, ,, ૭ | ૦-૬-૦ |

મહાન્ હરિભદ્રસૂરિ વિરચિત

# ધર્મબિન્દુ.

મૂળ સંસ્કૃત ઉપરથી ભાષાન્તર કર્ત્તા,

**મણિલાલ નથુભાઈ દોશી. બી. એ.,**

આવૃત્તિ ૧ લી. સન ૧૯૧૨. પ્રતિ ૨૦૦૦.

છપાવી પ્રકટ કર્ત્તા,
જૈનપત્ર ઑફીસ તર્ફથી,
**ભગુભાઈ ફતેહચંદ કારભારી.**
હાથી બિલ્ડીંગ–મુંબાઈ.



મૂલ્ય રૂપિયા બે.

# રા. રા. ભગુભાઇ ફતેહચંદ કૃત પુસ્તકો

## વાર્તા.

| | |
|---|---|
| ૧ સંગ્રેડો જરવાસ. | ૦-૮-૦ |
| ૨ લંડન રાજ્ય રહસ્ય. | ૧-૮-૦ |
| ૩ લંડન રહસ્ય. | ૧-૪-૦ |
| ૪ કુમુદા. | ૦-૧૨-૦ |
| ૫ સદ્દગુણી સુશીલા. | ૦-૧૨-૦ |
| ૬ પંચબાલિકા. | ૦-૪-૦ |



## ધર્મ.

| | |
|---|---|
| ૭ સનાતન હિંદુ ધર્મ | ૦-૧-૦ |
| ૮ કર્મયોગ. | ૦-૧૦-૦ |
| ૯ રાજયોગ. | ૧-૪-૦ |
| ૧૦ પાતાંજલ યોગદર્શન. | ૦-૧૨-૦ |
| ૧૧ સ્વામિ વિવેકાનંદના પત્ર. | ૦-૬-૦ |
| ૧૨ ભક્તિયોગ. | ૦-૮-૦ |



## પ્રકીર્ણ.

| | |
|---|---|
| ૧૩ ટૉડ રાજસ્થાન. | ૧૦-૦-૦ |
| ૧૪ હિન્દજનનો બોમિયો. | ૦-૩-૦ |
| ૧૫ નળાખ્યાન. | ૦-૫-૦ |
| ૧૬ નસીબ અને ઉદ્યોગ. | ૦-૮-૦ |
| ૧૭ દિલ્હી દરબાર. | ૧-૦-૦ |



## ડિક્ષનરી.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮ ધસ્ટુડન્ટસ્ | ઈ. ગુ. | ડિક્ષનરી | ૩-૦-૦ |
| ૧૯ ,, | ગુ. અં. | ,, | ૩-૮-૦ |
| ૨૦ ધ સ્ટાર. | ઈ. ગુ. | ,, | ૦-૧૦-૦ |
| ૨૧ ,, | ગુ. અં. | ,, | ૧-૮-૦ |
| ૨૨ પ્રૉકેટ મો. | અં. ગુ. | ,, | ૧-૮-૦ |



## જૈન ધર્મ.

| | |
|---|---|
| ૨૩ Jain Philosophy | 1-8-0 |
| ૨૪ Jain Yoga | 3-6-0 |
| ૨૫ Doctrine of Karma | 0-8-0 |
| ૨૬ હરિ વિક્રમ ચરિત્ર. | ૧-૮-૦ |
| ૨૭ શ્રીપાળ. | ૧-૮-૦ |
| ૨૮ શત્રુંજય માહાત્મ્ય. | ૨-૦-૦ |
| ૨૯ તીર્થયાત્રા વર્ણન. | ૧-૦-૦ |
| ૩૦ વિવેક વિલાસ. ઇ. ઇ. | ૦-૧૨-૦ |
| ૩૧ રાજભાષા. | ૧-૪-૦ |

## છપાતાં.

| | |
|---|---|
| મુક્તાથી મુક્તિ ( સચિત્ર ). | ૨-૮-૦ |
| કામાચાર્ય કે પાપાચાર્ય. | ૧-૮-૦ |
| રંગમ્હોલની રાણીની કાવત્રા-ખોર કહાણી. | ૨-૦-૦ |
| સંખણી કે સતી. | ૧-૪-૦ |

જૈન ઑફીસ, પોસ્ટ નં. ૨-મુંબઈ.

# અર્પણપત્રિકા.

પરમસ્નેહી ભાઇશ્રી ચંદનમલ નાગોરી.

શાદીસાદરી.

ભાઈશ્રી,

પુના કૉન્ફરન્સ પછી આપ મા'રા પરિચયમાં આવી મા'રા પ્રત્યે જે પ્રેમ રાખો છો, તેમજ મા'રા જૈનપત્રના ઉત્કર્ષ માટે જે કાળજી રાખી વખતો વખત તે પત્રની સુધારણા માટે જે યોગ્ય સૂચના આપો છો તે ખાતર, તેમજ માળવા જેવા પ્રાંતમાં હોવા છતાં યત્ કીંચીત્ જે કેળવણી તમે લીધી છે તેનો લાભ તમો આપણા ભાઇઓ અને બ્હેનોને આપી માળવા દેશમાં જૈનસમાજ સુધારણા માટે જે પ્રયાસ કરો છો, તે વગેરેની એક ઇધાની દાખલ જૈનપત્ર માટે ખાસ તૈયાર કરેલું આ શ્રાવક અને સાધુ ધર્મની માહિતી આપતું **ધર્મબિન્દુ** નામનું પુસ્તક આપને અર્પણ કરી આનંદ માનુ છું.

જૈનપત્રની ઓફીસ.
મુંબઇ.
તા. ૭-૮-૧૯૧૨

હું છું
આપનો ઈ.
ભગુભાઇ ફતેહચંદ કારભારી.

# પ્રગટ કર્ત્તાના બે બોલ.

સત્ય સમજાવવાના બે રસ્તા છેઃ ખંડનપદ્ધતિ અને મંડનપદ્ધતિ. ખંડનપદ્ધતિ જ્યારે શ્રોતા પૈકીના ઓછી લાયકાતવાળા વર્ગને ચીડવનારી થઇ પડે છે, ત્યારે મંડનપદ્ધતિ કોઇને પણ ચીડવ્યા સિવાય જ્ઞાન આપે છે. તે નિયમ યાદ રાખીને શ્રાવકોને અને સાધુવર્ગને ખરૂં શિક્ષણ આપવાના ઉત્તમ હેતુથી મહાત્મા શ્રી હરિભદ્રસૂરિએ રચેલો "ધર્મબિન્દુ" નામનો ગ્રંથ આ જમાનામાં ઘણો જ ઉપયોગી છે, અને ખાસ કરીને હુમણાં જ્યારે જૈનવર્ગમાં કેટલાક સાધુઓ ધર્મના રક્ષણને નામે કલહમાં પડયા છે અને શ્રાવક અને સાધુવર્ગની તેમજ જૈન ધર્મની કીર્ત્તિના રક્ષણ અર્થે મારા 'જૈન' પત્રમાં કેટલીક ચર્ચા ચાલી રહી છે તેવે વખતે તો આ ગ્રંથના શુદ્ધ અને સરળ ભાષાન્તરની અત્યંત જરૂર જણાય છે. 'જૈન'માં પ્રગટ થતી ચર્ચા કેટલી વાજબી છે તે આ ગ્રંથના શાસ્ત્રજ્ઞ કર્ત્તાના શબ્દોજ બોલશે.

આવા અમૂલ્ય ગ્રંથના ભાષાન્તર કરનાર પણ વિદ્વાન અને જૈન ધર્મના મૂળ સ્વરૂપના જાણકાર હોય તો જ ભાષાન્તર સારૂં થઇ શકે. અગાઉ બે બ્રાહ્મણ ગૃહસ્થો પાસે ભાષાંતર કરાવી જૈન ભાઇઓએ તે પ્રગટ કર્યા હતા; તે ભાષાંતર કરતાં આજે વાંચનારના કરકમળમાં મુકાતું આ ભાષાંતર કેટલું ચ્હડીઆતું છે તે વિચારવાનું કામ વાચકવર્ગનું પોતાનું છે. હું માત્ર એટલું જ કહીને સંતોષ માનીશ કે આ ભાષાન્તરકાર મ્હારા મિત્ર રા. મણિલાલ એક જૈન વિદ્વાન છે અને આ કામ તેમણે માત્ર Labour of love પ્રેમ-સેવા તરીકે કરીને જૈન કોમની સેવા બજાવી છે. હું પોતે જે પુસ્તક પ્રગટ કરૂં છું, તેના સંબંધમાં એથી વધારે લખવું ઉચિત ગણાય નહિ.

શ્રાવક બન્ધુઓ અને સાધુવર્યો આપણા આ મહાન્ પૂર્વાચાર્યના ફરમાનો મુજબ વર્તવા લાગશે તો પોતાને તેમજ સકળ સંઘને તેથી ઘણો લાભ થશે, અને સંઘમાં આજકાલ ધર્મ નિમિત્ત જે કજીઆ ચાલી જૈન ધર્મની હેલણા તેનાજ રક્ષકોના હાથે થાય છે તે થતી અટકી જૈન ધર્મ માટે જાહેરમાં ઉચ્ચ મત બંધાવા પામશે.

જૈનપત્રની ઑફીસ-મુંબઈ. } ભગુભાઈ ફતેહચંદ કારભારી.
તા. ૭—૮—૧૯૧૨. } એડીટર 'જૈન'.

# ભાષાંતરકારની પ્રસ્તાવના.

શ્રી હરિભદ્ર સૂરિકૃત ધર્મબિન્દુ ગ્રન્થ મૂળ ટીકા તથા ભાષાંતર સાથે શ્રી શાન્તિસાગરજી તરફથી પ્રથમ પ્રકટ કરવામાં આવ્યો હતો. તે ગ્રન્થ જ્યારે મારા જોવામાં આવ્યો, ત્યારે પ્રતિપાદન શૈલિએ લખાયેલો તે લાગ્યો અને આ કારણથીજ તે ગ્રન્થ વિશેષ વાંચવા તરફ મારી રૂચિ થઈ.

શ્રી શાન્તિસાગરજી તરફથી પ્રસિદ્ધ થયેલ ગ્રન્થમાં મૂળ તથા ટીકાનું ભાષાંતર જૂની ઢબ પ્રમાણે કરવામાં આવેલું છે; તેથી હાલના જમાનાના લોકો જેઓને સંસ્કારી ભાષા વાપરવાની તથા વાંચવાની ટેવ પડેલી છે, તેઓ આવા ગ્રન્થોનો લાભ મોટે ભાગે લેઈ શક્તા નથી. માટે તેવા મારા અન્ય બાંધવો પણ આ પુસ્તકનો લાભ લેઈ શકે તે હેતુથી આ ગ્રન્થનું ફરીથી ભાષાંતર કરવાની મારી પ્રવૃત્તિ થઈ.

ટીકાનો શબ્દે શબ્દ લેઇ તેનું ભાષાંતર કરવું એ મને ઠીક લાગ્યું નહિ. કારણકે તેમ કરવા જતાં વાક્યરચના ક્લિષ્ટ બને છે, અને ભાવાર્થ જેવા રૂપમાં રજુ કરવો હોય તેમ કરી શકાતો નથી. આ હેતુથી આ ભાષાંતરમાં મેં જૂદીજ પદ્ધતિ અંગીકાર કરી છે. મૂળ સૂત્રનો આશય મારી બુદ્ધિ અનુસાર વિચારી, ટીકા લખનાર મુનિશ્રી મુનિચંદ્ર મહારાજની ટીકા ધ્યાનમાં લેઈ, મોટે ભાગે તે ટીકાને અનુસારે મેં વિવેચન કર્યું છે. કોઈ સ્થળે જ્યાં ફક્ત એકજ લીટીની ટીકા હોય ત્યાં મને યોગ્ય લાગવાથી બબે પાનાનું વિવેચન મેં કર્યું છે, તથા કેટલેક સ્થળે ટીકાને ટુંકામાં સમાવી છે. જેટલું ટીકા લખનાર મુનિશ્રીએ જણાવ્યું છે તે સર્વે મોટે ભાગે આ વિવેચનમાં આવી જાય છે, પણ તે ઉપરાંત બીજા ઘણા મુદ્દાઓ ચર્ચવામાં આવ્યા છે, જેથી વાચકવર્ગને આ ગ્રન્થ ઘણી સરલતાથી સમજાય. દરેક બાબતને સ્પષ્ટ અને સમજાય તેવા રૂપમાં લખવાને અન્ય જૈન ગ્રન્થોનો તેમજ બીજા પણ કેટલાક [illegible]નો આધાર લેવામાં આવ્યો છે અને તે તે સ્થળે તે નિ[illegible] આવ્યું છે. મૂળ ગ્રન્થ:

આશય સ્પષ્ટ રીતે વાચક વર્ગ જાણી શકે તે માટે જે જે દાખલા, દલીલો, ઉપમાઓ વગેરે મારી શક્તિ અનુસાર મને જડી આવ્યું, તે આ ગ્રન્થમાં દાખલ કરવામાં આવ્યું છે.

વિવેચન તૈયાર થયા પછી તરતજ પ્રથમ મેં શ્રીમન્ બુદ્ધિસાગરજી મહારાજને વાંચવા તથા તેમાં જે કાંઇ દોષ યા ભૂલ રહી ગઈ હોય તે જણાવવા વિનંતી કરી હતી, અને તેમણે પણ આખું વિવેચન વાંચી જે જે સૂચનાઓ કરી હતી, તદનુસાર તેમાં યોગ્ય ફેરફાર કરવામાં આવ્યો હતો. પ્રથમના બે અધ્યાય પન્યાસશ્રી કેસરવિજયજીએ તપાસી કરેલી સૂચનાઓનો પણ અમલ કરવામાં આવ્યો છે. આ પ્રમાણે મને સાહાય્ય આપવા માટે ઉક્ત બન્ને મુનિશ્રીઓનો હું અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

શાસ્ત્રનું રહસ્ય ઉંડું છે, અને મનુષ્યની મતિ અલ્પ છે તેથી મારી અલ્પ બુદ્ધિ અનુસાર મેં આ મહાન્ ગ્રન્થનું જે વિવેચન કર્યું છે, તેમાં ભૂલ થવાનો સંભવ છે, એ હું સારી રીતે સમજું છું, અને તેટલા માટે પવિત્ર મુનિ મહારાજાઓને તેમજ વિદ્વાન્ જૈનબંધુઓને સવિનય વિનંતિ કરૂં છું કે આ વિવેચનમાં જો કાંઇ પણ દોષ યા ભૂલ જણાય તો તે મિત્રભાવે જણાવશો કે જેથી બીજી આવૃત્તિમાં યોગ્ય ફેરફાર થઈ શકે, અને એવી ભૂલ ફરીથી થવાનો સંભવ ન રહે.

**ભાષાંતર કર્ત્તા.**



# ગ્રન્થમાં આવેલા વિષય સંબંધી બે બોલ.

શ્રીમદ્ હરિભદ્રસૂરિએ રચેલા ગ્રન્થોમાં ઘણી વિખ્યાતિ પામેલો આ ધર્મબિન્દુ ગ્રન્થ છે. આ ગ્રન્થ વિશેષ લોકપ્રિય થવાનું ખાસ કારણ એ છે કે એમાં શ્રાવક તથા સાધુ બન્ને વર્ગનાં કર્તવ્યોનું યથાર્થ નિરૂપણ કરવામાં આવ્યું છે. આ ગ્રન્થના આઠ પ્રકરણ પાડવામાં આવ્યા છે, તેમાંના પ્રથમના ત્રણ પ્રકરણમાં શ્રાવક સંબંધી વૃત્તાન્ત છે, અને છેવટના પાંચ પ્રકરણમાં સાધુઓનાં કર્તવ્ય અને છેવટે તીર્થંકર પદ પ્રાપ્તિ સુધીના ઉપાયો સૂચવેલ છે.

આ ગ્રન્થમાં દરેક વસ્તુ તેના ક્રમમાં ગોઠવવામાં આવી છે, તેથી પ્રથમથી તે છેવટ સુધી મનુષ્યે કેમ વર્તવું તે પદ્ધતિસર બતાવવામાં આવ્યું છે, અને એક પછી બીજું સૂત્ર અમુક નિયમાનુસાર આવેલું છે, તેથી તે સ્વાભાવિક લાગે છે, અને વાંચનારને વિષયની ખુબી તરત સમજાઈ જાય છે.

આ ગ્રન્થ ઉપદેશક ગ્રન્થ છે, એટલે કે તેમાં લખેલી સૂચનાઓ કેવળ વાંચીને બેસી રહેવાનું નથી, પણ તે સૂચનાઓ પ્રમાણે વર્તવામાં આવે તો મનુષ્ય ઐહિક તેમજ પારમાર્થિક લાભ ઘણીજ સુગમતાથી મેળવી શકે. દરેક ઉપદેશ વાક્યનું ફળ પણ સાથેજ બતાવવામાં આવ્યું છે; અર્થાત્ તમે આ પ્રમાણે વર્તશો તો તમને અવશ્ય આ પ્રમાણે ફળ મળશે.

આ ગ્રન્થમાં નાનાં નાનાં વાક્યો-સૂત્રો આપેલાં છે, અને તે ઉપર શ્રી મુનિચંદ્રસૂરિએ ટીકા લખેલી છે. સૂત્રોની ભાષા પણ એવી સ્પષ્ટ છે કે જો કોઇ મનુષ્ય તેના ઉપર શાન્ત ચિત્તથી મનન કરે તો તે સૂત્રોનું રહસ્ય આપોઆપ સમજાઇ જાય. પ્રથમ વિવેચન વાંચ્યા પહેલાં જો સૂત્રનો અર્થ વિચારી તેપર મનન કરવામાં આવે તો પોતાના બુદ્ધિબળ પ્રમા[illegible] ક્ષયોપશમ પ્રમાણે-ઘણો પ્રકાશ રીતે મનન [illegible] વેચન વાંચવું, અને પોતે વિચા- અને વિ[illegible] મ્ય છે, અથવા કેટલું અંતર

અને વિવેચનમાં વિશેષ શું આપેલું છે, તે સમજવા પ્રયત્ન કરવો; આ રીતે જો આ ગ્રન્થ વાંચવામાં આવે તો ઘણા થોડા સમયમાં તે મનુષ્યની વિચાર કરવાની શક્તિ સારી રીતે ખીલશે, અને ગ્રન્થનું સ્વરૂપ પણ યથાર્થ સમજવામાં આવે. અને આવી રીતે સમજપૂર્વક મેળવેલું જ્ઞાન કાર્યરૂપે પરિણમે, અર્થાત્ તે વાંચીને તે પ્રમાણે વર્તન થાય. જો આમ થાય તો પછી આ પુસ્તકના ઉપકારની કેટલી મહત્વતા!

આટલું ઉપોદ્દ્ઘાતરૂપે જણાવી હવે આ ગ્રન્થના આઠ પ્રકરણમાં શી શી બાબતો આવેલી છે, તેનું ટુંક સ્વરૂપ અત્રે આપવા ઇચ્છા છે. પ્રથમ પ્રકરણનું નામ ગૃહસ્થ ધર્મ વિધિ છે. આ પ્રકરણનો પ્રારંભ ધર્મની વ્યાખ્યા આપીને કરવામાં આવ્યો છે. મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ આ ચાર ભાવના સહિત જે સદનુષ્ઠાન કરવામાં આવે તે ધર્મ છે. ચાર ભાવનાઓ એ ધર્મના બીજ રૂપે છે. જેનામાં આ ચાર ભાવનાઓ નથી, તે ખરી રીતે ધર્મની પ્રાપ્તિ વાસ્તે અનધિકારી છે, એમ કહીએ તો તેમાં કાંઇ ખોટું નથી. તે પછી ધર્મના બે વિભાગ પાડવામાં આવ્યા છે, ગૃહસ્થ ધર્મ અને યતિ ધર્મ. ગૃહસ્થ ધર્મના પણ બે વિભાગ પાડવામાં આવ્યા છે, (૧) સામાન્ય ગૃહસ્થ ધર્મ અને (૨) વિશેષ ગૃહસ્થ ધર્મ. આ વિભાગમાંથી આ પ્રથમ પ્રકરણમાં સામાન્ય ગૃહસ્થ ધર્મનું વર્ણન કરવામાં આવ્યું છે. શ્રાવકે ન્યાયથીજ ધન પેદા કરવું એ સંબંધમાં ઘણી સારી દલીલોથી વિષયને બહુ સારી રીતે પ્રતિપાદન કરવામાં આવ્યો છે. તે પછી લગ્ન સંબંધ કેવા કુટુંબ જોડે બાંધવો, અને સ્ત્રીઓ પોતાનો ધર્મ કેવી રીતે પાળે તેને વાસ્તે ચાર સાધનો બતાવવામાં આવ્યાં છે. ગૃહસ્થે અંતરંગ છ શત્રુઓનો વિનાશ કરવા મથવું જોઇએ. તે છ અંતરંગ શત્રુઓનું વર્ણન અને તેમને જીતવાના ઉપાયો સંબંધી પુષ્કળ લખવામાં આવ્યું છે. કેવા ઘરમાં રહેવું, ભોજન કેમ કરવું, શરીર કેમ સાચવવું, ઉચિત પહેરવેશ રાખવો, શક્તિના પ્રમાણમાં વ્યય કરવો, કોઇને ઉદ્વેગ થાય તેવી પ્રવૃત્તિ કરવી નહિ, પોતાના હાથ નીચેના મનુષ્યોનું પાલનપોષણ કરવું, માતપિતાની ભક્તિ કરવી; આ રીતે ૩૫ માર્ગાનુસારીના–અર્થાત્ જૈન માર્ગને અનુસરવા, અધિકારી બનાવ-

નારા—ગુણોનું વર્ણન આપી, દરરોજ ધર્મ શ્રવણ કરવાની આવશ્યકતા બતાવી, આ પ્રકરણ સમાપ્ત કરવામાં આવ્યું છે.

બીજા પ્રકરણનું નામ દેશનાવિધિ છે, અને તેના પ્રારંભમાં ઉપદેશકમાં કયા ગુણોની આવશ્યકતા છે, અને ઉપદેશકે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ વિચારી કેવા અધિકારી પાસે કેવી રીતે બોધ આપવો તેનું ઘણું સુંદર અને બોધક વર્ણન કર્યું છે. જે બાબતનો પોતે ઉપદેશ આપતો હોય તે ગુણ તો ઉપદેશકમાં હોવોજ જોઈએ, અર્થાત્ ઉપદેશ પ્રમાણે વર્તન હોવું જોઈએ એ સંબંધમાં બહુ ભાર મૂકવામાં આવ્યો છે. પ્રસંગોપાત જ્ઞાનાચાર, દર્શનાચાર, વીર્યાચાર અને ચારિત્રાચારનું વર્ણન કરેલું છે; તે પછી પુણ્યના ફળ રૂપે દેવની સમૃદ્ધિ, શુદ્ધ કુળમાં જન્મ, સર્વે બાબતની અનુકૂળ સામગ્રી, તથા પાપના ફળરૂપે નરકનાં દુઃખ, ખરાબ કુળમાં જન્મ વગેરે દુઃખની પરંપરા ઉપદેશકે જણાવવી. પ્રસંગે પ્રસંગે જ્ઞાનની પ્રશંસા કરવી, પુરૂષાર્થનું માહાત્મ્ય બતાવવું. આ પ્રમાણે પ્રથમ ધર્મના સામાન્ય તત્ત્વોનું નિરૂપણ કરવું. અને જ્યારે કોઈ પણ જીજ્ઞાસુની વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય, ત્યારે સિદ્ધાંતની વાત તેના આગળ કહેવી. તે પછી સુવર્ણની ત્રણ કસોટીઓ કષ, છેદ અને તાપ ધર્મને કેમ લગાડી શકાય તે બતાવી આત્માને કેવળ નિત્ય માનવામાં તેમજ કેવળ અનિત્ય માનવામાં શાં શાં દૂષણો આવે છે, એ જણાવી સ્યાદ્વાદ શૈલી પ્રમાણે આત્મા નિત્યાનિત્ય છે, એમ સિદ્ધ કરવામાં આવ્યું છે. તે પછી બાર ભાવનાઓનું વર્ણન કરેલું છે, અને ભાવનાઓ રાગદ્વેષનો ક્ષય કરવામાં મુખ્યત્વે કારણભૂત છે, એમ જણાવવામાં આવ્યું છે. આ ગ્રન્થમાં આપેલું બાર ભાવનાઓનું સ્વરૂપ પ્રતિદિન મનન કરવા યોગ્ય છે.

ત્રીજું પ્રકરણ ગૃહસ્થના વિશેષ ધર્મને લગતું છે. જ્યારે મનુષ્ય ઉપર પ્રમાણે ધર્મનું સ્વરૂપ સમજી વૈરાગ્ય આવવાથી કાંઈક વ્રત લેવાની રૂચિવાળો થાય ત્યારે કેવી રીતે તેને વ્રત આપવાં તે બતાવી બાર વ્રતનું સ્વરૂપ કહેવામાં આવ્યું છે. પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત

અને ચાર શિક્ષાવ્રત, એ રીતે બાર વ્રતનું વર્ણન કરી દરેક વ્રતને લગતા પાંચ પાંચ અતિચારોનું કથન કરી, તે અતિચારો સાગવાપૂર્વક શ્રાવકે બાર વ્રત કેવી રીતે પાળવાં તે આ પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે. અતિચાર ન લાગે તે માટે કેવી ભાવના રાખવી, અને ગૃહસ્થનો વિશેષ ધર્મ જાણવાવાળાનાં સામાન્ય કામો પણ કેવાં પ્રકારનાં હોય, તથા તેની દિનચર્યા કેવી હોય તે બધું વર્ણવવામાં આવ્યું છે. છેવટમાં મૈત્રી વગેરે ચાર ભાવનાનું સ્વરૂપ બહુ વિચારવા યોગ્ય છે.

ચોથા પ્રકરણમાં વિશેષ ગૃહસ્થ ધર્મ પાળી દીક્ષા લેવાને આવનાર શિષ્યમાં કયા સોળ ગુણો જોઈએ તથા તેને દીક્ષા આપનાર ગુરૂમાં કયા પંદર ગુણો જોઈએ, તે બાબતમાં શાસ્ત્રકારે ખુલ્લી રીતે પોતાના વિચારો દર્શાવ્યા છે. તે વિચારોનું અનુકરણ કરવામાં આવે તો ક્લેશ કંકાસનાં કારણો ઓછાં ઉદ્ભવે, માટે એ વિષય જૈન કોમના ભાવી હિતને ખાતર ખુબ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. આ સંબંધમાં જુદા જુદા આચાર્યોના અભિપ્રાય આપી ગ્રન્થકાર પોતાનો અભિપ્રાય સ્પષ્ટ શબ્દોમાં આપે છે. દીક્ષા લેવા આવનારે માતપિતાની તથા વડીલોની અનુમતિ લેવી જોઈએ. દીક્ષા સર્વ જનને હિતકારી છે, તેથી જે દીક્ષા માતપિતાને ઉદ્વેગ કરનારી હોય તે ન્યાયયુક્ત ગણાય નહિ, એવું શ્રી હરિભદ્રસૂરિએ અષ્ટકજીમાં માતૃપિતૃ ભક્તિમાં લખેલું છે, તે પણ આ સ્થળે સ્મરણ રાખવા યોગ્ય છે. દીક્ષા આપતી વખતે મુહૂર્ત વગેરે તપાસવું. ત્યાર પછી નવદીક્ષિતે કેમ વર્તવું તે બતાવવામાં આવ્યું છે. અને આ પ્રમાણે જે શાસ્ત્રાધારે નથી વર્તતો તે યતિ પણ ન કહેવાય તેમ ગૃહસ્થ પણ ન કહેવાય એમ જણાવી આ પ્રકરણ સમાપ્ત કરવામાં આવ્યું છે.

યતિપણું એ તરવારની ધારપર ચાલવા જેવો દુષ્કર માર્ગ છે, છતાં જો મનુષ્યે સંસારનું સ્વરૂપ યથાર્થ જાણ્યું હોય, તેનાપર વૈરાગ્ય આવ્યો હોય અને મોક્ષ તરફ ખરી ભક્તિ જાગૃત થઈ હોય તો તો યતિધર્મ યથાર્થ પાળી શકાય. આ પ્રમાણે જણાવી યતિ વ્રતના સાપેક્ષ અને નિરપેક્ષ એમ બે વિભાગ પાડવામાં આવ્યા છે. તે પછી સાપેક્ષ

યતિધર્મમાં યતિએ કેવી રીતે ભિક્ષા ગ્રહણ કરવી, કોઇને પણ ઉદ્વેગ ન થાય તેમ કેવી રીતે પ્રવર્તવું, તથા વિકથાનો ત્યાગ કરવો વગેરે બાબતોનું વર્ણન કરવામાં આવ્યું છે. તે પછી દીક્ષા લેવાને કેટલી જાતના પુરૂષો, કેટલી જાતની સ્ત્રીઓ, અને કેટલી જાતના નપુંસકો અયોગ્ય છે, તેનું લંબાણથી વર્ણન કરેલું છે. તે પછી યતિએ બ્રહ્મચર્યની નવવાડોનું રક્ષણ કરી શીલવ્રતને અતિ શુદ્ધ રીતે પાળવું જોઇએ એ ઉપર અતિશય ભાર મૂકવામાં આવ્યો છે. તે પછી સંલેખનાનું સ્વરૂપ પણ આપવામાં આવ્યું છે અને છેવટે નિરપેક્ષ યતિ ધર્મનું સ્વરૂપ કહેવામાં આવ્યું છે. આ રીતે પાંચમું પ્રકરણ સમાપ્ત થાય છે.

છઠ્ઠા પ્રકરણનો પ્રારંભ સાપેક્ષ યતિધર્મ તથા નિરપેક્ષ યતિધર્મ પાળવાને કેવા કેવા ગુણવાળા પુરૂષો લાયક છે, તે સંબંધમાં બહુ સારી રીતે સમજાવેલું છે, અને શાસનની સ્થિરતાને માટે તથા લોકોને જ્ઞાન મળતું રહે તે માટે સાપેક્ષ યતિધર્મની વિશેષ આવશ્યકતા બતાવવામાં આવી છે. અને અમુક પુરૂષો જેઓ વિશેષ ઉપકાર કરવાને સમર્થ હોય તેમને વાસ્તે તો નિરપેક્ષ યતિધર્મ પાળવાનો નિષેધ પણ કરવામાં આવ્યો છે. તે પછી ભાવના એજ મોક્ષનું પરમ કારણ છે, તે સંબંધમાં વિસ્તારથી લખવામાં આવ્યું છે. દ્રવ્ય અને ભાવથી ભગવંત ભક્તિ કરવા સંબંધી ઉલ્લેખ છે. અમુક કામ કરવાને માટે આપણે ઉત્સુક હોઇએ, તે ઉપરથી તે કામ કરવાનો તે પ્રવૃત્તિ કાળ છે, એમ માની શકાય નહિ. તે સંબંધમાં પણ કેટલુંક વિવેચન કરી જેમ ઉચિત લાગે તેમ પ્રવર્તવું, એવો નિર્ણય કરવામાં આવ્યો છે. ચારિત્ર લીધા પછી ભાવ સ્થિર રહે માટે સાધુએ શું શું ભાવના ભાવવી તથા કેમ વર્તવું તે બતાવી આ પ્રકરણ સમાપ્ત કરવામાં આવ્યું છે.

ધર્મનું ફળ બીજા પ્રકરણમાં કાંઇક કહેવામાં આવ્યું હતું, પણ આ સાતમા પ્રકરણમાં તે વિસ્તારથી કહેવામાં આવ્યું છે. ધર્મના ફળના બે ભેદ છે, એક અનંતર ફળ અને બીજું પરંપરા ફળ છે. તરત મળે તે અનંતર ફળ કહેવાય છે, અને એક ફળ બીજા ઉત્કૃષ્ટ ફળનું કારણ થાય તે વળી ત્રીજાનું થાય તે પરંપરા ફળ છે. આ

પ્રમાણે વ્યાખ્યા આપી ધર્મથી મનુષ્ય આગળ ને આગળ કેવા સંજો-ગોમાં વધતો જાય છે, તેનું લંબાણથી વર્ણન આપવામાં આવ્યું છે. શુભ પરિણામ એજ મોક્ષનું ઉત્તમોત્તમ કારણ છે, એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે, અને છેવટમાં એટલે સુધી કહેવામાં આવ્યું છે કે આ જગતમાં જે કાંઇ શુભ મળે છે તે સર્વ ધર્મના પ્રભાવે મળે છે, માટે આ મનુષ્યભવ જેવો ઉત્તમ ભવ મેળવી મનુષ્યે ધર્મ સાધવો એજ આ પ્રકરણનો સાર છે.

આઠમું-છેલ્લું પ્રકરણ ગયા અધ્યાયમાં જણાવેલા વિષયનેજ વધારે સમર્થન કરતાં જણાવે છે કે જગતને હિતકારી તીર્થંકર પદને પણ ધર્માભ્યાસથી મનુષ્ય મેળવી શકે છે, તો બીજી સામાન્ય વસ્તુઓના લાભની તો વાતજ શી કહેવી? તીર્થંકરનું માહાત્મ્ય આ પ્રકરણમાં સારી રીતે વર્ણવવામાં આવ્યું છે, અને મનુષ્યને મોક્ષ મેળવવામાં વિઘ્નરૂપ થતા રાગ, દ્વેષ અને મોહ એ ત્રણ શત્રુઓનું વર્ણન કરી, તેમને જીતવાના ઉપાયો દર્શાવવામાં આવ્યા છે.

તે પછી મુક્ત જીવોની કેવી સ્થિતિ થાય છે, અને તેમને પર-માનંદ શાથી પ્રાપ્ત થાય છે, અને શુદ્ધ ધ્યાનથી જીવ કેવી રીતે ઉંચે ચડે છે, તે વિગેરે દર્શાવી, આ પ્રસ્તુત ગ્રન્થની સમાપ્તિ કર-વામાં આવી છે.

આ ગ્રન્થ પ્રતિપાદન શૈલીથી લખાયેલો હોવાથી અને વિશાળ હૃદયથી તેના મૂળકર્તા શ્રી હરિભદ્રસૂરિએ રચેલો હોવાથી તથા ઉપર જણાવ્યા પ્રમાણે માર્ગાનુસારિપણાથી આરંભીને તીર્થંકરપદની પ્રાપ્તિ સુધીના ઉપાયો ક્રમસર બતાવવામાં આવેલા હોવાથી આશા રાખવામાં આવે છે કે આ ગ્રન્થ ઘણાક આત્માઓને તેમના આત્મકલ્યાણના માર્ગમાં સહાયભૂત થશે. એ આશા ફળીભૂત થાઓ એવી અંતઃકરણથી પ્રાર્થના કરી આ ગ્રન્થવિવેચનનું કામ સમાપ્ત કરવામાં આવે છે.

રતનપોળ-અમદાવાદ,
તા. ૨૨-૭-૧૯૧૨.

દોશી મણીલાલ નથુભાઇ.

# આ ગ્રન્થના કર્ત્તા શ્રીમદ્ હરિભદ્રસૂરિનું ટુંક જીવન ચરિત્ર.

હિંદુસ્તાનમાં ભુતકાળમાં ચરિત્ર લખવાનો પ્રચાર પ્રાયઃ નહતો. આ કારણને લીધે આપણને પૂર્વકાળના મહાપુરૂષોનાં ચરિત્ર સંબંધી બહુ જાણવાનું-વિચારવાનું મળી આવતું નથી. તેમના અનેક ગ્રન્થો વિદ્યમાન હોય છે, પણ ગ્રન્થકર્ત્તાની જન્મભૂમિ, કાળ, તેમના માતપિતા વગેરે સંબંધી આપણને ભાગ્યેજ જૂજ ખબર મળે છે, તેથી તે બાબતોમાં આપણે અજ્ઞાનતામાં સંતોષ માનવો પડે છે. આ ખરેખર ખેદની વાત છે.

આ સામાન્ય હકીકત આપણા ચરિત્રનાયક શ્રી હરિભદ્રસૂરિના સંબંધમાં પણ મોટે ભાગે ખરી પડી છે, એ કમભાગ્યની વાત છે. છતાં એમના સંબંધમાં જે કાંઈ હકીકત મળી આવી છે, તેને આધારે તેમનું ટુંક જીવન ચરિત્ર લખવા પ્રયાસ કર્યો છે. આ સંબંધમાં જેઓ વિશેષ જાણતા હોય તેઓ લખી જણાવવા કૃપા કરશે તો બીજી આવૃત્તિ વખતે આ ચરિત્રમાં યોગ્ય વધારો કરવામાં આવશે.

તે ચિતોડના રાજા જિતારીના પુરોહિત બ્રાહ્મણ હતા. અને વિક્રમ સંવત છઠ્ઠા સૈકામાં વિદ્યમાન હતા; અને સંવત્ ૫૮૫ કે ૫૭૫ માં સ્વર્ગવાસ પામ્યા. તે સર્વ લૌકિક વિદ્યાના જાણકાર અને સત્યશોધક વૃત્તિવાળા હતા. તેઓ ઘણા પ્રકારની વિદ્યામાં નિપુણ હોવાથી સ્વાભાવિક રીતે ગર્વ તેમનામાં વાસ કર્યો હતો. મને જીતવાને કોણ સમર્થ છે? આવી ભાવના તેમના મનમાં વ્યાપી રહી હતી. આ અભિમાન વૃત્તિને લીધે તેમણે એવી પ્રતિજ્ઞા કરી કે "જે કોઇ કાંઇ બોલે અને તેનો અભિપ્રાય હું ન જાણી જાણું તો મારે તેના શિષ્ય થઇ રહેવું." આ વૃત્તિથી તેઓ પોતે સર્વ વિદ્યાના પારગામી હોય એમ માની વર્તતા હતા. બધા પ્રકારના મદને તોડવાનું સાધન જ્ઞાન છે, પણ જો કોઇને જ્ઞાનનો મદ થાય, જો વાડજ ચીભડાં

ચોરે, જો માતાજ બાળકને ઝેર આપે તો પછી ઉપાય શો ? જ્ઞાનના મદને નાશ કરવાનો એકજ ઉપાય છે અને તે ગુરૂકૃપા છે. જેમ ગૌતમ સ્વામીનું અભિમાન તોડવામાં શ્રી વીરપ્રભુ કારણભૂત થયા, તેમ આ હરિભદ્ર નામના વિપ્રનું માન તોડવામાં એક સાધ્વી ઉપકારી નીવડયાં.

એક સમયે હરિભદ્રવિપ્ર કોઈ ઉપાશ્રય સમીપ થઈને જતા હતા. ત્યાં યાકિની મહત્તરા નામે પવિત્ર સાધ્વીને નીચેની ગાથા ઉચ્ચારતાં સાંભળ્યાં.

चक्कीदुगं हरि पणगं। पणगं चक्कीण केसवो चक्की

केसवचक्की केसव। दुचक्की केसी अ चक्की अ।१॥

અર્થ—બે ચક્રવર્તી, થયા પછી પાંચ વાસુદેવ થયા, પછી પાંચ ચક્રવર્તી, પછી એક વાસુદેવ, પછી એક ચક્રવર્તી, પછી એક વાસુદેવ, પછી એક ચક્રવર્તી, પછી એક વાસુદેવ, પછી બે ચક્રવર્તી, પછી એક વાસુદેવ અને છેવટે એક ચક્રવર્તી એમ આ અવસર્પિણી કાળમાં આ ભરતક્ષેત્રમાં કાળક્રમે બાર ચક્રવર્તી અને નવ (કેસવ) વાસુદેવ થયા. આવો અર્થ એ ગાથાનો હતો, પણ હરિભદ્રવિપ્રને એ અર્થ ન બેઠો, તેથી અભિમાનમાં આવી જઈ તેમણે સાધ્વીને પૂછ્યું કે "રે સાધ્વી! આ શું ચકચક કરી રહી છે?" સમયના જાણકાર એવાં તે યાકિની નામના સાધ્વીએ પ્રત્યુત્તર આપ્યો કે "नवलिप्तं चिकचिकायते" નવું લીપેલું ચકચકે તેમજ તું નવો નિશાળીઓ છે, તેથી આ મારૂં બોલવું તને ચકચક રૂપ લાગે છે, આમ દ્વિઅર્થી જવાબ આપીને હરિભદ્રજીને ઓલંભો આપ્યો. કાંઇ નવીન વસ્તુ આપણે સમજતા નથી ત્યારે આપણે બીજાનો ઉપહાસ કરીએ છીએ, પણ તે સમજતાં આપણને આપણા અજ્ઞાનનું ઉપહાસ્ય થાય છે, તેમજ પસ્તાવો પણ થાય છે. ગાથાનો અર્થ સમજતાં હરિભદ્રજીએ યાકિની મહત્તરાના શિષ્ય થવા પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે કહ્યું. યાકિની મહત્તરા સાધ્વીએ કહ્યું "પુરૂષને શિષ્ય કરવાનો અમને-સાધ્વીઓને અધિકાર નથી, અમારા ધર્માચાર્ય શ્રી જીનભદ્રાચાર્ય અત્રે છે, તેમની પાસેથી અમારા યતિધર્મની દીક્ષા ગ્રહણ

કરો." હરિભદ્રે કહ્યું. "આર્યે તમેજ મારા ગુરૂ છો," તથાપિ શ્રી યાકિની મહત્તરાના બહુ કહેવાથી હરિભદ્રજી શ્રી જીનભદ્રાચાર્ય પાસે દીક્ષિત થયા.

પરમ સાધ્વી શ્રી યાકિની મહત્તરા હરિભદ્રને દીક્ષા અર્થે શ્રી જીનભદ્રાચાર્ય પાસે લેઇ ગયા, તે અગાઉ તેમને જિનમંદિરે તેડી ગયા હતા. ત્યાં શ્રી પવિત્ર જીનમુદ્રાનું દર્શન કરતાં હરિભદ્રસુરિના મુખમાંથી નીચેના ઉદ્‌ગારો નીકળ્યા હતા.

वपुरेव तवाचष्टे भगवन् वीतरागताम् ॥
न हि कोटरे संस्थेऽग्नौ तरुर्भवति शाद्वलः ॥ १ ॥

"હે ભગવન્! આપનું શરીરજ આપનો વીતરાગ ભાવ પ્રદર્શિત કરે છે. કારણ કે જો વૃક્ષના કોટરમાં અગ્નિ હોય તો તે વૃક્ષ કેમ નવપલ્લવિત થઇ શકે?" એ વગેરે શ્લોકોથી સ્તુતિ કર્યા બાદ યાકિની મહત્તરા તેમને શ્રી જિનભદ્રાચાર્યે પાસે લેઇ ગયા; જેમણે હરિભદ્રને જૈનધર્મની દીક્ષા આપી, ત્યારથી તે જૈનગ્રન્થોમાં 'યાકિનીમહત્તરાસુનુ' અથવા તે યાકિની સાધ્વીના પુત્ર એ નામે પ્રસિદ્ધ છે. પોતે લખેલી શ્રી આવસ્યક નિર્યુક્તિની બાવીશ હજાર શ્લોકની ટીકામાં આ પ્રસંગને યાદ કરીને 'चक्कीदुगं' એ શ્લોક ઉપર સવિસ્તર વર્ણન કર્યું છે, જે આનંદ અને બોધ સાથે વાંચવા યોગ્ય છે. શ્રી હરિભદ્રસૂરિએ રચેલ 'પડ્‌દર્શન સમુચ્ચય'ની ટીકાના લખનાર શ્રી ગુણરત્નસૂરિ મંગલાચરણમાં હરિભદ્રસૂરિને ઓળખાવતાં લખે છે કેઃ—

याकिनीमहत्तरावचनाववोधलब्धवोधिवंधुर ॥

શ્રી યાકિની મહત્તરાના વચનાવબોધથી જેમને બોધિબીજ–સમ્યક્ત્વ પ્રાપ્ત થયું છે એવા શ્રી હરિભદ્રસૂરિએ 'પડ્‌દર્શન સમુચ્ચય' નામનો ગ્રંથ લખ્યો છે.

યતિ ધર્મનો અધિકાર આપ્યા પછી ગુરૂએ એમને યોગ્યતા જોઇ સૂરિપદ પણ આપ્યું. વિદ્યાશાળીને સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થતાં પ્રથમ મેળવેલું સર્વજ્ઞાન સમ્યગ્જ્ઞાનરૂપે પરિણામ પામ્યું. દેવાધિષ્ઠિત કેટલાક

મોકલાવ્યું. હંસ વચ્ચમાંજ મરાયો. પરમહંસ ચિતોડ પહોંચીને ગુરૂ સમક્ષ સર્વ હકીકત નિવેદન કરતાં હૃદય ફાટી જવાથી મરી ગયો. આ દુઃખદાયક બનાવથી શ્રી હરિભદ્રસૂરિને નિબિડ ક્રોધ વ્યાપી ગયો, તે એટલે સુધી કે ૧૪૪૪ બૌદ્ધોને સમળી રૂપે પાછા ચિતોડમાં આકાશ માર્ગે 'આકર્ષણીવિદ્યા'થી ખેંચી ઉકળતી લોઢની તેલની કઢાઓમાં નાંખી મારી નાંખવા તત્પર થયા.

મનુષ્યને જ્યારે ક્રોધ વ્યાપે છે, ત્યારે સારાસારનો તે બિલકુલ વિવેક કરી શકતો નથી. આ વખતે ક્રોધના આવેશથી શ્રી હરિભદ્રસૂરિનાં વિવેકચક્ષુ મિંચાઈ ગયાં, પણ વિવેકચક્ષુને ખોલનારા તેમના ગુરૂ શ્રી જીનભદ્રાચાર્યને આ વૃત્તાંત વિદિત થતાંજ તે સ્થળે પોતાના બે શિષ્યોને ક્રોધના ઉપશમાર્થે મૃદુ વચન અને કેટલીક ગાથાઓ શિખવી સત્વર મોકલ્યા, જે ગાથાઓ સાંભળવાથી તેમનો ક્રોધ શાંત થયો. અને એ ગાથાઓને આધારે શ્રી સમરાદિત્ય ચરિત્રની સવિસ્તર યોજના કરી. એટલુંજ નહિ પણ શુભવિદ્યા વાપરવાનાં પ્રાયશ્ચિતરૂપે એ વિદ્યાઓના ગ્રન્થો ઉપર જણાવ્યા પ્રમાણે ગુપ્ત ભંડારોમાં મૂકી દીધા, અને ૧૪૪૪ બૌદ્ધોને હણવાના સંકલ્પ માત્ર માટે પ્રાયશ્ચિતરૂપે ૧૪૪૪ ગ્રન્થોની રચના કરીને કર્મની નિર્જરા કરી. **ધર્મના કાર્ય માટે કરાતું અપકૃત્ય તે અપકૃત્ય નથી એ માન્યતા ભૂલ ભરેલી છે,** તે આ ઉપરથી સહજ સમજાશે. જે ગાથાઓ સાંભળવાથી શ્રી હરિભદ્રસૂરિનો ક્રોધ શાન્ત થયો તે નીચે પ્રમાણે છેઃ—

**સમરાદિત્ય સંક્ષેપ ગાથા.**

गुणसेण अग्गिसम्मा, सिहाणंदाय तह पिआ पुत्ता ।
सिहि जालिणी माइ सुओ, धण धणसिरि मो अ पइ भज्जा॥
जय विजया य सहोयर, धरणो लच्छिय तह पई भज्जा ।
सेण विसेणा पित्तिअ, उत्ता जंमंमि सतमए ॥
गुणचंद वाणमंतर, समराइच्च गिरिसेण पाणो ओ ।
एगस्स तओ मुक्खो, ऽणंतो बिअस्स संसारो ॥

जइ जलइ जलं लोए, कुसथ्थपवणाहओ कसायग्गि ।
तं जुत्तं न जिणवयणअमियासित्तोवि पज्जलइ ॥

અર્થાત્—ગુણસેન નામે એક રાજા હતો, તેણે અગ્નિશર્મા નામે એક તાપસને પારણાનું નિમંત્રણ કર્યું, પણ પ્રમાદયોગે એને પારણું કરાવવું વીસરી ગયો; આથી અગ્નિશર્માના અંતરમાં વૈરભાવ પ્રગટયો, આ પહેલો ભવ.

(૨) બીજે ભવે અગ્નિશર્મા વિદ્યુત્ કુમારમાં ઉપજ્યો, ગુણસેન સૌધર્મ દેવલોકમાં દેવ થયો.

(૩) ત્યાંથી ત્રીજે ભવે ગુણસેન સિંહરાજા થયો, અને અગ્નિશર્મા તેનો આણુંદ નામે પુત્ર થયો, જેણે પૂર્વ ભવના વૈરભાવને લઈ પિતાને વિષ દઈ માર્યો.

(૪) ત્યાંથી ચ્યવી ચોથે ભવે ગુણસેન ત્રીજા સ્વર્ગે, અને અગ્નિશર્મા પહેલી નરકે ઉપજ્યો.

(૫) ત્યાંથી ચ્યવી પાંચમા ભવે ગુણસેનનો જીવ શિખી નામે પુત્ર થયો, અને તે અગ્નિશર્માનો જીવ જે જાલિણી નામે માતા થઈ હતી તેના પેટે અવતર્યો. આ ભવમાં માતાએ પુત્રને પૂર્વના વૈરભાવને લઇ વિષથી માર્યો.

(૬) ત્યાંથી ચ્યવી છઠ્ઠે ભવે ગુણસેનનો જીવ પાંચમા સ્વર્ગે અને અગ્નિશર્માનો જીવ બીજી નરકે ઉપજ્યો.

(૭) ત્યાંથી ચ્યવી સાતમા ભવે ગુણસેનનો જીવ ધન્યકુમાર નામે શેઠપણે અને અગ્નિશર્માનો જીવ ધનશ્રી નામે તેની સ્ત્રીપણે ઉપજ્યો. પૂર્વ વૈરને લઇને સ્ત્રીએ પતિને માર્યો.

(૮) ત્યાંથી ચ્યવી આઠમા ભવે ગુણસેનનો જીવ સાતમા સ્વર્ગે અને અગ્નિ શર્માનો જીવ ત્રીજી નરકે ઉપજ્યો.

(૯) ત્યાંથી ચ્યવી નવમા ભવે ગુણસેનનો જીવ જય નામે અને અગ્નિશર્માનો જીવ વિજય નામે તેના ભાઇપણે ઉપજ્યો, અહીં પૂર્વના વૈરને લઇને વિજયે જયને પીડા ઉપજાવી.

(૧૦) ત્યાંથી ચ્યવી દશમા ભવે ગુણસેનનો જીવ નવમા કલ્પે વિમાનવાસી દેવ થયો, અને અગ્નિશર્માનો જીવ ચોથી નરકે ગયો.

(૧૧) ત્યાંથી ચ્યવી અગ્યારમા ભવે ગુણસેન ધરણ નામે શેઠ થયો, અને અગ્નિશર્મા લક્ષ્મી નામે તેની ભાર્યા થઇ, જેણે પતિને પૂર્વનું વૈર લઇ રંજાડયો.

(૧૨) ત્યાંથી ચ્યવી બારમા ભવે ગુણસેન અને અગ્નિશર્મા અનુક્રમે અગ્યારમા કલ્પે અને પાંચમી નરકે ઉપજ્યા.

(૧૩) ત્યાંથી ચ્યવી તેરમા ભવે ગુણસેન અને અગ્નિશર્મા અનુક્રમે સેન વિષેણ નામે બે પિત્રાઇ ભાઈ થયા, જેમાં વિષેણે સેનને પૂર્વ વૈરયોગે માર્યો.

(૧૪) ત્યાંથી ચ્યવી ચૌદમા ભવે ગુણસેન નવમા ગ્રૈવેયકે અને અગ્નિશર્મા છઠ્ઠી નરકે ઉપજ્યો.

(૧૫) ત્યાંથી ચ્યવી પંદરમા ભવે ગુણસેન ગુણચંદ્ર નામે વિદ્યાધર થયો, અને અગ્નિશર્માએ વાણવ્યંતર થઈ પૂર્વના વૈરને લઈ ગુણચંદ્રને પીડા ઉપજાવી.

(૧૬) ત્યાંથી ચ્યવી સોળમા ભવે ગુણસેનનો જીવ સર્વાર્થસિદ્ધિ વિમાને કલ્પાતીત દેવ થયો, અને અગ્નિશર્માનો જીવ સાતમી નરકે ગયો.

(૧૭) ત્યાંથી ચ્યવી સત્તરમા ભવે ગુણસેન સમરાદિત્ય નામે રાજા થયો; અને અગ્નિશર્મા ગિરિસેન નામે ચાંડાળ થયો. શ્રી સમરાદિત્ય સર્વજ્ઞ અને સર્વદર્શી થઇ સિદ્ધ થયા, અને ચાંડાળ અનંત સંસાર રઝળ્યો. આ પ્રમાણે ક્રોધનું ફળ અતિ દારૂણ છે.

કુવાસનાવાળા જીવને ઉત્પન્ન થયેલો કષાયરૂપી અગ્નિ શમતારૂપી જળથી શમી જાય છે, અને તું જિનપ્રભુના વચનરૂપી અમૃતથી સિંચાએલો છે, છતાં તારો ક્રોધાગ્નિ શાંત થતો નથી એ આશ્ચર્યની વાત છે. માટે હે હરિભદ્ર! ક્રોધને કાઢી નાખી અને આ બૌદ્ધોને મારવાનો સંકલ્પ તું છોડી દે.

આ શબ્દોથી તેમના મનપર શી અસર થઇ હતી તે આપણે ઉપર જણાવી ગયા છીએ. આ ગાથાઓને આધારે શ્રી હરિભદ્ર સૂ-

રિએ માગધીમાં સમરાઇચ્ચ કહા—સમરાદિત્યકથા નામનો ગ્રન્થ લખ્યો છે. જે વૈરાગ્ય રસથી ભરપૂર છે. તેના ઉપરથી સંસ્કૃતમાં શ્લોકબંધ ગ્રન્થ રચવામાં આવ્યો છે અને ગુજરાતીમાં પણ સમરાદિત્ય કેવળીનો રાસ રચવામાં આવ્યો છે.

શ્રી હરિભદ્ર સૂરિનો કાળ કેવી રીતે થયો અને તેમણે બીજાં શાં શાં કામો કર્યાં, તે સંબંધમાં વિશેષ હકીકત મળી શકતી નથી. માટે તે સંબંધમાં વિશેષ નહિ લખતાં આપણે તેમણે લખેલા ગ્રન્થો તરફ નજર કરીએ.

શ્રીમદ્ હરિભદ્ર સૂરિએ ૧૪૪૪ ગ્રન્થો રચ્યા છે, પણ તેટલા હાલ મળી આવતા નથી. તેમાંના ૫૦-૬૦ ને આશરે જૂદે જૂદે સ્થળે મળી આવે છે. મુસલમાની વખતમાં, તેમાં પણ મહમદ ગીઝની અને અલ્લાઉદ્દીનની ચડાઇ વખતે હિંદુમંદિરોને શોષવું પડયું હતું, તેમ જૈનમંદિરો તથા પુસ્તકોની પણ ખુવારી થઇ હતી. અથવા મૂળ ગ્રન્થોની ઝાઝી પ્રતો ન લખાઇ હોય અને જે લખાઈ હોય તે અમુક અપ્રસિદ્ધ સ્થળે રહી હોય, અને ફરીથી તે લખાય તે પહેલાં તેના પૌદ્ગલિક સ્વભાવને લીધે જીર્ણ થઇ નાશ પામી હોય તો તે પણ બનવા જોગ છે. જે ગ્રન્થો હાલ મળી આવે છે તેમનાં નામ નીચે પ્રમાણે છે.

(૧) શ્રી દશવૈકાલિક લઘુવૃત્તિ.
(૨) શ્રી દશવૈકાલિક બૃહદ્ વૃત્તિ.
(૩) શ્રી નંદીસૂત્ર લઘુવૃત્તિ.
(૪) શ્રી આવશ્યક સૂત્ર ઉપર શિષ્યહિતા ટીકા. (બૃહદ્ વૃત્તિ.)
(૫) શ્રી પ્રજ્ઞાપનાપ્રદેશ વ્યાખ્યા. (લઘુવૃત્તિ)
(૬) શ્રી જંબુદ્વીપ સંગ્રહણી.
(૭) શ્રી જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ ટીકા.
(૮) શ્રી ચૈત્યવંદન વૃત્તિ.
(૯) શ્રી લલિત વિસ્તરા (ચૈત્યવંદન બૃહદ્ વૃત્તિ)
(૧૦) શ્રી કર્પૂરાભિધ સુભાષિત કાવ્ય
(૧૧) શ્રી ધૂર્તાખ્યાન.
(૧૨) શ્રી મુનિપતિ ચરિત્ર.
(૧૩) શ્રી સમરાદિત્ય ચરિત્ર.
(૧૪) શ્રી પંચવસ્તુ. સ્વોપજ્ઞવૃત્તિ.
(૧૫) શ્રી પંચસૂત્ર. સ્વોપજ્ઞવૃત્તિ.
(૧૬) શ્રી અષ્ટક.
(૧૭) શ્રી ષોડશક.

(૧૮) શ્રી પંચાશક.
(૧૯) શ્રી શ્રાવક ધર્મ વિધિ.
(૨૦) શ્રી ધર્મબિંદુ.
(૨૧) શ્રી યોગબિંદુ. સ્વોપજ્ઞવૃત્તિ.
(૨૨) શ્રી યોગદૃષ્ટિ સમુચ્ચય. સ્વોપજ્ઞવૃત્તિ.
(૨૩) શ્રી યોગવિંશતિ.
(૨૪) શ્રી ન્યાય પ્રવેશક સૂત્ર. સ્વોપજ્ઞવૃત્તિ.
(૨૫) ન્યાયાવતાર વૃત્તિ.
(૨૬) ન્યાયવિનિશ્ચય.
(૨૭) ધર્મસંગ્રહણી.
(૨૮) વેદબાહ્યતા નિરાકરણ.
(૨૯) ષડ્દર્શન સમુચ્ચય.
(૩૦) ષડ્દર્શની.
(૩૧) અનેકાંતવાદ પ્રવેશ.
(૩૨) અનેકાંતજયપતાકા. સ્વોપજ્ઞવૃત્તિ
(૩૩) લોકતત્ત્વ નિર્ણય.
(૩૪) ઉપદેશપદ.
(૩૫) અનેકાંત પ્રઘટ્ટ.
(૩૬) લઘુ ક્ષેત્રસમાસ.
(૩૭) તત્ત્વાર્થ લઘુવૃત્તિ.
(૩૮) શાસ્ત્રવાર્તા સમુચ્ચય. સ્વોપજ્ઞવૃત્તિ.
(૩૯) જ્ઞાનાદિત્ય પ્રકરણ.
(૪૦) દર્શન સત્તરી (સમ્યક્ત્વ સપ્તતિકા.)
(૪૧) દેવેંદ્રનરકેંદ્ર પ્રકરણ.
(૪૨) યતિદિનકૃત્ય.
(૪૩) યોગશતક.
(૪૪) લગ્નશુદ્ધિ.
(૪૫) સર્વજ્ઞસિદ્ધિ.
(૪૬) સંબોધ પ્રકરણ.
(૪૭) શ્રી અનુયોગદ્વાર સૂત્ર લઘુવૃત્તિ. ઈત્યાદિ.
(૪૮) સંસારદાવા સ્તુતિ.
(૪૯) વ્યવહાર કલ્પ.
(૫૦) પ્રતિષ્ઠા કલ્પ.*
(૫૧) દ્વિજવદનચપેટા.
(૫૨) ક્ષમાવલ્લિબીજ.
(૫૩) જ્ઞાનપંચક વિવરણ.
(૫૪) વીરસ્તવ.
(૫૫) શ્રાવક પ્રજ્ઞપ્તિટીકા.[૧]
(૫૬) પ્રશમરતિટીકા.[૧]

* આ નામનો ગ્રંથ શ્રી ભદ્રબાહુ, શ્યામસૂરિ આદિ અનેક આચાર્યોએ લખેલ છે, તેમ શ્રીમદે પણ લખેલો સાંભળ્યો છે.

૧ આ (૫૫-૫૬) મૂળ ગ્રંથો શ્રી ઉમાસ્વાતિ વાચકે ગુંથેલા છે; તેની ટીકાઓ તથા નંબર ૩૭ વાળી તત્ત્વાર્થ લઘુવૃત્તિ શ્રીમદે લખેલી છે કે એ નામના બીજા આચાર્ય જે ઉમાસ્વાતિની નિકટમાં થયા છે તેમની લખેલી છે એ ચોક્કસ કરવાનું બાકીમાં છે.

| | |
|---|---|
| (५७) वीरांगद कथा.[२] | (६०) जीवाभिगम लघुवृत्ति. |
| (५८) कर्मस्तववृत्ति. | (६१) महानिशीथमूळ. ( उद्धृत ).[३] |
| (५९) लघु संग्रहणी.[२] | इत्यादि. |

आ सिवायना श्रीमद् हरिभद्र सूरिना रचेला बीजा पण ग्रन्थो होवा जोइए पण जे जे हाल उपलब्ध थाय छे तेमनांज नाम अत्रे आपवामां आवेलां छे.

ग्रन्थोनी संख्याना संबंधमां त्रण जूदा मत छे. केटलाक कहे छे के तेमणे १४४४ ग्रन्थो रच्या; कोइ मत प्रमाणे तेमणे १४४० ग्रन्थो रच्या अने त्रीजा मत प्रमाणे तेमणे १४०० ग्रन्थो रच्या छे. ते ग्रन्थोनी संख्या ओछामां ओछी १४०० नी छे, ए बाबत तो सर्वने संमत छे.

(१) श्रीषट् दर्शन समुच्चयनी तर्करहस्य दीपिका नामनी टीकाना रचनार वी. सं. १५ मा सैकामां थयेला श्री गुणरत्नसूरि श्री हरिभद्र सूरिना संबंधमां लखे छे केः—

चतुर्दशशतसंख्यशास्त्ररचनाजनितजगज्जन्तूपकारः श्रीहरिभद्रसूरि. ।

जेमणे १४०० शास्त्रो रची जगतना जीवोपर उपकार कर्यो छे, एवा श्री हरिभद्रसूरि.

(२) श्रीराजशेखरसूरि, जेमणे १४०५ मां चतुर्विंशति प्रबंध रच्यो छे, तेओ आ प्रबंधमां श्रीमद्ने १४४० ग्रन्थना रचनार तरीके ओळखावे छे.

---

२ आ [५७-५९] तथा नंबर १२ वाळुं मुनिपति चरित्र श्रीमद्दे लखेल छे के त्यार पछी थयेला ए नामना बीजा कोई हरिभद्रसूरिए लखेल छे ए पण चोकस कही शकातुं नथी. हरिभद्रसूरि ओछामां ओछा चार थयेला संभवे छे.

३ आ सूत्र श्री हरिभद्र नामना आचार्ये वीरात् १४०० मां उद्धार्यानुं वांचवामां आव्युं छे. जैन ग्रंथावलीमां तो वि. सं. ५८५ लखेल छे.

(૩) શ્રી રત્નશેખરસૂરિ જેમણે વિ. સં. ૧૪૯૬ માં શ્રાદ્ધપ્રતિક્રમણ ઉપર અર્થ દીપિકા લખી છે, તેઓ એ સૂત્રની ૪૭ મી ગાથાની વૃત્તિમાં લખે છે કે ૧૪૪૪ प्रकरणकृत् श्रीहरिभद्रसूरयोऽप्याहु र्ललितविस्तरायां ૧૪૪૪ પ્રકરણના રચનાર શ્રી હરિભદ્રસૂરિ પણ લલિતવિસ્તરામાં કહે છે.

(૪) સમરાદિત્ય રાસમાં ૧૪૪૪ પ્રકરણના રચનાર તરીકે ઓળખાવ્યા છે.

(૫) ઉપદેશ પ્રાસાદમાં પણ ઉપર પ્રમાણે છે.

(૬) પ્રભાવિક ચરિત એ નામના ગ્રન્થમાં તેના રચનાર શ્રી ચંદ્રપ્રભસૂરિ શ્રી હરિભદ્રસૂરિનું ચરિત્ર લખતાં જણાવે છે કેઃ—

पुनरिह च शतोनमुग्रधीमान्
प्रकरणसार्द्धसहस्रमेप चक्रे ।

તે ઉગ્ર બુદ્ધિવાળાએ વળી ૧૪૦૦ પ્રકરણો રચ્યાં.

આમ ત્રણ જૂદા મત છે, પણ તેમણે ૧૨૦૦ ગ્રન્થો રચ્યા એ બાબત તો સર્વને સંમત છે.

ઉપર જણાવેલા ગ્રન્થો શ્રી હરિભદ્રસૂરિના છે. તેના પૂરાવા તરીકે આપણે જણાવીશું કે ગ્રન્થના છેવટના શ્લોકમાં કેટલેક સ્થળે તેમનું નામ આપવામાં આવ્યું છે. પણ જ્યાં નામ નથી આપવામાં આવ્યું ત્યાં મોટે ભાગે 'विरह' એ શબ્દ મૂકવામાં આવ્યો છે. અને વિરહાંકવાળા બધા ગ્રન્થો શ્રીહરિભદ્રસૂરિના રચેલા છે, એ નિસંશય છે; કારણ કે નવાંગી વૃત્તિકાર શ્રી અભયદેવસૂરિ, જે વી. સં. બારમા સૈકામાં વિદ્યમાન હતા, તે પંચાસક ઉપરની વૃત્તિમાં લખે છે કેઃ—

इह च विरह इति सितांबरश्रीहरिभद्राचार्यस्य कृतेरंक इति ॥

અહીં જે 'વિરહ' શબ્દ મૂકવામાં આવ્યો છે, તે જણાવે છે કે ગ્રન્થ સિતાંબર (શ્વેતાંબર) શ્રી હરિભદ્રસૂરિએ રચેલો છે. શ્રી મુનિચંદ્રસૂરિ જેમણે આ પ્રસ્તુત ગ્રન્થ ધર્મબિન્દુ ઉપરાંત લલિત વિસ્તરા, ઉપદેશપદ, યોગબિંદુ, આદિ ઉપર ટીકા રચેલી છે, તેઓ લલિત વિસ્તરાની ટીકામાં લખે છે કેઃ—

इह विरह इति याकिनीमहत्तरासूनोराचार्यहरिभद्रस्येति ।

આ લલિત વિસ્તરામાં જે વિરહાંક છે તે યાકિની મહત્તરાના સૂનુ (ધર્મ પુત્ર) શ્રી હરિભદ્રસૂરિનો છે.

તેમજ પ્રાભાવિક ચરિત્રમાં પણ શ્રી ચન્દ્રપ્રભસૂરિ જણાવે છે કેઃ-

अतिशय हृदयाभिरम्यशिष्य-
द्वयविरहोर्मिभरेण तप्तदेहः ।
निजकृतिमिह संव्यधात्समस्तां
विरहपदेन युतां सतां स मुख्यः ॥ १ ॥

સારા પુરૂષમાં મુખ્ય એવા શ્રી હરિભદ્રસૂરિએ પોતાના હૃદયને અતિશય પ્રિય લાગતા એવા બે શિષ્યોના વિરહની ઉર્મિને લીધે પોતાની સમસ્ત કૃતિઓ 'વિરહ' શબ્દ સહિત કરી છે.

આ વિરહાંક શબ્દ જેમાં આવે છે તેવા કેટલાક ગ્રન્થોનો છેલ્લો શ્લોક આપણે તપાસીએ.

વીરસ્તવમાં છેલ્લી સ્તુતિના અંતે

सुत्तं वंदे मयणविरहं तस्सणाहंवि वीरं

સૂત્રને તેમજ મદનનો જેને વિરહ છે (કામથી રહિત છે) એવા એ સૂત્રના નાથ શ્રી વીર પ્રભુને હું વાંદું છું.

સંસાર દાવાની સ્તુતિમાં भवविरहवरं देहि मे देवि सारं.

હે દેવી! મને એવું ઉત્તમ વરદાન આપ કે મારા ભવનો વિરહ થાય, અર્થાત્ મારે ફરી જન્મ લેવા ન પડે.

શ્રી અષ્ટકજી છેલ્લા શ્લોકમાં

अष्टकाख्यमकरणं कृत्वा यत्पुण्यमर्जितम् ।
विरहात्तेन पापस्य भवंतु सुखिनो जनाः ।

આ અષ્ટક રચવાથી જે પુણ્ય પ્રાપ્ત થયું તે પુણ્યવડે પાપનો વિરહ-વિયોગ નાશ થઈ જનસમૂહ સુખી થાઓ.

વળી શાસ્ત્રવાર્તા સમુચ્ચયના છેલ્લા આઠમા સ્તબકને અંતે

कृत्वा मकरणमेतद्यदवाप्तं किंचिदिह मया कुशलं
भवविरहबीजमनघं लभतां भव्यो जनस्तेन ॥

આ શાસ્ત્રવાર્તા સમુચ્ચય રચવાથી જે કાંઇ પુણ્ય પ્રાપ્ત થયું તેને લીધે ભવ્ય જીવો પાપરહિત સંસારવિરહ મોક્ષનું બીજ (બોધિ બીજ) પામો.

પ્રસ્તુત ગ્રન્થના (ધર્મ બિન્દુના) છેવટના ભાગમાં પણ વિરહ શબ્દ મૂકેલો છે. (જુઓ પૃ ૪૧૨).

હવે આ વિરહ શબ્દ શું સૂચવે છે તે આપણે વિચારીએ. તેનું એક કારણ તો ઉપર આપણે વિચારી ગયા કે તેમના બે પ્રિય શિષ્ય અને ભાણેજ હંસ અને પરમહંસના વિરહથી થયેલું દુઃખ સૂચવવા તે વિરહ શબ્દ પોતાના ગ્રન્થોને અંતે મૂકેલો લાગે છે, અથવા તો સર્વજ્ઞનો, સર્વદર્શીનો અથવા પરમ જ્ઞાનીનો વિરહ થવાથી પરમ જ્ઞાન પામવા યોગ્ય સામગ્રીનો વિરહ તેમને લાગ્યો હોય અને તેથી આ વિરહ શબ્દ મૂક્યો હોય. વળી વિરહ શબ્દ કોઇવાર ભવની પાછળ, કોઇ વાર મદનની પાછળ, કોઇ વાર પાપની પાછળ એમ મૂકવામાં આવ્યો છે, તેથી એ સૂચિત થાય છે કે સ્વપરને મદન, ભવ અને દુઃખનો વિરહ થાઓ, એવી આશિષ પણ હોય.

વિષયના અર્થને બંધ બેસતી રીતે-શોભે તેવી રીતે જ્યાં વિરહ શબ્દ મૂકવો યોગ્ય લાગ્યો, ત્યાં તેમણે મૂક્યો છે. અને કેટલાક ગ્રન્થોમાં છેલ્લી ગાથા કદાચ લોપ પણ થઇ ગઇ હોય, છતાં વૃદ્ધ સંપ્રદાયથી જે જે ગ્રન્થો શ્રી હરિભદ્રસૂરિના માનવામાં આવેલા છે, તેમનાં નામ ઉપર આપેલાં છે.

હવે આ ૧૪૦૦-૧૪૪૦-૧૪૪૪ પ્રકરણો લખ્યા પછી આ ગ્રન્થોનો વિસ્તાર (ફેલાવો) શી રીતે કરવો તે સંબંધમાં વિચાર કરતાં શ્રી હરિભદ્રસૂરિને એક કાર્પાસ નામનો ગરીબ વાણીઓ મળી આવ્યો. આ મનુષ્ય આ જ્ઞાનના વિસ્તારના કામમાં ઉપયોગી થશે એમ શકુન વગેરેથી જાણવાથી તેમણે તેને જૈન ધર્મનો વિશેષ બોધ આપ્યો અને પોતાનો આ પુસ્તકો લખાવવાનો ઉદ્દેશ જણાવ્યો. તેણે કહ્યું "મારી પાસે ધન નથી, અને તે કામ હું શી રીતે કરી શકું?" ગુરૂએ કહ્યું "ધર્મ કૃત્યથી તને પુષ્કળ ધન મળશે." ત્યારે તેણે કહ્યું. "જો એમ

થાય તો તો હું અને મારાં સ્વજનો પ્રભુની વાણી ફેલાવવામાં પુરતો પ્રયત્ન કરી સેવીશું." દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવ વિચારી શ્રી હરિભદ્રસૂરિએ કહ્યું: "આજથી ત્રણ દિવસે એક પરદેશી વેપારી આવશે તેની પાસે તારે પ્રથમ જઈ સર્વ વસ્તુ ખરીદી લેવી, તેમાંથી તને પુષ્કળ ધનનો લાભ થશે. મેં અનેક પુસ્તકો રચ્યાં છે, તે તે ધન વડે તારે લખાવવાં અને સાધુઓને તારે તે આપવાં અને જેમ ફેલાવો થાય તેમ કરવું." તેણે પણ ગુરુવચન ઉપર વિશ્વાસ રાખી તે પ્રમાણે કર્યું અને પુષ્કળ ધન પ્રાપ્ત કર્યું; જેના વડે તેણે તે તે ગ્રન્થોની અનેક પ્રતો લખાવી અને બહુ સારો ફેલાવો કર્યો. તેણે ચોરાશી જીન મંદિર બંધાવરાવ્યાં. કેટલાંક જૂનાં પુસ્તકો જે કાળવશથી જીર્ણ થઇ ગયાં હતાં, તેનો પણ પુનરુદ્ધાર તે કાર્પાસ નામના વણિકે કર્યો.

આ પ્રમાણે જ્ઞાનનો વિસ્તાર કરવાને તેમણે ઉત્તમોત્તમ પ્રયાસ આદર્યો હતો. તેમના જીવનના સંબંધમાં જેટલી હકીકત મળી, તે ઉપરથી આ લેખ લખવામાં આવ્યો છે. કયે સ્થળે ચાતુર્માસ કર્યા, કયાં કયાં વિહાર કર્યા, કોના કોના પ્રસંગમાં આવ્યા, તથા બીજી અનેક બાબતો સંબંધી આપણને કાંઇ પણ મળી શકતું નથી. તે કેટલા વર્ષે કાળ ધર્મ પામ્યા, તે પણ આપણે જાણી શકતા નથી. તેમના ચરિત્ર લેખક શ્રી ચંદ્રપ્રભસૂરિ છેવટમાં એટલું જણાવે છે કે શ્રુતશાસ્ત્રથી પોતાના કાળ સમીપ છે, એમ ધારી તેમણે અનશન કર્યું અને છેવટે સમાધિમાં મરણ પામી સ્વર્ગગમન કર્યું. આવા જૈન ધર્મના એક સ્તંભરૂપ મહાન્ સૂરિના ચરિત્રના સંબંધમાં આપણને બહુજ ઓછું જાણવાને મળે છે, એ ખરેખર ખેદની વાત છે. છતાં તેમના ગ્રન્થોના વાચનથી એટલું તો કહી શકાય કે તે કદાગ્રહી નહિ પણ સત્યના ઉપાસક હતા. અને જે જે અપેક્ષાએ જ્યાં જ્યાં સત્ય રહેલું હોય તે જણાવવાને તેઓ પ્રવૃત્ત થતા હતા. તેઓ દૃઢ પ્રતિજ્ઞાવાળા હતા. પોતાની પ્રતિજ્ઞા પાળવાથી માન ભંગ થશે, તેની પણ દરકાર નહિ રાખતાં સત્ય ટેકને તેઓ વળગી રહ્યા અને તે કારણથીજ તેમણે જૈનધર્મ અંગીકાર કર્યો હતો. તેમણે એક સ્થળે કહ્યું છે કે:—

पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥

મને વીર તરફ પક્ષપાત નથી, તેમજ કપિલ આદિ તરફ દ્વેષ નથી, જેનું વચન યુક્તિયુક્ત લાગે તે ગ્રહણ કરવું જોઇએ. આ તેમની સત્ય તરફની પ્રીતિનું સ્મરણ કરી આ ચરિત્ર સમાપ્ત કરવામાં આવે છે.

આ લેખ લખવામાં મારા વિદ્વાન્ મિત્ર રા. રા. મનઃસુખલાલ વિ. કિરતચંદ મ્હેતાએ આ સંબંધમાં લખેલો નિબંધ મોટે ભાગે ઉપકારી નીવડ્યો છે. તેમજ કેટલીક બાબતો ચંદ્રપ્રભસૂરિએ રચેલ પ્રાભાવિક ચરિત્રમાંથી આ નાયકના ચરિત્રાધારે પણ લખવામાં આવી છે. આ સ્થળે તે બન્ને મહાશયોનો અંતઃકરણથી આભાર માનવામાં આવે છે.



| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૮૪ | ૨૨ | મૃષાવાદ-અસત્ય | મૃષાવાદ-અસત્ય વિરમણ |
| ૧૮૯ | ૩ | અદત્તાદાન | અદત્તાદાન વિરમણ |
| ૨૦૫ | ૪ | શંકા | અસતીપોષણ |



# વિષયાનુક્રમણિકા.

## પ્રથમ પ્રકરણ.

### ગૃહસ્થ ધર્મવિધિ.

## બીજું પ્રકરણ.

### દેશના વિધિ.

## ત્રીજું પ્રકરણ.

### વિશેષ ગૃહસ્થ ધર્મ..

## ચોથું પ્રકરણ.

### યતિ વિધિ.



## પાંચમું પ્રકરણ.

### યતિધર્મ વિધિ.

## છઠ્ઠું પ્રકરણ.

### યતિધર્મ વિષય વિધિ.

## સાતમું પ્રકરણ.

### ધર્મફળ વિધિ.



## આઠમું પ્રકરણ.

### ધર્મફળ વિધિ. ( ચાલુ )



સમાપ્તિ.

The ways are different, because men's minds are different, because their hearts are different, because they have grown up along different lines of thinking, and have been accustomed, in the immemorial past which lies behind each of us, which stretches backwards into the dawn of time to a variety of religious beliefs, a variety of standpoints and of views. These are desirable, be it remembered, not undesirable. They are useful and not mischievous. For truth is so many-faced, truth may be seen from so many points of view, that each new vision of it is an addition and not a hinderance, and to study the views of one different from ourselves, to patiently try to learn from his standpoint and to see as he sees, that is the developing in us of the vision which shall ultimately see the whole of the truth and not only a fragment of it; the more we study, the more we realize the unity while studying diversity, the more, the better we know its greatness.

—*Annie Besant.*

## સાતમું પ્રકરણ.

### ધર્મફળ વિધિ.



## આઠમું પ્રકરણ.

### ધર્મફળ વિધિ. ( ચાલુ )



સમાપ્તિ.

The ways are different, because men's minds are different, because their hearts are different, because they have grown up along different lines of thinking; and have been accustomed, in the immemorial past which lies behind each of us, which stretches backwards into the dawn of time to a variety of religious beliefs, a variety of standpoints and of views. These are desirable, be it remembered, not undesirable. They are useful and not mischievous. For truth is so many-faced, truth may be seen from so many points of view, that each new vision of it is an addition and not a hinderance, and to study the views of one different from ourselves, to patiently try to learn from his standpoint and to see as he sees, that is the developing in us of the vision which shall ultimately see the whole of the truth and not only a fragment of it; the more we study, the more we realize the unity while studying diversity, the more, the better we know its greatness.

—*Annie Besant.*

We build our future thought by thought
For good or bad and know it not.
Thought is another name for fate;
Choose then thy destiny and wait.
Mind is the master of its sphere.
Be calm, be steadfast and sincere.
Fear is the only foe to fear
Let the Self in thee rise and say
To adverse circumstances-"Obey!"
And thy dear wish shall have its way!

—*Swami Rama Tirtha.*

---

The fittest and the most practicable place for the conquest of anger, selfishness, impatience is a man's own home. Be a saint there and it will not matter so much what you are elsewhere.

The man who strives to make the most and best of himself is to cultivate his nature on all sides, to put himself in as many useful relations with others as he can; he is the religious man.

—*Swedenborg.*

---

# धर्मविन्दुः

*मूळ—प्रणम्य परमात्मानं । समुद्धृत्य श्रुतार्णवात् ॥

धर्मविन्दुं प्रवक्ष्यामि । तोयविन्दुमिवोदधेः ॥ १ ॥

**અર્થ**—પરમાત્માને નમસ્કાર કરીને, સમુદ્રમાંથી બિન્દુની માફક, સિદ્ધાન્ત રૂપ સમુદ્રમાંથી ધર્મનો બિન્દુ ગ્રહણ કરીને તે ધર્મબિન્દુ કહીશ.

**ભાવાર્થ**—શરીર વડે વંદન કરવાથી, વાણી વડે સ્તવન કરવાથી અને મન વડે ચિંતન કરવાથી એમ ત્રણ રૂપે નમસ્કાર થાય છે. ક્ષણે ક્ષણે જુદા જુદા પર્યાયને પ્રાપ્ત કરવા છતાં પણ જે નિત્ય

---

* શ્રીમદ્ હરિભદ્ર સૂરિના લેખનો, આ શ્લોકથી જ પ્રારંભ થાય છે. પરન્તુ તે મૂળ ગ્રંથકારના ગ્રંથપર ટીકા લખનાર મુનિચંદ્રસૂરિ પોતાની ટીકાના પ્રારંભમાં થોડુંક મંગલાચરણ કરે છે, કે જે નીચે મુજબ છેઃ—

शुद्धन्यायवशायत्तीभूतसद्भूतसम्पदे ।

पदे परे स्थितायास्तु श्रीजिनप्रभवे नमः ॥ १ ॥

**અર્થઃ**—શુદ્ધ ન્યાયવડે સદ્વસ્તુરૂપી લક્ષ્મીને સ્વાધીન કરનાર, અને પરમપદે રહેલા જીન પ્રભુને નમસ્કાર થાઓ. !

**ભાવાર્થઃ**—શુદ્ધનય એટલે નિશ્ચયનય વડે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ સદ્વસ્તુને પ્રાપ્ત કરનાર તથા ઉચ્ચમાં ઉચ્ચપદ રૂપ નિર્વાણ પ્રાપ્ત કરનાર જીન ભગવાનને નમસ્કાર થાઓ ! અહીં ટીકાકાર મુનિચંદ્રસુરિ "જીન-પ્રભુ" એ શબ્દ વાપરી પોતાના ગુરૂને પણ નમસ્કાર કરે છે. કારણ કે તેમનો ઘણો ઉપકાર આ ગ્રંથકારને થયો હોય એમ લાગે છે.

ઉપજાતિવૃત્તમ.

जयन्तु ते पूर्वमुनीशमेघा यैर्विश्वमाश्वेव हृतोपतापम् ।

वृहद्वाङ्मयसिन्धुपानप्रपन्नतुङ्गातिगमीररूपैः ॥ २ ॥

**અર્થઃ**—મોટા શાસ્ત્રરૂપ સમુદ્રનું પાન કરીને મેળવેલા મોટા અને ગંભીર સ્વરૂપથી જેમણે વિશ્વને તરતજ તાપરહિત બનાવ્યું છે, એવા પૂર્વે થએલા મુનિરૂપ મેઘો જયવંતા વર્તો !

છે તે આત્મા બે પ્રકારનો છે. એક પરમાત્મા અને બીજો સામાન્ય આત્મા. જેણે સર્વ કર્મના મળનો નાશ કરી પોતાની શુદ્ધ-કેવળદશા પ્રાપ્ત કરી છે તે પરમાત્મા; અને જે સંસારના ચક્રમાં ભ્રમ્યા કરે છે. તે સંસારી જીવ. જે પોતાના જ્ઞાનના બળથી લોકાલોક જોઇ શકે છે, જેમનું વર્તન જગતના લોકોને આનંદનું કારણ છે, જેનું દેવતાઓ તેમજ મનુષ્યો અહર્નિશ સ્તવન કરે છે, અને જે સર્વદા પોતાની વાણી વડે દરેક પ્રાણીના સંશયોને ટાળી શાન્તિ ઉપજાવે છે, અને જે દેશ-વિદેશ વિચરી અજ્ઞાનરૂપી અંધકારના સમૂહનો નાશ કરવા મથી રહેલા છે તે પરમાત્મા અર્હન્ ભગવાન્ કહેવાય છે. તેવા દયાનિધિ પરમાત્માને નમસ્કાર કરી ગ્રન્થકાર મોટા મોટા શાસ્ત્રોમાંથી, સમુદ્ર-

---

ભાવાર્થઃ—સમુદ્રનું જળ સૂર્યની અગ્નિની વરાળરૂપે ઉંચે ચઢે છે અને તેના ઉચ અને ગંભીર વાદળાં બને છે અને તે વાદળાંઓ વરસાદ રૂપે જળસિંચન કરીને જગતનો તાપ હરે છે; તેજ રીતે મહાન્ શાસ્ત્રો વાંચી ઉચ અને ગંભીર વિચારો પ્રાપ્ત કરી જે મુનિઓએ સંસારના લોકોના ત્રિવિધ તાપને જલ્દીથી ટાળ્યા છે, તેવા મુનિઓ આ જમાનામાં વિજય-વંત વર્તો એવી ટીકાકાર ઇચ્છા જણાવે છે.

મન્દાક્રાન્તા વૃત્તમ્.

यन्नामानुस्मृतिमयमयं सज्जनश्चित्तचक्षुः ।
क्षेपाद्दिव्याञ्जनमनुसरल्लब्धशुद्धावलोकः ॥
सद्यः पश्यत्यमलमतिहृन्मेदिनीमध्यमग्नम् ।
गम्भीरार्थं प्रवचननिधिं भारतीं तां स्तवीमि ॥

અર્થઃ—જેના નામનું અહર્નિશ સ્મરણ કરવા રૂપ દિવ્ય અંજન ચિત્તરૂપ ચક્ષુમાં નાંખવાથી શુદ્ધ દૃષ્ટિને પ્રાપ્ત કરનાર આ સજ્જન પુરૂષ, વરતજ શુદ્ધ મતિવાળા હૃદય રૂપી પૃથ્વીના મધ્ય ભાગમાં રહેલું ગંભીર અર્થવાળું શાસ્ત્ર જોઈ શકે છે, તે ભારતી દેવીની હું સ્તુતિ કરૂં છું.

ભાવાર્થઃ—જેમ કોઈ સારો મનુષ્ય જમીનમાં રહેલું ધન આંખમાં દિવ્ય અંજન આંજવાથી શુદ્ધ દૃષ્ટિ મેળવીને જોઈ શકે છે, તેજ પ્રમાણે તીર્થંકરની વાણી રૂપ સરસ્વતી દેવીનું વારંવાર સ્મરણ કરવાથી અંતર્દૃષ્ટિ પામે છે. અને તેથી હૃદયમાં રહેલો સિદ્ધાન્તનો ખજાનો તે મનુષ્ય પ્રાપ્ત કરે છે. માટે તે વાણીની સ્તુતિ કરવી અને તેનું મનન કરવું એજ આશય છે.

માંથી બિન્દુની માફક ધર્મબિન્દુ કહેવાને તત્પર થયા છે. અહીયાં બિન્દુ શબ્દ મૂકેલો છે તે સૂત્રના સંક્ષેપની અપેક્ષાએ મુકેલો છે, પણ અર્થની અપેક્ષાએ તે શબ્દ મુકેલો નથી. જેની રીતે કપુરવાળા જળનું એક બિન્દુ આખા ઘડાના પાણીને સુગન્ધમય બનાવે છે, તેજ રીતે આ બિન્દુરૂપ ગ્રન્થ પણ ધર્મની સર્વ બાબતોનું વિવર્ણ કરે છે. પરમાત્માને નમસ્કાર કરવાથી સર્વ પ્રકારના વિઘ્નોનો નાશ થાય છે માટે તે ભાવમંગળ થયું કહી શકાય, અને આ ગ્રન્થનું પ્રયોજન સંસારનાં દુઃખથી પીડિત થતા અનેક પ્રાણીઓનું કલ્યાણ કરવાની ગ્રન્થકર્તાની ઇચ્છા છે.

અવતરણ—જે બુદ્ધિમાનો છે તે નિરર્થક કોઇ કાર્યમાં પ્રવૃત્તિ કરતા નથી; માટે ધર્મકાર્યમાં પ્રવૃત્તિ કરવાને મનુષ્યો દોરાય તે હેતુથી ગ્રન્થકાર ધર્મનું ફળ દર્શાવે છે.

મૂળ—धनदो धनार्थिनां प्रोक्तः कामिनां सर्वकामदः
धर्मः एवापवर्गस्य पारम्पर्येण साधकः ॥ २ ॥
वचनाद्यदनुष्ठानमविरुद्धाद्यथोदितम् ॥
मैत्र्यादिभावसंयुक्तं तद्धर्म इति कीर्त्यते ॥ ३ ॥

અર્થ—ધર્મ, ધનના અર્થીને ધન આપનારો કહેલો છે, તેમજ કામિપુરૂષોને 'કામ' એટલે ઇચ્છિત ફળ આપનારો છે, અને પરંપરાએ ધર્મ મોક્ષનો સાધક છે. પરસ્પર અવિરૂદ્ધ વચનથી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે મૈત્રી આદિ ભાવના સહિત અનુષ્ઠાન કરવું તે ધર્મ કહેવાય છે.

ભાવાર્થ—અનેક પ્રકારના ધનને આપનારો ધર્મ કહેલો છે તે યથાર્થ છે; કારણ કે ધર્મકાર્યથી પુણ્ય બંધાય છે અને તે પુણ્યના ફળરૂપે હરેક પ્રકારના ધનની પ્રાપ્તિ થાય છે. વળી હરેક પ્રકારની મનુષ્યની ઇચ્છાઓ પૂરી પાડનાર પણ ધર્મ છે, સર્વ પ્રકારના પાંચ ઇન્દ્રિયોના વિષયો તથા દેવતાદિક ઋદ્ધિને આપનાર ધર્મ છે. પણ ધર્મથી મળતા આ સર્વ લાભ ક્ષણિક છે. તો તેથી મોક્ષ રૂપ ઉચ્ચ વસ્ત

પ્રાપ્ત કરવાની અભિલાષાવાળાનો પ્રયાસ ધર્મમાર્ગ તરફ ન દોરાય, એવી શંકાના સમાધાન અર્થે શાસ્ત્રકાર જણાવે છે કે, ધર્મ તેજ પરંપરાએ મોક્ષનો પણ સાધક છે. મોક્ષનો પર્યાય શબ્દ અપવર્ગ મુક્યો છે. જે સ્થિતિમાં જાતિ, જરા, મરણ વિગેરે નાશ પામ્યા છે તે અપવર્ગ એવો તેનો વ્યુત્પત્તિ ઉપરથી અર્થ થાય છે.

અવિરત સમ્યગ્દૃષ્ટિ નામનું ચોથું ગુણસ્થાન છે. તે ચોથા ગુણસ્થાનથી ઉત્તરોત્તર ઉચ્ચ દશા પ્રાપ્ત કરી છેવટનું અયોગિ ગુણસ્થાન પ્રાપ્ત કરી મનુષ્ય મોક્ષ દશા મેળવે છે. તે ચોથું ગુણસ્થાન પ્રાપ્ત કરવાનો માર્ગ દર્શાવનાર ધર્મ છે; માટે ધર્મ તેજ મોક્ષરૂપી સાધ્ય વસ્તુનો વસ્તુતઃ સાધક કહી શકાય. ૨

હવે જેના પરસ્પર અવિરુદ્ધ વચન હોય તેના પર વિશ્વાસ રાખી કાર્યની પ્રવૃત્તિ થાય તે લાભદાયી નીવડે; માટે પ્રથમ અવિરુદ્ધ વચન કોનું મંભવી શકે તે વિચારવાની આવશ્યકતા છે. જૈન સિદ્ધાંતને ઉપર જણાવેલું વિશેષણ બંધબેસતું આવે છે. કારણ કે તે સિદ્ધાન્તના પ્રણેતા જીનભગવાન્ છે અને જીન એટલે રાગદ્વેષ, કામ, મદ, મોહ, માન આદિ દુર્જય-દુષ્ટ મનોવિકારોને જીતનાર. તેવા જીતનારને કોઈ પણ રીતે સ્વાર્થબુદ્ધિ હોઈ શકે નહિ; માટે તેમણે દર્શાવેલો સિદ્ધાન્ત અવિરુદ્ધ હોઈ શકે. હવે તેવા સિદ્ધાન્તને આધારે જે અનુષ્ઠાન થાય તેને વિદ્વાન્ પુરુષોએ 'ધર્મ' કહેલો છે. અનુષ્ઠાન એટલે કોઈ પણ ક્રિયા અથવા પ્રવૃત્તિ; તે બે પ્રકારની છે. એક વિધિરૂપે અને બીજી પ્રતિષેધ રૂપે. 'સામાયિક કરવું' એ રૂપ આદેશ તે વિધિઅનુષ્ઠાન, અને 'હિંસા ન કરવી' તે રૂપ આદેશ તે પ્રતિષેધ અનુષ્ઠાન. માટે શાસ્ત્રાનુસારે ઉપર જણાવેલું બે પ્રકારનું અનુષ્ઠાન કરવું તેનું નામ ધર્મ કહેવાય. વળી તે અનુષ્ઠાન મૈત્રી આદિ ચારભાવનાથી સંયુક્ત હોવું જોઇએ. તે ચાર ભાવનાઓ આ પ્રમાણે છે. મૈત્રી ભાવના, પ્રમોદ ભાવના, કારુણ્ય ભાવના અને માધ્યસ્થ ભાવના. આ ચાર ભાવનાઓનું ટુંક સ્વરૂપ અત્રે આપવામાં આવે છે.

સર્વ પ્રાણિ માત્રમાં રહેલા આત્માઓ સત્તાએ એક સરખા છે એવું નિશ્ચિત કરી સર્વપર સમ ભાવ રાખવો તે મૈત્રી ભાવના

અર્થાત્ સર્વ પ્રાણિપ્રતિ મિત્ર તુલ્ય વર્તવું. આપણાથી જ્ઞાનમાં, ગુણમાં તથા બીજી કોઈ રીતે આગળ વધેલા મનુષ્યને જોઇને હૃદયમાં જે આનંદ થવો તેનું નામ **પ્રમોદ ભાવના.** આપણાથી જ્ઞાનમાં, ગુણમાં, સત્તામાં અથવા બીજી કોઇ રીતે ઉતરતા મનુષ્યને તેમજ પ્રાણિવર્ગને જોઈને અથવા તેમને દુઃખી દેખી હૃદયમાં જે દયાભાવ-કૃપાદૃષ્ટિ જાગૃત થાય, તેનું નામ **કારૂણ્ય ભાવના.** દેવની, ગુરૂની, આપણી તથા અન્ય પુરૂષોની નિન્દા કરતો કોઇને જોઈ તેના તરફ દ્વેષ ન કરતાં કર્મની વિચિત્ર ગતિ છે, એમ શ્રદ્ધા રાખી તેની ઉપેક્ષા કરવી, તેનું નામ **માધ્યસ્થ ભાવના.** ઉપર જણાવેલી ચાર ભાવનાઓ સહિત જે અનુષ્ઠાન યથાશાસ્ત્ર કરવામાં આવે તેનું નામ ધર્મ કહેવાય. એ **વ્યવહારનયની** અપેક્ષાએ ધર્મની વ્યાખ્યા થઇ. **નિશ્ચયનયથી** તો "જેથી જીવની પરિણતિ સુધરે અને રાગદ્વેષ ઓછા થાય, તેવો હર કોઇ જ્ઞાન, દર્શન, ચારિત્ર પ્રાપ્ત કરવાનો માર્ગ તે "ધર્મ" કહી શકાય. તેના ભેદ જણાવે છેઃ—

મૂળ—सोऽमनुष्ठातृभेदाद् द्विविधो गृहस्थधर्मो यतिधर्मश्चेति ॥

**અર્થ**—આ ધર્મ, અનુષ્ઠાન કરનારના ભેદથી બે પ્રકારનો છે. એક ગૃહસ્થધર્મ અને બીજો યતિધર્મ.

**ભાવાર્થ**—ધર્મ તો એક છે. પણ સર્વ જીવો સરખી સ્થિતિના નથી. કેટલાક હજુ કેવળ હલકી સ્થિતિમાં છે, ત્યારે કેટલાક કેવળ આનંદી અને જ્ઞાનધ્યાનના રસમાં મગ્ન થઈ વર્તી શકે છે. આફ્રીકાના એક જંગલી મનુષ્ય અને યુરોપના એક વિદ્વાન્ ગૃહસ્થમાં આપણને બહુજ ભેદ લાગે છે, તેમજ જુદા જુદા મનુષ્યોમાં પણ આપણને ભેદ માલૂમ પડે છે. તો મનુષ્ય જેમ ભિન્ન તેમ તેમને માટે માર્ગ પણ ભિન્ન હોવા જોઇએ. મનુષ્ય જે સ્થિતિએ ઉભો હોય તે સ્થિતિમાં તેની ઉન્નતિને વાસ્તે કયું પગલું લાભદાયક થઈ પડશે તે જણાવનારજ ધર્મ છે. હવે સર્વ કોઈ સરખી સ્થિતિમાં નથી તો તેમને વાસ્તે ધર્મ પણ એક હોઇ શકે નહિ. માટેજ ગ્રન્થકારે બે વિભાગ પાડ્યા. એક **ગૃહસ્થધર્મ** અને બીજો **યતિધર્મ.** ગૃહસ્થધર્મનું

બીજું નામ શ્રાવક ધર્મ પણ છે. ધર્મશાસ્ત્રોમાં આપેલાં નામ સર્વથા સાર્થક હોય છે. ગૃહસ્થ એટલે ગૃહમાં રહેનાર ઘરબારી, તેમને પાળવાનો જે ધર્મ તે ગૃહસ્થધર્મ. શ્રાવક એટલે સાંભળનાર. " જે મનુષ્ય ધર્મનું શ્રવણ કરે છે (અને તે પ્રમાણે વર્તવાને યથાશક્તિ પ્રયત્ન કરે છે) તે શ્રાવક કહી શકાય." હવે જગતમાં એવા પણ મનુષ્યો હોય કે જેમણે સંસારનો સર્વ અનુભવ પ્રાપ્ત કર્યો હોય, અને પછી સાંસારિક સુખની અનિત્યતા તેમજ દુઃખમયતા અનુભવી હોય અથવા પૂર્વજન્મમાં આરાધન કરેલ ધર્મનાં કારણથી સંસારના અનુભવ સિવાય પણ વિષય વિકારથી વિરક્તિ પામેલ હોય તેવા મનુષ્યો પરના તેમજ પોતાના હિત ખાતર ધર્મપુસ્તકોમાં લખેલા ઉપદેશ પ્રમાણે વર્તવાને સર્વથા પ્રયત્ન કરે; તેમને 'યતિ' કહેવાય છે. કારણ કે यतते सो यतिः જે જ્ઞાનીઓના વચનને અનુભવવાને મન, વચન અને કાયાથી શુદ્ધ રીતે પ્રવર્તન કરી રહ્યા છે તેજ "યતિ" કહી શકાય. કોઇ પણ વસ્તુ મારી છે એવા ભાવનો ત્યાગ કરી જ્ઞાનરૂપ નૌકાવડે તૃષ્ણારૂપી નદીને તરવાનો જે વ્યાપાર કરે છે તે યતિ છે. હવે શ્રાવકો પણ સર્વે એક જ સ્થિતિના હોઇ શકતા નથી. સર્વે એક સરખી રીતે સર્વ અનુષ્ઠાન કરી શકે નહિ; માટે ગૃહસ્થ ધર્મના પણ ભેદ શાસ્ત્રકાર દર્શાવે છે.

तत्र गृहस्थधर्मोऽपि द्विविधः सामान्यतो विशेषतश्चेति॥

અર્થ—તેમાં ગૃહસ્થ ધર્મ પણ 'સામાન્ય' અને 'વિશેષ' એમ બે પ્રકારનો છે.

ભાવાર્થ—જે ધર્મ સર્વને ઉદ્દેશીને કહેલો છે અને જે ધર્મ સર્વ સદ્‌ગૃહસ્થોથી પાળી શકાય તે સામાન્ય ધર્મ. તેમાં માર્ગાનુસારીપણાના પાંત્રીશ ગુણનો સમાવેશ થાય છે. તે ગુણો અનુવ્રતાદિક મહા ગુણોના કારણભૂત છે. કાર્યની ઉત્પત્તિ વાસ્તે કારણની જરૂર છે. માટે ઉચ્ચ ગુણ રૂપ કાર્યની ઉત્પત્તિ વાસ્તે પ્રથમ સર્વમાન્ય સામાન્ય ગુણ પ્રાપ્ત કરવાના છે. અને તે બતાવનાર માર્ગ તે સામાન્ય ગૃહસ્થ ધર્મ ગણી શકાય. તેથી આગળ વધી જેઓ પાંચ અનુવ્રત, ત્રણ

ગુણુવ્રત તથા ચાર શિક્ષા વ્રત એ રીતે સમકિત સહિત બાર વ્રતને અંગીકાર કરે છે તેઓ વિશેષ ધર્મ પાળનારા ગણી શકાય. આ વિશેષ ધર્મ પણ યતિ ધર્મની અપેક્ષાએ તો સામાન્ય છે, તે વાત ભૂલવી જોઇતી નથી. તેમાં ગ્રન્થકાર પોતેજ સામાન્ય ગૃહસ્થધર્મનું આ પ્રકરણના અંત સુધી વિવેચન કરે છે.

મૂળ—तत्र सामान्यतो गृहस्थधर्मः कुलक्रमागतमनिन्द्यं ।
विभवाद्यपेक्षया न्यायतोऽनुष्ठानमिति ॥

અર્થ—કુળપરંપરાથી ચાલી આવેલું, અનિંદ્ય અને પોતાના વૈભવની અપેક્ષાએ ન્યાયયુક્ત જે અનુષ્ઠાન, તે સામાન્યપણે ગૃહસ્થ ધર્મ કહી શકાય.

ભાવાર્થ—કુળપરંપરાથી ચાલી આવેલું એ વિશેષણ મુકી એમ જણાવ્યું કે જે આચાર વિચાર વંશ પરંપરાથી ચાલતો આવતો હોય અને તે શુદ્ધ હોય તો તેનો ત્યાગ કરવો નહિ; તેમજ જે જે ક્રિયા શ્રાવક-ગૃહસ્થ કરે તે અનિંદ્યાવાળી જોઇએ. જે કાર્ય સજ્જનો નિંદવા યોગ્ય ગણે છે, જેથી આ જગતમાં મનુષ્ય અપ-કીર્તિ પામે છે. તેવું કાર્ય તેણે કરવું જોઇએ નહિ. નિંદ્ય કાર્યનો નિષેધ જણાવી, પ્રશંસા યોગ્ય કાર્ય કરવાની આવશ્યકતા શાસ્ત્રકાર જણાવે છે. વળી પોતાની સ્થિતિનો પણ વિચાર કરવો. કેટલાક મનુષ્યો પોતાની સ્થિતિ હજાર રૂપીઆના વ્યાપારની હોય, તે છતાં દશ હજારનો વ્યાપાર કરે તો, તેમાં કોઈ સમયે મોટું નુકશાન આવી જાય. માટે તેવો વ્યાપાર નહિ કરવાની ભલામણ કરતાં જણાવે છે કે ન્યાયથીજ વ્યાપાર કરવો. પોતાને ઉચિત વ્યાપાર કદાપિ અન્યાયથી કરવો નહિ. ખોટાં તોલ, માપ, વિશ્વાસઘાત, બોલીને ફરી જવું, ખોટા દસ્તાવેજ કરવા, તથા ખોટી સાક્ષીઓ પુરવી એ સર્વને ન્યાયયુક્ત એ શબ્દથી તિરસ્કાર કર્યો. જે મનુષ્ય કેવળ ધનની અપેક્ષાથીજ નહિ, પણ પોતે મેળવેલું ધન ગરીબ તથા અનાથ મનુષ્યોને ઉપયોગી થશે, તેમજ પોતાને પણ ધર્મમાર્ગમાં લાભદાયી થશે, એવું ધારી ધન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે

છે, તે ગૃહસ્થ ધર્મને યોગ્ય અનુષ્ઠાન કરે છે, એમાં સંદેહ નથી. તેથી ઉલટું જે શ્રાવક ધન મેળવવા મહેનત કરતો નથી અને નિર્વાહ સારૂ બીજા પર આધાર રાખે છે, તેનું ચિત્ત સ્થિર રહેતું નથી; પરાધીનતાથી તેને અનેક પ્રકારની ચિંતાઓ જાગૃત થાય છે, અને ધર્મકાર્યોને સારૂ જોઈતા ધન વિના તે અધર્માનુષ્ઠાનજ કરે છે. માટે જ્યાં સુધી શ્રાવકધર્મ છે, ત્યાં સુધી ધન મેળવવાની આવશ્યકતા છે અને જેઓ શ્રાવક છતાં તે મેળવવા મથતા નથી, તેઓ બન્ને લાભ ખુએ છે. કહ્યું છે કેઃ—

वित्तीवोच्छेयंमि य गिहिणो सीयन्ति सव्वकिरियाओ ।
निरवेक्खस्स उ जुत्तो संपुण्णो संजमो चेव ॥ १ ॥

આજીવિકાનો નાશ થવાથી ગૃહસ્થની સર્વ ધર્મક્રિયાઓ શિથિલ થાય છે પણ જેને આજીવિકાની અપેક્ષા નથી, તેને તો સંપૂર્ણ સંયમ એજ યોગ્ય છે.

અવતરણ—ઉપર જણાવી ગયા કે ન્યાયથી ધન ઉપાર્જન કરવું. હવે તેનું કારણ ગ્રન્થકાર જણાવે છે.

मूळ—न्यायोपात्तं हि वित्तमुभयलोकहितायेति ।
अनभिशङ्कनीयतया परिभोगाद्विधिना तीर्थगमनाच्चेति ॥

અર્થ—ન્યાયોપાર્જીત ધન આ લોક તેમજ પરલોકના હિતને અર્થે થાય છે; કારણ કે શંકારહિતપણે તેનો ઉપભોગ થાય છે, તેમજ વિધિપૂર્વક તીર્થગમનાદિક કાર્ય તે ધન વડે થઈ શકે છે.

ભાવાર્થ—શાસ્ત્રકારોનો ઉદ્દેશ એવો છે કે જે કાર્ય આલોકમાં પણ હિતકર થઇ પડે તેમજ પરલોકમાં પણ હિતકર થઇ પડે તે કરવું.

માટે ઉભયલોકમાં કલ્યાણકારી ન્યાય વૃત્તિથીજ ધન પ્રાપ્ત કરવું. હવે તેના લાભ જણાવે છે, જે મનુષ્ય અન્યાયથી ધન મેળવે છે તે મનુષ્યને, અથવા તે ધનથી નીપજાવેલી વસ્તુ જેવી કે બંગલો, ગાડી, ઘોડા વગેરે વસ્તુઓ જોઇ લોકો આશંકા કરે છે અને કહે-

છે કે 'આ બંગલો તો દિવાનગિરિમાં મેળવેલા ધનનો છે, આ તો અમુક પાસેથી લાંચ લેઇ બંધાવેલો છે!' આવી આવી આશંકાઓ તે મનુષ્ય અથવા તેની વસ્તુ દેખીને થાય છે. વળી તે મનુષ્યનું ચિત્ત સ્થિર રહેતું નથી. તેના પોતાના મનમાંજ શંકા રહે છે કેઃ—મારી આ અન્યાયની વાત કોઇ જાણશે તો મારે વિષે શું કહેશે? એમ અહર્નિશ આર્ત તથા રૌદ્ર ધ્યાનમાં તેના દિવસો પસાર થાય છે. ધન છતાં ખુલ્લા હાથે તેનો ઉપભોગ થઈ શકતો નથી; તેમજ અન્યાયથી ધન ઉપાર્જન કરવામાં જે લોભ વૃત્તિ મુખ્ય હતી, તેજ વૃત્તિ તેને દાનાદિક સત્કાર્ય કરવામાં તેનો ઉપભોગ કરતાં અટકાવે છે. ધનની શાસ્ત્રકારોએ ત્રણ ગતિઓ કહેલી છે. દાન, ભોગ અથવા નાશ. જેઓ દાન દેતા નથી અથવા તો ઉપયોગ કરતા નથી, તેઓને વાસ્તે નાશરૂપ ત્રીજો માર્ગ ખુલ્લો છે. માટે અન્યાયથી પેદા કરેલું ધન પ્રાયઃ અન્યાય માર્ગેજ નાશ પામે છે. હવે જે મનુષ્યો ન્યાયથી ધન પેદા કરે છે, તેઓની ચિત્તવૃત્તિ શાન્ત અને આનંદમય રહે છે. મનની પરિણતિ શુદ્ધ થઈ, એજ ઉચ્ચ ગતિ પામવાનો માર્ગ છે. મન એજ મનુષ્યને બંધ તથા મોક્ષનું કારણ છે. માટે તેવો મનુષ્ય આ જગતમાં પણ શંકા રહિતપણે તેનો સદુપયોગ કરી શકશે, અને તે ધન વડે થતા અનેક શુભ કાર્યને લીધે, તેમજ માનસિક શુદ્ધ વિચારોને લીધે, પરલોકમાં પણ તે સુખી થશે. વળી તે ધનથી મૂળ સૂત્રમાં કહ્યા પ્રમાણે તીર્થ ગમનાદિક કાર્ય પણ થઇ શકે છે. જેથી સંસાર સમુદ્ર તરી શકાય તે 'તીર્થ'. તે તીર્થ બે પ્રકારનાં છે. એક તો અચળ તીર્થ અને બીજું જંગમ તીર્થ, પર્વત આદિ શાન્ત સ્થળ જ્યાં જ્યાં મહાન્ પુરૂષો ધ્યાનાર્થે વિચર્યા હોય, અને જેમના પાદ પંકજની રજથી તેમજ જેમના શુદ્ધ મનના ઉચ્ચ પરમાણુઓથી જેની ભૂમિ પવિત્ર થઇ હોય, જ્યાં તેમની ભવ્ય મૂર્તિઓ સ્થાપન કરેલી હોય અને જે મૂર્તિઓ અત્યારે પણ ખરા ભક્તોને જવાબ દેતી હોય એમ જણાય છે, તે સ્થળ અચળ તીર્થ કહેવાય છે અને તે પોતાના સંબંધમાં આવતા અન્ય મનુષ્યોને શુભ વિચારો પ્રેરવામાં મદદગાર થાયછે. સાધુ મુનિ મહારાજો જેઓ સ્થળે સ્થળે

વિચરી લોક હિતાર્થે બોધ આપી સંસાર સમુદ્રથી તારવાને પ્રવર્તી રહેલા છે, તેઓ ખરેખર જંગમ (હાલના) તીર્થ રૂપ છે.

માટે એવા તીર્થ માટે વ્યય કરવાને પણ ન્યાયથી પેદા કરેલું ધન બહુ ઉપયોગી થઇ પડે છે. તેમજ દીન અનાથ વર્ગને આપી તેમની આધિ તેમજ વ્યાધિનો નાશ કરવો એના જેવું પણ ઉત્તમ કાર્ય બીજું એકપણ નથી. તેનું દાન કરતાં નીચેના શ્લોકમાં જણાવેલી બાબતપર ધ્યાન આપવાની જરૂર છે.

पात्रे दीनादिवर्गे च दाने विधिवदिष्यते ।
पोष्यवर्गाविरोधेन न विरुद्धं स्वतश्च यत् ॥ १ ॥

જે પોતાને વિરૂદ્ધ ન હોય તેમજ પોષણ કરવા લાયક સ્ત્રી, પુત્ર, માતા, પિતા આદિ સ્વજનની આજીવિકામાં વિઘ્ન રૂપ ન હોય, તેવું ગરીબ પુરૂષો તથા યોગ્ય પાત્રને આપેલું દાન તે વિધિવત્ આપેલું દાન કહી શકાય. આ ઉપરથી ગ્રન્થ કર્તાએ એમ સૂચન કર્યું છે કે પુત્ર આદિ સ્વજન વર્ગનો તિરસ્કાર કરી સઘળું ધન ધર્મ માર્ગમાં ખરચી ન દેવું, કારણ કે આજીવિકા અર્થે તેમનો તેના ઉપર આધાર છે. "ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો" એ કહેવત આપણને લાગુ ન પડે તે વિચારવા જેવું છે.

ન્યાયથી ઉપાર્જન કરેલું ધન તો ઉપર જણાવ્યા પ્રમાણે બન્ને લોકમાં હિતકર થઇ પડે છે. હવે તેથી ઉલટી રીતે પેદા કરેલા ધન સંબંધી ગ્રન્થકાર કહે છેઃ—

મૂળ—अहितायैवान्यदिति ।

तदनपायित्वेपि मत्स्यादिगलादिवद्विपाकदारुणत्वादिति ॥

અર્થઃ—ઉપર જણાવેલા કરતાં બીજું તે અહિતને અર્થે જ થાય છે. કારણ કે, તેવું ધન વિનાશ ન પામે, તોપણ માછલા આદિને પકડવાને નાંખેલા કણક વળગાડેલ લોઢાના આંકડાની માફક પરિણામે દારૂણ છે.

મૂળમાં एव શબ્દ મૂકીને ગ્રન્થકારે જણાવ્યું કે અન્યાયથી પેદા કરેલું ધન નક્કી અહિતકારીજ નિવડે છે. કદાચિત્ પાપાનુબંધી પુણ્યના ઉદયથી, કેટલોક સમય તે ધન વિનાશ ન પામે; તોપણ રાચવાનું નથી. કેટલાક અજ્ઞાન મનુષ્યો બીજાઓને અન્યાયથી ધન પેદા કરતા જોઇ લોભાઇ જાય છે, અને લોભને વશ થઇ તે પ્રમાણે આચરવાને દોરાય છે. તેમને ખરેખર રીતે કર્મના નિયમની પ્રતીતિ (વિશ્વાસ) નથી. કારણ કે કર્મનો નિયમ અચળ અને સનાતન છે. તે આપણને જણાવે છે કે, જેવું કરશો તેવું પામશો. તમે છાનો ગુન્હો કરી રાજદંડથી કદાચ બચી જાઓ, પણ કર્મનો નિયમ તો શિખવે છે કે કેવળ તમારા કાર્ય અને વચનને સારૂ નહિ પણ તમારા સારા અથવા નરતા વિચારોને સારૂ પણ તમે જવાબદાર છો. તો પછી અન્યાયી આચરણનું દુષ્ટ પરિણામ આવવાનું એ નિઃસંશય વાત છે. માછલાં પકડવાને મચ્છીમાર લોકો લોઢાના આંકડાને કણક વળગાડીને જળમાં નાખે છે, તે કણકથી લોભાઇને માછલાં વિગેરે જળચર પ્રાણીઓ તે ખાવાને સારૂ આવે છે. પણ તે ખાવા જતાં તરતજ તે લોઢાનો આંકડો તેમને તાળવે ભોંકાય છે, અને આ પ્રમાણે તૃષ્ણા તેમના મરણના કારણભૂત થાય છે. માટે અંતે જેમાં અનિષ્ટ પરિણામ આવવાનું, તેમાં કયો બુદ્ધિમંત પુરૂષ રાચે? કહ્યું છે કેઃ—

જે સુખમાં ફિર દુઃખ વસે, સો સુખ નહિ દુઃખરૂપ;
જે ઉત્તંગ ફિર ગીર પડે, સો ઉત્તંગ નહિ ભવ કૂપ.

માટે ધન પ્રાપ્ત કરવામાં અન્યાય નજ કરવો, એજ ગ્રન્થકારના કથનનું રહસ્ય છે.

અવતરણ—અન્યાયથી ધન પેદા કરવાનો પ્રતિષેધ કરવાથી ધનની પ્રાપ્તિ નહિ થાય, અને તેથી આજીવિકાનો નાશ થશે, અને તેથી ધર્મના હેતુભૂત ચિત્તની સમાધિ (સ્થિરતા) નાશ પામશે, માટે શું કરવું, એવી આશંકા દૂર કરવાને ગ્રન્થકાર પોતેજ કહે છેઃ—

न्याय एव ह्यर्थोप्त्युपनिपत्परेति समयविद इति ॥

અર્થ—ન્યાય એજ ધન મેળવવાનો અત્યંત રહસ્યભૂત ઉપાય છે, એમ સિદ્ધાન્તના જાણકાર જણાવે છે.

ભાવાર્થ—મનુષ્ય ન્યાયી થશે, એટલે શુભકર્મ ઉપાર્જન કર્યું, અને શુભ કર્મ ઉપાર્જન કર્યું એટલે ધન તો પોતાની મેળે આવીને તેને મળવાનું એ નિઃસંદેહ છે. પૂર્વના પાપ કર્મના ઉદયથી આ ભવમાં કદાચ ધન ન પણ મળે; તેથી કોઇ અધર્મી મનુષ્ય તે મેળવવાને અન્યાય આચરણ કરે તો, તેથી ધન ન મળે, એટલુંજ નહિ પણ ભવિષ્યમાં પણ તે અન્યાય આચરણ રૂપ પાપથી તે મેળવવા શક્તિમાન થવાનો નહિ. માટે તે મેળવવાને પાત્ર થવું જોઇએ; અને તે પાત્ર થવાનો ન્યાયાચરણ સિવાય બીજો એક પણ માર્ગ નથી. મનુષ્ય કસોટીથી જ આત્મામાં રહેલા ગુણો પ્રકટ કરી શકે છે. અને લોભની જાળમાંથી પસાર થવું, એ કાંઇ નાની કસોટી નથી. છતાં જેઓ લોભને વશ નહિ થતાં, દુઃખ આવવા છતાં, ન્યાયનેજ વળગી રહે છે તેઓને ગુણલુબ્ધ લક્ષ્મી પોતાની મેળે આવી મળે છે. કહ્યું છે કે:–

निपानमिव मण्डूकाः सरः पूर्णमिवाण्डजाः ।
शुभकर्माणमायान्ति विवशाः सर्वसम्पदः ॥ १

नोदन्वानार्थितामेति न चाम्भोभिर्न पूर्यते ।
आत्मा तु पात्रतां नेयः पात्रतां यान्ति सम्पदः ॥२॥

દેડકા જેમ કુવા પ્રતિ આકર્ષાય છે, પક્ષિઓ જેમ પૂર્ણ સરોવર પ્રતિ લોભાય છે, તેજ રીતે પરાધીન થયેલી સર્વ સંપત્તિઓ શુભકર્મ વાળા પુરૂષ તરફ દોરાય છે, અર્થાત્ તેવો પુરૂષ તે મેળવે છે.

વળી સમુદ્ર જળની યાચના કરતો નથી, છતાં જળવડે નથી પુરાતો એમ નથી; અર્થાત્ જળવડે પુરાય છે. માટે આત્માને પાત્ર બનાવવો. કારણ કે સંપત્તિઓ પાત્ર મનુષ્ય તરફ આકર્ષાય છે.

"ઇચ્છા કરો તે પહેલાં તે મેળવવા પાત્ર થાઓ." એ વાક્ય કદી ભુલવું જોઇતું નથી.

અવતરણ—ન્યાયથી જ ધન પ્રાપ્ત થઇ શકે છે એમ શી રીતે કહી શકાય? એવી શંકાના સમાધાન અર્થે ગ્રન્થકાર પોતે જ કહે છે.

ततो हि नियमतः प्रतिबन्धककर्मविगम इति ॥

અર્થ—કારણ કે ન્યાયથીજ નિશ્ચયે કરીને ધન મેળવવામાં પ્રતિબંધરૂપ લાભાન્તરાય કર્મનો નાશ થાય છે.

ભાવાર્થ—કર્મ એ સૂર્યરૂપ આત્માના પ્રકાશને ઢાંકનાર વાદળ રૂપ છે. જેમ સૂર્ય ઉગ્રરૂપે પ્રકાશે, એટલે વાદળાં પોતાની મેળે વિખરાઇ જાય છે, તેજ રીતે જ્યારે આત્મા જેનો સ્વભાવ સત્ય અને ન્યાયી છે, તે પોતાના ન્યાય સ્વરૂપમાં પ્રવર્તે, એટલે કર્મરૂપ વાદળાં નાશ પામવાનાં. આ રીતે ન્યાયાચરણથી લાભાન્તરાય રૂપ કર્મ નાશ પામવાથી, ધન સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે. તેજ ગ્રન્થકાર જણાવે છે.

મૂળ—सत्यस्मिन्नायत्यामर्थसिद्धिरिति ॥

અર્થ—લાભાન્તરાય કર્મનો નાશ થાય છે, ત્યારે આગામીકાળે ( ભવિષ્યમાં ) ધન પ્રાપ્તિ થાય છે.

ભાવાર્થ—જે વિઘ્નરૂપ હોય, તેનો નાશ થાય એટલે તે વસ્તુ મળે તે તો સ્વાભાવિક નિયમ છે. તેજ પ્રમાણે ધનનો લાભ તેમાં અંતરાય ( હરકત ) રૂપ જે કર્મ હતું, તે ઉપર જણાવ્યા પ્રમાણે ન્યાયયુક્ત આચરણથી નાશ પામ્યું. એટલે ધનની પ્રાપ્તિ થાય છે, માટે ન્યાયયુક્ત વર્તન રાખવું.

अतोऽन्यथापि प्रवृत्तौ पाक्षिकोऽर्थलाभो ।
निःसंशयस्त्वनर्थ इति ॥

અર્થ—તેથી અન્ય પ્રકારે પ્રવૃત્તિ કરવાથી, ધનનો લાભ વિકલ્પે છે; પણ અનર્થ તો નિઃસંશય છે.

ભાવાર્થ—ઉપર જણાવી ગયા કે ન્યાયયુક્ત આચરણ કરવું; તેથી અન્ય પ્રકારે પ્રવૃત્તિ કરવાથી, અર્થાત્ અન્યાયયુક્ત આચરણથી અર્થલાભ તો વિકલ્પે છે. ધનપ્રાપ્તિ થાય પણ ખરી અથવા ન પણ થાય. કદાચિત્ પૂર્વના પુણ્યોદયથી તેને અન્યાયી વર્તન છતાં પણ ધનની પ્રાપ્તિ થાય, પણ તેથી આનંદ માનવાનો નથી; કારણ કે તે કાર્યથી તેનું પૂર્વનું પુણ્ય નાશ પામ્યું, અને જે અશુભ કર્મ અન્યા-

ધર્મચારિણી કહેવામાં આવે છે, તે પરથી જણાય છે કે કેવળ સાંસારિક વિષયમાંજ તેની જરૂર છે, એટલુંજ નહિ પણ ધાર્મિક બાબતમાં પણ તે ભાગ લેવાને, તેમજ સાહાય્ય કરવાને યોગ્ય છે. હવે તેવા સ્ત્રી પુરૂષોનો સંબંધ ઇચ્છતા માતપિતાએ કઇ બાબતો પર ખાસ લક્ષ આપવું તે મૂળના શબ્દોપરથી સ્પષ્ટ માલૂમ પડે છે. પ્રથમ તો ગ્રંથકર્ત્તાના મત પ્રમાણે ઘણા લોક જેના વિરોધી છે તેવા મનુષ્યના પુત્ર અથવા પુત્રી સાથે વિવાહ કરવો ઉચિત નથી. કારણ કે તેમ કરવામાં અનેક અનર્થ છે. જે મનુષ્યને બહુ શત્રુ હોય, જેના બહુ વિરોધી હોય તેને કદાપિ શાન્તિ હોતી નથી. તેનું ચિત્ત સદા ઉદ્વેગમાં રહે છે, તો તેવા મનુષ્ય સાથે સંબંધ બાંધવાથી શો લાભ મેળવવાની આશા રાખી શકાય? પણ તેથી ઉલટું તેઓ નિરપરાધી હોય તોપણ તેમની સાથે સંબંધ બાંધવાથી દોષવાન્ ઠરે છે, અને લોકોની પ્રીતિ ઓછી થાય છે, અને તે અનેક અનર્થના કારણભૂત બને છે.

હવે સમાન કુળશીળવાળા એ વિશેષણનું શું સાર્થકપણું છે તેનો વિચાર કરીએ. જો બન્નેનાં કુળ એક સરખાં ન હોય, અથવા તેમાં ઉચ્ચ નીચનો ભેદ હોય, અને કુળ પ્રમાણે ધનસંપત્તિમાં પણ ફેર હોય તો તેમાં નીચે પ્રમાણે પરિણામ નિપજવાનો સંભવ રહે છે.

ઉચ્ચ કુળમાં જન્મેલી વૈભવવાળી કન્યા હલકા કુળમાં જન્મેલા પોતાના પતિની, ધન તથા કુળના મદથી, અવગણના કરે; અને તેજ રીતે પતિ ઉચ્ચ કુળનો હોય અને કન્યા હલકા કુળની હોય તો તે પતિ કન્યાને તુચ્છ ગણી તેનો અનાદર કરે.

હવે સરખાં શીળવાળાં પતિ અને પત્ની હોવાં જોઇએ. કારણ કે તેમના ગુણ દોષમાં, તેમની માનસિક સંપત્તિમાં, અને તેમના આચાર વિચારમાં જો બહુજ તફાવત હોય છે, તો બન્નેના સ્વભાવ મળતા આવતા નથી. અને બન્નેને ભારે દુઃખ થાય છે, એક બીજાથી તેઓ કંટાળે છે, અને પરિણામ વ્યભિચાર આદિ દુષ્ટ દોષોમાં આવે છે. માટે તેવા પરિણામ ન આવે તે સારૂ લાયક દંપતીની

જોડ ખોળવી એ માતપિતાનો પવિત્ર ધર્મ છે. ઘણા પુરૂષોનો ગૃહ-સંસાર ખેદકારક નીવડે છે, તેમાં બે મુખ્ય કારણો છે. એક બાળ-લગ્ન, અને બીજું સ્ત્રીઓની અજ્ઞાન સ્થીતિ. બાળલગ્ન કરવામાં આવે એટલે તે બાળક સ્ત્રી પ્રતિ પોતાનો ધર્મ શું છે તે સમજતો ન હોય, અને પતિ પ્રતિ પોતાની શી ફરજ છે એ તે બાળા સમજતી ન હોય, તો પછી સહજ વાતમાં મતભેદ પડે એ સ્વાભાવિક છે; તેવા મતભેદ જીવનપર્યંત ચાલતા જોવામાં આવે છે, અને બન્નેની સ્થિતિ ખરેખર દુઃખમય થાય છે. બીજું સ્ત્રીઓની અજ્ઞાનતા એ એક અસાધારણ કારણ છે. જ્યાં સુધી સ્ત્રીઓ અજ્ઞાત હોય ત્યાં સુધી પતિસેવા કેવી રીતે સમજે અથવા બાળકોને ઉછેરી કેવી રીતે મોટાં કરવાં એ ક્યાંથી જાણે ? અથવા પોતાની શક્તિ ઉપરાંત ખ-રચ કરવામાં પતિને શું દુઃખ વેઠવું પડતું હશે, તેની એને ક્યાંથી ખબર પડે ? તે તો અજ્ઞાનના પ્રવાહમાં તણાતી જાય છે, અને અન્ય બ્હેનપણીઓના કથનપરથી ગમે તેવી માગણી કરતાં અચકાતી નથી. બિચારી અજ્ઞબાળાની સ્થિતિ ઘણી શોચનીય છે; જ્યાં સુધી સ્ત્રીઓ અજ્ઞ છે, ત્યાં સુધી સંસારવ્યવહાર સુખમય હોવાની આશા રાખવી એ હવામાં બાચકા ભરવા જેવું છે. માટે તેમને ભણાવી, ઉત્તમ આચારવાળી બનાવી લાયક વરને સોંપવી. કયા પુરૂષોને કન્યા ન દેવી તે સંબંધી લૌકિકશાસ્ત્ર કહે છેઃ—

मूर्खनिर्धनदूरस्थशूरमोक्षाभिलाषिणाम् ।
त्रिगुणाधिकवर्षाणां तेषां कन्या न दीयते ॥

અર્થ—મૂર્ખ, નિર્ધન, દૂર રહેનાર, લડવૈયો, વૈરાગી, અને કન્યાની ઉમ્મરથી ત્રણગણી ઉમ્મર કરતાં વધારે વર્ષ વાળાને કન્યા ન આપવી.

વળી એક ગોત્રવાળા સાથે લગ્નવ્યવહાર ન કરવો આ કહેવું ઘણું વિચારપૂર્વક છે. તે પ્રમાણે કરવાથી ગોત્રના પુરૂષ વચ્ચે રહેતો જ્યેષ્ટ અને કનિષ્ટનો વ્યવહાર ( મોટા નાનાનો વ્યવહાર ) નાશ પામે છે. કન્યાનો પિતા વય તથા વૈભવમાં જ્યેષ્ઠ હોય તોપણ જમા-

ઈના પિતાની અપેક્ષાએ કનિષ્ઠ બને છે. અને આ પ્રમાણે વ્યવહારનો નાશ થવાથી વિનયનો નાશ થાય છે; અને વિનયનો નાશ થવાથી અનુક્રમે અનર્થ પરંપરા ઉદ્ભવે છે.

આ તો એક સામાન્ય કારણ ટીકાકારના મત પ્રમાણે દર્શાવ્યું, પણ તેના કરતાં પણ બીજું એક અધિક પ્રબળ કારણ છે. જેને હાલના મેડીકલમેન (ડોકટરો) પણ પુરવાર કરી આપે છે. એકજ ગોત્રમાં ઉત્પન્ન થયેલાં પુત્ર પુત્રી આદિનો માંહોમાંહે પરસ્પર લગ્ન સંબંધ કરવામાં આવે તો તે સંબંધથી ઉત્પન્ન થતાં બાળકો શરીરે અશક્ત અને નિર્બળ માલુમ પડે છે.

ટીકાકારે—લૌકિક નીતિશાસ્ત્રનું કેટલુંક વિવેચન આપેલું તે નીચે પ્રમાણે છેઃ—

વરની ઉમ્મર સોળ વર્ષની, અને કન્યાની ઉમ્મર બાર વર્ષની જોઇએ. અગ્નિ તથા દેવતાઓની સાક્ષી સહિત જે વર તથા કન્યાનો હસ્ત મેળાપ થાય તેનું નામ લગ્ન કહેવાય. તેના આઠ ભેદ છે.

(૧) બ્રાહ્મ્ય વિવાહ. જેમાં કન્યાને વસ્ત્રાલંકાર પહેરાવીને 'તું આ મહા ભાગ્યશાળી પુરૂષની સહધર્મચારિણી થા' એમ કહી વરને આપવામાં આવે તે વિવાહ.

(૨) પોતાના ઘરના વૈભવને ઉચિત દ્રવ્ય, વરને આપી કન્યાદાન કરે તે પ્રાજાપાત્ય વિવાહ.

(૩) ગાયનું જોડલું આપી કન્યાદાન આપવું તે આર્ષ વિવાહ.

(૪) ઋત્વિજને યજ્ઞ ( દાન પૂજનાદિક ) ને અર્થે કન્યાપ્રદાન કરવું તે દૈવ વિવાહ. ઉપર જણાવેલા ચાર પ્રકારના વિવાહ ધર્મ યુક્ત કહી શકાય, કારણ કે ગૃહસ્થાશ્રમને યોગ્ય ક્રિયાના કારણભુત છે, અને તેમાં માતપિતા બધુ વર્ગ આદિ સ્વજનઆદિની સમ્મતિ છે.

(૫) એક બીજાપર પ્રીતિ થવાથી વિવાહ કરવો તે ગાન્ધર્વ વિવાહ.

(૬) કોઈ પણ પ્રકારની સરત કરીને કન્યા આપવી તે આસુર વિવાહ.

(૭) બળાત્કારથી કન્યાગ્રહણ તે રાક્ષસ વિવાહ.

(૮) સુતેલી અથવા પ્રમાદથી ફરતી કન્યાનું હરણ કરવું તે પૈશાચ વિવાહ.

છેલ્લા જણાવેલા આ ચાર વિવાહ અધર્મયુક્ત છે; પણ તેમાં પણ પરસ્પરની રૂચિ હોય તો ધર્મયુક્ત માનવામાં આવે છે. હવે વિવાહનો લાભ શુદ્ધ કુલરત્નરૂપી સ્ત્રી છે, અને સારી સ્ત્રીથી સુસંતતિ ઉત્પન્ન થવાનો સંભવ છે; તેથી ચિત્તની શાન્તિની આશા રહે છે. કારણ કે સ્ત્રી કુલીન હોય, પોતાનો ધર્મ સમજતી હોય, અને પુત્ર ઉમદા ગુણવાળો હોય તો તેને કોઈ પ્રકારની ઘરની ચિંતા રાખવી પડતી નથી, અને ચિત્ત હમેશાં પ્રસન્ન રહે છે. વળી બ્હારથી કંટાળીને, ઉદ્વેગ પામીને અને થાકીને આવ્યો હોય તે વખતે તે સુપ્રસન્ન સ્ત્રી પોતાના મધુર શબ્દોથી, તેને આશ્વાસન આપી, તેના દુઃખમાં ભાગ લેઇ તેનું દુઃખ અર્ધું કરી નાખે છે. વળી કુલીન સ્ત્રી ઘરસંસાર કેવી રીતે ચલાવવો તે સારી રીતે સમજે છે; અને કુલીનતાને લીધે ઉમદા ગુણો તેનામાં સ્વાભાવિક માલુમ પડે છે. વળી, તે અતિથી, ગુરૂ, સ્વજન, આદિનો સત્કાર કેવી રીતે કરવો તે બરોબર જાણે છે. જેને જેવો ઘટે તેવો આદરસત્કાર આપવો એ પુરૂષો કરતાં સ્ત્રીઓ સારી રીતે પીછાણે છે. હવે આવી સ્ત્રીઓ અશુદ્ધ માર્ગે તરફ ન દોરાય તે માટે ટીકાકાર નીચે પ્રમાણે ઉપાય જણાવે છે—

गृहकर्मविनियोगः परिमितोऽर्थसंयोगः ।

अस्वातन्त्र्यम् सदा च मातृतुल्यस्त्रीलोकावरोधनम् ॥ १ ॥

(૧) ગૃહ સંબંધી કામકાજ સોંપવું; તેમ કરવાથી તેનું મન તે કાર્ય કરવામાં રોકાશે; એટલે તેને નિવૃત્તિ અથવા અવકાશનો બહુ સમય મળશે નહિ. તથા ઘરનો કારભાર તેને સોંપવાથી, આ કાર્ય મારે કરવાનું છે એવી બુદ્ધિથી તે સારી રીતે કરશે; અવકાશનો સમય ઓછો હોવાથી કુથલી અથવા પારકાની નિન્દા પણ થઇ શકશે નહિ, તેમજ હલકી સ્ત્રીઓની સાબતમાં ફરવાનો પ્રસંગ પણ આવશે નહિ.

(૨) કેટલુંક ધન તેને આપી મુકવું; આમ કરવામાં બે હેતુ રહેલા છે. એક તો પોતાને નજીવું ખરચ કરવા કાંઇ પૈસા જોઇતા હોય તેમાંથી તે ખરચી શકે, અને પૈસાના લોભથી અન્યાય માર્ગે જતાં અટકે; વળી પોતે પરગામ ગયો, અને પરોણા વિગેરે તેને ઘેર આવ્યું હોય તો તેણીને આપી મુકેલા ધનમાંથી ખરચ કરી ઘરની જતી લાજ અટકાવી રાખે.

(૩) અસ્વાતંત્ર્યપણું: સ્ત્રીને એટલી બધી સ્વતંત્રતા ન આપવી કે પોતાની મરજી મુજબ આચરી શકે, તેને નિયમમાં રાખવી, અને તેનું રક્ષણ કરવું. બાળપણમાં સ્ત્રીનો રક્ષક પિતા છે, યુવાવસ્થામાં પતિ રક્ષક છે અને વૃદ્ધાવસ્થામાં પુત્ર તેનો રક્ષક છે. આમ ત્રણે સમયમાં રક્ષણ કરાયેલી સ્ત્રી નિયમનો ભંગ કરી શકતી નથી. વળી ટીકાકારના મત પ્રમાણે બીજા મનુષ્યોના મનમાં એમ આવે કે આ ઘરમાં સ્ત્રીનું ચલણ છે એવી સ્વતંત્રતા ન આપવી.

(૪) વૃદ્ધ અને માતા તુલ્ય સ્ત્રીઓની સોબતમાં રાખવી. વૃદ્ધ અને સુશીલ સ્ત્રીઓનો સંગ થવાથી પોતાની હલકી વૃત્તિઓ કબજામાં રાખતાં શિખશે અને તેથી સદ્ગુણો મેળવશે. જે ઘરમાં વૃદ્ધ સાસુઓ હોય છે તે ઘરમાં ભાગ્યેજ અનિષ્ટાચાર સાંભળવામાં આવે છે. પણ જ્યારે સાસુ હોતી નથી અને કુળવધૂના હાથમાં સર્વ સત્તા આવે છે ત્યારે કોઇ પણ પ્રકારના અનર્થનો સંભવ રહે છે. માટે તેવી સુશીલ અને ગુણવાળી વૃદ્ધ સ્ત્રીઓની સોબતમાં રાખવી. આ પ્રમાણે સ્ત્રીઓનું રક્ષણ કરવાના ચાર ઉપાય ટીકાકાર જણાવે છે.

આ વિષય સમાપ્ત કરતાં પહેલાં તે સંબંધી એક શંકાનું નિવારણ કરવું એ ઉચિત જણાય છે. કોઇ શંકા કરે કે આમ લોકોની સમક્ષ લગ્ન કરવા કરતાં તૈયાર વેશ્યા મળી જાય તો તેથી શું ન સરે ? તેના પ્રત્યુત્તરમાં ટીકાકાર જણાવે છેઃ—

रजकशिलाकुक्कुरकर्परसमा हि वेश्याः
कस्तासु कुलीनो रज्येत ।

यतो दानं दौर्भाग्यं सत्कृतौ परोपभोग्यत्वं,
आसक्तौ परिभवो मरणं वा ॥
महोपकारेऽप्यनात्मीयत्वं, बहुकालसम्बन्धेऽपि त्यक्तानां ।
तदैव पुरुषान्तरगमनमिति वेश्यानां कुलागतो धर्म इतिं ॥

વેશ્યા તે ધોબીને ધોવાની શિલા અથવા કુતરાની ચાટ્ય બરોબર છે (ધોબીની શિલાપર જે આવે તે ધુવે, અને કુતરાની ચાટયમાં જે કુતરૂં આવે તે મુખ ઘાલે) કયો કુલીન પુરૂષ તેમાં રાચે? તેને દાન આપવાથી દુર્ભાગ્ય આવે છે, અથવા મનુષ્ય દરિદ્રી થાય છે. તેણીને કરેલો સત્કાર બીજાના ઉપભોગમાં આવે છે. ઘણી આસક્તિથી પરાભવ અથવા મરણ નિપજે છે. મોટા ઉપકાર કર્યા છતાં તે પોતાની થતી નથી.

બહુ કાળનો સંબંધ હોય તોપણ તેનો ત્યાગ કર્યો એટલે બીજા પુરૂષ સાથે તેજ સમયે સહવાસ કરે છે. ઇત્યાદિ અનર્થનાં કારણ વિચારી સુજ્ઞજનોએ કુલીન અને શીળવાળી સ્ત્રી સાથે લગ્ન સંબંધ બાંધવો એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે. આ પ્રમાણે માર્ગાનુસારિપણાના બીજા ગુણનું વર્ણન પુરૂં થયું.

## ત્રીજો ગુણ ચેતીને ચાલવા સંબંધી.

હવે ગ્રન્થકાર ત્રીજા ગુણનું વિવેચન કરે છેઃ—

दृष्टादृष्टबाधाभीतितेति ॥

અર્થ—જોવામાં આવતા તેમજ નહિ જોવામાં આવતા અનેક ઉપદ્રવોથી ભય પામી વર્તવું, એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

ભાવાર્થ—આ જગતમાં જે અન્યાય અથવા અધર્માચરણ થાય છે, તેમાંથી કેટલાકનાં ફળ પ્રત્યક્ષ દેખાય છે અને કેટલાકનાં ફળ અનુમાનથી જણાય છે, માટે તેવાં અનિષ્ટ પરિણામવાળાં કાર્યથી દૂર રહેવું. જો મનુષ્યના મનમાં પાપાચરણનો ખરેખરો ભય હોય તો તેનાં કારણોનો દૂરથી ત્યાગ કરવા તે પ્રયત્ન કરે. હવે કયા આચ-

રણો પ્રત્યક્ષ દુષ્ટ પરિણામવાળાં છે? અન્યાયવ્યવહાર, જુગાર, પર-સ્ત્રીગમન, ચોરી; આ સર્વે તો આ જગતમાં પણ અનેક પ્રકારની વિટંબનાના કારણભૂત થતાં દૃષ્ટિએ પડે છે.

હવે કેટલીએક એવી બાબતો છે કે જેમાં રાજ્યતરફથી કાંઈ પણ ભય થાય નહિ. પણ ધર્મશાસ્ત્રો તેમને મહાપાતકરૂપ માને છે. અને તેના ફળરૂપે સંસારમાં અનેક ભવ સુધી રખડવાનું બતાવે છે. તેવાં કાર્યનું ફળ આપણને જણાય નહિ; છતાં ધર્મશાસ્ત્રોપર વિશ્વાસ રાખી યુક્તિપૂર્વક તેનો વિચાર કરી તેવા ફળથી બ્હીને દુષ્ટ આચરણ ન કરવું તેનું નામ પણ ધર્મ છે.

દૃષ્ટાન્ત તરીકે મદ્યમાંસ ભોજન, અશુદ્ધ વિચાર, લોકોનું બુરૂં કરવાના સંકલ્પ, મનમાં ભારે ક્રોધ, આ વગેરે અનેક હલકા પ્રકારનાં આચરણ છે, જેમાં આ જગતમાં કોઇ તરફનો ભય હોતો નથી પણ તેથી કર્મના અચળ નિયમ પ્રમાણે મહાદુઃખ ભોગવવું પડે છે. માટે તેવા ઉપદ્રવથી ડરીને શુદ્ધ માર્ગે ચાલવું, અને આત્માને મલીન થવા ન દેવો. રાજ્યદંડના ભયથી તેમજ પરલોકના ભયથી ડરીને દ્રવ્ય તથા ભાવથી આત્માને શુદ્ધ રાખવો, એજ ગ્રન્થકારનો આ સૂત્રમાં આશય જણાય છે.

## ચોથો ગુણ સત્પુરૂષોની પ્રશંસા.

### મૂળ—तथा शिष्टाचारप्रशंसनमिति ॥

**અર્થ**—વળી સારા પુરૂષોના આચરણની પ્રશંસા કરવી.

**ભાવાર્થ**—સારા પુરૂષો અથવા શિષ્ટ પુરૂષો પ્રથમ કોને કહેવા તે જાણવું બહુજ જરૂરનું છે. સદાચારમાં વર્તતા વૃદ્ધ અને જ્ઞાની પુરૂષોની સમીપમાં રહી, વિશુદ્ધ શિક્ષા (ઉપદેશ) જેમણે પ્રાપ્ત કરી છે તે શિષ્ટ પુરૂષો કહી શકાય. તેઓના આચારવિચાર તે શિષ્ટાચાર કહેવાય.

શિષ્ટ પુરૂષોના સર્વે ગુણોનું વર્ણન કરવું તે તો અશક્ય છે, પણ તેમાંના મુખ્ય ગુણોનું ટીકાકાર વર્ણન કરે છે.

लोकापवादभीरुत्वं दीनाभ्युद्धरणादरः ॥
कृतज्ञता सुदाक्षिण्यं सदाचारः प्रकीर्तितः ॥
सर्वत्र निन्दासंत्यागो वर्णवादश्च साधुषु ॥
आपद्यदैन्यमत्यन्तं तद्वत्संपदि नम्रता ॥
प्रस्तावे मितभाषित्वमविसंवादनं तथा ॥
प्रतिपन्नक्रिया चेति कुलधर्मानुपालनम् ॥
असद्व्ययपरित्यागः स्थाने चैव क्रिया सदा ॥
प्रधानकार्ये निर्बन्धः प्रमादस्य विवर्जनम् ॥
लोकाचारानुवृत्तिश्च सर्वत्रौचित्यपालनम् ॥
प्रवृत्तिर्गर्हिते नेति प्राणैः कण्ठगतैरपि ॥

લોકના અપવાદથી ભય રાખવો, ગરીબ પુરૂષોનો ઉદ્ધાર કરવામાં આદર કરવો, કૃતજ્ઞતા (કરેલા ગુણનું જાણવાપણું) રાખવી, સુદાક્ષિણ્ય જાળવવું, સદાચાર સેવવો, સર્વે પ્રકારે નિન્દાનો ત્યાગ કરવો, રૂડા પુરૂષોની પ્રશંસા કરવી, દુઃખમાં પણ દીનતા ધારણ ન કરવી, સુખમાં નમ્રતા ધરવી, પ્રસંગે ઉચિત બોલવું, કોઇની સાથે વિરોધ ન કરવો, અંગીકાર કરેલું કરવું, કુળધર્મ પાળવો, ખોટા ખરચનો ત્યાગ કરવો. યોગ્ય સ્થાને યોગ્ય ક્રિયા કરવી, ઉત્તમ કાર્યમાં મચ્યા રહેવું, પ્રમાદનો ત્યાગ કરવો, લોકાચાર પાળવો, સર્વત્ર ઉચિતનું રક્ષણ કરવું. પ્રાણ કંઠે આવ્યા હોય તોપણ નિન્દિત કાર્યમાં પ્રવૃત્તિ ન કરવી. આ આદિ બીજા અનેક શુભ ગુણવાળાની પ્રશંસા કરવી. મનુષ્ય પ્રશંસા કયારે કરે છે તે વિચારવા જેવું છે. જ્યારે તે ગુણોને પોતે ઉચ્ચ ધારતો હોય ત્યારેજ તેની પ્રશંસા કરે છે. એ તો એક સામાન્ય નિયમ છે કે જે વસ્તુ આપણને પ્રિય લાગે અથવા આનંદકારક જણાય તે મેળવવાને સ્વાભાવિક પ્રયત્ન થાય છે; માટે ઉપર જણાવેલા શિષ્ટ પુરૂષોની પ્રશંસા કરવાથી તેમના [illegible]ને તે [illegible], અને પોતે ગુણગ્રાહી બને છે.
તેજ

गुणेषु यत्नः क्रियताम् किमाटोपैः प्रयोजनम्
विक्रीयन्ते न घण्टाभिर्गावः क्षीरविवर्जिताः ॥
शुद्धाः प्रसिद्धिमायान्ति लघवोऽपीह नेतरे ॥
तमस्यपि विलोक्यन्ते दान्तिदन्ता न दन्तिनः ॥ २ ॥

ગુણ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો. ખાલી આડંબરથી શું પ્રયોજન છે? દુધ નહિ આપનારી ગાયોને ઘંટ બાંધવાથી વેચાતી નથી. નાના પણ શુદ્ધ પદાર્થો પ્રસિદ્ધ થાય છે. જેમ અંધારામાં હાથી (કાળા હોવાથી) જણાતા નથી પણ તેના દન્તૂશળ દેખાય છે. તેજ પ્રમાણે જે ગુણવાળા હોય છે તે સર્વત્ર પૂજ્ય છે અને બીજાને અનુકરણ કરવા લાયક થઇ પડે છે. તેવા સુશીલ પુરૂષનો દરેક આત્મહિતાર્થીએ સંગ કરવો; તેથી અનેક લાભ થાય છે. તેઓ પોતાના કાર્યથી આપણને શુદ્ધ કાર્ય કરવા દોરે છે, તેઓ પોતાના ઉપદેશથી શુદ્ધ માર્ગ બતાવી આપણા મનની મલિનતાનો નાશ કરે છે; અને તેઓના વિચારથી પણ તેમના સંબંધમાં આવતા પુરૂષોના વિચાર શુદ્ધ બનાવે છે. ખરેખર ભાગ્યોદય હોય તોજ એવા સત્પુરૂષ મળે કે જેમના દર્શનથીજ ત્રિવિધ તાપ ટળે.

## પાંચમો ગુણ—અંતરંગ છ શત્રુનો જય.

મૂળ—तथा अरिषड्वर्गत्यागेनाविरुद्धार्थप्रतिपत्त्येन्द्रियजय इति॥

અર્થ:—વળી છ પ્રકારના શત્રુનો ત્યાગ કરીને, (ગૃહસ્થ ધર્મને) અવિરૂદ્ધ (પાંચ ઇન્દ્રિયના વિષયરૂપ) અર્થ અંગીકાર કરીને ઇન્દ્રિયનો જય કરવો, એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

ભાવાર્થ:—છ પ્રકારના શત્રુ નીચે પ્રમાણે છે. કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષ; એ છ શત્રુઓ છે. તેનો ત્યાગ કરવો એ ગૃહસ્થનો ધર્મ છે. હવે તે દરેકનો અનુક્રમે આપણે વિચાર કરીશું; અને તેનો ત્યાગ કરવાથી શા શા લાભ થાય છે તે તપાસીશું.

**પ્રથમ કામ:**—તેનો અર્થ સ્ત્રી સાથે ગમન કરવાની વૃત્તિ એવો થાય છે. હવે ગૃહસ્થના વિષયમાં તેનો શો અર્થ કરવામાં આવ્યો છે તે જોવાનું છે, કારણ કે ગૃહસ્થ **સર્વથા** સ્ત્રીનો ત્યાગ કરી શકે નહિ. માટે અહિંયા પરસ્ત્રી, કુમારિકા, અને વેશ્યાનો ત્યાગ કરવારૂપ ઉપદેશ છે* કારણ કે તે ઉપદેશ વિરૂદ્ધ વર્તન રાખવાથી આબરૂ જાય, ધન જાય, શરીર ખુવાર થાય, અનેક વ્યાધિ ઉત્પન્ન થાય. વળી તેવા મનુષ્યો લોકોને સર્વથા અપ્રિય થઈ પડે છે, અને કોઇ તેમનો વિશ્વાસ કરતું નથી. રાજ્ય તરફથી પણ દંડ પામે છે, અને પરભવમાં અનેક દુઃખ ભોગવવાં પડે છે. માટે સ્વદાર-સંતોષ રાખવો એટલે પોતાની સ્ત્રીથી સંતુષ્ટ રહેવું. **તેમાં પણ બહુ લોલુપી થવું નહિ.** કારણ કે તેથી બળ તથા બુદ્ધિ નાશ પામે છે; બાળક ઉત્પન્ન થાય તે પણ નિર્બળ થાય છે; માટે ધીમે ધીમે તે કામવૃત્તિને નિગ્રહમાં રાખતાં શિખવું જોઇએ, અને તેને વાસ્તે ગૃહસ્થાશ્રમ જેવી બીજી એકે ઉત્તમ શાળા નથી. વસ્તુ પાસે હોવા છતાં, તેનાથી નહિ લોભાતાં, તેની અસારતા અનુભવી ધીમે ધીમે તેના પાશથી મુક્ત થવું, તેના જેવું બીજું શું ઉત્તમ કાર્ય હોઈ શકે? ગુલામ જ્યાં સુધી છુટો થાય નહિ ત્યાં સુધી સેનાધિપતિ થઇ શકે નહિ. તેજ રીતે જે મનુષ્ય પોતાની અધમ પાશવ વૃત્તિઓને તાબે છે ત્યાં સુધી કદાપિ તે સ્વતંત્ર થઈ બીજાને તાબે કરી શકે નહિ. સ્નાયુ કસરતથી મજબૂત થાય છે; ટેવ અથવા વૃત્તિ જે પ્રમાણમાં નિરંકુશ વર્તે છે તે પ્રમાણમાં બલિષ્ટ થાય છે. મનની શક્તિ અભ્યાસથી ખીલે છે, અને લાલચોનો પણ આવોજ ઉપયોગ છે. બલિષ્ટ વિકારો હોવા છતાં તેનાપર મેળવેલો જય મનુષ્યને **વીર** બનાવે છે. કામવૃત્તિ (મૈથુનાભિલાષા) સૌથી બલિષ્ટ વિકાર છે, તેનાપર જય મેળવનાર આ જગતમાં દેવ સમાન છે.

**ક્રોધ:**—આ એક બીજો બલિષ્ટ શત્રુ છે. તેને વશ થયેલો મનુષ્ય ગમે તેવું અવિચારી કાર્ય કરતાં જરા પણ આંચકો ખાતો

* परगृहीतास्वनूढासु वा स्त्रीषु दुरभिसन्धिः कामः ॥

નથી. ક્રોધ વખતે મનુષ્ય એવું કોઇકવાર બોલી જાય છે કે જેથી કરી જીવન પર્યન્ત તેને પસ્તાવું પડે છે. તે એવો વિકાર છે કે તેને આધીન થયેલો મનુષ્ય બીજાનું બુરૂં કરવા દોરાઇ જાય છે, અને જ્યાં સુધી તે વિકાર શમતો નથી, ત્યાં સુધી આર્ત તથા રૌદ્ર ધ્યાન થયાજ કરે છે.

સામા મનુષ્યે મારૂં બગાડયું તેથી તેનું બુરૂં કરવું, એ વિચાર ક્રોધથી ઉત્પન્ન થાય છે. પણ ખરી રીતે વિચારીએ તો કોઇ તારૂં બગાડનાર નથી. તેં પૂર્વભવમાં ઉપાર્જન કરેલા કર્મ અનુસારેજ સુખ અથવા દુઃખ તને પ્રાપ્ત થાય છે; અને બીજા પુરૂષો તો તેમાં નિમિત્તમાત્ર છે. આચાર પ્રદીપમાં કહ્યું છે કેઃ—

सव्वो पुव्वकयाणं कम्माणं पावए फलविवागं ।
अवराहेसु गुणेसु अ निमित्तमित्तं परो होई ॥ १ ॥

સર્વ પુરૂષો પૂર્વે કરેલાં કર્મનાં ફળ ભોગવે છે; અપરાધમાં તેમજ ગુણમાં બીજા તો નિમિત્તમાત્ર છે. પોતેજ પોતાના કર્મનો કર્ત્તા છે અને ભોક્તા પણ છે. જો એમ હોય તો નિમિત્ત માત્ર જે બીજા પુરૂષો છે, તેવા સાથે ક્રોધ કરવાથી કિંચિત્ પણ લાભ નથી. તે તો કેવળ આત્માની અજ્ઞાન દશા સૂચવે છે. વળી તેજ ગ્રન્થમાં અન્યત્ર કહ્યું છે કે कोहो मूलं दुहाणं सयलाणं ક્રોધ સકળ દુઃખનું મૂળ છે. માટે તેનો ત્યાગ કરી ક્ષમા વૃત્તિ ધારણ કરવી, અને સર્વપર સમભાવ રાખવો.

ગૃહસ્થ છે તે સામાન્ય રીતે સર્વથા ક્રોધનો ત્યાગ ન કરી શકે માટે અહીંયા ટીકાકાર તેનું જુદું લક્ષણ જણાવે છે. अविचार्य परस्यात्मनो वापायहेतुः क्रोधः અવિચારથી ઉત્પન્ન થયેલી પરના તેમજ પોતાના દુઃખના કારણભૂત, જે વૃત્તિ, તે ક્રોધ. ક્રોધને અગ્નિની ઉપમા આપવામાં આવી છે તે સાર્થક છે. અગ્નિ જે ઘરમાં ઉત્પન્ન થાય તેને પ્રથમ બાળે છે, અને જો દાબવામાં ન આવે તો સમીપના ઘરનો જોડે નાશ કરે છે. તેજ પ્રમાણે ક્રોધ જેનામાં ઉત્પન્ન થાય તેના આત્માનું અહિત કરે, અને જો તેનો નિગ્રહ કર-

વામાં ન આવે તો પરનું પણ અહિત કરે છે, માટે આવી રીતે પોતાને તેમજ પરને દુઃખકારી ક્રોધ વૃત્તિનો ત્યાગ કરવો.

લોભઃ—સંસારમાં જે જે અનર્થ થાય છે તેમાંના ઘણાખરા આ લોભની વૃત્તિને લીધેજ થાય છે એમ કહેવામાં જરા પણ અ-સત્ય નથી.

મનુષ્યે કેટલીક વસ્તુઓને 'મારી' માની લીધેલી છે; અને તેનાથી જુદા પડવું તે પ્રાણથી જુદા પડવા કરતાં પણ વધારે કષ્ટકારી લાગે છે. ધન તે તેમાંની મુખ્ય વસ્તુ છે. તે મેળવવાને ગમે તેવાં કુકૃત્ય કરતાં મનુષ્ય જરા પણ આંચકો ખાતો નથી; કારણ કે સંસારના સર્વ બ્હારના વૈભવ તે વસ્તુ દ્વારા પ્રાપ્ત થઈ શકે છે; અત્રે ધન ખોટું છે એમ કહેવાનો આશય નથી. પરન્તુ લોભની વૃત્તિ કે જે મનુષ્યને અન્યાયને પણ માર્ગે તે પેદા કરવા તરફ દોરે છે તે વૃત્તિ બહુ પીડાકારી છે. તે વૃત્તિ આત્માના સર્વ ગુણ આચ્છાદિત કરી શકે એટલું સામર્થ્ય ધરાવે છે. તમે કોઈ મજુર પાસે અમુક પ્રકારનું કાર્ય કરાવરાવ્યું; હવે તે કાર્યના પ્રમાણમાં ન્યાય રીતે તેને ચાર આના તમારે આપવા જોઈએ; પણ લોભને વશ થઇ તમે તેને સાડાત્રણ આના આપ્યા. આમાં નુકશાન કોને થયું? જરા શાન્ત મનથી વિચાર કરતાં જણાશે કે તે મજુરને તો ફક્ત બે પૈસાનુંજ નુકશાન થયું પણ તમારામાંથી જે ન્યાયતત્ત્વ નાશ પામ્યું તેની બરોબરી તે બે પૈસા કરી શકે તેમ છે? જે ન્યાયતત્ત્વથી મનુષ્ય સત્ય અને અસત્ય વચ્ચેનો ભેદ પારખી શકે છે તે આ પ્રમાણે લોભ વૃત્તિથી નાશ પામે છે.

ટીકાકાર નીચે પ્રમાણે લોભની વ્યાખ્યા આપે છેઃ—

दानार्हेषु स्वधनाप्रदानमकारणपरधनग्रहणं वा लोभः ॥

"જે પુરૂષો દાનને યોગ્ય છે તેમને પોતાનું ધન ન આપવું, અને નિષ્કારણ અન્યનું ધન લેવું, તેનું નામ લોભ." આ શબ્દોમાં લોભવૃત્તિનાં બે અનિષ્ટ પરિણામ બતાવ્યાં. જે સુપાત્ર છે તેને વિષે છતી શક્તિએ દાન કરતાં અટકાવનાર વૃત્તિ તે લોભ છે. તેમજ બીજાનું ધન પચાવી [illegible]ન્યાય રીતીથી લેઇ લેવાની ઇચ્છા

તે પણ લોભ છે. લોભી મનુષ્ય સન્માર્ગે પોતાના ધનનો વ્યય કરી શકતો નથી, પણ અન્યનું ધન લેઇ લેવા મથે છે. માટે તે વૃત્તિને નિયમમાં રાખી ન્યાય વૃત્તિથી જે ધન મળે તેમાં સંતોષ માની યથાશક્તિ તેનો સદુપયોગ કરવો એજ હિતકર છે.

માનઃ—પોતાને જે થોડું ઘણું જ્ઞાન પ્રાપ્ત થયું હોય તેને સર્વજ્ઞપણું માની પોતાને સૌના કરતાં ઉચ્ચ ગણવાની જે વૃત્તિ થાય છે તે માન. જે લોકો અર્ધદગ્ધ હોય છે, એટલે જેઓ થોડું ઘણું જાણે છે, તેમનામાં આવા વિચાર ઉત્પન્ન થવાનો વધારે સંભવ છે. તેઓ પોતાના સંકુચિત જ્ઞાનને સમુદ્રરૂપ માને છે. અહંકારી મનુષ્ય બીજાને માન આપી શકતો નથી, તેમ બીજાનો વિનય કરી શકતો નથી, તેમજ મારી લઘુતા થશે એમ વિચારી પોતાની શંકાઓનું પણ સમાધાન કરવા સમર્થ થતો નથી. વિનય વગરની વિદ્યા શોભતી નથી. કહ્યું છે કે विद्या विनयेन शोभते. વિદ્યા વિનયથી—નમ્રતાથીજ શોભે છે. અહંકારી મનુષ્ય ગમે તો વિદ્વાન્ હોય તોપણ મણિવાળા સર્પની માફક લોક તેનાથી દૂર નાશે છે. હમેશાં શિષ્ય વૃત્તિ રાખવી, દરેક મનુષ્ય, દરેક બનાવ, દરેક પુસ્તક આપણને કાંઈ નહિ ને કાંઇ શિખવે છે, અને આપણા જ્ઞાનમાં વૃદ્ધિ કરે છે. કેવળ મનુષ્યજ નહિ પણ જગતના પદાર્થો પણ આપણને ઘણું જ્ઞાન આપે છે. માટે જે જે સ્થળેથી જ્ઞાન પ્રાપ્ત થાય તે મેળવવા ચુકવું નહિ, પણ તે સાથે નિરંતર નમ્રતા રાખવી. ગર્વિષ્ઠ પુરૂષ કોઇની હિતશિક્ષા માનતો નથી, અને મુક્તિના આત્યંતિક સુખને સારૂ જે શાસ્ત્રકારોનો ઉપદેશ છે તેથી વિમુખ રહે છે. ટીકાકાર પણ જણાવે છે કેઃ—

दुरभिनिवेशान्मोक्षोद्युक्तोक्त्यग्रहणं मानः ।

દુરાગ્રહથી મોક્ષને વાસ્તે ઉદ્યુક્ત થયેલા (જ્ઞાની પુરૂષો) નું વચન ન ગ્રહણ કરવું તે માન. તે મનુષ્ય પોતાની ટુંકી બુદ્ધિમાં જણાય તેનેજ સર્વસ્વ માને છે, અને તેથી જ્ઞાની પુરૂષો, અથવા જે પુરૂષોએ આત્મા સંબંધી ઉંડું જ્ઞાન મેળવ્યું હોય તેવા પુરૂષોના વચનને વ્હેમ અથવા ખસી ગયેલા મગજની કલ્પનારૂપ માને છે અને સ્વેચ્છાએ ચાલતો દેખાય છે. આ માનવૃત્તિ સદ્ગુરૂના ઉપદેશ વિના અથવા વધારે જ્ઞાન પ્રાપ્ત થયા વિના નાશ પામતી નથી. માટે

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत

ઉઠો! જાગ્રત થાઓ! મહાન્ પુરૂષોને શોધી કાઢો! અને જ્ઞાન મેળવો! તેવા પુરૂષના બોધથી પોતાના જ્ઞાનની ખામી માલૂમ પડશે, અને મનુષ્ય શિષ્ય વૃત્તિ ધારણ કરી નમ્રતા રાખતાં શીખશે.

મદઃ—મદ એ પણ એક પ્રકારનો મનનો ઉન્માદ છે, મનની ઘેલછા છે. તેથી મનુષ્ય પોતાને બીજા કરતાં ઉચ્ચ ગણવા દોરાય છે. જુદી જુદી વસ્તુઓને આશ્રયી તેના આઠ પ્રકાર કહેવામાં આવ્યા છે. કુળમદ, બળમદ, ઐશ્વર્યમદ, રૂપમદ, લોભમદ, તપમદ, જાતિમદ. અને જ્ઞાનમદ; એ રીતે મદના આઠ પ્રકાર છે. આ આઠ પ્રકારમાં પ્રથમ સાત પ્રકારની વસ્તુઓ છે તે બ્હારની છે, તે તો દરેક જન્મમાં બદલાયા કરે છે અને તેથી ક્ષણે ક્ષણે બદલાતી વસ્તુઓનો મદ કોઇ પણ સુજ્ઞ મનુષ્ય કરે નહિ; પણ ઘણાક પુરૂષોને જ્ઞાનનો-વિદ્યાનો મદ થાય છે. આ મદ બહુ ભારી છે. દરેક પ્રકારના મદનો નાશ તો જ્ઞાનથી થઇ શકે, પણ જ્યાં જ્ઞાનનોજ મદ થયો ત્યાં ઉપાય શો? જ્યાં પોતાની માતાજ ઝેર આપે, જ્યાં વાડજ ચીભડાં ચોરે, ત્યાં ઉપાય શો? આનો ઉપાય કેવળ સદ્ગુરૂની પ્રાપ્તિમાં રહેલો છે. જ્યારે સદ્ગુરૂ મળે અને તેમના દ્વારા વિશેષ જ્ઞાન પ્રાપ્ત થાય, ત્યારે પોતાના જ્ઞાનની અલ્પતાનો ખ્યાલ આવે અને ત્યારેજ પોતાની લઘુતાનું ભાન થાય. કહ્યું છે કેઃ—

> લઘુતાથી પ્રભુતા મળે, પ્રભુતાથી પ્રભુ દૂર;
> કીડી હો મીસરી ચુગે, ગજ શિર નાખે ધૂળ!

વળી જ્ઞાન તે આત્માનો **સ્વાભાવિક** ગુણ છે. **સ્વાભાવિક** ગુણને સારૂ કોણ ઉન્મત્ત થાય? કારણ કે, આત્માને સંતોએ જ્ઞાન स्वरूपममलं નિર્મળ જ્ઞાનસ્વરૂપી કહેલો છે. માટે જેનું સ્વરૂપ જ્ઞાનમય છે, તેવા આત્માના સ્વાભાવિક ગુણને સારૂ કોઇ પણ પ્રકારનો મદ-અભિમાન રાખવો, તે કેવળ આત્મસ્વરૂપનું અજ્ઞાન સૂચવે છે.

વળી બીજી સાત વસ્તુઓને વાસ્તે પણ કોઇ પ્રકારનો મદ રાખવો તે ઉચિત નથી. કારણ કે કુળ, બળ, ઐશ્વર્ય, રૂપ, લાભ,

તપ અને જાતિ એ આપણા શરીરને આશ્રયી રહેલાં છે, અને તેમાંનાં કેટલાંક તો એક ભવમાંજ બદલાય છે અને કેટલાંક બીજા ભવમાં બદલાય છે, પણ તેમાંના કોઇ પણ પદાર્થ આપણી સાથે અખંડ રહેતો નથી, કારણ કે જ્યારે મરણ થાય છે ત્યારે કુળ, બળ, ઐશ્વર્ય, રૂપ, લાભ, તપ કરવાને યોગ્ય શરીર અને જાતિ સાથે આવતાં નથી. માટે જે ચીજો એક ભવ આશ્રયી છે તેનાપર અત્યંત આસક્તિ રાખવી, અને વળી બીજામાં તે ન હોય તેને આપણાથી હલકા અથવા નીચ ગણવા એ કેવળ અજ્ઞાનતાનો ઉન્માદ છે. શાસ્ત્રમાં કથન છે કે જે બાબતનો માણસ મદ કરે છે, તેનાથી હીન બીજા ભવમાં તે થાય છે. એનાં ઘણાં દ્રષ્ટાન્તો શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. શ્રી મહાવીર સ્વામી પ્રભુએ મરીચિના ભવમાં પોતાના કુળનો મદ કર્યો તેના પરિણામરૂપે છેલ્લા ભવમાં તેમને નીચગોત્ર મળ્યું એ બાબત સર્વને જાણીતી છે. ઉમાસ્વાતિ વાચકે પ્રશમરતિમાં લખ્યું છે કે—

श्रुतशीलविनयसंदूषणस्य, धर्मार्थकामविघ्नस्य ।
मानस्य कोऽवकाशं मुहूर्तमपि पंडितो दद्यात् ॥

શ્રુત, શીલ, વિનયને દૂષિત કરનાર અને ધર્મ, અર્થ, કામને વિઘ્નભૂત એવા માનને કયો સમજુ પ્રાણી એક ક્ષણ પણ હૃદયમાં જગ્યા આપે? અર્થાત્ કોઇ પણ સુજ્ઞ માણસે અભિમાન કરવો જોઇતો નથી. આ સબંધમાં પ્રખ્યાત ઇંગ્લીશ લેખક ડૅા. જોનસન જણાવે છે કેઃ—

"Pride is a corruption that seems almost originally engrafted in our nature. It exerts itself in our first years, and without continual endeavours to suppress it, it influences our last. Other vices tyrannize over particular ages, and triumph in particular countries. Rage is the failing of youth and avarice of age; revenge is the predominant passion of one country and in-

constancy the characteristic of another, but pride is the native of every country, infects every climate and corrupts every nation. It ranges equally through the gardens of the East and the deserts of the South and reigns no less in the cavern of the savage than in the palace of the epicure. It mingles with all other vices; and without constant and anxious care, will also mingle with other virtues."

"મદ બહુ ભયંકર મનોવિકાર છે, અને તે આપણા મન ઉપર સ્વાભાવિક રીતે સામ્રાજ્ય ભોગવે છે. તે બાલ્યાવસ્થાથી શરૂ થાય છે, અને તેને રોકવાને જો પ્રયત્ન કરવામાં ન આવે તો તે મરણ પર્યન્ત પોતાની સત્તા ચલાવે છે. બીજા દુર્ગુણો—મનોવિકારો અમુક વય સુધી પોતાનું જોર સુચવે છે, અને અમુક દેશોમાં વધારે ફતેહ પામતા જણાય છે. દાખલા તરીકે જુવાનીમાં ક્રોધનો જુસ્સો બહુજ હોય છે, અને ઘડપણમાં લોભ—તૃષ્ણા બહુજ વધે છે. એક દેશમાં વેર લેવાની વૃત્તિ જબરી જણાય છે, તો બીજા દેશમાં વિચારની અસ્થિરતા બહુજ ભાગે પ્રબળ જણાય છે. પરંતુ અહંભાવ-મદ તો દરેક દેશમાં માલુમ પડે છે, દરેક દેશની હવાને અસર કરે છે, અને દરેક પ્રજાને બગાડે છે. તે પૂર્વ દેશના સુંદર ઉદ્યાનોમાં તેમજ દક્ષિણના જંગલોમાં પણ પોતાનું સામર્થ્ય પ્રકાશે છે. અને જેટલા પ્રભાવથી તે એક મોજશોખીલા માણસના મ્હેલમાં દેખાય છે તેટલાજ પ્રભાવથી તે જંગલીની ગુફામાં જણાય છે. તે સર્વ દુર્ગુણો સાથે ભળી જાય છે, અને તેને રોકવાને નિત્ય સ્થાયી સંભાળ લેવામાં ન આવે તો તે સદ્‌ગુણો સાથે પણ ભળી જાય છે" આ વિચારો એવા છે કે તેનાપર જેમ વધારે વિચાર કરીશું તેમ તેનું સત્ય વધારે ને વધારે જણાઈ આવશે.

માટે આ આડે [illegible] વિભાવિક ગુણો માની તેમનો નાશ કરવાને બનતો [illegible] માણસોમાં મદ હોય છે તેઓ

બીજામાં કોઈ બાબતની વૃદ્ધિ જોઈ સહન કરી શકતો નથી અને તે સામા માણસમાંથી તે નાશ પામે તેવી ઇચ્છા રાખે છે અને નાશ લાવવાને અહર્નિશ પ્રયત્ન કરે છે. આ રીતે અભિમાની માણસમાંથી પ્રમોદ ભાવના નાશ પામે છે, અને ઇર્ષ્યા ઉત્પન્ન થાય છે, જે આખરે અનેક પ્રકારનાં અશુભ પરિણામ લાવે છે. માટે સમજુ માણસે સર્વથા આ મદનો ત્યાગ કરવો ઘટે છે.

હર્ષઃ—છઠ્ઠો અને છેલ્લો શત્રુ હર્ષ છે. આ હર્ષને આત્માના સ્વાભાવિક ગુણ આનંદને સાથે ભુલવો જોઇતો નથી. આનંદ તે તો પ્રેમ સ્વભાવ છે. પણ બીજાની હલકી અને અધમ અવસ્થા જોઇ, તેમાં ખોટી રીતે ખુશ થવું તેવો 'હર્ષ'નો અર્થ થાય છે. માટે શ્રાવકે એવા હલકા કાર્યથી સદા વિમુખ રહેવું. કહ્યું છે કેઃ—

'हस्ते बांध्यां कर्म ते रोतां न छुटेरे प्राणीआ'

માટે હલકી બાબતોમાં તેમજ હલકા વિચારોમાં ખોટી મજાહ માનવી એ ઉચિત નથી. આ હર્ષની વ્યાખ્યા ટીકાકાર નીચે મુજબ આપે છે તે ખુબ યાદ રાખવી ઘટે છેઃ—

निर्निमित्तमन्यस्य दुःखोत्पादनेन स्वस्य द्यूत-
पापर्द्ध्याद्यनर्थसंश्रेयण वा मनःप्रीतिजननो हर्षः ॥

વિના કારણ બીજાને દુઃખ ઉપજાવીને, અથવા જુગાર, શિકાર, વેશ્યાગમન વગેરે વ્યસનોનો આશ્રય કરીને ખુશી થવું અને મનમાં મલકાવું તેનું નામ હર્ષ છે. આવો હર્ષ તો સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે, કારણ કે તે દયા ધર્મથી વિમુખ છે. કારણ કે દયાની વિશેષ વ્યાખ્યા આપણે તપાસીએ તો આપણને જણાય છે કે કોઇ પણ પ્રાણીનું મન આપણા મન, વચન અને કાયાના વ્યાપારથી દુભાય-દુઃખી થાય ત્યાં તેના ભાવ પ્રાણ હણાય છે, અને હિંસા થાય છે. માટે બીજાને દુઃખ ઉપજાવવાના કારણભૂત આ હર્ષમાં પણ હિંસા થાય છે. તેમજ જુગટા વગેરે સાત વ્યસનમાં મલકાવું અથવા ખુશી થવું એ પણ તેવા માણસની હલકી

સ્થિતિ સુચવે છે, કારણ કે જ્યાં સુધી દુર્ગુણને દુર્ગુણ રૂપે નથી જાણ્યો અને તેમાં રાગ રહેલો છે ત્યાં સુધી સુધરવાની આશા ઓછી છે. ઘણીવાર સમજુ માણસો પણ અમુક છંદમાં પડી જાય છે, પણ દરેક વખતે પોતાની ભુલને કબુલ કરે છે, અને તેમાંથી ક્યારે હું છુટું તેવી ભાવના કરે છે પણ તેમાં આનંદ માનતા નથી, અથવા હર્ષ પામતા નથી. માટે દુર્ગુણમાં હર્ષ નહિ રાખવો, એજ ટીકાકારના કહેવાનો ભાવાર્થ છે.

આ પ્રમાણે અંતરંગ ૭ શત્રુઓનો ત્યાગ કરીને ધર્મ તથા અર્થને બાધ ન આવે તે પ્રમાણે ગૃહસ્થાશ્રમને યોગ્ય પાંચે ઇન્દ્રિયોના વિષયમાં અત્યંત આસક્તિ રાખ્યા સિવાય તે ભોગવવાં, અને ધીમે ધીમે ઇન્દ્રિયો ઉપર નિગ્રહ રાખતાં શીખવું, કેમકે સર્વથા ઇંદ્રિયોનો રોધ કરવો તેતો 'યતિ' નો ધર્મ છે. અહીંયા સામાન્ય ગૃહસ્થ ધર્મનું સ્વરૂપ વર્ણવાય છે, માટે યતિ ધર્મ બાબત વિશેષ વર્ણન આગળ કહેવામાં આવશે.

तथा उपप्लुतस्थानत्याग इति ॥

અર્થ—ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરવો એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

ભાવાર્થ:—જ્યાં પોતાના રાજ્ય તરફથી, અથવા બીજા રાજ્ય તરફથી લડાઇ થવાનો સંભવ હોય તેવા સ્થાનમાં વસવું યોગ્ય નથી. તેમજ જે સ્થાનમાં દુકાળ કે મરકી પડયા હોય તેવા સ્થળમાં પણ વસવું ઉચિત નથી. અસલના સમયમાં હાલની માફક રેલવે તથા સ્ટીમરોનાં સાધનો નહોતાં, તેથી બીજા દેશોમાં પુષ્કળ પાક થયો હોય છતાં અમુક ગામવાળા દુકાળની આફતથી પીડાઇ મરણ પામતા માટે દુકાળ પડે તે ગામથી બીજા ગામમાં જઇ વસવાને અત્રે સલાહ આપી છે. વળી મરકીવાળા શહેરમાં પણ વસવું એ આરોગ્યને નુકશાનકારક છે. કારણ કે શરીરમાં નવા જુના અણુઓની ભરતીઓટ રાત દિવસ ચ[illegible]છે. શરીરના ઝીણામાં ઝીણા સ્નાયુ વગેરે [illegible]બંધારણમાં અણુઓની

તો સંપૂર્ણ રીત આ છે કે થોડા વર્ષમાં તે શરીરમાંનો એક પણ અણુ જુનો રહેવા પામતો નથી. આ ફેરફાર થયા કરે છે તેને વાસ્તે આપણે શુદ્ધ સાત્વિક ખોરાક ખાવો, સ્વચ્છ જળ પીવું, અને શુદ્ધ હવામાં ફરવું અને વિચાર પણ પવિત્ર રાખવા. કારણ કે વિચાર પણ શરીરપર અસર કરે છે. ઘણા ચિંતાતુર માણસોને સંગ્રહણીનો રોગ થાય છે એ વાત કોનાથી અજ્ઞાત છે? ઉપદ્રવ વાળા સ્થાનમાં રહેવાથી ચિત્તની અશાંતિ થાય છે, અને તેથી ધર્મધ્યાન થઇ શકતું નથી, અને સંસાર વ્યવહાર પણ બરાબર થઈ શકતો નથી. તેથી આ લોક અને પરલોક બંનેનું હિત આપણે ખોઇએ છીએ. માટે જ્યાં ઉપદ્રવ હોય, તેવા સ્થળનો ત્યાગ કરવો.

## મૂળ—स्वयोग्यस्याश्रयणम्.

### અર્થ—પોતાને ઉચિત એવા પુરૂષનો આશ્રય કરવો.

પોતાને યોગ્ય હોય, પોતાનું રક્ષણ કરવાને સમર્થ હોય, અને લાભ સંપાદન કરવામાં, અને મેળવેલાનું રક્ષણ કરવામાં સમર્થ હોય તેવા શેઠ, શ્રીમંત, વ્યાપારી અથવા રાજાનો આશ્રય લેવો. આશ્રય વગર પણ હીંમતવાળા મનુષ્યો પોતાનો માર્ગ કરે છે, અને રેતમાં નાવ ચલાવે છે. પણ જે સામાન્ય મનુષ્યો છે તે આશ્રય વગરઉંચે ચઢી શકતા નથી. તેઓ લતા સમાન છે, જેને વૃક્ષના આશ્રયની ખાસ જરૂર છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

स्वामिमूलाः सर्वाः प्रकृतयः।
अमूलेषु तरुषु किं कुर्यात्पुरुषप्रयत्नः॥

પ્રજાનો આધાર સ્વામી અથવા શેઠ ઉપર રહેલો છે. મૂળ રહિત વૃક્ષ હોય તો પુરૂષ પ્રયત્ન શું કરી શકે? મૂળ સારૂં હોય તો ઝાડને ઉછેરવાનો કરેલો પ્રયત્ન સિદ્ધ થાય, પણ જો મૂળજ સડેલું હોય તો પરિણામ અનિષ્ટ આવ્યા સિવાય રહેજ નહિ. ત્યારે કોઇ પુછશે કે કેવા ગુણવાળા સ્વામીની સેવા કરવી? તો તેના જવાબમાં જણાવવાનું કે ધર્માત્મા, શુદ્ધ કુળવાળો, શુદ્ધ આચારવાળો, શુદ્ધ પરિવારવાળો, પ્રતાપવાન્, ન્યાયવાન્ જે સ્વામી હોય, તેનો સેવક સર્વ રીતે

સુખ પામે છે. માટે તેવા સ્વામિને શોધીને તેનો આશ્રય કરવો અને એક ચિત્તથી અને અનન્ય નિષ્ઠાથી તેની સેવા કરવી. કારણ કે તેવી સેવાથીજ સ્વામી પ્રસન્ન થાય છે, અને ધીમે ધીમે ઉચ્ચ પાયરીપર સેવકને ચઢાવી છેવટે પોતાના ધંધામાં તેને ભાગીદાર બનાવે છે. માટે સ્વામી કરતા પ્હેલાં બહુ વિચાર કરવો, પણ કર્યા પછી તો તેની બહુજ ભાવથી નોકરી ઉઠાવવી કે જેથી ઇચ્છિત લાભ લાંબા સમયે મળી શકે છે.

## મૂળ–તથા પ્રધાનસાધુપરિગ્રહઃ

અર્થ—ઉત્તમ અને સારા આચારવાળા પુરૂષોની સોબત કરવી.

ભાવાર્થ—સુજનતા, ડહાપણ, કૃતજ્ઞતા વગેરે ઉત્તમ ગુણો ધરાવનાર પુરૂષોની સોબત કરવી. કારણ કે તેથી ધીમે ધીમે આપણામાં એવા ઉચ્ચ ગુણો વાસ કરશે. માણસ જે પુસ્તકો વાંચે છે, જે પ્રસંગમાં આવે છે, અને જે માણસના સંબંધમાં આવે છે, તે સર્વે તેના ઉપર સારી યા માઠી અસર કર્યા સિવાય રહેતાં નથી, અને પ્રસંગો અથવા પુસ્તકો જે અસર કરે તેના કરતાં ચૈતન્યવાળા પ્રાણીઓ વધારે અસર કરે એ સ્વાભાવિક છે. એક પાણીનું બિન્દુ તપેલા લોઢાના સળીયા પર પડે છે ત્યારે તેનું નામ નીશાન પણ રહેતું નથી, તે જ્યારે કમળના પાંદડા પર પડે છે ત્યારે મોતી જેવું દેખાય છે, અને સ્વાતિ નક્ષત્રમાં જ્યારે દરિયામાં ઉઘડેલા મોં વાળી શીપમાં પડે છે ત્યારે ખાસ મોતીજ થાય છે. માટે ઘણું કરીને અધમ, મધ્યમ અને ઉત્તમ ગુણ સોબતથીજ મળે છે. ઉત્તમ પુરૂષની સોબત આપણને ઉત્તમ થવાને પ્રેરે છે. તેમના ઉત્તમ કાર્યો આપણને ઉત્તમ કાર્ય કરતાં શિખવે છે, તેમનો ઉત્તમ બોધ આપણા જીવન વ્યવહારને ઉન્નત બનાવવા દોરે છે. આ પ્રમાણે તેમના વચન અને કાર્યો આપણને અસર કરે છે એટલુંજ નહિ પણ તેમના શુદ્ધ વિચારો પણ આપણને શુદ્ધ વિચારવાળા બનાવે છે. મહા પુણ્યના ઉદય વિના સત્સંગતિ મળતી નથી. કહ્યું છે કેઃ–

ઝરી ઝાડ સંસારને, મધુરાં ફળ બે હોય;
કાવ્યામૃત રસસ્વાદને, સુજન સમાગમ સ્હોય.

માટે સત્પુરૂષોને ખોળી તેમની સેવા કરવી. ટીકાકાર લખે છે કેઃ—

गुणवानिति प्रसिद्धिः
संनिहितैरेव भवति गुणवद्भिः ॥
ख्यातो न मधुर्जगत्यपि,
सुमनोभिः सुरभिभिः सुरभिः ॥

અર્થ—સારા ગુણવાળા પુરૂષોની સમીપમાં રહેવાથીજ 'આ ગુણવાન' છે એમ પ્રખ્યાતિ થાય છે, વસંત ઋતુમાં સુરભિ (સુગંધી) પુષ્પો થાય છે, તેથીજ વસંત ઋતુને સુરભિ એવું નામ આપવામાં આવ્યું છે.

જેવા માણસની સોબત રાખે તેવો તે ગણાય છે. અંગ્રેજીમાં પણ કહેવત છે કે, જેવી સોબતમાં માણસ ફરે તેવો તે ગણાય છે. વળી એક ગ્રંથકારે કહ્યું છે કે "તમારા મિત્રો કોણ અને કેવા છે તે મને પ્રથમ જણાવો, એટલે પછી હું કહીશ કે તમે કેવા ગુણવાળા છો." આ ઉપરથી મિત્રો કેટલી અસર કરે છે તે સહજ ખ્યાલમાં આવશે. માટે સંતોને શોધો, અને તેમના તરફ પૂજ્યભાવ દર્શાવો, એટલે તમે પણ સંત થશો.

मूल—तथा स्थाने गृहकरणम् ॥
અર્થ—યોગ્ય સ્થાનમાં ઘર બાંધવું.

ભાવાર્થઃ—યોગ્ય સ્થાન અયોગ્ય સ્થાન કોને કહેવું, તે પ્રશ્ન વિચારવા જેવો છે. કારણ કે યોગ્ય અને અયોગ્ય સ્થાનના નિર્ણય વિના આપણે ઘર ક્યાં બાંધવું, તે શી રીતે જાણી શકીએ ? માટે ગ્રંથકારજ અયોગ્ય સ્થાનનું લક્ષણ જણાવે છે, તેવું સ્થાન વર્જીને ઘર બંધાવવું.

मूळ–अतिप्रकटातिगुप्तमस्थानमनुचितप्रातिवेश्यं चेति ॥

**અર્થ**—અતિ પ્રકટ, અતિ ગુપ્ત, અને અયોગ્ય પાડોશવાળું સ્થાન અસ્થાન કહેવાય.

**ભાવાર્થઃ**—બહુજ ખુલ્લા જાહેર રસ્તા ઉપરના સ્થાનમાં રહેવું નહિ. કારણ કે તેવા સ્થાનમાં વસવાથી સ્ત્રી વર્ગ સંપૂર્ણ લાજ-મર્યાદા જાળવી શકતો નથી. વળી બારણા આગળ ગાડીઘોડાની તથા લોકોની આવજાને લીધે થતા ઘોંઘાટથી સ્થિર ચિત્તથી અને એકાગ્રતાથી કાંઇ પણ કામ થઇ શકતું નથી. તેજ રીતે અતિ ગુપ્ત સ્થાનમાં પણ વસવું અનુચિત છે. કારણ કે તેવા સ્થાનમાં રહેવાથી ગુણી પુરૂષોને દાન આપવાનો અવકાશ મળતો નથી. વળી અગ્નિ વગેરેનો ઉપદ્રવ થાય તે વખતે પોતાના તથા કુટુંબીઓના જાનમાલ બચાવવાનું કામ બહુ મુસ્કેલ થાય છે. વળી જુગારીઓ વ્યભિચારી વગેરે દુષ્ટ પુરૂષો જે સ્થાનમાં વસતા હોય તેવા સ્થાનમાં વાસ કરવો અઘટિત છે, કારણ કે સહવાસથી તેમના દોષ આપણામાં આવે છે અને કદાચ આપણે તો નીતિ અનીતિ સમજતા હોઇએ અને તેથી એવી સોબતની અસર થવા ન દઇએ, છતાં આપણાં બાળકો તેમનાં બાળકો સાથે રમવા દોરાય છે, અને અજાણતાં તેમના દોષ ગ્રહણ કરે છે. માટે તેવા પડોશનો સર્વથા ત્યાગ કરવો.

( ટીકાકાર ) અતિપ્રકટનો અર્થ જુદી રીતે કરે છે. કહે છે કે જે ઘરની ચારે પાસે ખુલ્લી જમીન હોય અને સૂર્યનો પ્રકાશ જે ઘરમાં બહુજ આવતો હોય તે પ્રકટ સ્થાન જાણવું. તેવા સ્થાનમાં વસવાથી ચોર વગેરે લુંટારા લોક રાત્રિના સમયમાં તેવા ઘરમાં પેશી જાનમાલને નુકશાન પહોંચાડવા શક્તિમાન થાય છે. વળી અતિ ગુપ્તનો અર્થ પણ જુદી રીતે તે જણાવે છે. બધી બાજુએથી બીજાં ઘરોથી ઢંકાઇ ગયેલું ઘર તે અતિ ગુપ્ત સ્થાન છે. તેવા ઘરનાં બારી બારણાં બીજાં ઘરોને લીધે ખુલ્લાં દેખી શકાતાં નથી, અને તેથી તે ઘર શોભા પામતું નથી.

હવે ત્યારે ઘર કેવા પ્રકારનું બાંધવું તે જણાવે છે.

मूळ—लक्षणोपेतो गृहवास इति।

અર્થઃ—વાસ્તુશાસ્ત્રમાં કહેલા લક્ષણવાળું ઘર વસાવવું.

ભાવાર્થઃ—જ્યાં દુર્વાઘાસના અંકુરા ઘણા હોય અને કુસ્તુંભ નામની વનસ્પતિ ઘણી હોય, જ્યાં સારા રંગની તેમજ સારી ગંધવાળી માટી હોય, જ્યાં સ્વાદિષ્ટ જળની ઉત્પત્તિ હોય, ત્યાં, તથા દ્રવ્યભંડાર યુક્ત પૃથ્વી ઉપર, સારા વાસ્તુશાસ્ત્રના નિયમપર બાંધેલા ઘરમાં પ્રવેશ કરવો; કારણ કે તેવાં લક્ષણ રહિત ઘરમાં વસવાથી વૈભવની હાનિ થાય છે એમ ટીકાકાર કહે છે અને તેથી ઉલટું સારા ઘરમાં વાસ કરવાથી માણસ પૈસે ટકે સુખી થાય છે.

આટલા વિચારો ટીકાકારને મતે દર્શાવ્યા. હવે હાલના વિચારો પ્રમાણે ઘર બાંધવામાં શી બાબતની ખાસ સગવડતા રાખવી તે તપાસીએ. બીજી બધી બાબતો ગમે તેમ હો તોપણ ઘર એવી રીતે બાંધવું જોઇએ કે સૂર્યનો પ્રકાશ ઘરમાં સિધો આવી શકે. જેમ *વનસ્પતિ માત્રને પોતાની વૃદ્ધિ અર્થે પ્રકાશની જરૂર છે તેમ મનુષ્યને* પણ પોતાના શરીરને નીરોગી રાખવાને સૂર્યના કિરણની જરૂર છે. *'જ્યાં પ્રકાશ આવી શકતો નથી ત્યાં ડાક્ટરે આવવુંજ જોઇએ!'* બીજા શબ્દોમાં કહીએ તો જે ઘરમાં સૂર્યનો પ્રકાશ આવી શકતો નથી તે ઘરના માણસો વ્હેલા મોડા માંદા થાયછેજ; થયા વિના રહેતાજ નથી. અને તેથી તેવા ઘરના માણસો વાસ્તે વૈદ્યને બોલાવવાની જરૂર પડે છે. વળી ખુલ્લી હવા જે સ્થાનમાં આવી શકે તેવા સ્થાનમાં ઘર બાંધવું જરૂરનું છે. માણસને જેટલી ખોરાકની જરૂર છે, તેના કરતાં વધારે જરૂર પાણીની છે અને પાણી કરતાં પણ વિશેષ જરૂર હવા અને તેમાં પણ શુદ્ધ હવાની છે. કલકત્તાના બ્લૅકહોલમાં પુરાયેલા ૧૪૬ માણસમાંથી બીજે સવારે ફક્ત ૨૩ માણસ જીવતા માલુમ પડયા, તેનું કારણ સારી હવાની ખામી સિવાય બીજું કાંઇ નહતું. હવાની બરાબર આવજા થઇ શકી ન હતી, કારણ કે તે અંધારી કોટડીને ફક્ત એક નાનું જાળીયું હતું. માટે શુદ્ધ હવા આવે તેવા સ્થાનમાં વસવું, અને તેટલા સારૂ ઘરની આસ-

પાસની કેટલીક જગ્યા ખુલ્લી રાખવી અને બની શકે તો ત્યાં એક નાનો સરખો બગીચો કરવો, અને સુવાના ઓરડામાં બીજી વસ્તુઓ રાખવી નહિ.

## મૂળ—निमित्तपरीक्षेति।

અતીંદ્રિય પદાર્થોના જ્ઞાનના હેતુભૂત શકુન, સ્વપ્ન અને ઉપશ્રુતિ વગેરે નિમિત્તથી ઘરનાં લક્ષણોની પરીક્ષા કરવી. શકુનશાસ્ત્ર અને સ્વપ્નશાસ્ત્ર તો લોકને જાણીતાં છે અને કોઇનો શબ્દ સાંભળીને કલ્પના કરવી તેને ઉપશ્રુતિ કહે છે. લોકમાં પણ કહેવત છે કે 'શકુન કરતા શબ્દ અધિક, તેનું વધારે વર્ણન અંગવિદ્યામાં કહેલું છે ત્યાંથી જાણી લેવું. વળી ઘર સંબંધી એક સૂચના કરતાં ગ્રંથકાર જણાવે છેઃ—

## મૂળ—तथा अनेकनिर्गमादिवर्जनमिति ॥

અર્થ—વળી જવા આવવાના અનેક રસ્તારહિત ઘર બંધાવવું.

ભાવાર્થઃ—પ્રવેશ કરવાના અને બ્હાર નીકળવાનાં બહુ બારણાં ઘરને ન રાખવાં, કારણ કે તેથી ઘરની બરાબર રીતે રક્ષા થઇ શકે નહિ અને સ્ત્રી વગેરે ઘરના માણસોને તેમજ વિભવને ઉપદ્રવ થવાનો સંભવ રહે છે. ઘરના બારણાની રક્ષા કરવાથી બીજા માણસો ઘરમાં દાખલ થઇ શકતા નથી, કારણકે અમુક બારણાનું રક્ષણ તરત થઇ શકે છે, અને તેથી ઘરમાં રાખેલી વસ્તુઓ કોઇ લેઇ જવા શક્તિમાન થતું નથી. જે ઘરને બહુ બારી બારણાં આવવા જવાનાં હોય, તેનાં તાળાં દરરોજ રાત્રે તપાસવાં પડે છે, અને કદાચ ભુલથી એકાદ બારણું ઉઘાડું રહી ગયું તો ચોરીનો ભય રહે છે. માટે ઉપરના માળને ભલેને હવાને વાસ્તે બહુ બારીઓ હોય, પણ આવવા જવાનું તો એકજ* મોટું બારણું રાખવું, એમ શાસ્ત્રકારનો અભિપ્રાય છે.

આ રીતે સ્થાન સંબંધી આપણે વિચાર કરી ગયા.

હવે વેષ કેવા પ્રકારનો રાખવો, તે વિચારીએ. તે સંબંધમાં શાસ્ત્રકારજ કહે છે કેઃ—

* આ વાત ફરતી નાની દીવાલના દરવાજા આશ્રયી સંભવે છે.

મૂળ—विभवाद्यनुरूपो वेषो विरुद्धत्यागेनेति ॥

અર્થ—વિરૂદ્ધ વેષનો ત્યાગ કરીને પોતાની સંપત્તિને છાજે તેવો પોશાક ધારણ કરવો, એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

પગની જાંગ અરધી ઉઘાડી રાખવી, પાઘડીને છોગું મુકવું, તથા જાર પુરૂષ અથવા સ્હેરીલાલાની ચેષ્ટાદર્શક વેષ પહેરવો તે વિરૂદ્ધ વેષ સમજવો. તેવા વેષને ઉદ્‌ભટ વેષ કહેવામાં આવે છે. ઉદ્‌ભટનો અર્થ સુંદર, આકર્ષક, ઉત્કૃષ્ટ એવો થાય છે. આ ઉપરથી એમ ન સમજવું કે સારો પોશાક પ્હેરવાની શાસ્ત્રકાર મના કરે છે. પણ પોતાની શક્તિ નહિ છતાં પોતાને જે ઉચિત નથી, તેવો પોષાક ધારણ કરવાથી ખરચ વધારે થાય છે, લોકોમાં હાંસી અને નિન્દા થાય છે. ઉદ્‌ભટ વેષ કેવળ લુગડાંલત્તાંમાંજ સમાતો નથી. પણ શરીરને શણગારવું, વાળ ઓળવા, તેલ, ગુલાબ લગાડવાં, અત્તર છાંટવાં, માથે છોગાં ઘાલવાં એ સર્વેનો તેમાં સમાવેશ થાય છે. એક કવિ આવા વેષનું વર્ણન કરતાં કહે છે કેઃ—

અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી;
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી.

તેવો વેષ ધારણ કરવાથી કાંઈ કાર્ય સિદ્ધ થતું નથી, પણ લોકમાં હાંસી થાય છે. માટે તેવા લોક વિરૂદ્ધ કર્તવ્યનો ત્યાગ કરી પોતાના વિભવ, વય તથા દેશને ઉચિત વેષ ધારણ કરવો, કે જેથી જગમાં માનપ્રતિષ્ઠા મળે અને હાંસી ન થાય. કોઇ આપણી હાંસી કરે તો તરત આપણને કષાય થાય છે અને કષાયને તો દાબવાનું પળે પળે શાસ્ત્રકારો કહે છે. માટે જે કષાયનું કારણભૂત છે એવો પોશાક પ્હેરવો નહિ. પ્રસન્ન વેષ ધારણ કરનાર મંગળમૂર્તિ કહેવાય છે, અને મંગળથીજ લક્ષ્મી મળે છે. કહ્યું છે કેઃ—

श्रीर्मङ्गलात्प्रभवति प्रागल्भ्याच्च प्रवर्धते ॥
दाक्ष्यात्तु कुरुते मूलं संयमात्प्रतितिष्ठते ॥

મંગળથી લક્ષ્મી ઉત્પન્ન થાય છે, ચતુરાઇથી લક્ષ્મીની વૃદ્ધિ

થાય છે, ડહાપણથી તેનું મૂળ બંધાય છે, અને સંગમથી તે સ્થિર થઇને વસે છે. ન્યાયથી ધન મેળવવું અને અન્યાય માર્ગે તેનું ખરચ ન કરવું તે લક્ષ્મીનો સંયમ કહેવાય છે, અને તેથી પ્રાયઃ લક્ષ્મી નાશ પામતી નથી. માટે નિરંતર પોતાની શક્તિને ઉચિત પોશાક ધારણ કરી બ્હાર નીકળવું એજ આ ઉપદેશનો સાર છે.

મૂળ—आयोचितो व्यय इति ॥

અર્થ—આવકને યોગ્ય ખર્ચ કરવું.

ભાવાર્થ:—કયે રસ્તે ધન પેદા કરવું, અને તે મેળવવામાં કેવી નીતિ ગ્રહણ કરવી તે આપણે માર્ગાનુસારીપણાના પ્રથમ ગુણ ન્યાયસંપન્નવિભવનો વિચાર કરતાં તપાસી ગયા.

હવે જે આવક થઇ હોય તેનો કેવા માર્ગે અને શા પ્રમાણમાં વ્યય કરવો તે વિચારવાનું છે. નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે:—

पादमायान्निधिं कुर्यात् पादं वित्ताय घट्टयेत् ! ॥
धर्मोपभोगयोः पादं पादं भर्तव्यपोपणे ॥ १ ॥

દરેક ગૃહસ્થે પોતાની આવકના ચાર ભાગ કરવા, તેમાંથી એક ભાગ અનામત રાખી મુકવો, એટલે ઘરમાં ભંડારી રાખવો, અને એક ભાગ પૈસાની વૃદ્ધિ થાય એવી યુક્તિથી વ્યાપારમાં જોડવો, એક ભાગ ધર્મ તથા પોતાના ઉપભોગને વાસ્તે રાખવો, અને ચોથો ભાગ જે માણસો પોતાના ઉપર આધાર રાખતા હોય તેમના ભરણપોષણ વાસ્તે ખરચવો. વળી બીજો પણ એક શ્લોક આ સંબંધમાં સ્મરણમાં રાખવા યોગ્ય છે:—

आयादर्द्धं नियुञ्जीत धर्मे समधिकं तत : ।
शेपेण शेपं कुर्वीत यत्नतस्तुच्छमैहिकम् ॥

આવકનો અરધો ભાગ અને બની શકે તો તેથી પણ વિશેષ ધર્મ માર્ગમાં ખરચવો, અને બાકી રહેલા ધનથી તુચ્છ એવું આ લોક સંબંધી કામ કરવું. પ્રથમ શ્લોકમાં કહ્યું છે કે ચોથો ભાગ ધર્મને વાસ્તે ખરચવો-અને બીજા શ્લોકમાં લખ્યું છે કે અર્ધો અને

બને તો તેથી પણ વધારે ભાગ ધર્મમાં ખરચવો. આમ લખવામાં પણ લખનારનું ઉંડું ડહાપણ દષ્ટિગોચર થાય છે. પ્રાચીન સમયના લોકો ઘણી નજીવી આવકમાં પોતાનો સંસાર વ્યવહાર ચલાવી શકતા હતા, અને તેથી તેઓ ઘણું ધન બચાવી શકતા હતા, પણ સમય બદલાવાથી આપણા વડિલો જે વસ્તુઓને મોજ શોખની ગણતા હતા તેને આપણે જરૂરની વસ્તુઓ ગણવા લાગ્યા છીએ, અને તેથી ખરચ પણ પ્રમાણમાં વધ્યાંજ કરે છે.

વળી તેઓ હાલના જેવા જડવાદીઓ નહતા. શરીરનેજ સર્વસ્વ માની તેના લાલનપાલનમાં પોતાનું સઘળું બળ વાપરતા નહતા. આત્મા એજ મુખ્ય વિષય હતો. અને તેથી ધર્મભાવનાનું જોર તેમનામાં વિશેષ પ્રમાણમાં જોવામાં આવતું હતું. 'હાથે તે સાથે' એ સૂત્રને તેઓ મુખ્ય માનતા હતા, અને તેથી પોતાના જાતિભાઇઓ પણ પરનું કલ્યાણ કરવા તત્પર થતા. પોતાના દેહનો પણ પરોપકાર વાસ્તે ભોગ આપવા જેઓ ઉત્સુક થાય તેઓ ધન તે કામમાં ખરચે એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ છેજ નહિ. આપણને આ બાબતનો બરાબર ખ્યાલ આવતો નથી, તેનું કારણ એ છે કે આપણે જડવાદના વાતાવરણમાં ઉછરીએ છીએ, અને આપણા જીવન વ્યવહારમાં ધર્મને કેટલું ઉચ્ચસ્થાન આપવું જોઇએ તે હજુ આપણા લક્ષ બહાર છે; તેથીજ દુનિયાના મોજશોખના વિષયમાં પુષ્કળ પૈસા ખરચતાં આપણે પાછી પાની ધરતા નથી, પણ ધર્મ કાર્યમાં પાછળ પડીએ છીએ. આવકના અર્ધા ભાગની વાત કોરાણે મુકીએ, પા ભાગની વાત પણ છેટે રાખીએ, અને આવકનો દશમો ભાગ પણ જો ધર્મ નિમિત્તે આપણે ખરચતા હોઇએ તોપણ ઘણું કામ કરી શકાય. આ પણ ન બને તો આવકમાંથી એક આની એટલે સોળમો ભાગ ખરચવો, અને કદાચ તેટલી પણ શક્તિ ન હોય તો એક રૂપીએ પૈસા લેખે પણ ધર્મ માર્ગમાં ધનનો વ્યય કરવો; કારણ કે આ કાર્ય પરમાર્થ બુદ્ધિ વિના થઇ શકતું નથી, અને જે પ્રમાણમાં ધર્મ કાર્યમાં ધન ખરચીએ છીએ તે પ્રમાણમાં પરમાર્થ બુદ્ધિ વધતી જાય

છે, અને તે પ્રમાણમાં સર્વ આત્માઓ સત્તાએ સરખા છે, અને બીજા જીવો પણ આપણા ભાઇઓ છે એ સિદ્ધાંત હૃદયમાં દૃઢ થતો જાય છે.

જેમ રોગથી શરીર નિર્બળ થાય છે, અને તેથી રોગી માણસ કાંઇ પણ કામ કરી શકતો નથી, તેમ આવક કરતાં વધારે ખરચ કરવાથી માણસને દેવું થાય છે, અને પછી તે તેવી સ્થિતિમાં કાંઇપણ પ્રકારનો ઉત્તમ વ્યવહાર ચલાવવા અશક્ત બને છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

आयव्ययमनालोच्य यस्तु वैश्रवणायते ॥
अचिरेणैव कालेन सोऽत्र वै श्रवणायते ॥ १ ॥

આવક અને ખરચનો વિચાર કર્યા સિવાય કુબેર ભંડારીની માફક ધનનો જે પુરૂષ અઘટિત વ્યય કરે છે, તે પુરૂષનું ચોકસ રીતે થોડા સમયમાં 'શ્રવણ' થઇ રહે છે, એટલે અમુક માણસ પ્રથમ ધનવાન હતો એવું સાંભળવા માત્ર તે થાય છે. આ બાબત હાલના સમયમાં બહુજ વિચારવા જેવી છે. માણસો પોતાની શક્તિનો વિચાર તલમાત્ર કરતા નથી, અને દેખાદેખી બહારના વૈભવમાં, નાત જાતમાં, વરઘોડામાં, ફેશનના પોશાકમાં ધન ખરચે છે, અને તેથી આખરે દેવું કરવું પડે છે. વધી ગયેલા મોજશોખમાં કાંઇ પણ ઓછાશ કરી શકાતી નથી, અને તેથી દેવું ઘટવાને બદલે વધે છે. આવા માણસો નિરંતર ચિંતાતુર રહે છે. તમાચો મારી ભલેને તેઓ મોં લાલચોળ રાખે, અર્થાત્ બહારથી હસે, પણ અંદરથી ચિંતારૂપી કીડો તેમના હૃદયનું સત્ત્વ ચુસી લે છે. આવી સ્થિતિમાં ઘણા આપઘાત કરે છે અથવા રીબાઇને, દુઃખમાં ઝુરી ઝુરીને મરે છે. આવી સ્થિતિ ન આવે માટે પ્રથમથીજ પોતાની શક્તિ અનુસાર વ્યય કરવો એજ સાર છે.

मूल—तथा प्रसिद्धदेशाचारपालनमिति ॥

અર્થ—ભોજન વસ્ત્ર વગેરેમાં લાંબા કાળથી ચાલતા આવેલા અને શિષ્ટપુરૂષોએ અંગીકાર કરેલા દેશાચાર પ્રમાણે ચાલવું એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

વિવેચનઃ—દેશાચારનું ઉલ્લંઘન કરવાથી લોકોની અપ્રીતિ થાય છે, અને તેથી અકલ્યાણ થવાનો ભય રહે છે. દેશના આચાર વિચાર વૃદ્ધ પુરૂષોએ અનુભવથી, ડહાપણથી તેમજ વિવેક બુદ્ધિથી બાંધેલા, માટે તેનો અનાદર કરતાં અથવા તે બદલતાં પ્હેલાં બહુજ વિચાર કરવાની આવશ્યકતા છે. નવું ગ્રહણ કરતાં પ્હેલાં જુનાનો બહુજ વિચાર કરવો ઘટે છે. તેમાં જ્યારે ખામી લાગે, ત્યારે અને તેનો ત્યાગ કરવામાં આવે, પણ નવા તેમજ જુના રીવાજના ગુણદોષનું પરિપૂર્ણ અવલોકન કર્યા પછીજ કાંઇ પણ ગ્રહણ કરવું અથવા છોડવું જોઇએ. કાલિદાસ કવિએ કહ્યું છે કે, "જુનું એટલું બધું સારૂં અને નવું એટલું બધું ખોટું એમ કહી શકાય નહિ; મૂઢ મનુષ્યો ગાડરીઆ પ્રવાહની માફક **બીજાની** બુદ્ધિથી દોરાઈ જાય છે; પણ સત્પુરૂષો તો **પરીક્ષા કરી** બન્નેમાંથી સારૂં લાગે તે ગ્રહણ કરે છે." લોકિકમાં પણ કહેવાય છે કેઃ—

यद्यपि सकलां योगी छिद्रां पश्यति मेदिनीम्
तथापि लौकिकाचारं मनसापि न लंघयेत् ॥

યોગીપુરૂષ જો કે સમગ્ર પૃથ્વીને છિદ્રવાળી દેખે છે, અર્થાત્ બધા પુરૂષોને દોષયુક્ત જુએ છે, તો પણ મનથી પણ લૌકિક આચારનો ત્યાગ કરતો નથી.

માટે કેટલાક દેશાચાર આપણને નજીવા લાગતા હોય, તોપણ જ્યાં સુધી આપણા કલ્યાણ માર્ગમાં વિઘ્નકર્તા ન હોય, ત્યાં સુધી તે પાળવા એજ સાર છે.

મૂળ—तथा गर्हितेषु गाढमप्रवृत्तिरिति ॥

અર્થ—આ લોક તથા પરલોકમાં જે ત્યાગ કરવા યોગ્ય અને નિંદા પાત્ર છે, એવા મદ્યમાંસ સેવન, પરસ્રીગમન, જુગાર, ચોરી, પ્રાણીહિંસા એવા પાપસ્થાનમાં મન, વચન અને કાયાને પ્રવર્તાવવી નહિ. આવી રીતે શુદ્ધાચાર પાળવાથી સામાન્ય કુળમાં ઉત્પન્ન થયેલો માણસ પણ ઘણી મહત્વતા મેળવે છે. કહ્યું છે કેઃ—

न कुलं वृत्तहीनस्य प्रमाणमिति मे मतिः ।
अन्त्येष्वपि जातानां वृत्तमेव विशिष्यते ॥

સદાચાર રહિત પુરૂષનું કુળ પ્રમાણરૂપ નથી એમ હું માનું છું, કારણ કે હલકા કુળમાં ઉત્પન્ન થયેલા પુરૂષનો સદાચાર મોટાઇને પામે છે.

વર્તન એજ માણસના ઉચ્ચ નીચપણાની કસોટીનો પત્થર છે. જેનું વર્તન ઉચ્ચ નથી તે ગમે તેવો ધનવાન કે ઉચ્ચ કુળવાળો હોય, તોપણ તે સદાચારી પુરૂષ આગળ કશા હિસાબમાં નથી. ભર્તૃહરિએ કહ્યું છે કેઃ—

श्रोत्रं श्रुतेनैव न तु कुण्डलेन दानेन पाणिर्न तु कङ्कणेन ॥
विभाति कायः करुणापराणां परोपकारैर्न तु चन्दनेन ॥

માણસનો કાન જ્ઞાન સાંભળવાથી શોભે છે પણ કુંડળથી શોભતો નથી, હાથ કંકણથી નહિ પણ દાનથી શોભે છે. તેમજ દયાળુ હૃદયના પુરૂષોનું શરીર ચન્દનથી નહિ તે પણ પરોપકારથી શોભે છે. માટે નિન્દ્ય આચારનો ત્યાગ કરી સત્કાર્યમાં પ્રવર્તવું એજ સાર છે.

मूळ—तथा सर्वेष्ववर्णवादत्यागो विशेषतो राजादिष्विति ॥

અર્થ—વળી સર્વ માણસોના દોષકથનનો ત્યાગ કરવો, અને વિશેષ કરીને રાજાઆદિ માનનીય પુરૂષોના દોષ તો કદાપિ પ્રકટ કરવા નહિ.

**વિવેચનઃ**—કોઇ પણ પ્રાણીનું ભુંડું બોલવાથી તે પ્રાણી સાથે દ્વેષ થાય છે. દ્વેષ ઉત્પન્ન કરવાનું પારકાની નિંદા જેવું બીજું કોઇ મોટું કારણ નથી. ઉપદેશરત્ન કોશમાં લખ્યું છે કેઃ—

દુર્જનની પણ નિંદા કરવી નહિ. ( નિંદિજજઇ દુજ્જણો વિ ન કયાવિ) આ શબ્દોપર ખાસ લક્ષ રાખી વિચાર કરો, તેમાં કેટલું ઉત્તમ રહસ્ય રહેલું છે તેનો ખ્યાલ લાવો. જેને આપણે ખરાબ મનુષ્ય ધારતા હોઇએ તેની પણ કદાપિ નિંદા કરવી નહિ. કારણ કે નિંદાથી આપણને તેમજ તેને કોઇ પણ પ્રકારનો લાભ થતો નથી. તે પોતાની નિંદા થતી જાણી પોતાના અવગુણ કબુલ કરશે નહિ,

પણ આપણા પર ઉલટા ક્રોધે ભરાશે અને આપણાથી વિમુખ થશે. તેના બદલે તેને ખાનગીમાં સલાહ આપી હોય તો તે પોતાની ભુલ કબુલ કરી સુધરવા પોતાથી બનતો પ્રયત્ન કરશે. દરેક મનુષ્ય દોષને પાત્ર છે. થોડા ઘણા અવગુણથી સર્વે ભરેલાં છે. જ્યાં સુધી કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું નથી, ત્યાં સુધી સર્વ મનુષ્યોમાં કોઇને કોઇ પ્રકારનો દોષ તો જણાવાનોજ, તો પછી પારકાની નિંદા કરવા કરતાં, આપણા અવગુણની નિંદા કરી તે સુધારવામાં વખત ગાળીએ તો તેના જેવું રૂડું કાર્ય બીજું એક પણ નથી. નિંદાથી સામો સુધરતો નથી, પણ નઠોર બને છે. પણ ખાનગીમાં સલાહ આપવાથી સુધરવા સંભવ છે. હમેશાં ગુણ દૃષ્ટિ રાખવી, દરેક મનુષ્યના ગુણની પ્રસંસા કરવી અને જે ગુણ પોતાનામાં ન હોય તો તે ખીલવવા પ્રયત્ન કરવો. ગુણગ્રાહી પુરૂષોને સર્વત્ર કાંઇને કાંઇ શિખવાનું તથા જાણવાનું મળી આવે છે. જગતમાં એવી એક પણ વસ્તુ નથી, એવો એક પણ માણસ નથી, અને એવો એક પણ સંજોગ નથી કે જે આપણને કોઈ પણ પ્રકારનો બોધ આપી શકે નહિ. પારકાના મેલમાં કપડા ધોવાથી કોઇ દિવસ તે ઉજળાં થઇ શકે નહિ; તેજ રીતે પરપુરૂષના અવગુણરૂપ મલીનતાના વિચારોમાં મન પરોવવાથી આપણો આત્મા કદાપિ નિર્મળ થઇ શકે નહિ. સામા પુરૂષની નિંદાના વિચારો કરતાં તેનામાં જે અવગુણ ન હોય તે પણ આરોપવામાં આવે છે, આપણને તેથી કાંઇ પણ લાભ થતો નથી, પણ તે આપણો શત્રુ થાય છે. તેવા નિંદાના વિચારો મનમાંથી કાઢી નાંખવાનો સૌથી સારો ઉપાય તેના ગુણ ભણી દૃષ્ટિ રાખવાનો છે. જેમ ભક્ત પુરૂષો ભક્તિના આવેશમાં ભક્તિના પાત્રમાં કોઇ અવગુણ હોય તે પણ ગણતા નથી, તેજ રીતે આપણે પણ અવગુણ તરફ દૃષ્ટિ ન રાખતાં ગુણગ્રાહી થવું. કોઇના પણ અવર્ણવાદ બોલવાનું મન થાય ત્યારે મનને શુદ્ધ કરવાની જરૂર પડે છે.

" જ્યારે ક્રોધ થાય, જુઠું બોલવામાં આવે, બીજાના દોષ નિરર્થક ખુલ્લા કરવામાં આવે, ખુશામતને સારૂ કાંઇ પણ બોલવામાં આવે, અથવા કરવામાં આવે, અથવા અપ્રમાણિક વચન કે

કાર્યથી કોઇને છેતરવામાં આવે ત્યારે **મનને શુદ્ધ કરવાની** જરૂર પડે છે.” કારણકે ઉપર જણાવેલા પ્રસંગોમાં મન અપવિત્ર બને છે, પોતાનું કર્તવ્ય ભુલી જાય છે અને અશુભ અધ્યવસાયવાળું થાય છે, માટે **નિંદાનો** સર્વથા ત્યાગ કરવો એજ ઉત્તમ જનોનું લક્ષણ છે.

તેમાં રાજા પ્રધાન વગેરે રાજ્યાધિકારીઓની નિંદા તો કદાપિ કરવી નહિ, અસલથી આપણું આર્યાવર્ત રાજ્યભક્તિને પ્રખ્યાત છે, **અને રાજાઓ પણ પ્રજા તરફ પોતાનો ધર્મ યથાર્થ રીતે બજાવતા હતા.**

"**राजा प्रजारंजन लब्धवर्णः**" રાજાએ પ્રજાને રંજન કરીને કીર્તિ મેળવી હતી. આવો રાજા પ્રજા વચ્ચેનો ઉચ્ચ સંબંધ હાલમાં થોડે અંશે આપણી દૃષ્ટિએ પડે છે. છતાં એવો સમય આપણી રાજ્યભક્તિથી આણી શકાય એમ આ વિવેચનકારની માન્યતા છે. જો આપણને કર્મના અચળ અને સ્થાયી નિયમમાં પ્રતીતિ હોય તો આપણે કબુલ કરવું પડશે કે જે રાજ્ય આપણા ઉપર રાજ્ય કરે છે, તે આપણી હાલની આંતર સ્થિતિને યોગ્ય હોવાથીજ મળ્યું છે. સમગ્ર પ્રજાના કર્મ પ્રમાણે રાજા તથા રાજ્ય મળે છે.

**मूल-तथा असदाचारैरसंसर्गः संसर्गः सदाचारैरिति ॥**

**અર્થઃ—દુરાચારીની સોબત ન કરવી અને સદાચારીની સોબત કરવી; એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.**

વિવેચન—જેમ સામાન્ય રીતે લોકો અગ્નિથી બળતા, ઉપદ્રવથી હેરાન થતા, અને દુકાળથી પીડા પામતા દેશનો ત્યાગ કરી અન્ય સ્થળે જઇ વસે છે તેમ આ લોક તથા પરલોક ઉભય લોકમાં અનીતિકારી આચરણોવાળાને દૂરથીજ નમસ્કાર કરવા, અર્થાત્ તેમનો બિલકુલ સંગ ન કરવો. ખરાબ માણસોની સોબત ત્યજી એટલેથીજ પત્યું એમ સમજવાનું નથી. સારા માણસોની સોબત મેળવી લેવાને પણ ચૂકવું જોઇએ નહિ. તેથી તમારા આચાર અને વિચારો બહુજ ઉત્તમ પ્રકારના થશે. સમાન ધર્મીઓ સાથે ગોષ્ટી કરવાથી ધર્મ ભાવના સતેજિત રહે છે અને તે ભાવનામાં વૃદ્ધિ

પણ આપણા પર ઉલટા ક્રોધે ભરાશે અને આપણાથી વિમુખ થશે. તેના બદલે તેને ખાનગીમાં સલાહ આપી હોય તો તે પોતાની ભુલ કબુલ કરી સુધરવા પોતાથી બનતો પ્રયત્ન કરશે. દરેક મનુષ્ય દોષને પાત્ર છે, થોડા ઘણા અવગુણથી સર્વે ભરેલાં છે. જ્યાં સુધી કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું નથી, ત્યાં સુધી સર્વ મનુષ્યોમાં કોઇને કોઇ પ્રકારનો દોષ તો જણાવાનોજ, તો પછી પારકાની નિંદા કરવા કરતાં, આપણા અવગુણની નિંદા કરી તે સુધારવામાં વખત ગાળીએ તો તેના જેવું રૂડું કાર્ય બીજું એક પણ નથી. નિંદાથી સામો સુધરતો નથી, પણ નઠોર બને છે. પણ ખાનગીમાં સલાહ આપવાથી સુધરવા સંભવ છે. હમેશાં ગુણ દૃષ્ટિ રાખવી, દરેક મનુષ્યના ગુણની પ્રશંસા કરવી અને જે ગુણ પોતાનામાં ન હોય તો તે ખીલવવા પ્રયત્ન કરવો. ગુણગ્રાહી પુરૂષોને સર્વત્ર કાંઇને કાંઇ શિખવાનું તથા જાણવાનું મળી આવે છે. જગતમાં એવી એક પણ વસ્તુ નથી, એવો એક પણ માણસ નથી, અને એવો એક પણ સંજોગ નથી કે જે આપણને કોઈ પણ પ્રકારનો બોધ આપી શકે નહિ. પારકાના મેલમાં કપડા ધોવાથી કોઇ દિવસ તે ઉજળાં થઇ શકે નહિ; તેજ રીતે પરપુરૂષના અવગુણરૂપ મલીનતાના વિચારોમાં મન પરોવવાથી આપણો આત્મા કદાપિ નિર્મળ થઇ શકે નહિ. સામા પુરૂષની નિંદાના વિચારો કરતાં તેનામાં જે અવગુણ ન હોય તે પણ આરોપવામાં આવે છે, આપણને તેથી કાંઇ પણ લાભ થતો નથી, પણ તે આપણો શત્રુ થાય છે. તેવા નિંદાના વિચારો મનમાંથી કાઢી નાંખવાનો સૌથી સારો ઉપાય તેના ગુણ ભણી દૃષ્ટિ રાખવાનો છે. જેમ ભક્ત પુરૂષો ભક્તિના આવેશમાં ભક્તિના પાત્રમાં કોઇ અવગુણ હોય તે પણ ગણતા નથી, તેજ રીતે આપણે પણ અવગુણ તરફ દૃષ્ટિ ન રાખતાં ગુણગ્રાહી થવું. કોઇના પણ અવર્ણવાદ બોલવાનું મન થાય ત્યારે મનને શુદ્ધ કરવાની જરૂર પડે છે.

" જ્યારે ક્રોધ થાય, જુઠું બોલવામાં આવે, **બીજાના દોષ નિરર્થક ખુલ્લા કરવામાં આવે**, ખુશામતને સારૂ કાંઇ પણ બોલવામાં આવે, અથવા કરવામાં આવે, અથવા અપ્રમાણિક વચન કે

કાર્યથી કોઇને છેતરવામાં આવે ત્યારે **મનને શુદ્ધ કરવાની** જરૂર પડે છે.'' કારણકે ઉપર જણાવેલા પ્રસંગોમાં મન અપવિત્ર બને છે, પોતાનું કર્તવ્ય ભુલી જાય છે અને અશુભ અધ્યવસાયવાળું થાય છે, માટે નિંદાનો સર્વથા ત્યાગ કરવો એજ ઉત્તમ જનોનું લક્ષણ છે.

તેમાં રાજા પ્રધાન વગેરે રાજ્યાધિકારીઓની નિંદા તો કદાપિ કરવી નહિ, અસલથી આપણું આર્યાવર્ત **રાજ્યભક્તિને પ્રખ્યાત છે, અને રાજાઓ પણ પ્રજા તરફ પોતાનો ધર્મ યથાર્થ રીતે બજાવતા હતા.**

"राजा प्रजारंजन लब्धवर्णः" રાજાએ પ્રજાને રંજન કરીને કીર્તિ મેળવી હતી. આવો રાજા પ્રજા વચ્ચેનો ઉચ્ચ સંબંધ હાલમાં થોડે અંશે આપણી દૃષ્ટિએ પડે છે. છતાં એવો સમય આપણી રાજ્યભક્તિથી આણી શકાય એમ આ વિવેચનકારની માન્યતા છે. જો આપણને કર્મના અચળ અને સ્થાયી નિયમમાં પ્રતીતિ હોય તો આપણે કબુલ કરવું પડશે કે જે રાજ્ય આપણા ઉપર રાજ્ય કરે છે, તે આપણી હાલની આંતર સ્થિતિને યોગ્ય હોવાથીજ મળ્યું છે. સમગ્ર પ્રજાના કર્મ પ્રમાણે રાજા તથા રાજ્ય મળે છે.

**મૂળ—तथा असदाचारैरसंसर्गः संसर्गः सदाचारैरिति ॥**

**અર્થ:—દુરાચારીની સોબત ન કરવી અને સદાચારીની સોબત કરવી; એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.**

**વિવેચન**—જેમ સામાન્ય રીતે લોકો અગ્નિથી બળતા, ઉપદ્રવથી હેરાન થતા, અને દુકાળથી પીડા પામતા દેશનો ત્યાગ કરી અન્ય સ્થળે જઇ વસે છે તેમ આ લોક તથા પરલોક ઉભય લોકમાં અનીતિકારી આચરણોવાળાને દૂરથીજ નમસ્કાર કરવા, અર્થાત્ તેમનો બિલકુલ સંગ ન કરવો. ખરાબ માણસોની સોબત ત્યજી એટલેથીજ પત્યું એમ સમજવાનું નથી. સારા માણસોની સોબત મેળવી લેવાને પણ ચૂકવું જોઇએ નહિ તેથી તમારા આચાર અને વિચારો બહુજ ઉત્તમ પ્રકારના થશે. સમાન ધર્મીઓ સાથે ગોષ્ટી કરવાથી ધર્મ ભાવના સતેજિત રહે છે અને તે ભાવનામાં વૃદ્ધિ

થાય છે. સત્સંગનું માહાત્મ્ય એટલું બધું છે કે આખો ગ્રન્થ લખીએ તોપણ સંપૂર્ણ રીતે તે દર્શાવી શકાય નહિ. કવિ ભર્તૃહરિ લખે છે કેઃ-

जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं ।
मानोन्नतिं दिशति पापमपाकरोति ॥
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं ।
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥

સત્સંગ બુદ્ધિની જડતા હરે છે, વાણીમાં સત્ય સિંચે છે, માન અને ઉન્નતિનો માર્ગ દર્શાવે છે, પાપને દૂર કરે છે, ચિત્તને નિર્મળ કરે છે, દિશાઓમાં કીર્તિને ફેલાવે છે, કહો કે સત્સંગ શું નથી કરી શકતો?

વળી ટીકાકાર લખે છે કેઃ—

यदि सत्संगनिरतो भविष्यसि भविष्यसि ।
अथासज्जनगोष्ठीषु पतिष्यसि पतिष्यसि ॥

જો સારા પુરૂષોની સોબતવાળો થઈશ તો ઐશ્વર્યવાળો થઈશ, અને જો તું અસત્પુરૂષની સોબતમાં પડીશ તો તું સર્વ ઐશ્વર્યથી પતિત થઈશ એટલે સુખ મેળવી શકીશ નહિ. માટે સત્સંગ સેવવો.

મૂળ—तथा मातृपितृपूजेति ।

અર્થ—વળી માતા પિતાની પૂજા કરવી.

ભાવાર્થઃ-ભારતભૂમિ કે જે આર્ય આચારોને વાસ્તે પ્રસિદ્ધ છે તેમાં માત પિતાની ભક્તિ એ ઉત્તમ આચાર છે. જે દિવસે પોતાના રાજ્યાભિષેકને વાસ્તે સઘળી તૈયારીઓ થઇ રહેલી છે, ચારે બાજુએ આનંદ વ્યાપી રહેલો છે, તેજ દિવસે પોતાના પિતાનું વચન રાખવાને રાજપાટ મુકી વનવાસમાં ચૌદ વર્ષ સુધી જવાનું હર્ષ સાથે કબુલ કરે એવા પિતૃભક્ત રામચંદ્રનું દ્દષ્ટાન્ત તમે બીજા કયા દેશના ઇતિહાસમાંથી શોધી શકશો? ચરમ તીર્થંકર પૂજ્ય ભગવાન્ શ્રી મહાવીર સ્વામી જ્યારે ત્રિસલા દેવીના ઉદરમાં આવ્યા પછી પોતાની માતાને દુઃખ ન થાય એમ ધારી કેટલોક સમય અચળ રહ્યા. તે વખતે તેમની માતા કલ્પાંત કરવા લાગ્યાં અને તેમને મૂર્છા આવી ત્યારે

ભગવાને મન સાથે દૃઢ સંકલ્પ કર્યો કે "અહો ! માતાને પ્રેમ કેવો અપૂર્વ છે ! હજુ મને જોયો નથી તે પ્હેલાં તેનામાં આટલો સ્નેહ વર્તે છે, તો પછી મને જોયા પછી તેના સ્નેહનું પુછવુંજ શું ! સારે હું દીક્ષા લેઇશ તે તેનાથી કેમ સહન થઇ શકશે ? માટે જ્યારે મારા માતપિતા સ્વર્ગે જશે ત્યારેજ હું દીક્ષા લેઇશ." આ વિચાર તરફ –ભગવાનની માતપિતાની ભક્તિ તરફ–જરા સ્થિર ચિત્તથી દૃષ્ટિ લાવો. જે ભગવાનને આપણે પૂજ્યમાં પૂજ્ય ગણીએ છીએ, અને જેમના દરેક બોલને આપણે માન આપીએ છીએ તેમણે જે દાખલો પોતાના જીવનચરિત્રથી બેસાડયો છે તે ઉપર જો આપણે દુર્લક્ષ આપીએ તો આપણે ખરેખરા ભગવાનની આજ્ઞા વિરૂદ્ધ વર્તનારા કહેવાઇએ. માટે માતપિતાનો ઉપકાર હૃદયમાં લાવી તેમને જેથી સુખ ઉપજે તેમ વર્તવું, તેમનું પૂજન શી રીતે કરવું ? ટીકાકાર જણાવે છે કેઃ—

पूजनं चास्य विज्ञेयं त्रिसंध्यं नमनक्रिया ॥
तस्यानवसरेप्युच्चैश्चेतस्यारोपितस्य तु ॥ १ ॥

પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ તથા સાયંકાળે માતા પિતા વગેરે પૂજ્ય વર્ગને નમસ્કાર કરવા તેનું નામ પૂજન કહેલું છે. અને અવસર ન મળે તોપણ ચિત્તમાં તેમનું ઉચ્ચ પ્રકારે આરોપણ કરી નમસ્કાર કરવો. પરદેશ જતી વખતે અને આવીને પણ વિનયપૂર્વક નમસ્કાર કરવો. માતાનું હૃદય બહુજ પ્રેમાળ હોય છે, અને તેણે આપેલી આશિસ્ પુત્રના કાર્યની સિદ્ધિમાં અગત્યનો ભાગ બજાવે છે. તેમના ઉપર ક્રોધ કરવો નહીં, અને તેમના ભણી ઉદ્ધત થઇ કટુ વચન બોલવાં નહિ. તેમની આજ્ઞાનું ઉલંઘન કરવું નહિ, તેમની કુઆશિષને પાત્ર કદાપિ થવું નહિ. તે આપણે વાસ્તે જે દુઃખ સહન કરે છે, આપણને ભણાવવાને અલ્પ સાધન છતાં જે પ્રયાસ કરે છે, તેમજ દુઃખ વેઠીને આપણને સુખ કરવા તત્પર રહે છે, તેમજ પ્રેમનાં ઝરણો આપણા કલ્યાણ વાસ્તે પોતાના હૃદયમાંથી વ્હેવરાવે છે, એ સર્વ સ્મરણમાં રાખી તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. સ્થાનાંગ સૂત્રમાં [illegible] અને પ્રસન્ન કરવાને અમે તેવાં

કાર્ય કરીએ તોપણુ તેમના ઉપકારનો બદલો વળી શકે તેમ નથી. તેમને ધર્મરત્નની પ્રાપ્તિ કરાવી આપવાથી અને કેવળ એજ સાધનથી તેમના ઉપકારનો બદલો વળી શકે. માટે જ્યારે પોતાનામાં બરાબર કમાવા જેટલી શક્તિ આવે ત્યારે ધર્મ વ્યાપારમાં વર્તતાં માતા પિતાને તે કાર્યમાં સ્થિર કરવાં. "આજથી ઘરનો સઘળો કાર્યભાર મારે શિર છે, તમારે તે બાબતની ચિંતા કરવી નહિ. તમે નિશ્ચિંત થઇ ધર્મ ધ્યાન કરો." એવાં એવાં સુવાક્યોથી તેમને ધર્મ કાર્યમાં વધારે ઉત્સાહ આપવો. ટુંકમાં તેમનું ચિત્ત જેથી પ્રસન્ન રહે તેવાં કાર્યો તેમની આજ્ઞાનુસાર કરવાં એજ સુપુત્રનું લક્ષણ છે. ગુરૂવર્ગની ગણના પણ શાસ્ત્રકારે આ વિષયમાં કરેલી છે. કહ્યું છે કે:-

माता पिता कलाचार्य एतेषां ज्ञातयस्तथा ॥
वृद्धा धर्मोपदेष्टारो गुरुवर्गः सतां मतः ॥ १ ॥

માતા, પિતા, કળા શિખવનાર કળાચાર્ય, તેમની જ્ઞાતિ, વૃદ્ધ પુરૂષો, તથા ધર્મના ઉપદેશકો એ સર્વેના સમુદાયને સંતોએ ગુરૂ વર્ગ માનેલો છે.

ઉપર જણાવેલ ગુરૂવર્ગનો વિનય તથા બહુમાન કેમ કરવાં તે પણ શાસ્ત્રમાં જણાવેલું છે.

अभ्युत्थानादियोगश्च तदन्ते निभृतासनम् ॥
नामग्रहश्च नास्थाने नावर्णश्रवणं क्वचित् ॥

ગુરૂજન આવે ત્યારે ઉભા થવું, સામા જવું, આસન આપવું અને સુખશાંતિ પૂછવી તથા તે પ્રસન્ન થાય તેમ વર્તવું. તેમની સમીપે નિશ્ચળપણે આસન વાળી બેસવું. તથા અયોગ્ય સ્થળે તેમનું નામ ગ્રહણ કરવું નહિ. પવિત્ર સ્થાને રહી કરેલો મંત્રાક્ષર ફળીભૂત થાય છે, તેમ ગુરુવર્ગનું નામ પણ પવિત્ર રાખવું, વળી કોઇપણ સ્થળે તેમનો અવર્ણવાદ (નિંદા) ન સાંભળવો. જો શક્તિ હોય તો પ્રત્યુત્તર આપી નિંદા કરનારને બોલતો બંધ કરવો, અને જો શક્તિ ન હોય તો તે સ્થાનેથી ઉઠી બીજે ચાલ્યા જવું. આ સર્વ બાબ્રા વિનયના

ગુણ છે; પણ આ બધાની સાથે બહુમાન રાખવું ઘટે છે. બહુમાન એ હૃદયનો અંતરંગ ભક્તિભાવ છે, જે જણાવવાને ઉપર જણાવેલાં સાધનો છે. માટે કદાચ કોઇ કારણ પ્રસંગે વિનયમાં ખામી આવી જાય પણ બહુમાનમાં તો ખામી નજ આવવી જોઈએ; કારણ કે ગુરૂવર્ગ આપણી બાહ્ય ક્રિયા કરતાં આપણા ભાવને વધારે જુએ છે, અને પારખી પણ શકે છે. માટે માતા, પિતા તથા ગુરૂવર્ગનો વિનય અને બહુમાન ભાવ સહિત કરવાં, એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

## मूळ—तथा अनुद्वेजनीया प्रवृत्तिरिति.

**અર્થઃ**—વળી કોઇને ઉદ્વેગ ન થાય તેવી પ્રવૃત્તિ કરવી.

**ભાવાર્થઃ**—સ્ત્રી અથવા પુરૂષ કોઇના પણ મનને આપણી પ્રવૃત્તિથી અશાંતિ-ઉદ્વેગ થાય તેવું કાર્ય કરવું નહિ, અથવા તેવું વચન બોલવું નહિ, કારણ કે તેથી પોતાના મનની સ્થિરતા થતી નથી. જેવું કર્મ તેવું ફળ. માટે બીજાને ઉદ્વેગ કરાવનારૂં પ્રવર્તન સર્વથા ત્યજવા લાયક છે. નિરંતર કાર્ય કરતાં અથવા વચન બોલતાં અગાઉ પોતાનાં કાર્યો તથા વચનોની શી અસર થશે, તે પર લક્ષ આપવું ઘટિત છે. આ વાસ્તે પોતાની જીવ્હાને નિયમમાં રાખવી. અમૃત અથવા ઝેર જીભમાં રહેલું છે. જે જીભ મિત્રતા કરાવે છે, તેજ જીભ શત્રુતા કરાવે છે. જીભમાં વશીકરણમંત્ર રહેલો છે, અને મિત્રતા તોડવાનાં કારણો પણ તેમાંજ રહેલાં છે. "બીજાનું ભુંડું બોલી મનુષ્ય આ જીવ્હારૂપ કુહાડાવતી પોતાનોજ નાશ કરે છે." જ્યારે આપણામાં ક્રોધ વ્યાપી રહ્યો હોય ત્યારે તો સર્વથા મૌનવ્રત ધારણ કરવું, કારણ કે તે સમયમાં એવા શબ્દો બોલી જવાય છે કે જેથી આખી જીંદગી સુધી તે શબ્દો સાલે છે. શસ્ત્રનો ઘા ઝટ રૂઝાય છે, પણ વચનનો કારી ઘા જીંદગી પર્યન્ત રૂઝાતો નથી, માટે બોલતાં પ્હેલાં વિચાર કરો. ભાષાશુદ્ધિ રાખતાં શિખો, કે જેથી જીભ સર્વથા પ્રિય થઇ પડે, આવીજ રીતે કાર્ય કરતાં પણ વિચાર કરવાની જરૂર છે. "मनःपूतं चरेत्कार्यम्." મનથી પવિત્ર કરેલું કાર્ય કરવું.

આ જગતમાં જે અનર્થ થાય છે તેમાંના ઘણાખરા અવિચારને લીધેજ થાય છે. ઘણા માણસો અમુક કાર્ય કર્યા પછી તેનું અનિષ્ટ પરિણામ આવશે એવો ભય રાખી નીચે પ્રમાણે બોલતા સાંભળવામાં આવે છે " જો મેં વિચાર કર્યો હોત તો હું કદી તે કાર્ય કરત નહિ; જો મેં જરા પણ વિચાર કર્યો હોત તો હું કદાપિ તે રીતે વર્તત નહિ; જો મેં એક ક્ષણભર પણ મગજને વિચાર કરવાની તસદી આપી હોત, તો તે મૂર્ખતા ભરેલો શબ્દ હું ઉચ્ચારત નહિ, અને તે અસભ્ય કાર્ય કદી પણ આચરત નહિ. " માટે બાળપણથીજ વિચાર કર્યા સિવાય નહિ બોલવાને તેમજ વિચાર કર્યા સિવાય કાર્ય નહિ કરવાને તમારી જાતને કેળવો; તો શરીર તેની મેળેજ મનને અનુસરતાં શિખશે, અને અવિચારીપણું જેને લીધે બીજાને ઉદ્વેગ કરાવનારી પ્રવૃત્તિ ઘણે ભાગે થાય છે તેનો નાશ થશે. જૈનશાસ્ત્રમાં કહેલા ચૌદ નિયમોમાં આ પણ એક ઉચ્ચ ઉદ્દેશ રહેલો છે. જ્યારે માણસે નિયમ કરેલો હોય છે ત્યારે મનુષ્ય દરેક કાર્ય કરતાં વિચાર કરે છે કે અમુક કાર્ય કરવાથી મારા નિયમનો તો ભંગ નહિ થાય. એ વિચારથી તેને પ્રમાદ રહિત અવસ્થામાં રહેવું પડે છે. આ મનની અપ્રમત્ત અવસ્થા મોટપણે બહુજ ઉપયોગી થઇ પડે છે, માટે આવી રીતે મનને કેળવવું, અને બીજાને ઉદ્વેગ થાય તેવું કાર્ય કરવું નહિ, અથવા વચન બોલવું નહિ એ સાર છે.

મૂળ—तथा भर्तव्यभरणमिति.

અર્થઃ—વળી જે ભરણપોષણ કરવા યોગ્ય હોય તેનું ભરણ પોષણ કરવું. માતાપિતા, પોતાને આશ્રયીને રહેલા સગાં સંબંધી અને સેવક વગેરેનું પોષણ કરવું એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે. તેમાં માતાપિતા, પોતાની સાધ્વી સતી સ્ત્રી અને પુખ્ત ઉમરે નહિ પહોંચેલાં બાળકોનું અવશ્ય રક્ષણ કરવું. આ સંબંધમાં ટીકાકાર મનુસ્મૃતિનો શ્લોક ટાંકી જણાવે છે કેઃ—

वृद्धौ च मातापितरौ सतीं भार्यां सुतान् शिशून्।
अप्यकर्म शतं कृत्वा भर्तव्यान् मनुरब्रवीत् ॥

સેંકડો અકર્મ કરીને પણ વૃદ્ધ માતપિતા, સતી સ્ત્રી, અને નાના બાળકોનું રક્ષણ કરવું એમ મનુ કહે છે અને જો પોતાની પાસે ધનસંપત્તિ સારી હોય તો બીજા પણ પોષણ કરવા યોગ્ય છે, એમ શાસ્ત્રકાર બતાવે છે. વળી મહાભારતમાં ભીમ યુધિષ્ઠિરને કહે છે કેઃ—

चत्वारि ते तात गृहे वसन्तु । श्रियाभिजुष्टस्य गृहस्थधर्मे ॥
सखा दरिद्रो, भगिनी व्यपत्या। जातिश्च वृद्धो विधनः कुलीनः

"હે વડિલ! ગૃહસ્થ ધર્મમાં રહેલા અને લક્ષ્મીવાળા તારે તારા ઘરમાં આ ચાર માણસોને પણ રાખી તેમનું પોષણ કરવુંઃ—

"દુઃખી મિત્ર, પ્રજા વગરની પોતાની બ્હેન, પોતાની જાતિનો કોઈ પણ વૃદ્ધ અને ધન રહિત થયેલો કુળવાન પુરૂષઃ એ ચાર પ્રકારના માણસોનું લક્ષ્મીવાળા ગૃહસ્થે રક્ષણ કરવું ઘટે છે."

માણસે જોખમદારી પોતાના શિર લેતાં પહેલાં બહુજ વિચાર કરવો, અને એકવાર લીધી તો પછી તેનો નિર્વાહ કરવો એ તેનો ધર્મ છે; અને જે લોકો જોખમદારી લેઇને બરાબર અદા કરતા નથી, અને ભરણપોષણ કરવા યોગ્ય કુટુંબ વર્ગને નિરાધાર સ્થિતિમાં મુકે છે, તેઓ સ્વકર્તવ્યથી ચૂકે છે. માટે આફત વેઠીને, દુઃખ સહન કરીને, અને પોતાના સુખનો ભોગ આપીને પણ માતાપિતા, સ્ત્રી, બાળક અને પોતાના આશ્રયે પડેલાં સ્વજનોનું રક્ષણ કરવું એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે. અહીંયાં પ્રશ્ન થાય છે કે શું તેમને બેઠે બેઠે ખાવા આપી આળસુ અને નિરૂદ્યમી બનાવવા? તેનો જવાબ શાસ્ત્રકાર જ આપે છે.

મૂળ—तथा यथोचितं विनियोगः

અર્થ—વળી ઉચિત કાર્યમાં રક્ષણીય વર્ગને જોડવો.

ભાવાર્થ:—દરેક માણસે કાઇ કાર્ય કરવુંજ જોઇએ. આપણામાં કહેવત છે કે 'નવરો બેઠો નખોદ વાળે' 'આલસ્ય એ મનુષ્યના શરીરમાં રહેલો કટ્ટો શત્રુ છે' અને 'ઉદ્યમ સમાન કોઇ બંધુ નથી.' માટે તેમને કોઇ પણ પ્રકારના ઉદ્યમમાં લગાડવાં. વૃદ્ધ માત પિતાને ધર્મ કાર્યમાં લગાડવાં, અને બીજા સૌને ઉચિત કાર્યમાં જોડવાં. જે માણસને કોઇ પણ કામ કરવાનું હોતું નથી, તે પોતાની શક્તિ જુગટા વગેરે અકાર્યમાં વાપરે છે. આવી વર્તણુકથી તે માણસ નકામો બને છે, અને પોતાના સ્વામી ઉપર દોષ લાવે છે. આવા પ્રકારનો ઉપકાર તે અપકાર સમાન છે. કારણ કે તેને પોતાના ભરણપોષણની ચિંતા રહેતી નથી, તેથી પોતાનો સમય ગમે તેવા અકાર્યમાં ગાળતાં શિખે છે, અને તેથી તેની દુર્ગતિ થાય છે. આવું નિમિત્ત કારણ તેને સહાય આપનાર ઠરે છે. માટે તેવા માણસને યોગ્ય કામમાં જોડી તેનું ભરણ પોષણ કરવું, એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

મૂળ—तथा तत्प्रयोजनेषु बद्धलक्षतेति

અર્થ:—વળી તે પોષ્ય-રક્ષણીય વર્ગના પ્રયોજન સંબંધી લક્ષ રાખવું.

ભાવાર્થ:—પોષ્ય વર્ગને જે જે કામ સોંપ્યું હોય તે તે કામ તે બરાબર કરે છે કે નહિ તેની બરાબર તપાસ રાખવી. સારૂં કામ કરનારની કદર બુઝવી. કોઇની ભુલ થતી હોય તે સુધારી તેને સિધે માર્ગે ચ્હડાવવો; આથી કરીને તેઓ પોતાને સોંપેલાં કાર્યમાં વધારે લક્ષ આપતા થશે. કારણ કે જો સ્વામી કામ સોંપીને પછી તેપર લક્ષ ન આપે તો તેઓ ચિંતા રહિત થાય છે, અથવા તેમને પડતી આપત્તિ તરફ લક્ષ ન રાખે તો તેઓ અંદરથી દુઃખી થાય છે, અને તેથી પ્રસન્ન મનથી જેવું કાર્ય કરવું જોઇએ તેવું તેઓ કરતા નથી અને તેથી નુકશાન આખરે પોતાનેજ થાય છે, માટે તેમને સોંપેલાં કાર્યો તરફ સ્વામીએ ધ્યાન રાખવું.

મૂળ—तथा अपायपरिरक्षोद्योग इति

અર્થઃ—વળી તે પોષ્યવર્ગની અનર્થ થકી રક્ષા કરવા પ્રયત્ન કરવો.

ભાવાર્થઃ—આ લોક તથા પરલોક સંબંધી જે કાંઇ આપત્તિ પોષ્યવર્ગ ઉપર આવી પડે તેનો નાશ કરી તેમને સુખ કરી આપવા સ્વામીએ પોતાથી બનતો ઉદ્યમ કરવો. જ્યારે વખત આવે સ્વામી આ રીતે સેવકોનું દુઃખ દુર કરવા પ્રયત્ન કરે છે ત્યારેજ સેવકોના મનમાં ખરેખરો ભક્તિભાવ જાગૃત થાય છે. 'યોગ ક્ષેમકરઃ સ્વામી' સ્વામી 'યોગ' અને 'ક્ષેમ' નો કરનાર છે. ન મળેલી વસ્તુ મેળવી આપે તે 'યોગ' અને મેળવેલી વસ્તુનું રક્ષણ કરે તે 'ક્ષેમ' માટે આ બન્ને કાર્યો સ્વામીએ કરવા ઘટિત છે, ત્યારેજ ખરૂં સ્વામિપણું મળે છે; અને ત્યારેજ ખરો સેવ્ય સેવક ભાવ દીપી નીકળે છે.

મૂળ—तथा गर्हे ज्ञानस्वगौरवरक्षेति

અર્થઃ—પોષ્ય વર્ગનું વર્તન નિન્દનીય થાય, ત્યારે તેનો બરાબર નિર્ધાર કરવો અને પોતાના ગૌરવની રક્ષા કરવી.

વિવેચન—કોઈપણ કારણથી આપણે એમ સાંભળીએ કે જે વર્ગનું આપણે પોષણ કરીએ છીએ તે વર્ગનું વર્તન નિન્દાયુક્ત થયું છે, તો પ્રથમ તે બાબતનું ચોકસ જ્ઞાન મેળવવું; કાચા કાન રાખવા નહિ. તેમજ કેવળ સાંભળેલી વાત ઉપરથી ચોકસ અભિપ્રાય બાંધી લેવો નહિ. બન્ને બાજુઓ સાંભળવી. બચાવમાં તેણે શું કહેવાનું છે તે બરાબર ધ્યાનમાં રાખવું, અને પછી મત બાંધવો, જગતમાં ત્રણ પ્રકારનાં મિથ્યાજ્ઞાન છે, શંસય, વિપર્યય, અને અનધ્યવસાય. આ ત્રણ મિથ્યાજ્ઞાન રહિત તે સત્યજ્ઞાન કહેવાય છે.

'આ આમ છે,' અથવા 'આ આમ નથી' એ રીતે બે વિરૂદ્ધ પ્રકારનું જ્ઞાન એક વસ્તુના સંબંધમાં થાય તેને સંશય જ્ઞાન કહે છે. અગ્નિ ઠંડો છે એવું વિપરિત જ્ઞાન તે વિપર્યય જ્ઞાન કહેવાય છે. આ કાંઈ પણ છે, પણ શું છે તેનો નિર્ધાર ન કરવો તેનું નામ અનધ્યવસાય જ્ઞાન કહે [illegible] ત્રણ મિથ્યાજ્ઞાન રહિત જે સમ્યગ્ જ્ઞાન, તેનાથી [illegible] નહિ તેનો નિર્ણય કરવો.

નિર્ણય કરતાં આપણને તે નિર્દોષ જણાય તો તેના અસલના સ્થાન ઉપર સ્થાપવો, પણ જો દોષયુક્ત જણાય તો આ લોક તથા પરલોક સંબંધી કાર્યમાં તેને અગ્રેસરપણું ન આપવું. પોતાનું ગૌરવ અથવા માન, પ્રતિષ્ઠા જળવાઇ રહે તેમ વર્તવું. "ગૌરવની રક્ષા કરવી" એનો બીજો પણ અર્થ થાય છે. પોતે પ્રથમ કરેલા તેના ગૌરવની-માન પ્રતિષ્ઠાની રક્ષા-રાખ કરવી એટલે નાશ કરવો. બીજા શબ્દોમાં કહીએ તો તેને ઉચ્ચપાયરી પરથી નીચે ઉતારી મુકવો. કારણ કે નિન્દનીય વર્તનવાળાને ઉચ્ચપદ આપવાથી પોતાની ઇજ્જત આબરૂને ધક્કો લાગે છે.

मूल—तथा—देवातिथिदीनजनप्रतिपत्तिः

અર્થઃ—દેવ, અતિથિ અને રંક જનની સેવા કરવી.

વિવેચન—ક્લેશ ઉત્પન્ન કરનાર કર્મોના સેંકડો વિપાકથી મુક્ત થયેલા, અને જેમની દેવતાઓ નિરંતર સ્તુતિ કરે છે, જેમનામાં અનંત વીર્ય અને અનંત સુખ છે, અને જે કરૂણાની મૂર્તિ છે તે દેવ કહેવાય છે. તેમને અજ, અર્હત્, અરહન્, અનંત, બુદ્ધ, શંભુ, ઇત્યાદિ નામ આપવામાં આવેલાં છે. પણ સર્વ નામ પરમાત્માના ગુણને સુચવનારાં છે. માટે એવા દેવની નિરંતર ભક્તિ કરવી.

જેઓ સર્વ દિવસોને એક સરખા માને છે, અને ગૃહસ્થની પેઠે તિથિઓમાં ભેદ રાખતા નથી, તે અતિથિ કહેવાય છે. કહ્યું છે કેઃ—

तिथिः पर्वोत्सवाः सर्वे त्यक्ता येन महात्मना ।
अतिथिं तं विजानीयाच्छेषमभ्यागतं विदुः ॥

જે મહાત્મા પુરૂષોએ પર્વ ઉત્સવ આદિક વિશેષ તિથિઓ ત્યાગ કરી છે, તેમને અતિથિ સાધુ જાણવા, અને બાકીનાને અભ્યાગત કહેવા.

આવા સાધુ મુનિરાજોની યથાશક્તિ ભક્તિ કરવી, અને અન્નપાન આપી આદરસત્કાર કરવો; કારણ કે તીર્થંકરો અને કેવળજ્ઞાનીઓના અભાવે તેઓ જ્ઞાનના રક્ષણ કરનારા અને પરંપરાએ સા-

ચવી રાખનારા છે. જ્ઞાન મેળવવાના ત્રણ રસ્તા છે. ધન, વિદ્યા અને ગુરૂપાદ શુશ્રૂષા–ગુરૂ ભક્તિ, તેમાં ત્રીજો સૌથી ઉત્તમ છે. જ્યારે શિષ્યની ભક્તિથી ગુરૂ પ્રસન્ન થાય છે ત્યારેજ તેમના હૃદયમાંથી જ્ઞાનપ્રવાહ વહે છે, અને ત્યારેજ અલ્પ સમયમાં શિષ્ય પણ જ્ઞાની બને છે. માટે ગુરૂકૃપા મેળવવાને તેમની તન, મન અને ધનથી ભક્તિ કરવી એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

વળી જે લોકોની શક્તિ ક્ષીણ થઇ ગઇ હોય, અને જેઓ ગરીબ સ્થિતિમાં આવી ગયા હોય તેવા દીન–રંક જનને ધન આપવું એ ગૃહસ્થનો ઉચિત ધર્મ છે. **આત્માનો આનંદ સ્વભાવ ખીલવવાને દાન જેવો એક પણ ઉત્તમ માર્ગ નથી.** બીજાનું દુઃખ દેખીને તમારા મનમાં દયા વસે ત્યારે તમે તે દુઃખીનું દુઃખ દૂર કરવા પ્રયત્ન કરોછો. તેથી તમને તથા દાન લેનારને, બંનેને આનંદ થાય છે. દાન તે તો દૈવી ગુણ છે. શાસ્ત્રમાં ધનની ત્રણ ગતિઓ કહેલી છે; દાન, ભોગ, અને નાશ, જેઓ પરોપકારાર્થે ધનનો દાનમાં વ્યય કરતા નથી, અથવા સ્વાર્થે ધન ખરચતા નથી, તેમના ધનની ત્રીજી ગતિ એટલે નાશ થાય છે, માટે પ્રસંગ મળતાં યથાશક્તિ દાન કરવું. કારણ કે ધન મરણ સમયે આપણી સાથે આવતું નથી, પણ ધન આપવાથી વૃદ્ધિ **પામેલી દયાવૃત્તિ** તો સાથે આવે છે. માટે દીનનો તિરસ્કાર નહિ કરતાં **સ્વશક્તિ અનુસાર** તેનો ઉદ્ધાર કરવો.

આ રીતે દેવ, અતિથિ અને દીનની સેવા કરવી. તેમાં પણઃ–

**મૂળઃ–तदौचित्यावाधनमुत्तमानिदर्शनेनेति ।**

**અર્થઃ**—દેવાદિના ઔચિત્યનું ઉલ્લંઘન ન કરવું, અને ઉત્તમ પુરૂષના ઉદાહરણે ચાલવું.

**ભાવાર્થઃ**—સેવા કરવી એમ આપણે જણાવી ગયા છીએ, પણ તે ઉપરથી બધાની એક રીતે સેવા કરવી એમ ન સમજવું. પાત્રભેદે ભક્તિનો ભેદ [illegible] ા. સેવાના ઉત્તમ, મધ્યમ અને જઘન્ય એમ ત્રણ પ્રકાર [illegible] . પ્રકારે, અતિથિની મધ્યમ [illegible]

અને દીનની જઘન્ય પ્રકારે સેવા કરવી એવો આ સૂત્રનો ફલિતાર્થ છે. દરેક ઠેકાણે ઉચિતપણું તો વિચારવું. જ્યાં ઉચિતતા નથી, ત્યાં અનેક સદ્‌ગુણો પણ ક્ષણવારમાં નાશ પામે છે. બીજા શબ્દોમાં કહીએ તો જેનો જેવો વિનય કરવો ઘટે તેનો તેવો વિનય કરવો. ઉચિતપણાના સંબંધમાં શાસ્ત્રકાર કહે છે કેઃ—

औचित्यमेकमेकत्र, गुणानां राशिरेकतः।
विशीर्यते गुणग्रामः औचित्यपरिवर्जितः॥

એક જગ્યાએ એકલું ઔચિત્ય મૂકો, અને એક જગ્યાએ સર્વ ગુણનો સમૂહ મૂકો, છતાં ઔચિત્ય રહિત ગુણનો સમૂહ નાશ પામશે. માટે જ્યાં જેને ઘટે તેવું તેને સન્માન આપવું એજ સાર છે.

આ બાબત આપણે શી રીતે જાણીએ? તો તેના જવાબમાં શાસ્ત્રકાર કહે છે કે ઉત્તમ પુરૂષના દૃષ્ટાન્તથી. જે પુરૂષો બીજા લોકોથી અતિશય શ્રેષ્ઠ રીતે વર્તે, તથા પરોપકારી અને પ્રિયવચનવાળા હોય, તેમને ઉત્તમ પુરૂષ કહેવાય છે. રાજર્ષિ ભર્તૃહરિ નીતિશતકમાં લખે છે કેઃ—

मनसि वचसि काये पुण्यपियूषपूर्णाः
त्रिभुवनमुपकारश्रेणिभिः प्रिणयन्तः।
परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं
निजहृदि विकसन्तः सन्तः सन्तः कियन्तः॥

મન, વચન અને કાયાથી સુકૃત કરી પુણ્ય રૂપી અમૃતથી ભરેલા, અને ઉપકારો કરી ત્રણે ભુવનને આનંદ આપનારા, પારકાના સ્વલ્પ ગુણને પર્વત તુલ્ય માની, પોતાના હૃદયમાં પ્રસન્ન થનારા સન્ત પુરૂષો આ જગતમાં વિરલા છે. આવા ઉત્તમ પુરૂષોને અનુસરવાથી માણસનું મન ઉદાર થાય છે, અને તેની પ્રકૃતિ વિકારવાળી થતી નથી. માટે એવા સત્પુરૂષોનો સમાગમ કરી ઔચિત્ય શિખવા, અને શિખ્યા પછી તેનું રક્ષણ કરવા પ્રયત્ન કરવો એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

હવે ભોજન કેવી રીતે કરવું તે જણાવે છે.

મૂળ–तथा सात्म्यतः कालभोजनमिति ॥

અર્થ:–વળી પોતાની પ્રકૃતિને અનુકૂળ આવે એવી રીતે યોગ્ય કાળે, ભોજન કરવું.

ભાવાર્થ:–જે પુરૂષ પોતાની પ્રકૃતિને અનુકુળ અન્નપાન લે છે તેજ સુખી થાય છે. જે અવસરે ભુખ લાગી હોય તે અવસરે ભોજન કરવું તેને કાળભોજન કહેવાય છે. પ્રકૃતિ અનુકૂળ અન્નપાન લેવું તેને સાત્મ્ય ભોજન કહે છે. લૌકીક શાસ્ત્રમાં એમ કહેલું છે કે જન્મથી આરંભી સાત્મ્યપણે ખાધેલું વિષ પણ પથ્ય થાય છે, અને અસાત્મ્યપણે ખાધેલુ પથ્ય પણ પ્રકૃતિને પ્રતિકૂળ થાય છે. માણસની પ્રકૃતિનો આધાર વય, બળ, દેશ કાળ વગેરે ઘણી બાબતો પર રહેલો છે. માટે આ બધાનો વિચાર કરીને જે અન્નપાન લેવામાં આવે છે તે સર્વ બરાબર પચી જઇ શરીરને મજબૂત બનાવે છે. બળવાન પુરૂષને ગમે તેવી ખાધેલી વસ્તુ પથ્ય થાય છે એમ ધારી, કાલકુટ ઝેર ન ખાવું; કારણ કે ઝેરને ઉતારનારો માણસ પણ કોઇક સમય ઝેરથી મરણ પામે છે. જે માણસ ભુખ્યો નથી, તે અમૃત ખાય તો પણ વિષરૂપ થાય છે. ભુખનો સમય વીત્યા પછી ખાવામાં આવે તો અરૂચિ ઉત્પન્ન થાય છે, અને બરાબર પચાવાતું નથી. અગ્નિ શાંત પડયા પછી લાકડાં શું કરી શકે? કાંઇ પણ કરી શકે નહિ. તેમ વખત ગયે, જઠરાગ્નિ મંદ પડયા પછી ખાધેલું ભોજન કાષ્ઠરૂપ થાય છે, અને અવગુણ કરે છે, માટે જે વખતે બરાબર ભુખ લાગે તે જ વખતે ભોજન કરવું એ સાર છે.

આ સંબંધમાં ભાવમિશ્ર લખે છે કેઃ—

क्षुत्संभवति पक्वेषु रसदोषमलेषु च ॥
काले वा यदि वाकाले सोऽन्नकाल उदाहृतः ॥
भोजनेच्छाविघातात्स्यादंगमर्दोऽरुचिः श्रमः ॥
तन्द्रालोचनदौर्बल्यं धातुदाहो बलक्षयः ॥

રસદોષ અને મળ પાકી જાય ત્યારે ભુખ લાગે છે માટે સમય

નીકળતા ધુમાડાની દુર્ગંધ જેવી જેની વિષ્ટામાં ગંધ હોય તે વિદગ્ધ અજીર્ણ જાણવું. જ્યારે શરીરના સર્વે અવયવો ઢીલા પડી જાય ત્યારે વિષ્ટબ્ધ અજીર્ણ છે એમ માનવું. જ્યારે શરીરમાં આલસ્ય આવી જાય, અને ચપળતા ન રહે ત્યારે રસ અજીર્ણ થયું છે એમ ગણવું. આ રીતે અજીર્ણ આપણા જાણવામાં આવે છે.

અજીર્ણ થયું હોય ત્યારે નીચે લખેલાં ચિન્હો પણ જોવામાં આવે છે.—

मलवातयोर्विगंधो विद्भेदो गात्रगौरवमरुच्यम् ।
आविशुद्धश्चोद्गारः षडजीर्णव्यक्तलिंगानि ॥

(૧) મળનો ગંધ વિપરિત થાય, (૨) વાયુની ગંધ વિપરિત થાય, (૩) વિષ્ટામાં ભેદ પડે, (૪) શરીર ભારે ભારે લાગે, (૫) ભોજન ઉપર અરૂચિ થાય, (૬) ખરાબ ઓડકાર આવે. આ છ લક્ષણો અજીર્ણ થયું છે એમ સૂચવે છે. હવે અજીર્ણનાં શાં પરિણામ આવે છે તે જણાવે છેઃ—

मूर्च्छा प्रलापो वमथुः प्रसेकः सदनं भ्रमः ।
उपद्रवा भवन्त्येते मरणं वाप्यजीर्णतः ॥

મુર્ચ્છા આવે, લવારો થાય, બકારી થાય, અતિશય પરસેવો થાય, શરીરનું ઢીલાપણું થાય કે જેથી ઉઠવા બેસવામાં ચિત્ત લાગે નહિ, ભ્રમ (ચક્કરી) થાય; વગેરે ઉપદ્રવો અજીર્ણથી થાય, અને જો વેળાસર ચેતવામાં ન આવે તો અજીર્ણથી મૃત્યુ પણ થાય છે. આવું અજીર્ણ થયું હોય ત્યારે ન ખાવું. કારણ કે ઘણા રોગોને નાશ કરવાનું સામર્થ્ય લંઘનમાં રહેલું છે. ત્યારે ખાવાનો વખત થયો છે એની આપણને શી રીતે સમજણ પડે તે સંબંધી વાગ્ભટ લખે છે કેઃ—

प्रसृष्टे विण्मूत्रे हृदि सुविमले दोषे स्वपथगे ।
विशुद्धे चोद्गारे क्षुदुपगमने वातेऽनुसरति ॥ १ ॥
तथाग्नावुद्रिक्ते विशदकरणे देहे च सुलघौ ।
प्रयुञ्जीताहारं विधिनियमितः कालः स हि मतः ॥ २ ॥

મળ મૂત્રનો ત્યાગ, મનની પ્રસન્નતા, દોષો ( વાત પિત્ત અને કફની ) પોત પોતાના માર્ગમાં પ્રવૃત્તિ, ઓડકારની શુદ્ધતા, ક્ષુધાની સ્ફૂર્તિ, વાયુની યથા યોગ્ય ગતિ, જઠરાગ્નિની તેજતા, શરીરનું હલકાપણું, અને ઇન્દ્રિયોની નિર્મળતા, એટલી બાબતો જ્યારે થાય ત્યારે ભોજન કરવું; આજ કાલ લોકો આવી બાબતો તરફ બિલકુલ લક્ષ આપતા નથી, અને તેથીજ જ્યાં ત્યાં દૃષ્ટિ ફેરવીએ છીએ ત્યાં ફીક્કા પડી ગયેલા ચહેરાવાળા, નિર્બળ બાંધાના, અને પુરૂષાર્થહીન મનુષ્યો આપણને જણાય છે. તેમાંનું એક કારણ નિયમસર અને મિતાહાર ભોજનની ખામી છે એ આ ઉપરથી સમજવું ઘટે છે.

મૂળ—तथा बलापाये प्राति क्रियेति ॥

અર્થ—વળી બળનો નાશ થાય ત્યારે તેનો ઉપાય કરવો.

ભાવાર્થ:—જ્યારે આપણું શરીર નિર્બળ થતું ભાસે ત્યારે પ્રથમ તો શા કારણથી તેની તેવી સ્થિતિ થઇ તે કારણ શોધવું અને તે કારણને પ્રથમ તો દૂર કરવું. જો શરીરના બળને ઘટાડે એવા પરિશ્રમથી શરીર નિર્બળ થયું હોય તો તેવા પરિશ્રમનો ત્યાગ કરવો. હલકો સાત્વિક આહાર લેવો, અને બીજા પણ બળ આવે તેવા ઉપાય કરવા. કારણ કે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે बलमूलं हि जीवितम् ॥ બળ જીવતરનું મૂળ છે. અને શરીર એજ પ્રથમ ધર્મસાધન છે. માટે શારીરિક બળને જેમ હાનિ ન પ્હોંચે તેમ પ્રવર્તવું. કોઇ પણ સમયે વ્યાધિની ઉપેક્ષા કરવી નહિ. કહ્યું છે કે वर्धमानं व्याधिं जयन्तं शत्रु नोपेक्षस्व. વધતા વ્યાધિની અને જીતતા શત્રુની બેદરકારી કરવી નહિ. સ્હેજ ઉપાય કરવાથી જે વ્યાધિનો નાશ થઇ શકે તેમ હોય તેને વધવા દેઇએ તો આખરે એવી સ્થિતિ આવે કે ગમે તે ઉપાયો કરતાં તે શમે નહિ અને મૃત્યુ નિપજે. માટે વ્યાધિ થતાં વારજ ઉપાય લેવા, અને શરીરને તંદુરસ્ત અને નિરોગી રાખવું એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે. માણસોના બળનો નાશ થવાનાં અનેક કારણો છે, પણ તેમાં મુખ્ય વીર્યનો અઘટિત વ્યય જ છે. વીર્ય એ મનુષ્યના શરીરનો

[illegible] રાખવાથી આપણને પણ દુરાચરણમાં [illegible] રહે છે. આ સામાન્ય ગૃહસ્થ ધર્મને આશ્રયી લખેલું છે, એ [illegible] નથી.

મૂળ—तथा अतिसंगवर्जनमिति ॥

અર્થ:-વળી અતિશય પરિચયનો ત્યાગ કરવો.

ભાવાર્થ—સર્વની સાથે અતિ પરિચય કરવો નહિ, કારણ કે અતિશય પરિચય તિરસ્કાર ઉત્પન્ન કરે છે. જે વસ્તુ આપણને પ્રથમ [illegible] લાગે છે, તેના સંબંધમાં આપણે જ્યારે વધારે [illegible] ત્યારે તે વસ્તુ ઉપરની આપણી પ્રીતિ ઓછી થાય છે. [illegible] રીતે માણસના સંબંધમાં પણ બને છે. શરીર તેના [illegible] શરીર નથી. આવી રીતે અતિ પરિચય થવાથી [illegible] વિષેની આપણી ભક્તિ ન્યૂન થાય છે. કહ્યું છે કે:—

अतिपरिचयादवज्ञा भवति विशिष्टेऽपि वस्तुनि प्रायः ॥
लोकः प्रयागवासी कूपे स्नानं सदा कुरुते ॥ १ ॥

અતિશય પરિચય કરવાથી સારી વસ્તુ વિષે પણ ઘણે ભાગે [illegible] થાય છે. દાખલા તરીકે પ્રયાગ તીર્થમાં રહેનારા લોકો [illegible] સ્નાન કરવું છોડી દઈને નિરંતર કૂવાના પાણીથી સ્નાન કરે છે. માટે અતિ પરિચય ન કરવો; જેવો જેની સાથે ઘટે તેવો સહવાસ કરવો, એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

મૂળ—तथा वृत्तस्थज्ञानवृद्धसेवेति ।

અર્થ:—વૃત્તાંતમાં રહેલા અને જ્ઞાને કરીને વૃદ્ધ [illegible] સેવા કરવી.

ભાવાર્થ:—સદાચારમાં પ્રવૃત્તિ, અને દુરાચારથી નિવૃત્તિ, તેને [illegible] છે. અને આ ત્યાગ કરવા યોગ્ય છે અને આ ગ્રહણ [illegible] યોગ્ય છે, તે બેનો વિભાગ કરવો તેનું નામ જ્ઞાન. તેવું વ્રત [illegible] ધરાવનારા પુરુષોની સેવા કરવી. આ જગતમાં એવો [illegible] જેવી ઉચ્ચ ભાવના રાખે તેવો તે થાય. જેની

સેવા કરે તેના ગુણ પોતે ગ્રહણ કરે; માણસ જેનો વિચાર કરે છે તેના જેવો તે થાય છે. માટે આવા ઉચ્ચ પુરૂષોની ભક્તિ કરવી, અને તેમના ગુણનું કીર્તન કરવું. દારિદ્રીની સેવાથી દરિદ્રય પ્રાપ્ત થાય, અને સમર્થની સેવા કરવાથી સામર્થ્ય પ્રાપ્ત થાય, તેમ સારા ગુણ અને ક્રિયાવાળાની સેવા કરવાથી સારા ગુણ અને ક્રિયા આપણામાં સ્વાભાવિક રીતે આવે છે.

उपदेशः शुभो नित्यं दर्शनं धर्मचारिणाम् ॥
स्थाने विनय इत्येतत्साधुसेवाफलं महत् ॥ १ ॥

ધર્માચારી પુરૂષોનો શુભ ઉપદેશ સાંભળવો, તથા નિત્ય તેમનું દર્શન કરવું. અને યોગ્ય સ્થાને તેમનો વિનય કરવો. સત્પુરૂષોની સેવા કરવાનું ફળ મોટું કહેલું છે. મહા પુણ્યોદય વિના સત્પુરૂષોની પ્રાપ્તિ થતી નથી.

મૂળ—तथा परस्परानुपघातेनान्योन्यानुबद्धत्रिवर्गप्रतिपत्तिरिति ॥

**અર્થઃ**—વળી એક બીજાને પરસ્પર વિરોધ ન આવે તેવી રીતે ધર્મ અર્થ અને કામનો સ્વીકાર કરવો.

ભાવાર્થઃ—ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગ સમજવો. જેથી સારી ગતિ અને મોક્ષ થાય તેને ધર્મ કહીએ. વળી ધર્મજ મોક્ષ, અર્થ અને કામને આપનારાળો છે. પદ્ પુરૂષ ચરિત્રમાં કહ્યું છે કેઃ—

अर्थः कामश्च मोक्षश्च प्रवर्तन्ते यतस्त्रयः ॥
स श्री धर्मः कथं न स्यात् करणीयः सदा नृणाम् ॥

અર્થ, કામ અને મોક્ષ એ ત્રણે પુરૂષાર્થો ધર્મથીજ ઉત્પન્ન થાય છે, તો તેવો ધર્મ મનુષ્યોને અહર્નિશ કરવા લાયક કેમ ન થાય? અર્થાત્ હમેશ ધર્મ કરવો જોઇએ. જેનાથી વ્યવહારિક તથા પારમાર્થિક સર્વ પ્રયોજનની સિદ્ધિ થાય તે અર્થ કહેવાય. જ્યાં સુધી મનુષ્ય સંસારવ્યવહારમાં છે ત્યાં સુધી ધન પેદા કરવું એ તેનું કર્તવ્ય છે. જે માણસ સંસારમાં રહી ધન પેદા કરવાને પ્રયત્ન કરતો નથી, અને બીજા ઉપર આધાર રાખી બેસે છે, તે કામ અને

ધર્મ સાધી શકતો નથી. કારણકે ધન વિના પોતાની મનોવૃત્તિને અનુકૂળ પદાર્થો મળી શકે નહિ, તેમજ દાન પણ કરી શકાય નહિ, અને આજીવિકાને વાસ્તે અહર્નિશ ચિંતાતુર રહેવું પડે. તેથી તેનું ધર્મધ્યાનમાં પણ મન લાગે નહિ. માટે પરસ્પર એક બીજાને હરકત ન આવે તેમ ત્રણે પુરૂષાર્થ સાધવા. જે પુરૂષ ધર્મ અને અર્થનો ઉપઘાત કરી કેવળ કામમા–વિષયાસક્તિમાં તલ્લીન રહે છે, તે વનના હાથીની માફક દુઃખ પામે છે. વળી જે માણસ અન્યાયથી ધન પેદા કરે તો તે ધન સર્વે સગાંઓ ભોગવે છે, પણ પાપનો પાત્ર એકલો પોતે બને છે; માટે ધર્મનું ઉલ્લંઘન ન થાય તેવી રીતે ન્યાય રીતિથી જે ધન મળે તેમાં સંતોષ માનવો; પણ અન્યાય માર્ગનું સેવન કરવું નહિ. કારણકે તેથી પરભવમાં મહાદુઃખ ભોગવવાં પડે છે. વાવવા માટે રાખેલુ બી ખાઈ જનાર કણબી જેમ દુઃખ પામે છે, તેમ આ મનુષ્યજન્મ રૂપ બીજને પાપ કૃત્ય કરી ગુમાવનાર દુઃખી થાય છે. માટે પરભવ સંબંધી અથવા આગામિ કાળ સંબંધી સુખને વિરોધ ન આવે તેમ આ લોકમાં સુખ ભોગવે છે, તે પુરૂષ નિશ્ચયે સુખી થાય છે. માટે ધર્મ ભાવનાને હૃદયમાંથી વિસાર્યા સિવાય બુદ્ધિમાન્ પુરૂષોએ અર્થ અને કામને સેવવા.

સંસારમા રહીને જો ધન અને કામની ઇચ્છા ન રાખે તો તેને યતિવ્રત અંગીકાર કરવું એજ કલ્યાણકારી છે. પણ ગૃહસ્થાવાસમાં રહે તો તો ધન પેદા કરવું, અને ઇચ્છિત પદાર્થની તૃપ્તિ કરવી એ શ્રેયકારી છે.

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ગૃહસ્થે ધન ન્યાય માર્ગે પેદા કરવું, અને નીચે જણાવેલી ત્રણ પ્રકારના માણસોના અવગુણથી દૂર રહેવું. તે ત્રણને તાદાત્વિક, મૂલહર, અને કદર્ય કહેવામાં આવે છે; તેમનાપર ઝટ આફત આવી પડે છે.

(૧) જે માણસ કાંઇ પણ વિચાર કર્યા સિવાય ઉત્પન્ન થએલા દ્રવ્યનો અઘટિત વ્યય કરે છે તે તાદાત્વિક કહેવાય છે. બાપદાદાએ એકઠું કરેલું દ્રવ્ય જે અન્યાય માર્ગે ઉડાવી દે છે તે મૂલહર કહેવાય છે. અને જે માણસ સેવકોને પીડા કરીને, તથા પોતાને પણ

દુઃખ ઉપજાવીને ધનનો સંચય કરે છે, પણ કોઇ સન્માર્ગે વાપરતો નથી; બીજા શબ્દોમાં કહીએ તો–જે ધનનો દાન કે ઉપભોગ કરતો નથી, તેને કદર્ય ( કંજુસ ) કહેવાય છે. પ્રથમ જણાવેલા તાદાત્વિક તથા મૂળહરને ઉત્તર અવસ્થામાં બહુજ દુઃખ ખમવું પડે છે, અને તેમનું કલ્યાણ થતું નથી; કારણ કે આપણે ઉપર વિચાર કરી ગયા તેમ ધન વિના ધર્મ તથા કામ રૂપ બે પુરૂષાર્થ સાધી શકાતા નથી. અને જે કૃપણ છે તેનું ધન કાં તો ભાગીદારના હાથમાં જશે, કાં તો ચોર લુંટી જશે, કાં તો અગ્નિ નાશ કરશે. માટે આ ત્રણ પ્રકારના પુરૂષોના દોષ વિચારી ધનનું બરાબર રક્ષણ કરવું, અને યથાશક્તિ સન્માર્ગે વાપરવું.

હવે જે પુરૂષ કેવળ કામાસક્ત છે, જેની ઇન્દ્રિયો પોતાને વશ નથી, તેના કાર્યની સિદ્ધિ થતી નથી. કારણ કે એવા પુરૂષનાં ધર્મ, ધન ને શરીર પરવશ હોય છે, સ્ત્રીમાં અત્યંત આસક્તિવાળા–વિષય લોલુપી જીવો સત્વર નાશ પામે છે. કામ ( મૈથુનાભિલાષ) ઉપર નિગ્રહ મેળવવો એ કામ સરલ નથી, પણ ગૃહસ્થાવાસમાં રહી ધીમે ધીમે તેના ઉપર નિગ્રહ મેળવવા પ્રયત્ન કરવો. જે મનુષ્યે તે વૃત્તિને જીતી તે જગતમાં દેવ સમાન છે.

માટે ધર્મ અર્થ અને કામને પરસ્પર બાધ ન લાગે તેવી રીતે ગૃહસ્થીએ પ્રવૃત્તિ કરવી એજ સાર છે. અને જો પરસ્પર બાધ લાગે તેમ હોય તો કોનો ત્યાગ કરવો? એ જણાવતાં ગ્રંથકાર લખે છે કેઃ–

**तथा-अन्यतरबाधासंभवे मूलाबाधेति ॥**

**અર્થઃ—વળી ધર્મ, અર્થ અને કામ, એ ત્રણમાંથી હર કોઇને હરકતનો સંભવ થાય તો મૂળ પુરૂષાર્થને હરકત ન થવા દેવી.**

ભાવાર્થઃ—ધર્મ, અર્થ અને કામ એ રીતે ત્રણ વર્ગ છે. તેમાં જો કામને હરકત આવતી હોય તો ભલે આવે, પણ ધર્મ અને અર્થનું રક્ષણ કરવું. કારણ કે ધર્મ અને ધન હશે તો કામ તેની મેળે સધાશે. કામ અને અર્થને હરકત થતી હોય તો તે બેનો ત્યાગ કરીને ધર્મનું રક્ષણ કરવું; કારણ કે પ્રથમજ આપણે જણાવી ગયા

છીએ કે ધર્મ ધનના અર્થી પ્રાણીઓને ધન આપનાર છે અને કામી પુરૂષોના સર્વ ઇચ્છિત પદાર્થને આપવાવાળો છે; અને ધર્મ તેજ પરંપરાએ સ્વર્ગ અને મોક્ષનો આપનાર છે. માટે ગમે તેમ કરીને ધર્મનું રક્ષણ કરવું. વળી કહ્યું છે કેઃ—

धर्मश्चेन्नावसीदेत कपालेनापि जीवति ॥
आढयोऽस्मीत्यवगन्तव्यं धर्मवित्ता हि साधवः ॥

ભીખ માગીને પોતાનું પોષણ કરનાર માણસ જો ધર્મ સહિત હોય તો ખિન્નાનો નથી. તે વિચારે છે કે હું ધનવાન છું માટે મારે શા માટે દુઃખી થવું જોઇએ. સાધુ પુરૂષોને ધર્મ એજ ધન છે. વળી પદ્મપુરૂષ ચરિત્રમાં કહ્યું છે કેઃ—

पुंसां शिरोमणीयन्ते धर्मार्जनपरा नराः ॥
आश्रीयन्ते च संपद्भिर्लताभिरिव पादपाः ॥

ધર્મનો સંચય કરવામાં તત્પર પુરૂષો લોકોના શિરોમણીરૂપ થાય છે. જેમ લતાઓ વૃક્ષનો આશ્રય લે છે, તેમ લક્ષ્મી–સંપત્તિ ધર્મિષ્ઠ પુરૂષનો આશ્રય લે છે. માટે ધનને બાધ આવે તો ભલે, કામને બાધ આવે તો ભલે, પણ બન્નેના મૂળરૂપ આધારરૂપી ધર્મને બાધ ન આવ તેમ વર્તવું એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

तथा बलाबलापेक्षणमिति ॥

અર્થઃ–વળી પોતાનું બળ અને અશક્તિનો વિચાર કરવો.

ભાવાર્થ—કોઈ પણ કાર્યનો આરંભ કરતા પહેલાં બુદ્ધિમાન્ પુરૂષે દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવસહિત પોતાનું સામર્થ્ય કેટલું છે અને પોતાનું અસામર્થ્ય કેટલું છે તેનો વિચાર કરવો; કેમકે જો મનુષ્ય પોતાના બળનો વિચાર કર્યા સિવાય કાર્યનો આરંભ કરે છે ત બળસંપત્તિનો ક્ષય થાય છે અને તેની કાર્ય સિદ્ધિ થતી નથી. હાલમાં પોતાની શક્તિ દશ હજાર રૂપિયાની હોય અને લાખનો વ્યાપાર કરનારા ઘણા માલુમ પડે છે. લાખ રૂપિયાના વ્યાપારમાં કદાચ વીસ હજાર ખાઇ ગયા તો પોતાના દશ હજાર રૂપીઆ તો તેમાં તણાઇ જાય છે અને દશ હજારને વાસ્તે દેવાળું કાઢવું પડે છે. તેથી પોતાની શક્તિ

હાનિ પહોંચે છે. અને તે માણસ બીજા કામને વાસ્તે પણ નાલાયક ઠરે છે. માટે ગજા ઉપરાંતનો વ્યાપાર તેમજ બીજું કાંઈ પણ કામ ન કરવું.

कः कालः कानि मित्राणि, को देशः कौ व्ययागमौ ॥
कश्चाहं का मे शक्तिरिति चिन्त्यं मुहुर्मुहुः ॥

કાળ કેવો છે? મારા મિત્રો કોણ છે? કયો દેશ છે? ખરચ અને આવક કેટલાં છે? હું કોણ છું? મારી શક્તિ કેટલી છે? એ બધી વાતનો વારંવાર વિચાર કરવો.

આ બધાનો વિચાર કરી જો માણસો વર્તતા હોય તો અનેક પ્રકારનાં દુખનાં કારણનો સ્વયમેવ નાશ થાય. માટે પોતાનાં સાધનો તથા શક્તિનો વિચાર કરી દરેક કાર્યમાં પ્રવર્તવું એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

तथा अनुबन्धे प्रयत्नः

અર્થઃ—અનુબન્ધને વિષે પ્રયત્ન કરવો.

ભાવાર્થઃ—ઉત્તરોત્તર વૃદ્ધિને અનુબંધ કહે છે; માટે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થની અનુક્રમે વૃદ્ધિ થતી જાય, તેમ પ્રયત્ન કરવો. અને આરંભેલા કાર્યને વળગી રહેવું; કહ્યું છે કે કોઇ પણ કાર્યનો પ્રારંભ ન કરવો એ બુદ્ધિનું પ્રથમ લક્ષણ છે, પણ પ્રારંભ કર્યો તો અન્ત સુધી તે કાર્યને લઇ જવું એ બુદ્ધિનું બીજું લક્ષણ છે; માટે ગમે તેટલા વિઘ્ન આવે તોપણ પ્રારંભેલું કાર્ય મુકવું નહિ. જે માણસ સતત ઉદ્યોગી છે તે પ્રાયઃ સિદ્ધિ પામ્યા વિના રહેતો નથી.

तथा कालोचितापेक्षेति ॥

અર્થઃ—વળી કાળને ઉચિત–યોગ્ય હોય તેની અપેક્ષા રાખવી.

ભાવાર્થઃ—જે કાળમાં જે વસ્તુ ત્યાગ કરવા યોગ્ય હોય તેનો ત્યાગ કરવો અને ગ્રહણ કરવા યોગ્ય હોય તે ગ્રહણ કરવી. આનો નિપુણ બુદ્ધિથી વિચાર કરનારને લક્ષ્મી સ્વયમેવ આવી મળે છે.

यः काकिणीमप्यपथप्रपन्नामन्वेषते निष्कसहस्रतुल्याम् ॥
कालेन कोटिष्वपि मुक्तहस्तस्तस्यानुबन्धं न जहाति लक्ष्मीः॥

જે પુરૂષ કુમાર્ગમાં પડેલી એક કોડીને હજાર સોના મહોર તુલ્ય ગણીને તેની ગવેષણા કરે છે, તેજ માણસ વખત આવે કરોડો રૂપીઆ આપવાને હાથ લંબાવે છે, કેમકે તેવા સમયના જાણનાર પુરૂષનો સંબંધ લક્ષ્મી ત્યજતી નથી. માટે કાળને ઓળખવો, અને સમય પ્રમાણે વર્તવું.

तथा- प्रत्यहं धर्मश्रवणमिति ॥

અર્થઃ—વળી પ્રતિદિન ધર્મનું શ્રવણ કરવું.

ભાવાર્થ:-જેમ શરીરના પોષણને વાસ્તે ખોરાકની જરૂર છે તેમ આત્મરૂદ્ધિને સારૂ ધર્મની જરૂર છે; અને તે પણ ધર્મનું શ્રવણ પણ ભાવ અને રૂચિ-સહિત કરવું. ધર્મ સાંભળવામાં કેવી રૂચિ રાખવી? તેના જવાબમાં ટીકાકાર કહે છે કે, સુંદર રૂપવંતી યુવતી જેની પાસે બેઠેલી હોય, જે ભરયૌવનના મદમાં મ્હાલતો હોય, એકાંત હોય અને તેવા સમયમાં કિન્નરનું કર્ણવેધક ગીત ચાલતું હોય તે સાંભળવાની જેવી રૂચિ તે યુવાનને થાય છે, તેવી રૂચિ ધર્મશ્રવણમાં રાખવી. ધર્મશાસ્ત્રમાં સુવચનોજ હોય છે; અને તેનું શ્રવણ કરવાથી અગણિત ગુણ મળે છે. કહ્યું છે કેઃ-

क्लान्तमुपोज्झति खेदं तप्तं निर्वाति बुध्यते मुढम् ॥
स्थिरतामेति व्याकुलमुपयुक्तसुभाषितं चेतः ॥

અર્થઃ—ઉપયોગી માણસનું સુવચન ગ્લાનિ પામેલા પુરૂષના ચિત્તના ખેદને દુર કરે છે, તાપ પામેલા ચિત્તને બોધ આપે છે અને વ્યાકુળ ચિત્તને સ્થિર કરે છે. અહા! સુવચનનો પ્રતાપ વર્ણવી શકાય તેમ નથી.

શબ્દો પણ ઘણીવાર દિલાસો આપે છે, અને નમ્ર બનાવે છે, આનંદને વધારે છે, દુખને શાંત કરે છે. શબ્દો આનંદ આપનારા ખજાના છે, તેમને રાખી મુકવા એ દુષ્ટ કાર્ય છે. માટે આવા સુવાક્યો જે શાસ્ત્રમાં કહેલાં છે તેવાં શાસ્ત્રો નિરંતર સાંભળવાની ટેવ રાખવી. સત્પુરૂષના સમાગમથી સાંભળેલો એક અક્ષર પણ દુઃખના સમયે એવો લાભકારી થાય છે કે તે જેને અનુભવ્યું હોય. તેજ

સમજી શકે, માટે નિરંતર જ્યાં વ્યાખ્યાન વંચાતુ હોય અથવા ધર્મ સંબંધી ચર્ચા ચાલી રહી હોય ત્યાં જવું અને એક ચિત્તે સાંભળવું. એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

तथा सर्वत्रानभिनिवेश इति ॥

અર્થઃ—વળી સર્વ કાર્યમાં કદાગ્રહનો પરિત્યાગ કરવો.

ભાવાર્થઃ—ખોટી બાબત વિષેનો આગ્રહ તેને કદાગ્રહ કહેવામાં આવે છે. જ્યારે માણસ અમુક બાબતની ખોટી હઠ લે છે ત્યારે પોતાની વાત સિદ્ધ કરવાને કેવા માર્ગે જવું પડે છે તેનો વિચાર કરતો નથી. અન્યાય માર્ગનો પણ સ્વીકાર કરે છે. માટે આ કદાગ્રહ તે નીચ પુરૂષનું લક્ષણ છે. આ કદાગ્રહ અજ્ઞાનતાથી અને લોભી યા સ્વાર્થ વૃત્તિથી જાગૃત થાય છે. માટે ખરૂં જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો. વસ્તુનું ખરૂં જ્ઞાન થતાં તે બાબતની ખોટી હઠ તે માણસ પોતાની મેળે મુકી દેશે. કેટલીકવાર માણસો જાણવા છતાં સ્વાર્થને લીધે અમુક બાબતમાં ખોટો આગ્રહ કરે છે. પણ આવો કદાગ્રહ બહુ જ નિન્દનીય છે. કારણ કે છેવટ તો સત્ય વાતજ ખરી ઠરે છે, કહ્યું છે કે.

दर्पः श्रमयति नीचान्निष्फलनयविगुणदुष्करारम्भैः १ ॥

स्रोतो विलोमतरणैर्व्यसनिभिरायास्यते मत्स्यैः १ ॥

જેમ વ્યસની માછલાઓ પાણીના પ્રવાહ સન્મુખ ચાલી પોતાના આત્માને નિષ્ફળ પ્રયાસ આપે છે, તેમ નીચ પુરૂષોની મગરૂબી ફળરહિત, અન્યાય યુક્ત છે, અને તે ઘણાજ મુશ્કેલ કામોનો આરંભ તેમની પાસે કરાવીને તેમને મિથ્યા કલેશ આપે છે. માટે કદાગ્રહ એ અન્યાયયુક્ત હલકો પ્રયાસ છે. તેનો ત્યાગ કરવો એ ગૃહસ્થનો ધર્મ છે.

तथा गुण पक्षपातितेति ॥

અર્થઃ—વળી ગુણને વિષે પક્ષપાત કરવો અથવા ગુણાનુરાગ રાખવો.

ભાવાર્થઃ—ગુણાનુરાગ એ સૌથી ઉત્તમ ગુણ છે. તે ગુણ જેનામાં આવ્યો તે ધીમે ધીમે ખરેખરો ગુણી થવાનો એ નિઃસંશય છે. ગુણાનુરાગ [illegible]સીજી ગાથામાં કહેલું છે કેઃ—

उत्तमगुणानुराओ निवसइ हियमि जस्स पुरिसस्स
आ तित्थयरपयाओ न दुल्लहा तस्स रिद्धिओ ॥

જે પુરૂષના હૃદયમાં ઉત્તમ ગુણવાન જનો તરફ અનુરાગ વ-સતો હોય તેને તીર્થંકર પદ સુધીની કોઇ પણ રિદ્ધિ દુર્લભ નથી; અર્થાત્ તેવો માણસ ચડતે ચડતે તીર્થંકરની પદવી પ્રાપ્ત કરવા સમર્થ થાય છે.

આ જગતમાં ગુણી પુરૂષ વિરલ છે, છતાં આપણને તેમનો સમાગમ થઇ શકે, પણ ગુણાનુરાગી પુરૂષો તો તેથી પણ અધિક વિરલ છે.

કારણ કે મત્સર-ઈર્ષ્યાવૃત્તિ તેમને બીજાના ગુણ દેખી પ્રમોદ ધરતા અટકાવે છે. માટે ગુણગ્રાહી પુરૂષોએ તો સર્વથા મદનો ત્યાગ કરી ગુણ ઉપરજ રાગ રાખવો. પરની નિંદા કરવી એ પરાયા દુર્ગુણોની સોબત કર્યા બરોબર છે; જો આપણે પરાયા દોષ તરફ જ દૃષ્ટિ રાખી, અહર્નિશ તેનોજ વિચાર કરીએ તો તે દોષો ધીમે ધીમે આપણા પોતાના અંતઃકરણમાં વાસ મેળવે અને અંતે આપણે તેજ દોષના પાત્ર થઇએ.

ગુણી પુરૂષોને દેખી રાજી કોણ થાય? જેના મનમાં ગુણ પ્રતિ પ્રેમભાવ હોય, અને જે ગુણ મેળવવા ઇચ્છા રાખતો હોય, તેવો પુરૂષ જ ગુણવાળાને દેખી રાજી થાય. ગુણ ઉપર પ્રેમ થવાથી તેવા ગુણો આપણામાં છે કે નહિ તેવો વિચાર સ્વાભાવિક રીતે જાગૃત થાય છે, અને વિચાર કરતાં પોતાના ગુણ દોષની પોતાને ખબર પડે છે. અને પોતાના દોષ અથવા અજ્ઞાનતાનું જાણપણું તે, તે દૂર કરવાને પ્રબળ ઉત્સાહ રૂપ થાય છે. જ્યાં સુધી ગુણી માણસના ગુણ કોઇ દેખે નહિ ત્યાં સુધી તેનાથી પોતાના દોષ જાણી શકાતા નથી, અને જ્યારે તે જણાય નહિ ત્યારે તેમનો ત્યાગ પણ શી રીતે થઇ શકે? માટે પોતાના ગુણ દોષ જાણવા એ દરેક સુજ્ઞ પુરૂષનું પ્રથમ આવશ્યક કર્તવ્ય છે. મનુષ્ય પોતે કઇ સ્થિતિમાં છે અથવા ઉન્નતિ ક્રમના કયા પગથીઆપર ઉભેલો છે, તે જ્યારે જાણે છે, ત્યારે આગળ કયું પગલું લેવું તે સવાલ બરોબર સમજે છે,

અને બીજા સાધારણ માણસોની માફક અંધારામાં ફાંફાં મારવાને બદલે સિદ્ધ માર્ગે યોગ્ય સાધનો દ્વારા જઇ શકે છે. આ ઉપરથી સહજ જણાયું હશે કે આત્મનિરીક્ષણ ઘણું જરૂરનું છે. અને તેને સારૂ ગુણીજનપર રાગ રાખી તેમના ગુણો મેળવવા અહર્નિશ ધીમે ધીમે મથ્યા કરવું. આ સંબંધમાં ટીકાકારનો અભિપ્રાય નીચે પ્રમાણે છે.

ડહાપણ, સુજનતા, સ્થિરતા, પ્રિય ભાષણ, ઇત્યાદિ પોતાને તથા પરને લાભકારી આત્મધર્મમાં પક્ષપાત રાખવો, તેની પ્રશંસા કરવી, વગેરે સાધનોથી જેમ ગુણનો બાધ ન થાય તેમ પ્રવૃત્તિ કરવી. કારણ કે ગુણનો પક્ષપાત કરનારા પુરૂષો, બહુમાન દ્વારા મેળવેલા પુણ્યાનુબંધી પુણ્યના પ્રભાવથી આ લોક તથા પરલોકમાં, શરદઋતુના ચંદ્રના કિરણ સરખો ધવલ ગુણનો સમૂહ નિશ્ચે પામે છે. કારણ કે ગુણાનુરાગ ચિંતામણી રત્ન કરતાં પણ અધિક ફળ આપનારો કહેવાય છે. ચિંતામણિ રત્ન તો આ લોકની ઇચ્છિત વસ્તુને આપનારો છે, પણ ગુણાનુરાગ તો અનુક્રમે મોક્ષ સુખને આપનારો છે. માટે ગુણ ઉપર અનુરાગ-પક્ષપાત કરવો એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

### मूळ–तथा ऊहापोहादि योग इति ॥

**અર્થ:**—વળી ઉહાપોહ ( તર્ક તથા તેનું સમાધાન ) વગેરેનો સમાગમ કરવો.

**ભાવાર્થ:**—ગૃહસ્થે બુદ્ધિશાળી થવું. જે માણસની બુદ્ધિ ખીલેલી નથી તે સર્વ ઠેકાણે હેરાન થાય છે. માટે બુદ્ધિને ખીલવવી. બુદ્ધિનાં આઠ અંગ શાસ્ત્રમાં કહેલાં છે. શુશ્રૂષા, શ્રવણ, ગ્રહણ, ધારણા, વિજ્ઞાન, ઉહ, અપોહ અને તત્ત્વાભિનિવેશ. હવે આપણે તે આઠનાં લક્ષણો વિચારીએ. (૧) સાંભળવાની ઇચ્છા તે શુશ્રૂષા, (૨) સાંભળવું તે શ્રવણ, (૩) સાંભળેલી વસ્તુનો અર્થ સમજીને અંગીકાર કરવો તે ગ્રહણ. (૪) તે યાદ રાખવો તે ધારણા (૫) મોહ, સંદેહ અને વિપરિતતારહિત નિશ્ચય જ્ઞાન તે વિજ્ઞાન, (૬) આ પ્રકારે અમુક બાબતનું ચોક્કસ જ્ઞાન મેળવીને બીજા પદાર્થમાં તે બાબતનો વ્યાપ્તિ જ્ઞાન સહિત તર્ક કરવો તે ઉહ કહેવાય; એટલે જેમ ઘરને

વિષે રસોડામાંથી નીકળનો ધુમાડો જોયો, તે ઉપરથી જ્યાં ધુમાડો હોય ત્યાં અગ્નિ હોવો જોઇએ એવું નિશ્ચય જ્ઞાન થયું, તેને ન્યાય-શાસ્ત્રના રચનારાઓ વ્યાપ્તિજ્ઞાન કહે છે. પછી પર્વતમાં ધુમાડો દેખી ત્યાં પણ અગ્નિ હશે એવો તર્ક (વિચાર) થાય. તેમ ધર્મ સંબંધી કાર્યમાં પણ કોઇ જીવની હિંસા કરવાથી પાપ થાય છે, એવો પ્રથમથી નિશ્ચય કરેલો હોય તો પછી કોઇ જીવને દુખ દેઇએ તો પાપ લાગે એવો વિતર્ક થાય તેનું નામ ઉહ કહેવાય. (૭) આ-ગમ તથા યુક્તિ વડે હિંસામાં દોષ છે એમ ખાત્રી કરવી તેનું નામ ઉપોહ.

વળી સામાન્ય જ્ઞાનને ઉહ અને વિશેષ જ્ઞાનને ઉપોહ કહે છે.

(૮) આ એમજ છે, એવા પ્રકારનો જે પૂર્વાપર અવિરોધી નિશ્ચય તેને તત્વજ્ઞાન કહે છે. આવી રીતે દરેક વસ્તુનું યથાર્થ જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો. તેવા જ્ઞાનવાળો ખાતરીથી પોતાનો અભિપ્રાય જણાવી શકે છે, અને બીજા મનુષ્યોને પણ પોતાના શુદ્ધ માર્ગે દોરી શકે છે. કહ્યુ છે કેઃ—

जीवन्ति शतशः प्राज्ञाः प्रज्ञया वित्तसंक्षये ॥
नहि प्रज्ञाक्षये कश्चिद्वित्ते सत्यपि जीवति ॥

સેંકડો ડાહ્યા પુરૂષો ધનનો નાશ થાય તોપણ બુદ્ધિનો નાશ નિચયે ધન છતાં પણ કોઇ જીવી શકતું નથી.

માટે ધન કરતાં બુદ્ધિ ઉત્તમ છે. બુદ્ધિમાન્ પુરૂષ પરદેશમાં, અણજાણ્યા મૂલકમાં, અને અણજાણ્યા પુરૂષોમાં પગપેસારો કરી શકે છે, અને પોતાની આજીવિકા મેળવી શકે છે; અને સભામાં પણ અગ્રસ્થાન મેળવે છે. માટે બુદ્ધિ સંપન્ન થવા પ્રયત્ન કરવો એજ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે. આ પ્રમાણે ગૃહસ્થના સામાન્ય ધર્મનું વિવેચન પુરૂં થયું. આ ગુણો જે માણસ મેળવે છે તે, ગૃહ-સ્થના વિશેષ ધર્મને વાસ્તે અધિકારી થાય છે, અને ઉત્તરોત્તર વૃદ્ધિ પામતાં યતિધર્મ અંગીકાર કરી મોક્ષ પદને લાયક થાય છે. એજ બાબતને સિદ્ધ કરતાં શાસ્ત્રકાર હરિભદ્રસૂરિ જણાવે છે કેઃ—

एवं स्वधर्मसंयुक्तं सद्गार्हस्थ्यं करोति यः ।
लोकद्वयेऽप्यसौ धीमान् सुखमाप्नोत्यनिन्दितम् ॥

આ પ્રમાણે સ્વધર્મયુક્ત ગૃહસ્થ ધર્મ જે રૂડી રીતે પાળશે, તે બુદ્ધિમાન્ પુરૂષ આ લોકમાં તથા પરલોકમાં અનિન્દિત સુખ મેળવશે. તે સુખ પુણ્યાનુબન્ધિ પુણ્યના કારણભૂત હોવાથી **અનિન્દિત** કહેલું છે માટે દરેક શ્રાવકે આ પ્રમાણે ગૃહસ્થ ધર્મ પાળવાને ઉદ્યમવન્ત થવું. બંધુઓ ! આપણે ધર્મની મોટી મોટી વાતો કરીએ છીએ, નવતત્ત્વ અને જીવ વિચારના બોલો આપણે મુખે રાખીએ છીએ, આપણો ધર્મ સૌથી ઉત્તમ છે, એમ અન્યજનો આગળ અભિમાનપૂર્વક કહીએ છીએ, પણ જ્યાં સુધી આ પ્રકરણમાં જણાવેલા **ગૃહસ્થના સામાન્ય ધર્મ** પાળવાને કમરબંધ આપણે થતા નથી ત્યાં સુધી ઉપર જણાવેલી બાબતો કાચા પાયા ઉપર ઇમારત બાંધવા તુલ્ય છે. આ ઉપરથી મારો કહેવાનો આશય એવો નથી કે ધર્મના ઉચ્ચ તત્ત્વો ન જાણવાં; પણ શરૂઆત જ્યાંથી કરવી જોઇએ ત્યાંથી કરવી ઘટે છે. નહિ તો પરિણામ જેવું જોઇએ તેવું સારૂં આવતું નથી. માટે વાંચી, વિચારીને અમલમાં મૂકાય તેટલોજ લાભ છે. તેજ બાબતને સિદ્ધ કરતાં શાસ્ત્રકાર આ **પ્રકરણની સમાપ્તિ** બે શ્લોકથી કરે છેઃ—

दुर्लभं प्राप्य मानुष्यं विधेयं हितमात्मनः ॥
करोत्यकाण्ड एवेह मृत्युः सर्वं न किंचन ॥ १ ॥
सत्स्वेतस्मिन्नसारासु संपत्स्वविहिताग्रहः ॥
पर्यन्तदारुणासूच्चैर्धर्मः कार्यो महात्मभिः ॥ २ ॥

દુર્લભ મનુષ્ય જન્મ પામીને, આત્માનું હિત કરવું એજ ઘટિત છે. કારણ કે મૃત્યુ અચાનક આવી આ દુનિયામાં વસ્તુ માત્રને હતી નહતી કરી નાખે છે. આ પ્રકારની સ્થિતિ વિચારીને પરિણામે દુઃખ દેનારી અસાર સંપત્તિમાં બહુ આગ્રહ રાખ્યા સિવાય આત્માર્થી પુરૂષોએ ઉચ્ચ પ્રકારે ધર્મ સેવન કરવું.

આ રીતે ધર્મબિન્દુમાં **સામાન્ય ગૃહસ્થ ધર્મને** દર્શાવનારો પ્રથમ અધ્યાય સંપૂર્ણ થયો.

# પ્રકરણ ૨ જું.

## ગૃહસ્થને ઉપદેશ.

જ્યારે ક્ષેત્ર બરાબર હોય ત્યારે તેમાં વાવેલું બીજ સારી રીતે ઉગે છે, જેમ ભીંત ચોખી અને સફાઇદાર બનાવવામાં આવી હોય, ત્યારે તે ઉપર કરેલું ચિત્રામણ શોભે છે, તેમ પ્રથમ પ્રકરણમાં જણાવેલા ગૃહસ્થનાં લક્ષણ જે માણસમાં આવેલાં હોય છે તે ધર્મનો ઉપદેશ ગ્રહણ કરવાને યોગ્ય અધિકારી ગણાય છે. શાસ્ત્રકાર તેજ બાબતને સાબીત કરતા જણાવે છે કે—

प्रायः सद्धर्मबीजानि गृहिष्वेवंविधेष्वलं ॥
रोहन्ति विधिनोप्तानि यथाबीजानि सत्क्षितौ ॥

અર્થઃ—સારી પૃથ્વીમાં વિધિ સહિત વાવેલાં બીજ ઉગે છે, તેમ ઉપર જણાવેલા લક્ષણવાળા ગૃહસ્થમાં વિધિ સહિત વાવેલાં સદ્ધર્મનાં બીજ ઘણે ભાગે ઉગે છે.

સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યગ્ ચારિત્રરૂપ સદ્ધર્મનાં કારણો નીચે પ્રમાણે છે.

दुःखितेषु दयात्यन्तमद्वेषो गुणवत्सु च ॥
औचित्यासेवनं चैव सर्वत्रैवाविशेषतः ॥

દુઃખી પુરૂષો ઉપર અત્યન્ત દયા કરવી, ગુણી પુરૂષો ઉપર દ્વેષ ન રાખવો, અને સર્વ સ્થળે ભેદ રહિતપણે યોગ્ય માર્ગનું સેવન કરવું.

જે પુરૂષો કુળ ક્રમથી ચાલતા આવેલા, નિંદારહિત, અને ન્યાયસહિત માર્ગમાં વિચરે છે, તેવા ગુણ પાત્ર ગૃહસ્થોમાં ધર્મનાં બીજ ફળે છે; તેવા માણસોને ધર્મ શ્રવણ કરવાની ઇચ્છા થાય છે, ધર્મનાં તત્ત્વોનું ચિન્તવન કરવા તેઓનું હૃદય દોરાય છે. કારણ કે તેવા પુરૂષોમાં ગુણાનુરાગ બહુજ હોય છે; અને ગુણાનુરાગ તેમને

ગુણી પુરૂષ તરફ ખેંચે છે, પછી ગુણી પુરૂષોનાં વચનો સાંભળી અંગીકાર કરે છે; અને ગુણી પુરૂષોનાં વચનો તે ધર્મના સૂત્રો સમાન હોવાથી ધર્મ તત્ત્વનું ચિન્તવન પણ આ રીતે થાય છે. માટે ગુણાનુરાગ એજ સદ્ધર્મનું બીજ છે. કહ્યું છે કેઃ—

वपनं धर्मबीजस्य सत्प्रशंसादि तद्गतम् ।
तच्चिन्ताद्यङ्कुरादि स्यात् फलसिद्धिस्तु निर्वृत्तिः ॥

સત્પુરૂષોની પ્રશંસા તે ધર્મનું બીજ છે. અને ધર્મ સંબંધી ચિન્તવન કરવું તે બીજના અંકુરા રૂપ છે; અને મોક્ષ એ ધર્મની ફળ સિદ્ધરૂપ છે.

આજ ઉપમાને વધારે ખુલ્લી રીતે જણાવીએ તો—

चिन्तासच्छ्रुत्यनुष्ठानदेवमानुपसंपदः ।
क्रमेणाङ्कुरसत्काण्डनालपुष्पसमा मताः ॥

ધર્મનું ચિંતવન અંકુરા સમાન છે, ધર્મશ્રવણ તે ડાળ સમાન છે, ધર્મનું અનુષ્ઠાન તે નાલ ( થડ ) સમાન અને દેવતા મનુષ્યની સંપત્તિ તે પુષ્પ સમાન છે.

બીજ વાવ્યા પછી પ્રથમ અંકુરા ફુટે, પછી ડાળાં થાય, પછી પત્ર આવે, પછી પુષ્પ આવે, અને પછી ફળ આવે તેમ ધર્મમાં પણ ક્રમ સમજવો. સામાન્ય મનુષ્યો તો પગથીએ પગથીએ ચડીનેજ ઉંચે જઇ શકે છે. તે માટે ધર્મશાસ્ત્રમાં ગુણસ્થાનકનાં ચૌદ પગથીયાં કહેલાં છે. માટે સામાન્ય નિયમ તો ક્રમવાર ધર્મના ઉચ્ચ પગથીએ ચડવાનો છે. જો સારૂં પાત્ર ન હોય તો ધર્મબીજનું શું થાય છે; તે શાસ્ત્રકાર હવે જણાવે છે.

મૂળ—बीजनाशो यथाऽभूमौ प्ररोहो वेह निष्फलः ।
तथा सद्धर्मबीजानामपात्रेषु विदुर्बुधाः ॥

અર્થઃ—અભૂમિ (ઉષરભૂમિ) માં વાવેલાં બીજનો નાશ થાય છે, અથવા ... તો તે નિષ્ફળ થાય છે, તેવી

રીતે અયોગ્ય પાત્રમાં વાવેલાં સદ્ધર્મનાં બીજનો નાશ થાય છે, અથવા અંકુરો ફુટી નિષ્ફળ જાય છે.

ભાવાર્થ—મારવાડ આદિ દેસની વેરાન ભૂમિમાં વાવેલા બીજને અંકુરો થવા પામતો નથી, અને દૈવયોગે અંકુરો ફુટી નીકળ્યો તોપણ ધાન્યાદિકની નિષ્પત્તિ રૂપ ફળ મળતું નથી. તેજ રીતે અજ્ઞાનરૂપ ખારી જમીનવાળા હૃદયમાં વાવેલાં સદ્ધર્મનાં બીજનો નાશ થાય છે અને કદાચ અંકુરા રૂપી કોઇ સદ્ગુણ વ્યવહારમાં પ્રગટ થઇ શકે, પણ મોક્ષરૂપ ફળ તો મળતું નથી. આમ થવાનું કારણ શું?

न साधयति यः सम्यगज्ञः स्वल्पं चिकीर्षितम् ।
अयोग्यत्वात्कथं मूढः स महत्साधयिष्यति ॥

અર્થઃ—મૂઢ માણસ પોતાની અયોગ્યતાથી થોડું પણ કરવાને ધારેલું સારૂં કાર્ય કરવા સમર્થ થતો નથી, તો પછી મોક્ષપ્રાપ્તિ રૂપ મોટું કાર્ય કરવાને તે કેવી રીતે શક્તિમાન્ થઇ શકે?

ભાવાર્થઃ—મૂર્ખ માણસ કોઇ પણ કામ કરવાને લાયક નથી, પોતાને હિતકારી શું છે, અને પોતાને દુઃખકારી શું છે તેનો તદ્વાવત નહિ સમજનારો પુરૂષ પોતાની આજીવિકા ચલાવવાને પણ શક્તિમાન થતો નથી. જે સર્ષવ માત્ર ધારણ કરવાને સમર્થ નથી તે મેરૂ પર્વત કેમ ધારણ કરી શકે? અર્થાત્ નજ ધારણ કરી શકે. તેમ જે માણસ જેટલા બોધને યોગ્ય હોય તેટલો આપવો; નહી તો પરિણામ લાભકારી થવાને બદલે હાનિકારક નીવડે છે. કહ્યું છે કેઃ—

गुणा गुणज्ञेषु गुणा भवन्ति
ते निर्गुणं प्राप्य भवन्ति दोषाः ।
आस्वाद्यतोयाः प्रभवन्ति नद्यः
समुद्रमासाद्य भवन्त्यपेयाः ॥

ગુણ જાણનાર પુરૂષને ગુણ ગુણરૂપે પરિણમે છે અને તેજ ગુણો નિર્ગુણી પુરૂષના સંબંધમાં આવતાં દોષરૂપ જણાય છે. નદી-

ઓનાં જળ બહુજ સ્વાદિષ્ટ હોય છે પણ તેજ નદીઓ જ્યારે સમુદ્રને મળે ત્યારે તેમનું પાણી પીવાને યોગ્ય રહેતું નથી. માટેઅધિકારીનો વિચાર કરી બોધ આપવો. વળી કહ્યું છે કેઃ—

उपदेशो हि मूर्खाणां प्रकोपाय न तु शांतये ।
पयःपानं भुजङ्गानां केवलं विषवर्धनम् ॥

સર્પને પાયેલું દુધ કેવળ તેનું વિષ વધારે છે, તેમ મૂર્ખને આપેલો ઉપદેશ શાંતિ કરવાને બદલે તેના કોપ (ક્રોધને) વધારે છે. માટે દેશના (ઉપદેશ) આપનારે પાત્રાપાત્રનો બહુજ વિચાર કરવો જોઇએ છે.

मूळ—इति सद्धर्म देशनार्ह उक्तः ।
इदानीं तद्विधिमनुवर्तयिष्यामः इति ॥

માટે અત્યાર સુધી પ્રથમ પ્રકરણમાં સદ્ધર્મદેશનાને યોગ્ય પુરૂષનું વર્ણન કર્યું; હવે ધર્મદેશનાના ક્રમને વર્ણવીશું.

मूळ—तत्प्रकृतिदेवताधिभाक्तिज्ञानमिति ॥

અર્થઃ—ધર્મ દેશનાને યોગ્ય પુરૂષની પ્રકૃતિનું તથા તેને કયા દેવ ઇષ્ટ છે તે સંબંધી જ્ઞાન મેળવવું.

ભાવાર્થઃ—જે પુરૂષને ઉપદેશ કરવાનો છે તેની પ્રકૃતિ પ્રથમ જાણવી જોઇએ. તે પુરૂષને ગુણીજન ઉપર રાગ છે કે નહિ, તેના આચાર વિચાર કેવા છે, તે સર્વ ઉપદેશ આપનારે જાણવું જરૂરનું છે. વળી તેને કયા દેવમાં વિશેષ ભક્તિ છે તે પણ ઉપદેશકે જાણવું જોઇએ છે. જેની પ્રકૃતિ જાણવામાં આવેલી હોય તેને કયે રસ્તે ધર્મનું જ્ઞાન આપવું તે સમજાઇ શકે. (૧) જે માણસમાં પ્રવૃત્તિ બહુ હોય તેને ક્રિયા માર્ગથી ઉચ્ચ માર્ગે ચ્હડાવી શકાય. (૨) જે માણસમાં પ્રેમ બહુ હોય તેને ભક્તિ માર્ગથી સિધ્ધે રસ્તે વાળી શકાય, અને (૩) જેમાંના જ્ઞાન પ્રત્યે રૂચિ હોય તેને જ્ઞાન માર્ગથી ધર્મ માર્ગે આણી શકાય. માટે ઉપદેશ ગ્રહણ કરનારમાં કેવા કેવા ગુણો છે અથવા કયા અવગુણો છે તે પ્રથમ વિચારવું જોઇએ.

વળી તેને કયા દેવ અથવા શાસન વાસ્તે વધારે રાગ છે તે ઉપદેશકના જાણવામાં આવે તો તે શાસનમાં પણ આવા ઉત્તમ માર્ગાનુસારિપણાના ગુણોનું વર્ણન કરેલું છે તેમ દર્શાવી, તેની પ્રીતી પ્રથમ સંપાદન કરવી. પછી તેનામાં અને આપણા શાસનમાં શી શી બાબતમાં મતભેદ છે, અને તે શા કારણથી છે, અને તેમાં વધારે ઉચ્ચ તત્વો કોનામાં છે તે સમજાવવું, કે જેથી કરીને તે સન્માર્ગે વળે.

मूल—तथा—साधारणगुणप्रशंसेति.

**અર્થઃ—વળી સાધારણ ગુણોની પ્રશંસા કરવી.**

ભાવાર્થઃ—જે માણસો દેશના સાંભળવાને યોગ્ય અધિકારી લાગતા હોય તેમના આગળ પ્રથમ તો લૌકિક અને લોકોત્તર સામાન્ય ગુણની પ્રશંસા કરવી, કે જેથી કરીને તે લોક તમારો બોધ સાંભળવાને લલચાય. હવે તે સામાન્ય ગુણો કયા તેનું બે શ્લોકથી વર્ણન કરે છેઃ—

प्रदानं प्रच्छन्नं गृहमुपगते संभ्रमविधिः ।
प्रियं कृत्वा मौनं सदसि कथनं चाप्युपकृतेः ॥
अनुत्सेको लक्ष्म्यां निरभिभवसारा परकथा ।
श्रुते चासंतोषः कथमनभिज्ञाते निवसति ॥
तृष्णां छिन्धि भज क्षमां जहि मदं पापे रतिं मा कृथाः ।
सत्यं ब्रूहि अनुयाहि साधुपदवीं सेवस्व विद्वज्जनान् ॥
मान्यान्मानय विद्विषोप्यनुनय प्रच्छादय स्वान् गुणान् ।
कीर्तिं पालय दुःखिते कुरु दयां एतत्सतां लक्षणम् ॥

અર્થઃ—સત્પાત્રને દાન આપવું તે છાનું આપવું, પણ લોક પ્રશંસાને સારૂ ન આપવું. જમણો હાથ જે કરે તે ડાબો હાથ ન જાણે તેમ દાન આપવું. કોઈ અતિથિ કે પરોણો, અથવા સત્પુરૂષ પોતાને ઘેર આવે તો "અમારૂં મોટું ભાગ્ય" એમ વિચારી બીજાં બધાં કામ પડતાં મૂકી પ્રીતિ ઉપજે તેમ તેની આગતાસ્વાગતા કર-

વાને તત્પર થવું. કોઈનું ભલું કરીને મૌન રહેવું, પણ અમુક માણસ ઉપર મેં આવો ઉપકાર કર્યો છે એમ પોતાના મુખે કદાપિ કહેવું નહિ; કારણકે તે તો હલકા માણસનો સ્વભાવ સૂચવે છે. પારકાએ જો પોતાના ઉપર ઉપકાર કર્યો હોય તો સભા સમક્ષ તેના ગુણનું વર્ણન કરવું, કારણ કે તેથી સામા મનુષ્યનો વિનય સૂચવાય છે, અને અન્યોન્ય પ્રીતિ વધે છે, તથા તે માણસ બીજાને તેવો ઉપકાર કરવા વધારે ઉત્સુક બને છે. લક્ષ્મી મળે અભિમાન ન ધારણ કરવો, કારણ કે સ્વભાવે તે અસ્થિર છે. લાંબો સમય એક સ્થળે ઠરીને બેસતી નથી. બીજાની સારી વાતો કરવી, પણ બીજાને પરાભવ થાય તેવી વાત કદાપિ કરવી નહિ. બધી બાબતમાં સંતોષ ધારણ કરવો, પણ શાસ્ત્રશ્રવણ કરવામાં કદાપિ સંતોષ વૃત્તિ રાખવી નહિ. આવા ગુણો ઉમદા કુળના પુરૂષો સિવાય બીજામાં શી રીતે વાસ કરી શકે ? વળી લોભનો નાશ કરવો, ક્ષમા અંગીકાર કરવી, અભિમાન દૂર કરવો, પાપના કાર્યમાં આનંદ પામવો નહિ, સત્ય બોલવું સાધુ પુરૂષોના માર્ગે ચાલવું, ભણેલા પુરૂષોની સેવા કરવી, માનવા યોગ્ય માણસોને માન આપવું, દુશ્મનોને મનાવી લેવા, પોતાના ગુણો ગુપ્ત રાખવા, કીર્તિનું રક્ષણ કરવું, દુઃખી પુરૂષો ઉપર દયા કરવી, આ સર્વે સારા માણસોનાં લક્ષણો છે.

આ પ્રમાણે પ્રથમ સામાન્ય ગુણનો ઉપદેશ દાખલા દલીલો સહિત આપવો.

મૂળ—तथा सम्यक्त्वादधिकाख्यानमिति ॥

અર્થઃ—વળી સમ્યક્પણે અધિક ગુણનું આખ્યાન કરવું.

ભાવાર્થઃ—ઉપર પ્રમાણે સામાન્ય ગુણોનું વર્ણન કરતાં એમ જણાય કે તે દેશના સાંભળવાને ઉત્સુક થયેલો પુરૂષ આવા ગુણના વર્ણનમાં રસ લે છે તો પછી ઉચ્ચ ગુણોનું વર્ણન તેની સન્મુખ કરવું.

पञ्चैतानि पवित्राणि सर्वेषां धर्मचारिणाम् ।
अहिंसा . . . [illegible] मैथुनवर्जनम् ॥ १ ॥

હિંસા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન કરવી, દાન કરવું (અ-થવા પરિગ્રહની મર્યાદા રાખવી.) મૈથુન ન સેવવું. આ પાંચ બાબતો સર્વે ધર્મવાળા અંગીકાર કરે છે. જેટલા આર્ય ધર્મો છે તે સર્વે આ પાંચ વાતને અંગીકાર કરે છે. બુદ્ધ ધર્મમાં તેને પંચશીળ (પાંચ શીળ) કહે છે. વેદાન્તમાં તેને પંચ યમ કહે છે. માટે પ્રથમ તેનો ઉપદેશ આપવો. પણ શ્રોતા (સાંભળનાર) ને આવી બાબતમાં રસ ન પડે તો ઉપદેશકે શું કરવું તે શાસ્ત્રકાર કહે છે.

મૂળ—तथा अबोधेप्यनिन्देति ॥

**અર્થઃ**—વળી ગુણનો બોધ ન થાય તોપણ નિન્દા ન કરવી.

**ભાવાર્થઃ**—ઉપદેશક ઉપર જણાવ્યા પ્રમાણે શ્રોતા આગળ સામાન્ય તથા વિશેષ ગુણનું વર્ણન કરે; છતાં શ્રોતાના મન ઉપર અસર ન થાય, અથવા શ્રોતા બરાબર ન સમજે તો ઉપદેશકે ચીડાઇ જવું નહિ, તેમજ તેની નિન્દા કરવી નહિ. "તું મંદ બુદ્ધિવાળો છે, અમે તને સમજાવવાને આટલો બધો યત્ન કર્યો, છતાં તું તો પત્થર તુલ્ય રહ્યો ? તું તો મિથ્યાતી છું ? તને કાંઇ સમજણ પડતી નથી ?" આવા અથવા એવા અર્થવાળા શબ્દોમાં સાંભળનારનો તિરસ્કાર કરવો એ ઉપદેશકને ઉચિત નથી; કારણ કે તેમ કરવાથી તે શ્રોતાના મનમાં રહેલી જીજ્ઞાસા દૂર જતી રહે છે, અને હું ઉપદેશ ગ્રહણ કરવાને યોગ્ય નથી એવો વિચાર તેના મનમાં થાય છે, અને તેથી સાંભળવા તરફનો તેનો ભાવ કમી થાય છે. તો તેવા સમયમાં ઉપદેશકે શું કરવું તે જણાવે છેઃ—

शुश्रूषाभावकरणमिति.

**અર્થઃ**—સાંભળવાની ઇચ્છા થાય તેવો ભાવ શ્રોતામાં ઉત્પન્ન કરવો.

**ભાવાર્થઃ**—તે જીવને સાંભળવાની ઇચ્છા થાય તેવી રીતે ધર્મશાસ્ત્ર સંભળાવવા ઉપદેશકે પ્રયત્ન કરવો. કારણ કે જ્યાં સુધી શુશ્રૂષા એટલે સાંભળવાની ઇચ્છા જાગૃત થઇ નથી, ત્યાં સુધી ઉપદેશ આપવાથી અનર્થ થવાનો સંભવ છે. કહ્યું છે કેઃ—

स खलु पिशाचकी वातकी वा यःपरेऽनर्थिनि वाचमुदीरयति ॥

જેને સાંભળવાની ગરજ નથી તેની સન્મુખ બોલનાર ખરેખર પિશાચકી અથવા વાતકી જેવો છે. જેમ કોઇના શરીરમાં ભૂત અથવા પિશાચે પ્રવેશ કર્યો હોય તે ગમે તેમ બકે તે સર્વે નિષ્ફળ છે, તેમ સાંભળવાની ગરજ વિનાના પુરૂષને ઉપદેશ આપવો તે "ભેંસ આગળ ભાગવત" સમાન છે. વળી જેને કોઇ પણ પ્રકારનો વાયુનો ઉન્માદ ( ઘેલછા ) થયો હોય તેનું બોલવું અર્થ વગરનું છે, તેમ જીજ્ઞાસા વગરના માણસને બોધ આપવો તે નિષ્ફળ છે. માટે પ્રથમ તો ધર્મશાસ્ત્ર સાંભળવાની ઇચ્છા ઉત્પન્ન કરાવવી; નહિ તો—

આંધળા આગળ આરશી, બહેરા આગળ ગીત;
મૂરખ આગળ ધર્મકથા, ત્રણે એકજ રીત।

માટે સાંભળવાની ઇચ્છા પ્રથમ જાગૃત કરી પછી બોધ આપવો, એ ઉપદેશકનું ઉચિત કાર્ય છે.

મૂળ–तथा भूयो भूय उपदेश इति ॥

અર્થઃ–વળી વારંવાર ઉપદેશ આપવો.

ભાવાર્થઃ—જેમ કોઇને સંનિપાત થયો હોય છે, તેને જ્યાં સુધી તે મટે નહિ ત્યાં સુધી વારંવાર કરીઆતા વગેરેનો કવાથ આપવામાં આવે છે, તેમ જ્યાં સુધી આપેલા ઉપદેશની વાત સાંભળનારના હૃદયમાં ઠરો નહિ ત્યાં સુધી વારંવાર બોધ આપવો જોઇએ છે. શ્રી ઉમાસ્વાતિ વાચક લખે છે કેઃ—

यद्वद्विषघातार्थं मन्त्रपदे न पुनरुक्तदोषोऽस्ति ।
तद्वद्रागविषघ्नं पुनरुक्तमदुष्टमर्थपदम् ॥
वृत्त्यर्थं कर्म यथा तदेव लोकः पुनः पुनः कुरुते ।
एवं विरागवार्ताहेतुरपि पुनः पुनश्चिन्त्यः ॥

જેમ ઝેરને નાશ કરવા માટે મંત્રપદ વારંવાર બોલ્યા છતાં, તેમાં પુનરૂક્તિનો દોષ ગણાતો નથી, તેમ રાગરૂપી ઝેરને નાશ કરવાને વારંવાર કહેલું વ્યાખ્યાન પુનરૂક્ત ગણાતું નથી.

જેવી રીતે ગુજરાત સારુ લોકો એકનું તે કામ ફરી ફરીને કરે છે, તે પ્રમાણે વૈરાગ્ય વાર્તાનાં કારણો પણ ફરી ફરી ચિન્તવવાં જોઇએ. માટે જ્યાં સુધી શ્રોતા સમજે ત્યાં સુધી વારંવાર ઉપદેશ આપવો યોગ્ય છે.

मूळ–तथा बोधे प्रशोपवर्णन मिति ॥

અર્થઃ–વળી બોધ થાય ત્યારે તેમની બુદ્ધિની પ્રશંસા કરવી.

ભાવાર્થઃ—એક વાર સાંભળવાથી કે અનેકવાર સાંભળવાથી જ્યારે શ્રોતાને બોધ થાય ત્યારે નીચે પ્રમાણે તેમની પ્રશંસા કરવી.

" જે લોકો મુક્તિની સમીપમાં હોય, જેમનાં કર્મ બહુ થોડાં રહ્યાં હોય તેવાજ પુરુષો આવી સૂક્ષ્મ વાતો સમજી શકે. આવી બાબતો સાંભળવાની રૂચિ થવી તે પણ મહા પુણ્યોદયથીજ સંભવે છે. માટે લક્ષ દેઇને સાંભળવું." આમ કરવાથી સાંભળનારનાં મનમાં ઉત્સાહ વધે છે.

मूळ–तथा तन्त्रावतार इति॥

અર્થઃ—વળી શાસ્ત્રમાં પ્રવેશ કરાવવો.

ભાવાર્થઃ—પ્રથમ તો શ્રોતાના મનમાં શાસ્ત્ર આગમ વાસ્તે બહુ માન ઉત્પન્ન કરાવવું. જ્યાં સુધી અમુક વસ્તુ બહુ સારી છે અથવા અમુક વસ્તુનું જ્ઞાન લાભકારી છે, એવું જ્ઞાન થાય નહિ ત્યાં સુધી તે વસ્તુ જાણવા તરફ લોકોની રૂચિ થાય નહિ. માટે આગમ વિષે શ્રોતાના મનમાં બહુમાન–પૂજ્યભાવ ઉત્પન્ન થાય તેવો ઉપદેશ આપવો. શ્રોતાને કહેવું કે–

परलोकविधौ शास्त्रात् प्रायो नान्यदपेक्षते ।
आसन्नभव्यो मतिमान् श्रद्धाधनसमन्वितः ॥

મોક્ષની ઇચ્છાવાળો, બુદ્ધિમાન અને શ્રદ્ધારૂપ ધનવાળો મનુષ્ય પરલોક સંબંધી કાર્યમાં ઘણું કરીને શાસ્ત્ર સિવાય બીજા કશા ઉપર આધાર રાખતો નથી; શાસ્ત્રમાં કહેલા ઉપદેશ પ્રમાણેજ તે વર્તે છે. પરલોક સંબંધી બાબતો જે ઇન્દ્રિઓથી જાણી શકાય તેમ નથી.

તેના કહેનારા જ્ઞાની પુરૂષો કે તેમણે કહેલાં શાસ્ત્રો છે. માટે જ્ઞાનીની ગેરહાજરીમાં શાસ્ત્ર એજ આધારભૂત છે. કહ્યું છે કેઃ—

उपदेशं विनाप्यर्थकामौ प्रति पटुर्जनः ॥
धर्मस्तु न विना शास्त्रादिति तत्रादरो हितः ॥ २ ॥

અર્થ અને કામરૂપ એ પુરૂષાર્થ તો લોકો અન્યના ઉપદેશ વિના પણ સાધી શકે છે. પણ ધર્મ તો શાસ્ત્ર વિના સધાતો નથી. માટે શાસ્ત્રમાં આદર કરવો એ હિતકારી છે.

अर्थादावविधानेऽपि तदभावः परं नृणाम् ॥
धर्मेऽविधानतोऽनर्थः क्रियोदाहरणात्परः ॥ ३ ॥
तस्मात्सदैव धर्मार्थीशास्त्रयत्नः प्रशस्यते ॥
लोके मोहान्धकारेऽस्मिञ् शास्त्रालोकः प्रवर्तकः ॥ ४ ॥

અર્થાદિક ઉત્પન્ન કરવા પ્રયત્ન ન કરે તો તેનો અભાવતો છેજ, પણ ધર્મ કરવા પ્રયત્ન ન કરે તો અનર્થ થાય છે.

માટે શાસ્ત્રનો અભ્યાસ કરવાવાળા ધર્મી પુરૂષો સદા પ્રશંસા પામે છે. આ લોકમાં મોહરૂપ અન્ધકારની પ્રબળ સત્તા વ્યાપી રહેલી છે, તેથી સારૂં અથવા નરતું લોકો જોઇ શકતા નથી, તેમાં શાસ્ત્રનો પ્રકાશજ માણસને શુદ્ધ માર્ગે દોરનાર છે.

पापामयौषधं शास्त्रं शास्त्रं पुण्यनिबन्धनम् ॥
चक्षुः सर्वत्रगं शास्त्रं शास्त्रं सर्वार्थसाधनम् ॥ ५ ॥

પાપરૂપ રોગનું ઔષધ શાસ્ત્ર છે, પુણ્યનું કારણ શાસ્ત્ર છે, સર્વ સ્થળે ગતિ કરનારૂં નેત્ર શાસ્ત્ર છે; ટુંકમાં સર્વ અર્થને સાધનારૂં શાસ્ત્ર છે.

न यस्य भक्तिरेतस्मिंस्तस्य धर्मक्रियापि हि ॥
अन्धप्रेक्ष्याक्रियातुल्या कर्मदोषादसत्फला ॥ ६ ॥

જેને શાસ્ત્રમાં ભક્તિ નથી, તેની ધર્મક્રિયાઓ તે આંધળાએ દેખવા યોગ્ય ક્રિયા સમાન છે, અને કર્મ દોષથી અસત્ફળવાળી છે, એટલે સદ્‌મતિ રૂપ ફળ આપતી નથી.

यः श्राद्धो मन्यते मान्यानहंकारविवर्जितः ॥
गुणरागी महाभागस्तस्य धर्मक्रिया परा ॥ ७ ॥

અહંકાર રહિત ગુણાનુરાગી ( ગુણીજન ઉપર પ્રેમ રાખનાર ) અને મોટી શક્તિવાળો જે શ્રાવક શાસ્ત્રમાં કહેલા માનનીય પુરૂષો તરફ માન દષ્ટિથી જુએ છે તેવા શ્રાવકની ધર્મક્રિયા ઉત્કૃષ્ટ જાણવી.

यस्यत्वनादरः शास्त्रे तस्य श्रद्धादयो गुणाः ॥
उन्मत्तगुणतुल्यत्वान्न प्रशंसास्पदं सताम् ॥ ८ ॥

જેને શાસ્ત્રને વિષે આદર-બહુમાન નથી, તેના શ્રદ્ધા વગેરે ગુણો ઉન્મત્ત પુરૂષના ગુણ સમાન છે. માટે સારા મનુષ્યો તેની પ્રસંસા કરતા નથી.

मलिनस्य यथात्यन्तं जलं वस्त्रस्य शोधनम् ॥
अन्तःकरणरत्नस्य तथा शास्त्रं विदुर्बुधाः ॥ ९ ॥

અત્યન્ત મલિન વસ્ત્રને શુદ્ધ કરનાર જેમ જળ છે, તેમ અંતઃકરણની મલિનતાને શુદ્ધ કરનાર શાસ્ત્ર છે. એમ પંડિત પુરૂષો કહે છે.

शास्त्रे भक्तिर्जगद्वन्द्यैर्मुक्तेर्दूती परोदिता ॥
अत्रैवेयमतो न्याय्या तत्प्राप्त्यासन्नभावतः ॥ १० ॥

જગતને વંદન કરવા યોગ્ય તીર્થંકર ભગવાને શાસ્ત્રભક્તિને મોક્ષરૂપી સ્ત્રી ( શિવલક્ષ્મી ) મેળવવાને દૂતિ સમાન ગણેલી છે, માટે મુક્તિની પ્રાપ્તિના સામીપ્યપણાથી શાસ્ત્રભક્તિને દૂતિ ગણવી તે ન્યાયયુક્ત છે. આ રીતે શાસ્ત્રનું માહાત્મ્ય, પ્રભાવ, અદ્ભુત સામર્થ્ય બતાવી શ્રોતાવર્ગના મનમાં શાસ્ત્ર વિષે પૂજ્યભાવ ઉત્પન્ન કરાવવો. ખરી વાત છે કે જ્યારે જ્ઞાની પુરૂષો વિચરતા હોય, જ્યારે અતીંદ્રિય વસ્તુઓ અને ભાવોના જાણનારા મહા પુરૂષો જગતમાં વિદ્યમાન હોય ત્યારે તો તેમનું વચન એજ શાસ્ત્ર ગણવામાં આવે, તેવા સમયે પુસ્તકમાં લખેલા વચનોની ગરજ રહે નહિ. તેવા જ્ઞાનીઓ આ ક્ષેત્રમાં નહિ તો બીજા ક્ષેત્રમાં પણ આ વિશ્વમાં સદા માલૂમ પડે છે, પણ તેમને મળવાને યોગ્ય અધિકારીઓ માલૂમ ભાગ્યેજ પડે છે. માટે તેવા તીર્થંકરો અથવા તેમની પાસેથી જ્ઞાન મેળવી શકે તેવા અધિ-

કારીઓના વિરહના સમયમાં તેમણે ઉપદેશેલાં વચનો જે શાસ્ત્રમાં લખાયાં હોય તે શાસ્ત્ર માણસોને આધારભૂત છે, માટે તેવાં શાસ્ત્રોનો અનન્ય ભક્તિથી, અને શુદ્ધ ચિત્તથી અભ્યાસ કરવો, અને બીજા મનુષ્યોને તેમનો અભ્યાસ કરવા ભણી દોરવા.

મૂળ—तथा प्रयोग आक्षेपण्या इति.

**અર્થઃ**—વળી આક્ષેપણી કથાનો પ્રયોગ કરવો.

**ભાવાર્થઃ**—જે કથાથી પ્રાણીઓનાં મન ઇન્દ્રિયોના વિષયથી, મોહના વિકારોથી વિમુખ થઇ તત્ત્વ ભણી વળે તેવી કથાને આક્ષેપણી કથા કહે છે. આક્ષેપણી કથા ચાર પ્રકારની છે. (૧) આચાર કથા (૨) વ્યવહાર કથા, (૩) પ્રજ્ઞપ્તિ કથા, (૪) દૃષ્ટિવાદ કથા. તેમની ટુંક વ્યાખ્યા નીચે પ્રમાણે છે.

૧. લોચ કરવો, ૪૨ દોષ રહિત આહાર ગ્રહણ કરવો. ઇત્યાદિ સાધુની ક્રિયાઓ આચાર કહેવાય છે.

૨. પ્રાપ્ત થયેલા દોષનું નિવારણ કરવા પ્રાયશ્ચિત લેવું તે વ્યવહાર કહેવાય.

૩. સંશયવાળા પુરુષોને મધુર વચનથી અને યુક્તિસર જ્ઞાન કરાવવું તે પ્રજ્ઞપ્તિ કહેવાય.

૪. શ્રોતાની અપેક્ષાએ સૂક્ષ્મ જીવાદિક ભાવ કહેવા તે દૃષ્ટિવાદ કહેવાય.

तथा ज्ञानाद्याचारकथनम् ॥

**અર્થઃ**—વળી જ્ઞાનાદિક આચારોનું કથન કરવું.

**ભાવાર્થઃ**—આચાર પાંચ પ્રકારના છે. જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર, તેનું વર્ણન કરવું જોઇએ. તેમાં પ્રથમ જ્ઞાનાચારને જાણવો જોઇએ. જે આચારથી જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થાય, અને આત્માનું સ્વાભાવિક જ્ઞાન પ્રકટ થાય તેને જ્ઞાનાચાર કહે છે. તે જ્ઞાનાચારના આઠ ભેદ છે; તે વ્યાખ્યા સહિત અત્રે કહેવામાં આવે છે.

૧. જે વખતે શ્રુત ભણવાનું ફરમાવેલું હોય તે વખતે તે શ્રુત

કારીઓના વિરહના સમયમાં તેમણે ઉપદેશેલાં વચનો જે શાસ્ત્રમાં લખાયાં હોય તે શાસ્ત્ર માણસોને આધારભૂત છે, માટે તેવાં શાસ્ત્રોનો અતન્ય ભક્તિથી, અને શુદ્ધ ચિત્તથી અભ્યાસ કરવો, અને બીજા મનુષ્યોને તેમનો અભ્યાસ કરવા ભણી દોરવા.

मूळ–तथा प्रयोग आक्षेपण्या इति.

અર્થ:—વળી આક્ષેપણી કથાનો પ્રયોગ કરવો.

ભાવાર્થ:—જે કથાથી પ્રાણીઓનાં મન ઇન્દ્રિયોના વિષયથી, મોહના વિકારોથી વિમુખ થઇ તત્ત્વ ભણી વળે તેવી કથાને આક્ષેપણી કથા કહે છે. આક્ષેપણી કથા ચાર પ્રકારની છે. (૧) આચાર કથા (૨) વ્યવહાર કથા, (૩) પ્રજ્ઞપ્તિ કથા, (૪) દ્દષ્ટિવાદ કથા. તેમની ટુંક વ્યાખ્યા નીચે પ્રમાણે છે.

૧. લોચ કરવો, ૪૨ દોષ રહિત આહાર ગ્રહણ કરવો. ઇત્યાદિ સાધુની ક્રિયાઓ આચાર કહેવાય છે.

૨. પ્રામ થયેલા દોષનું નિવારણ કરવા પ્રાયશ્ચિત લેવું તે વ્યવહાર કહેવાય.

૩. સંશયવાળા પુરૂષોને મધુર વચનથી અને યુક્તિસર જ્ઞાન કરાવવું તે પ્રજ્ઞપ્તિ કહેવાય.

૪. શ્રોતાની અપેક્ષાએ સૂક્ષ્મ જીવાદિક ભાવ કહેવા તે દ્દષ્ટિવાદ કહેવાય.

तथा ज्ञानाद्याचारकथनम् ॥

અર્થ:—વળી જ્ઞાનાદિક આચારોનું કથન કરવું.

ભાવાર્થ:—આચાર પાંચ પ્રકારના છે. જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર, તેનું વર્ણન કરવું જોઇએ. તેમાં પ્રથમ જ્ઞાનાચારને જાણવો જોઇએ. જે આચારથી જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થાય, અને આત્માનું સ્વાભાવિક જ્ઞાન પ્રકટ થાય તેને જ્ઞાનાચાર કહે છે. તે જ્ઞાનાચારના આઠ ભેદ છે; તે વ્યાખ્યા સહિત અત્રે કહેવામાં આવે છે.

૧. જે વખતે શ્રુત ભણવાનું ફરમાવેલું હોય તે વખતે તે શ્રુત

ભણવું તે ભણવાનો યોગ્ય કાળ કહેવાય છે. યોગ્યકાળે કરેલી ખેતી ફળ આપે છે, તેમ યોગ્ય સમયે મેળવેલા જ્ઞાનનું બરાબર ફળ થાય છે.

૨. વળી જ્ઞાન મેળવવાને ઇચ્છાવાળા વિદ્યાર્થીએ ગુરૂ આવે ત્યારે સંમુખ ઉભા થવું, ગુરૂનું આસન પાથરી આપવું, ગુરૂ બેઠા પછી બેસવું, ગુરૂ ચરણની સેવા કરવી વગેરે **વિનય** કરવો. અવિનયથી ભણેલી વિદ્યા નિષ્ફળ જાય છે. શ્રેણિક રાજાને માતંગ (ચાંડાળ) પાસેથી વિદ્યા શિખવાને વિનય કરવો પડયો હતો. જ્યાં સુધી તે ચાંડાલને આસન ઉપર બેસાડી શ્રેણિકરાજા તેનાથી નીચા આસન-પર ન બેઠા ત્યાં સુધી તે વિદ્યા શિખી શકયો નહિ, માટે જ્ઞાન મેળ-વવા ગુરૂનો બહુજ વિનય કરવો.

૩. ભણવામાં તત્પર થયેલા વિદ્યાર્થીએ ગુરૂનું **બહુમાન** કરવું. હૃદયમાં જાગૃત થયેલા ગુરૂ ઉપરના પૂજ્યભાવને શાસ્ત્રમાં બહુ-માન કહેલું છે. **વિનય** બાહ્ય ક્રિયારૂપ છે, અને **બહુમાન** હૃદયના ભાવરૂપ છે. શાસ્ત્રમાં વિનયની ચોભંગી કહેલી છે.

૧. એક પુરૂષને વિનય છે, પણ બહુમાન નથી.

૨. બીજાને બહુમાન છે, પણ વિનય નથી.

૩. ત્રીજાને વિનય અને બહુમાન બન્ને છે.

૪. ચોથાને બન્ને નથી. વિનય પણ નથી તેમ બહુમાન નથી.

આ ચોભંગીમાં બીજો તથા ત્રીજો પ્રકાર આદરવા યોગ્ય છે. તેમાં ત્રીજો પ્રકાર ઉત્કૃષ્ટ જાણવો, અને બીજો પ્રકાર મધ્યમ જાણવો. કેમકે ગુરૂ ઉપર તેના મનમાં પ્રીતિ તો ઘણી છે, પણ કોઇ કારણ વિશેષ ઉપરથી વિનય બતાવી શકતો નથી; એટલી તેની ખામી સમજવી. કોઇ રોગાદિક મોટી વ્યાધિના કારણથી ગુરૂ આવતાં ઉભા થવું વગેરે વિનય વ્યવહારથી બની શકતો નથી, અને પોતે તેને પોતાનું કમનશીબ સમજે છે. માટે બીજા પ્રકારવાળો પ્રાણી પણ જ્ઞાનનો અધિકાર સમજવો. કહ્યું છે કેઃ—

ભક્તિ વસે ત્યાં લાજ કશીરે, લાજે દૂર રહેવાય;
પ્રભુપદ લાજે નહિ જ પમાય-પ્રભુપદ.

માટે અનન્ય ભક્તિથી ગુરૂની સેવા કરવી, અને તેમના પ્રત્યે

પૂજ્ય ભાવ રાખવો. એથી ગુરૂના હૃદયથી આશિષ સ્ફુરશે, જેથી ઘણુ થાડા સમયમાં વિશેષજ્ઞાન મેળવી શકાશે.

૪. ભણવાની ઇચ્છાવાળાએ ઉપધાન કરવું જોઇએ. જે તપથી જ્ઞાનને પુષ્ટિ મળે તેને ઉપધાન તપ કહે છે. તપપૂર્વક મેળવેલું જ્ઞાન વિશેષ સફળ થાય છે; તપ કરવાથી શરીર તથા મન આત્માને સ્વાધીન થાય છે, અને તેથી કરીને આત્મા, મન તથા શરીર જ્ઞાન મેળવવામાં યોગ્ય સાધન તરીકે વાપરી શકે છે અને તેથી વિશેષ જ્ઞાન ટુંક સમયમાં મળી શકે છે. જેનાં હથીઆર બરાબર સ્થિતિમાં ન હોય તે બરાબર કામ કરી શકે નહિ, તેમ જેની ઇન્દ્રિયો સ્વાધીન ન હોય, અને મન સંયમમાં ન હોય તે ઇચ્છા પ્રમાણે અભ્યાસ કરી શકે નહિ માટે જ તપની આવશ્યકતા બતાવી છે. વળી તપનો અર્થ વિચાર કરવો એવો પણ થાય છે. જે માણસો કેવળ સામા માણસે કહેલું ગ્રહણ કરી બેસી રહેતા નથી, પણ તે ઉપર વિચાર કરે છે, તેમની માનસિક શક્તિઓ ખીલે છે, અને તેઓ તે જ્ઞાન કદાપિ વિસરી જતા નથી. માટે જ્ઞાનના અભ્યાસીએ શ્રવણ કરેલી બાબતો ઉપર મનન-વિચાર કરવો એ પણ જરૂરનું છે.

૫. જેની પાસે વિદ્યા શિખ્યા હોઇએ તેનું નામ છુપાવવું તે નિહ્નવ. આ કામ કદાપિ કરવું નહિ; કેમકે તે અસત્યનો એક પ્રકાર છે. વળી તેથી ચિત્તની મલીનતા થાય છે, અને નામ છુપાવવાથી મેળવેલું જ્ઞાન સફળ થતું નથી. તેમજ આમ કરનારને કૃતઘ્ની સમજવો. જેની પાસે વિદ્યા ગ્રહણ કરી તેનું નામ પ્રગટ રીતે કહેવું અને તેની પ્રશંસા થાય તેમ કરવું; કારણ કે ત્યારે આપણે તેના ઋણથી મુક્ત થઇએ છીએ.

૬. વળી જ્ઞાન ગ્રહણ કરવાની ઇચ્છાવાળાએ વ્યંજનભેદ ન કરવો. આ બાબત બહુજ ઉપયોગી છે, જૈન ધર્મના પુસ્તકોનાં ભાષાંતર કરનારા કેટલાક કહેવાતા વિદ્વાનો જ્યારે પોતાને અમુક શ્લોકનો અર્થ ન બેસે ત્યારે તે સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવાને બદલે તેને સ્થલે નવું વાક્ય ગોઠવી દેવામાં પોતાની વિદ્વત્તાનો દુરૂપયોગ કરે છે. આમ કરવામાં કેટલી વાર અર્થનો અનર્થ કરે છે. આ મોટો દોષ

છે. અને ભાષાંતર કરનારાઓએ આ બાબત વિસરવી જોઇતી નથી; કારણ કે તેથી જ્ઞાનનો અતિચાર લાગે છે. અને સદ્‌જ્ઞાનની પ્રાપ્ત થતી નથી. જો કોઈ શ્લોક પોતાને ન સમજાતો હોય તો તે શ્લોક જેવો પ્રતમાં માલૂમ પડતો હોય તેવો છાપવો, અને ફુટનોટમાં પોતાને યોગ્ય લાગતો સુધારો બતાવવો, પણ પાઠ ફેરવી નાંખી, અસલના લેખનો નાશ કરવો એ તો ભાષાંતરકારની ઉન્મત્તતા જ દાખવે છે. દાખલા તરીકે धम्मो मङ्गलमुक्किट्टं ને બદલે पुण्णोकलाणमुक्कोसम् કહેવું તે વ્યંજન ભેદ કહેવાય. જો કે બેનો અર્થ તો આ સ્થળે એક છે તોપણ તેમ કરવું ઉચિત નથી. કારણ કે શબ્દમાં રહેલું સામર્થ્ય આમ કરવાથી નાશ પામે છે.

૭. પ્રસિદ્ધ અર્થ છોડી દેઇ બીજો અર્થ કરવો તે અર્થભેદ જાણવો. દાખલા તરીકે आवंतीके यावंति लोगंसि विप्परामसन्ति આવો આચારાંગ સત્રમાં પાઠ છે. એનો પ્રસિદ્ધ અર્થ એ છે કે પાખંડી લોકમાં જેટલા જીવ-મનુષ્ય અસંયત હોય તેમાંથી કેટલાક લોકો છકાયના જીવોને ઉપતાપ કરે છે. તેને બદલે અવંતી દેશમાં પાણી કાઢવાના દોરડાવાળા લોક કુવા ઉપર સંતાપ ઉપજાવે છે, એવો અર્થ કરે તે અર્થભેદ જાણવો.

૮. શબ્દ જુદો બોલવો અને અર્થ પણ જુદો કરવો, તેને વ્યંજન-અર્થ-ભેદ કહે છે, धम्मो मङ्गलमुक्कट्टं अहिंसा पर्वतमस्तके આ સ્થળે વ્યંજનનો ભેદ કરવાથી અર્થનો પણ ભેદ થાય છે. આથી ઉત્સૂત્ર પ્રરૂપણા થાય છે, અને તેથી જે દોષ ઉત્પન્ન થાય છે તે સઘળાનું કારણ તે સૂત્રમાં ફેરફાર કરનારને જાણવો. જે માણસ જાણી જોઇને પોતાનો સ્વાર્થ સાધવાને જે સત્ય હોય તેનો જુદો અર્થ કરવાને શાસ્ત્રોના શબ્દો ફેરવી નાખે છે, તે બહુજ દોષિત ઠરે છે, કારણ કે તેના સઘળા અનિષ્ટ પરિણામનું કર્મ તેને સહન કરવું પડે છે. માટે શાસ્ત્રના શબ્દો ફેરવવા નહિ, તેમજ તેનો અર્થ પણ ફેરવવો નહિ.

આ આઠ નિયમો ધ્યાનમાં રાખી જે વિનય સહિત ગુરૂ પાસે શાસ્ત્રનો અભ્યાસ કરે છે. તેનું જ્ઞાન અધિક અધિક વધતું જાય છે:

અને જ્ઞાનને આવરણ કરનારા પરમાણુઓ ખરી જાય છે. માટે જ્ઞાનના અભ્યાસીઓએ આ નિયમ કદાપિ ભુલવા નહિ.

હવે દર્શનાચારનો વિચાર કરીએ.

तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् ॥ તત્ત્વાર્થ ઉપર શ્રદ્ધા રાખવી તેને સમ્યગ્દર્શન કહે છે. તેના પણ આઠ પ્રકાર છે.

૧. **શંકારહિતપણું.** શંકા બે પ્રકારની છે. ૧ દેશશંકા, ૨ સર્વશંકા. ધર્મના અમુક સિદ્ધાન્ત બાબતની શંકા તે **દેશશંકા**, અને ધર્મના સર્વ તત્ત્વો બાબતની શંકા તે સર્વ શંકા. દેવનું સ્વરૂપ શાસ્ત્રમાં કહ્યું છે તેવું હશે કે કેમ તે બાબત શંકા કરવી તે દેશ-શંકા. હવે શંકા કરનારે જાણવું જોઇએ કે કેટલાક પદાર્થો હેતુગ્રાહ્ય છે, અને કેટલાક પદાર્થ અહેતુગ્રાહ્ય છે; બીજા શબ્દોમાં કહીએ તો કેટલાકના હેતુ-કારણો આપીને સમજાવી શકાય, અને કેટલાક એવા પદાર્થો છે કે જેના હેતુઓ આપણી સામાન્ય બુદ્ધિથી સમજાય નહિ. જેઓ સર્વજ્ઞ છે તેમના લક્ષમાં તે હેતુઓ આવી શકે. સર્વજ્ઞે કહેલા અન્ય પદાર્થો આપણને સત્ય લાગે છે, તો આ પણ સત્ય હશે; માટે આવી બાબતોમાં જે પદાર્થો પોતાની બુદ્ધિ કબુલ કરે તે ગ્રહણ કરવા અને જે બુદ્ધિ ગ્રાહ્ય ન લાગે તેનો તિરસ્કાર ન કરતાં તેમને એક કોરાણે રાખી મુકવા, અને વિચાર કરવો કે જ્યારે વધારે જ્ઞાન થશે ત્યારે સ્વયમેવ તે તત્ત્વો સમજાશે. માટે આવી બાબતોમાં મધ્ય-સ્થ વૃત્તિ રાખવી. પણ તેને સારૂ તકરારમાં સમય નિરર્થક ગુમાવવો નહિ. કારણ કે વાદવિવાદથી આવી બાબતો સિદ્ધ થઇ શકે તેમ નથી. તે તો જ્ઞાન દ્વારા જણાય. માટે જેમ જ્ઞાન વધે તેવો માર્ગ ગ્રહણ કરવો, કે જેથી આખરે સત્ય શું છે તે સમજાઇ શકે.

આ સઘળા સિદ્ધાન્તો પ્રાકૃત ભાષામાં લખેલા છે, માટે તેના લેખકો અજ્ઞાની હશે, અથવા લખેલી વસ્તુઓ કલ્પિત હશે, આવો વિચાર કરવો તે સર્વશંકા. આ શંકાનું નિવારણ થઇ શકે તેમ છે. પ્રાકૃત ભાષા અસલના સમયમાં પ્રચલિત ભાષા હતી, તેથી બાળજી-વોને સહેલાઇથી સમજાય અને ...ચાર કરી શકાય માટે ... ભાષામાં તે ગ્રન્થો લખવામાં ... હ્યું છે કે:—

बालस्त्रीमंदमूर्खाणां नृणां चारित्रकांक्षिणाम् ॥
अनुग्रहार्थं तत्त्वज्ञैः सिद्धान्तः प्राकृतः कृतः ॥ १ ॥

ચારિત્રની ઈચ્છા કરનાર, બાળ, સ્ત્રી, મંદબુદ્ધિ અને મૂર્ખ માણસના ઉપર કૃપા કરવાને તત્ત્વ જાણનાર પુરૂષોએ સિદ્ધાન્ત પ્રાકૃત ભાષામાં રચેલા છે. વળી આ બાબત કલ્પિત પણ નથી, કારણ કે પ્રત્યક્ષ, અનુમાન, તથા આગમ પ્રમાણથી તેને બાદ આવતો નથી. માટે શાસ્ત્રમાં શંકા ન કરે તે દર્શનાચારનો પ્રથમ વિભાગ શંકારહિતપણું જાણવું. શુદ્ધ શ્રદ્ધા શુદ્ધ કાર્યને ઉત્સાહ આપે છે, અને શુદ્ધ કાર્ય પરંપરાએ મોક્ષરૂપ ફળ આપે છે. માટે શાસ્ત્ર વિચારતાં જે જે શંકાઓ હૃદયમાં ઉઠતી હોય તેનો તેના જાણકાર યોગ્ય ગુરૂ પાસે ખુલાસો મેળવી શંકા રહિત થઇ શુદ્ધ પ્રવૃત્તિ કરવી.

૨. દર્શનાચારનો બીજો ભેદ કાંક્ષારહિતપણું તેના પણ બે પ્રકાર છે (૧) દેશ કાંક્ષા, (૨) સર્વ કાંક્ષા. સાંખ્ય વગેરે દર્શનમાંથી કોઈ એક દર્શનની કાંક્ષા કરે, એટલે તે દર્શન અંગીકાર કરવાને ઈચ્છા કરે તે દેશ કાંક્ષા અને સર્વ મતને સારા જાણી સર્વને ગ્રહણ કરવાને ઇચ્છે તે સર્વ કાંક્ષા.

આવી દેશકાંક્ષા અને સર્વકાંક્ષાથી લાભ નથી, કારણ કે અન્ય શાસ્ત્રોમાં કહેલી સદ્વસ્તુ ગ્રહણ કરવા જતાં તેની સાથે રહેલી અસદ્ વસ્તુ પણ ગ્રહણ કરવા તે લલચાય છે. આ સર્વ અથવા દેશ કાંક્ષારહીતપણું તે દર્શનાચારનો બીજો પ્રકાર સમજવો, આ ઉપરથી એમ ન સમજવું કે અન્ય ધર્મ સર્વે ખોટા છે; કારણ કે અપેક્ષાએ અને અંશે સત્ય તો સર્વ ધર્મમાં રહેલું છે; માટે જ્યાં જ્યાં જેટલું સત્ય હોય ત્યાં ત્યાં તે ગ્રહણ કરવું એજ જૈન દૃષ્ટિ છે.

મહાન્ રાજા અશોકના શિલા લેખમાં નીચેનો ફકરો માલૂમ પડે છે. "બીજા પંથોપર આક્ષેપ કરવો નહિ, તેમજ નિષ્કારણ તે

---

१ मूढइतिपाठान्तरम्. २ स्मृतःइतिपाठान्तरम्.

પંથોની અપ્રતિષ્ઠા કરવી નહિ. પણ તેથી ઉલટું જે જે કારણોને લીધે માન આપવું ઘટતું હોય, તે તે કારણો સારૂં બીજા પંથને માન આપવું. આવી રીતે વર્તવાથી બન્ને ધર્મને લાભ થાય છે, પોતાના ધર્મની ઉન્નતિ થાય છે, ને તે પર ધર્મને ફાયદો થાય છે. આથી જુદી રીતે થવાથી પરમતઅસહિષ્ણુતાથી પોતાનોજ પંથ નાશ પામે છે. "

વળી આનંદઘનજી મહારાજ લખે છે કેઃ-

જીનવરમાં સઘળાં દરિસણ છે, દર્શને જીનવર ભજનારે;
સાગરમાં સઘળી તટિની સહી, તટિનીમાં સાગર ભજનારે.
ષટ્દર્શન જીન અંગ ભણી જે.

માટે અન્ય ધર્મમાં પણ જે સત્ય દેખાતું હોય તે ગ્રહણ કરી સ્વધર્મમાં અવિચળ શ્રદ્ધા રાખવી.

( ૩ ) **નિર્વિ ચિકિત્સા**—ભ્રાન્તિરહિતપણું એ દર્શનાચારનો ત્રીજો પ્રકાર સમજવો.

માણસે કાર્ય-કારણના અચળ નિયમમાં જરા પણ ભ્રાન્તિ રાખવી જોઇતી નથી. "જેવું કરીશું તેવું પામીશું" એ સૂત્રને પોતાની સઘળી ક્રિયાના આધારભૂત ગણવું જોઇએ છે. કારણ કે જે માણસને કર્મના મહાન નિયમમાં વિશ્વાસ નથી તે ધર્મક્રિયા કરતાં, મારી ક્રિયાનું અમુક પરિણામ આવશે કે નહિ તેવી ભ્રાન્તિ રાખે છે. અને તેથી જેવી શ્રદ્ધાથી અને અડગ ભક્તિથી ધર્મકાર્યમાં પ્રવર્તવું જોઇએ તેવી રીતે પ્રવર્તી શકતો નથી. અને તેથી તેનું યથાર્થ ફળ પણ મેળવી શકતો નથી. માટે તેવી ખોટી ભ્રાન્તિનો ત્યાગ કરી આત્મ શક્તિમાં તેમજ કાર્ય-કારણના નિયમમાં વિશ્વાસ રાખવો તેનું નામ **ભ્રાન્તિ રહિતપણું** સમજવું. બરોબર સાધનો મળ્યા એટલે સાધ્ય વસ્તુ પ્રાપ્ત થવાનીજ; માટે યોગ્ય સાધનોનું જ્ઞાન મેળવી તે પ્રમાણે વર્તવું, એટલે સ્વયમેવ પરિણામ મળશે.

( ૪ ) અજ્ઞાન કષ્ટ કરનારનું તપ, વિદ્યા, ચમત્કાર અને અતિશય જોઇ જેની સમ્યક્ જ્ઞાનરૂપી દૃષ્ટિ ન ચળે તે **અમૂઢ દૃષ્ટિ** કહેવાય. એ દર્શનાચારનો ચોથો પ્રકાર સમજવો.

સત્ય સ્વરૂપ સમજ્યા વિના, યોગના પ્રથમ બે પગથીયા (યમ અને નિયમ) તેને પ્રાપ્ત કર્યા સિવાય, પ્રાણાયામ આદિ બાહ્ય ક્રિયાથી કોઇ શરીરના પ્રાણને નિરોધી શકે, અથવા શરીરને કાષ્ઠવત્ બનાવે, અથવા આકાશમાં ઉડી શકે તો તેવા બાહ્ય શારીરિક ખેલોથી લોભાઇ જવું જોઇએ નહિ. તે એક પ્રકારનો હઠ યોગ છે. સઘળા હઠ યોગી આત્મજ્ઞાની હોતા નથી. રાજયોગનો માર્ગ તેથી જુદાજ પ્રકારનો છે; તેમાં આત્માની શક્તિથી શરીર, વાસનાઓ અને મનને વશ કરવામાં આવે છે, અને તેથી આત્મશક્તિ પોતાની મેળે પ્રકાશી નીકળે છે. માટે રાજયોગ અને હઠયોગનો ભેદ સમજવો. જેઓ રાજયોગના માર્ગે છેક સુધી પ્હોંચેલા હોય છે, તેઓની સર્વે શક્તિઓ ખીલેલી હોય છે, એ નિર્વિવાદિત સત્ય છે; પણ જેઓની શક્તિઓ ખીલેલી હોય છે, તેઓ આત્મજ્ઞાની હોય યા ન પણ હોય. માટે બાહ્ય ચમત્કારથી નહિ લોભાતાં તે કેવા તત્ત્વોનો ઉદ્દેશ કરે છે, તે તત્ત્વો બુદ્ધિગમ્ય છે કે નહિ તે ઉપર ખાસ લક્ષ આપવું કે જેથી ચમત્કારને લીધે અજ્ઞાનના ફાંસામાં ફસાઇએ નહિ.

ઉપર જણાવેલા ચાર દર્શનાચાર ગુણીને આશ્રયી કહેલા છે. હવે બાકીના ચાર જે ગુણને આશ્રયી રહેલા છે તે કહેવામાં આવે છે.

(૫) ઉપબૃંહણ એ દર્શનાચારનો પાંચમો ભેદ છે.

સમાન ધર્મવાળા પુરૂષોમાં જે ગુણો હોય તો ગુણની પ્રશંસા કરવી, તેનું નામ ઉપબૃંહણ અથવા વૃદ્ધિ કહેવાય. ગુણની પ્રશંસા કરવાથી તે કરનાર ગુણાનુરાગી બને છે, અને જેનાં ગુણની પ્રશંસા થઇ હોય તે તે ગુણ વધારવાને ઉત્સાહી થાય છે, અને બીજાઓ તેનો દાખલો લેઇ તેવો ગુણ મેળવવાને દોરાય છે, માટે ગુણીના ગુણની **સર્વથા** પ્રશંસા કરવી.

(૬) ધર્મમાર્ગથી પતિત થતા જીવોને ધર્મમાં સ્થિર કરવા તેનું નામ સ્થિરીકરણ જાણવું. એક વાર માણસને ધર્મ ઉપર શ્રદ્ધા હોય, અને તદનુસાર વર્તતો પણ હોય, પણ મોહ રાજાના સુભટો તેને એવો ઘેરી લે કે તે માણસ ધર્મ કોરાણે મુકી પામર માણસની માફક સંસારવ્યવહારની ખટપટમાં મંડયોજ રહે, ઉચ્ચ બાબતોના

વિચારોજ મનમાં ન આવી શકે, અને તેનું જીવન કેવળ પ્રાપંચિક બને, તો તેવા સમયમાં તેનું મન ઉચ્ચ વિચારો તરફ દોરવું એ ધર્મમાં આગળ વધેલા પુરૂષોનું પ્રથમ કર્તવ્ય છે; તેમજ તેને કોઇ બાબતની સમજણ ન પડતી હોય, શંકા હોય તો તે શંકાઓ દૂર કરી તેને ધર્મ માર્ગમાં સ્થિર રાખવો.

(૭) પોતાના ધર્મબંધુઓને પોતાની શક્તિ પ્રમાણે સહાય આપવી તે **સામીવચ્છલ** (સ્વધર્મી વાત્સલ્ય) કહેવાય છે. પોતાના સધર્મિબંધુઓને જમાડવા એવા સંકુચિત અર્થમાં સામીવચ્છલ શબ્દ હાલ વપરાવા લાગ્યો છે, જો કે તે પણ તેનો એક ભાગ છે. પણ આ શબ્દનો ખરો અર્થ વિચારીએ તો જેથી પોતાના સમાન ધર્મીઓનું કલ્યાણ થાય તેવી મદદ તન, મન અને ધનથી આપવી તેનું નામ સ્વામીવાત્સલ્ય સમજવું. દુનિયાના બીજા સંબંધો ક્ષણિક છે, પણ સરખા ધર્મવાળાનો સંબંધ તો આ ભવ તથા પરભવ તુટતોજ નથી. કહ્યું છે કેઃ—

સ્વામીના સગપણ સમો, અવર ન સગપણ કોય;
ભક્તિ કરો સ્વામી તણી, સમકીત નિર્મળ હોય.

માટે સ્વધર્મી બંધુઓને યથાશક્તિ મદદ આપવી એ પોતાનેજ મદદ કર્યા બરોબર છે. સ્વધર્મી બંધુઓ વડે ધર્મ છે, માટે તેમને સહાય આપી ઉચ્ચ માર્ગે ચડાવવાથી ધર્મ પણ ઉચ્ચ ભાવને પામશે.

(૮) **પ્રભાવના** એ દર્શનાચારનો આઠમો ભેદ છે. જેથી ધર્મની ખ્યાતિ થાય તેવાં કામ કરવાં તેનું નામ પ્રભાવના. હાલમાં તો જ્યારે વ્યાખ્યાન પુરૂં થાય ત્યારે પતાસાં, વગેરેની લ્હાણી કરવાની ક્રિયાને પ્રભાવના કહેવામાં આવે છે; આ રીત પણ ઠીક છે, પણ ખરી પ્રભાવના તો ત્યારેજ થઇ કહેવાય કે જ્યારે ધર્મ પાળનારા પોતાના પરોપકારી કૃત્યોથી જન સેવાથી, તથા ધર્મના સિદ્ધાન્ત પ્રમાણે ન્યાય નીતિસર વર્તી બીજા ઉપર સારી છાપ પાડે. જ્યાં સુધી બીજાઓમાં આપણા વિષે હલકો અભિપ્રાય બંધાય, એવાં કૃત્ય આપણે કરીએ ત્યાં સુધી ધર્મનાં ઉચ્ચ તત્ત્વોની છાપ આપણે બીજાપર કદાપિ પાડી શકીશું નહિ. માટે પોતાના વર્તનથી ધર્મની પ્રભાવના કરવી એ ઉચ્ચ કર્તવ્ય છે.

આ રીતે આઠ નિયમો ધ્યાનમાં રાખી વર્તવાથી ધર્મમાં અવિચળ શ્રદ્ધા રહે છે, સ્વધર્મી બંધુઓનું કલ્યાણ થાય છે, અને આપણા ધર્મનાં તત્ત્વોની સારી અસર બીજાના ઉપર પાડવાને આપણે સમર્થ થઇએ છીએ.

પાછળથી જણાવેલા ચાર ભેદ ગુણને આશ્રયી છે. ગુણ-ગુણિમાં જરા ભેદ છે, એમ દર્શાવવાને આ ક્રમ લીધો છે. જો ભેદ ન કબુલ કરીએ તો ગુણનો નાશ થવાથી ગુણીનો પણ નાશ થાય, અને પરિણામ શૂન્ય આવે, માટે દર્શનાચાર શુદ્ધિને અર્થે શ્રાવકોએ ઉપર જણાવેલા ગુણો ગ્રહણ કરવા.

હવે તપાચારનો વિચાર કરીએ.

તેના મૂળ બે ભેદ છે. બાહ્ય અને અભ્યંતર. અને તે દરેકના ૭ ભેદ હોવાથી તપના બાર ભેદ કહેવાય.

બાહ્ય તપના ૭ ભેદ નીચે પ્રમાણે જાણવા.

अणसणमुणोयरिया वित्तीसंखेवणं रसच्चाओ ॥

कायकिलेसो संलीणया य वज्झो त वो होइ ॥ १ ॥

૧ અનશન. ચાર પ્રકારના આહારનો ત્યાગ કરવો તો તે બે પ્રકારે થાય છે; એક થોડા કાળ સુધી, અને બીજો પ્રકાર જ્યાં સુધી માણસ જીવે ત્યાં સુધી અનશન કરે. થોડો કાળ આહારનો ત્યાગ કરવો તે મહાવીર શાસનના તીર્થમાં ૭ મહિના સુધી, ઋષભ દેવના તીર્થમાં એક વર્ષ સુધી અને અજીતનાથ વગેરે બાવીસ જીનેશ્વરોના શાસનમાં આઠ મહિના સુધીનો વખત સમજવો, એમ ટીકાકાર લખે છે.

જ્યારે શરીરની સ્થિતિ એવી થાય કે આત્માને તે શરીર ઉપયોગનું ન રહે અથવા આત્મા એવી સ્થિતિએ પહોંચે કે આ શરીર તેને ઉપયોગમાં ન આવે ત્યારે અનશન કરવું, એવો અર્થ શાસ્ત્રમાંથી નીકળે છે.

( ૨ ) ઉનોદરી તપનું લક્ષણ નીચે પ્રમાણે છે.

बत्तीस किर कवला आहारो कुच्छिपूरओ भणिओ ॥

पुरिसस्स महिलयाए अट्ठावीसं भवे कवला ॥ १ ॥

પુરૂષને બત્રીસ કવળ (કોળીઆ) નો આહાર પેટને પૂર્ણ કરનાર કહેલ છે, એટલે પુરૂષને બત્રીસ કવળનો આહાર હોય છે, અને સ્ત્રીને અઠાવીસ કવળનો આહાર હોય છે. આવું જે ખાવાનું માપ હોય તેના કરતાં ઓછું ખાવું તે ઉણોદરી તપ. આ દ્રવ્ય તપ છે, અને ક્રોધ વગેરેનું પરિણામ ઘટાડવું તે ભાવ ઉણોદરી તપ સમજવો.

૩. વૃત્તિ સંક્ષેપ–આજ તો મારે આટલાજ ખાવાના પદાર્થ ખપે, અથવા અમુક ક્ષેત્રમાં જે ખાવાનું મળે તેટલુંજ ગ્રહણ કરવું, એવા અભિગ્રહ કરવા તે વૃત્તિસંક્ષેપ કહેવાય.

૪. રસત્યાગ—દહીં, દુધ, ઘી વગેરે રસના પદાર્થોનો ત્યાગ કરવો તે રસત્યાગ કહેવાય.

૫. કાયક્લેશ–જુદા જુદા આસનો વાળીને, અથવા કેશ લુંચન વગેરેથી શરીરને કષ્ટ આપવું તે કાયક્લેશ તપ કહેવાય.

૬ સંલીનતા—અંગોપાંગ સંકોચીને સુઈ રહેવું, ઇન્દ્રિયો, કષાય અને ત્રણ યોગને વશ રાખવા; અને સ્ત્રી, પશુ નપુંસક, વગેરેથી રહિત સ્થાનમાં વસવું તે સંલીનતા તપ કહેવાય.

આ ૭ પ્રકાર બાહ્ય તપના છે. હવે અભ્યંતર તપના ૭ પ્રકાર કહેવાય છેઃ—

पायच्छित्तं विणओ वेयावच्च तहव सझ्झाओ ॥
झाणं उसग्गोविय अप्भिंतरओ तवो होइ ॥ १ ॥

પ્રાયશ્ચિત વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ એ રીતે અભ્યંતર તપના ૭ પ્રકાર છે.

આ રીતે તપના બાહ્ય તથા ૭ અભ્યંતર પ્રકારનું ટુંક વિવેચન કર્યું. હવે તે કરવામાં શો હેતુ સમાયેલો છે તે જરા લક્ષપૂર્વક વિચારીએ. બાહ્ય તપનો હેતુ શરીરને સંયમમાં રાખવાનો છે, અને આભ્યંતર તપનો હેતુ મનને કબજામાં રાખવાનો છે. જ્યારે શેઠ અજ્ઞાનાવસ્થામાં હોય, ત્યારે નોકરે સર્વ સત્તા પોતાના હાથમાં લેઇ લે છે, તેજ રીતે શરીર અને મન જે આત્માના નોકરો છે, સાધનો છે,

તેઓએ આત્માને પરવશ બનાવી દીધો છે. આત્મા પોતાની શક્તિ ભુલી જઇ ઇન્દ્રિયો અને મન જેમ નચાવે તેમ નાચે છે. તો તે શરીર અને મન આત્માના સંયમમાં આવે એ માટે શાસ્ત્રકારોએ તપનો માર્ગ બતાવ્યો છે. ઇન્દ્રિયો રૂપી ઘોડાઓ વિષય ભણી દોડે છે, તેમને મન રૂપી લગામવતી સંયમમાં રાખવા. જો કે ઘણા વખતથી હાથ કરેલી સત્તાને પાછી આપવા પ્રથમ તો ઇન્દ્રિયો નાકબુલ કરશે, પણ જ્યારે તેમને જણાશે કે મન આગળ અમારૂં કાંઇ ચાલે તેમ નથી. ત્યારે થોડી વાર ધમપછાડા કરી તાબે થશે. માટે ઇન્દ્રિયો અથવા શરીરને તેમની ઇચ્છા પ્રમાણે વર્તવા દેવાને બદલે મનના કાબુમાં રાખવા. ઇન્દ્રિયો મનને માથે ન ચઢી બેસે અને મનને સ્વાધીન રહે તે માટે ઉપવાસ આંબિલ આદિ તપ કરવાને શાસ્ત્રકારો ફરમાવે છે. જે ઘોડો મદોન્મત્ત થઇ ગયો હોય તેને વશ રાખવાને આપણે ભુખ્યો રાખીએ છીએ, અથવા તેની ઇચ્છા વિરૂદ્ધ દોડાવીએ છીએ, પણ તેને આપણે મારી નાખતા નથી, કારણ કે તે ઘોડો આપણને ઉપયોગી છે, તેમ ઉપવાસ આંબિલ આદિ વ્રત કરીને આપણે આપણા શરીરને આપણા તાબે કરવાનું છે, પણ શરીરને મારી નાખવાનું નથી, કારણ કે શરીરનો નાશ કરવાથી મુક્તિ મળે તેમ નથી, માટે હદમાં રહી વ્રત કરવું એ જરૂરનું છે. शरीरमाद्यं खलु धर्मसाधनं શરીર એ પ્રથમ ધર્મસાધન છે; માટે તે મરી જાય, તેવી સ્થિતિમાં લાવવાથી કાંઇ ધર્મ થઇ શકે નહિ; પણ આપણે તેના દ્વારા બરાબર કાર્ય કરી શકીએ, અને એ આપણું સ્વામી ન બને માટે તેને બરોબર કેળવવું, અને વશ કરવું, એજ બાહ્ય તપનો મુખ્ય ઉદ્દેશ છે. શરીર કેમ વશ થઇ શકે તેના સંબંધમાં વિદુષી એની બીસેન્ટ લખે છે કેઃ—

Make yourself do a thing against the desire of the senses, and choose a time when the sense is rampant when it is longing for that particular gratification, eager to have it, when the thing is right in front of you, and you are just putting out your hand to grasp it, stop and say "I am

stronger than you, you shall not gratify that desire', keep on doing it and practise until the body is no obstacle at all, keep on doing it till you realize that your body is only your servant, your slave, acting or not acting as you like, and feel the sense of shame when the body is able to make you do what the mind condemns, feel that to do that is to be less than man, less than really human.

ઇન્દ્રિયોની ઇચ્છા વિરૂદ્ધ કાંઇ પણ એક કાર્ય કરવાને નિશ્ચય કરો, અને જ્યારે અમુક ઇન્દ્રિયો પ્રબળ આવેગમાં હોય, પોતાના વિષયની તૃપ્તિને વાસ્તે તત્પર થઇ રહી હોય, તે મેળવવાને ઉત્સુક હોય, ઇન્દ્રિયનો વિષય સંમુખ હોય, અને તમે તે ગ્રહણ કરવાને તમારો હાથ લંબાવવાની છેલ્લી પળમાં હો તેવો સમય પસંદ કરો, તે વખતે એકદમ તે કાર્ય કરતા બંધ રહો. અને તે ઇન્દ્રિયને જણાવો કે "હું તારા કરતાં વધારે સત્તાવાળો છું, તને તારી વાસના પૂરી કરવા નહિ દઉં." આ પ્રમાણે જુદે જુદે પ્રસંગે જુદી જુદી ઇન્દ્રિઓના વિષયમાં મહાવરો પાડતા જાઓ અને પછી તમારી ઉન્નતિમાં શરીર વિઘ્ન રૂપ થશે નહિ. તમને એમ ન લાગે કે શરીર તમારૂં નોકર છે, તમારો ગુલામ છે, તમારી ઇચ્છા પ્રમાણે ચાલનારો કિંકર છે ત્યાં સુધી ઉપર જણાવેલી રીતને અનુભવમાં મૂકો અને જે વસ્તુને મન ધિક્કારે છે તે વસ્તુ શરીર તમારી પાસે કરાવે ત્યારે શરમાઓ અને ઇન્દ્રિઓથી ઘસડાઇ જવું તે પોતાની માણસાઈ ખોવા બરાબર છે એમ હૃદયથી ધારો. "ઇચ્છા રોધન તપ ભલો." એ શાસ્ત્ર વાક્ય પણ આ સ્થળે વિસરવું જોઇતું નથી. આ રીતે બાહ્ય તપથી શરીર અને ઇન્દ્રિયો મનને સ્વાધીન થશે. પણ તેટલાથી સર્વ કાર્યો સરે નહિ. જેમ મન શરીરનો રાજા છે, તેમ આત્મા મનનો રાજા છે; માટે આત્મશક્તિથી મનને વશ કરવા પ્રયત્ન કરો. મનને વશ કરવાના બે માર્ગ છે. એક અભ્યાસ અને બીજો વૈરાગ્ય. આ બે

સાધનથી તે કેવી રીતે વશ થઇ શકે તે તપાસીએ. માણસનું મન બહુજ ચંચળ, અસ્થિર, અને વેગવાળું છે, પતાકાના પટ જેવું, કુંજરના કાન જેવું, અને શરદ ઋતુના વાદળ જેવું અસ્થિર છે, ક્ષણે ક્ષણે વિચારનો ફેરફાર થાય છે. તેવા મનને વશ રાખવું એ કામ દુર્ઘટ છે, પણ અભ્યાસ પાડી પ્રથમ એક વસ્તુ તરફ દોરવવું જોઇએ. વારંવાર મન નાસી જશે, પણ જે વિચાર ઉપર આપણે મનને સ્થિર કરવું ધાર્યું હોય તે સિવાયના અન્ય વિચારને હાંકી મુકવાને ટેવ પાડો. ધીમે ધીમે બહુજ ધીમે ધીમે, આમ અભ્યાસ કરવાથી મન એકાગ્ર થશે, અને આત્મસત્તા કબુલ કરશે.

જ્યાં સુધી મનુષ્યને સદ્અસદ્નું જ્ઞાન નથી થયું ત્યાં સુધી તે સદ્ની આશાએ અસદ્ભણી ઘણી વાર દોડે છે. પણ પાછળથી જણાય છે કે જે વસ્તુઓમાં તે સુખની આશા રાખતો હતો તે કેવળ સુખ નથી, પણ તે દુઃખ ગર્ભિત છે.

તે મનુષ્ય આવી રીતે જ્ઞાન મેળવીને તે વસ્તુને દુઃખ ગર્ભિત સમજીને તે વસ્તુ પ્રતિ વિરક્ત થાય છે. ઘણી ઘણી વસ્તુઓના સંબંધમાં તે આવે છે, અને તેમાં સુખ મેળવવા જાય છે, પણ તેને જણાય છે કે બહારથી સુખરૂપ જણાતી વસ્તુઓ દુઃખ મિશ્રિત છે; આ રીતે જ્યારે વિનાશી વસ્તુઓ તરફ વૈરાગ્ય થાય છે ત્યારે તેનું મન તે વસ્તુઓ તરફ દોડતું અટકે છે, વસ્તુની ખરી કીમત તે સમજે છે. સદ્ અને અસદ્ અથવા નિત્ય અને અનિત્ય વસ્તુ વચ્ચે વિવેક કરતાં શિખે છે. વિવેક અને વૈરાગ્ય રૂપ બે ગુણો જ્યારે આ રીતે આત્મામાં ખીલે છે ત્યારે મનઃસંયમ અથવા શમ સ્વાભાવિક રીતે આવે છે. તેનું મન બહારની વસ્તુઓ ભણી દોડતું બંધ થવાથી અંતર્મુખ વળે છે, અને આત્માભણી આકર્ષાઇ તેની સાથે એકાગ્ર થાય છે. વસ્તુઓ પ્રતિ વૈરાગ્ય હોવાને લીધે તે મળે તેને સુખ થતું નથી, તેમ તે ન મળે તેને દુઃખ થતું નથી. આ રીતે સુખ દુઃખની વાંચ્છા વિનાનું મન શાંત અને નિશ્ચળ થાય છે. જ્યારે મન કલ્લોલ વિનાના સરોવરની માફક શાંત અને નિશ્ચળ થાય છે ત્યારે આત્મજ્ઞાનરૂપ જ્યોતિનાં કિરણો માનસિક સરોવરને પ્રકાશિત

કરે છે, અને **અંતરાત્મા તે પરમાત્મા બને છે.** આ સ્થિતિ એકદમ પ્રાપ્ત થઇ શકે તેમ નથી, પણ માણસ પ્રયત્ન કરે તો તેવી સ્થિતિ પ્રાપ્ત કરી શકે. આવી રીતે બાહ્ય તપથી શરીર તથા ઇન્દ્રિયોને, અને અભ્યંતર તપથી મનને સંયમમાં લાવવા પ્રયત્ન કરવો તેને તપાચાર કહે છે.

હવે ચરિત્રાચારનો વિચાર કરીએ. તેના આઠ ભેદ છે. પંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ. પંચ સમિતિનાં નામ ટુંકી વ્યાખ્યા સાથે નીચે પ્રમાણે છેઃ-

**૧ ઇર્યાસમિતિ**-રસ્તામાં જતાં આવતાં કોઇ પણ જીવનો વિઘાત ન થાય તે હેતુથી યતના પૂર્વક ધુંસરી જેવી દૃષ્ટિથી ચાલવું તે ઇર્યાસમિતિ.

**૨ ભાષા સમિતિ**-કોઇ પણ જીવના દ્રવ્ય અથવા ભાવ-પ્રાણનો આપણા વચનથી વિઘાત ન થાય તેવી રીતે સત્ય વચન બોલવું તે ભાષા સમિતિ.

**૩. એષણા સમિતિ**-બેતાળીસ દોષ રહિત આહારાદિકની ગવેષણા (શોધ) કરવી તે.

**૪. આદાન નિક્ષેપણ સમિતિ**-બેસતાં, ઉઠતાં, લેતાં ને મૂકતાં પુંજવા પ્રમાર્જવાનો ઉપયોગ રાખવો તે.

**૫. પારિષ્ઠાપનિકા સમિતિ**—મળમૂત્રાદિકને પરઠવતાં શુદ્ધ ભૂમિ જેવાનો ઉપયોગ રાખવો તે.

તથા મનગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ એ રીતે ત્રણ ગુપ્તિઓ જાણવી.

**મનગુપ્તિ**—મનમાં ઉત્પન્ન થતા વિચાર-તરંગોને રોકવા, અને મનને શાન્ત બનાવવું અને સંયમમાં લાવવું તે મનગુપ્તિ કહેવાય છે. પ્રથમ મનને શુભ અધ્યવસાયમાં રોકવું અને ધીમે ધીમે તેને એકાગ્ર બનાવી વશ કરવું તે મનગુપ્તિ.

**વચનગુપ્તિ**—મનુષ્યે પોતાનાં વચનો ઉપર પૂર્ણ નિગ્રહ રાખવો જોઇએ. ઘણાંક મનુષ્યો મનના પ્રબળ આવેગમાં ગમે તેવું બોલી જાય

છે. પાછળથી પસ્તાય છે, પણ થયું ન થયું થતું નથી; માટે વચન ઉપર કાબુ રાખવો અને કોઇ પણ શબ્દનો મુખમાંથી ઉચ્ચાર થાય તે પહેલાં બોલેલા વચનનું શું પરિણામ આવશે તેનો સમજુ માણસે વિચાર કરવો, અને જરૂર કરતાં વિશેષ બોલવું નહિ.

કાયગુપ્તિ—શરીરને અશુભ વ્યાપારમાં જતાં રોકવું અને ઇન્દ્રિયોને કબજામાં રાખવી.

આ આઠને શાસ્ત્રમાં પ્રવચન માતા કહેલ ખરી છે. જેમ માતા પોતાના બાળકનું રક્ષણ કરે છે તેમ પંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ ચારિત્રનું રક્ષણ કરે છે.

હવે વીર્યાચારનો વિચાર કરીએ.

વીર્ય એટલે આત્મશક્તિ. જે મનુષ્યને આત્મશક્તિમાં વિશ્વાસ નથી તે ધર્મના ઉચ્ચ પગથીઆપર ચડવાને લાયક નથી. આત્માના પ્રદેશે પ્રદેશે અનંતી કર્મ વર્ગણાઓ લાગેલી છે, આવો શાસ્ત્રબોધ સાંભળી ઘણાક મનુષ્યો નાસીપાસ થાય છે. આટલી બધી કર્મવર્ગણાઓ છે અને નવાં કર્મ ક્ષણે ક્ષણે ઉપાર્જન કરવામાં આવે છે તો પછી સર્વ કર્મનો અંત શી રીતે આવશે? આ વિચાર ઘણા માણસોને નિર્બળ અને કાયર બનાવે છે. પણ તે સાથે શાસ્ત્ર જણાવે છે કે આત્માનો એક પ્રદેશ અનંતી કર્મ વર્ગણાઓને એક ક્ષણમાં નાશ કરવા સમર્થ છે; તે બાબત પણ વિસરવી જોઇતી નથી. સૂર્ય પોતાના તેજસ્વી સ્વરૂપે પ્રકાશે છે ત્યારે ગમે તેવા ભારે વાદળના સમૂહને જોતજોતામાં વિખેરી નાખે છે, તેમજ આત્મા જ્ઞાનદર્શન અને ચારિત્રના પોતાના શુદ્ધ સ્વભાવમાં વિચારે છે ત્યારે તેની શક્તિ એટલી જાગ્રત થાય છે કે એક સમયમાં સકળ કર્મ દળનો નાશ કરે છે. કહ્યું છે કેઃ—

अहोऽनन्तवीर्योऽयमात्मा विश्वप्रकाशकः ॥
त्रैलोक्यं चालयत्येव ध्यानशक्तिप्रभावतः ॥ १ ॥

અહો! સકળ વિશ્વનો પ્રકાશ કરનાર આત્મા અનંત વીર્ય (શક્તિ) વાળો છે. અને ધ્યાનશક્તિના પ્રભાવથી ત્રણ જગતને ચલાવી શકે છે. માટે તે શક્તિ ઉપર વિશ્વાસ રાખી વર્તવું. ગમે તેવાં

ભારે સંકટ સહન કરવાં પડે, ગમે તેવા વિકટ પ્રસંગો અનુભવવા પડે તોપણુ આત્મવિશ્વાસનો કદાપિ ત્યાગ કરવો નહિ. તમારી અંદર રહેલા આત્માની ઉન્નતિની છેવટની ફતેહમાં વિશ્વાસ રાખો, કારણુ કે છેવટે તેને કોઈ પણુ વિઘ્નરૂપ થવાનું નથી. ભલે ક્ષણુવાર મોહરાજા, તથા દુનિયાના જુદા જુદા વિષયો રૂપ મોહરાજાના સુભટો આત્માને પોતાની જાળમાં ફસાવે; પણુ છેવટે સિંહરૂપ આત્મા, જે પોતાનું ખરૂં ભાન ભુલીને પોતાને હાલમાં બકરા ગણે છે, તે જ્યારે પોતાનું ખરૂં સિંહસ્વરૂપ બતાવશે, ત્યારે સર્વ બંધન પોતાની મેળે તૂટી જશે. માટે આત્માની અનંત શક્તિ જે દરેકમાં ગુપ્ત રહેલી છે તેમાં દઢ વિશ્વાસ રાખવો, અને પોતાનું આત્મવીર્ય ફોરવીને જ્ઞાનાચારના આઠ ભેદ, દર્શનાચારના આઠભેદ, ચારિત્રાચારના આઠભેદ અને તપાચારના બાર ભેદ એ રીતે છત્રીસ ભેદો અંગીકાર કરવા, અને તેમનું યથાર્થ પાલન કરવું તેનું નામ **વીર્યાચાર** કહેવાય છે. જે શક્તિ છતાં તેના સત્કાર્યમાં ઉપયોગ કરતો નથી, તેને તેવી શક્તિ ફરીથી મળવી મુશ્કેલ છે; માટે શુભ કાર્યમાં પોતાનું આત્મવીર્ય તેમજ શરીરબળ વાપરવું એજ ઉત્તમ છે. એક સ્થળે કહેલું છે, કે છતી શક્તિએ દયાના કામમાં જે ભાગ લેતો નથી તે હિંસાના કામમાં ભાગ લે છે એમ કહી શકાય. જે પદ તીર્થંકર પ્રાપ્ત કરી શક્યા, તે પદ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય આપણા આત્મામાં રહેલું છે, કારણુકે સર્વ આત્માઓ સત્તાને સરખા છે માટે પુરૂષાર્થ કરવો, જેથી ઉચ્ચપદ પ્રાપ્ત થશે; એજ સાર છે.

**मूल—तथा निरीहशक्यपालनेति ॥**

**અર્થ:**—વળી ઇચ્છા રહિતપણે શક્તિ અનુસાર (પંચાચારનું) પાલન કરવું.

**ભાવાર્થ:**—આ સૂત્રમાં બે બાબતો જણાવવામાં આવી છે. પ્રથમ તો દરેક ધર્મ કાર્ય કરવું તે ફળની ઇચ્છા વગર કરવું. ફળ બે પ્રકારનાં કહેલાં છે. એક તો લૈ[illegible] બીજું લોકોત્તર. રાજા થ[illegible] ચક્રવર્તી થવાની. ના[illegible] રાખવી તે લૌકિક ફળ.

દેવલોક સંબંધી સ્થિતિ મેળવવા ઇચ્છા રાખવી તે લોકોત્તર ફળ. આ બન્ને પ્રકારના ફળની આશા રાખ્યા સિવાય ધર્મ કાર્ય કરવું; કારણ કે ઇચ્છા-વાસના માણસને કર્મથી બાંધે છે, અને તેથી જ્યાં તેની ઇચ્છા તૃપ્ત થાય તેવા સ્થાનમાં તેને જન્મ લેવો પડે છે; આ રીતે ઇચ્છાથી કરેલું કાર્ય મનુષ્યને જન્મ મરણના ચક્રમાંથી મુક્ત કરવા સમર્થ થતું નથી. વળી બીજી બાબત એ છે કે શક્તિ અનુસાર ધર્મ માર્ગમાં પ્રવર્તવું; કારણ કે પોતાની શક્તિ પ્રમાણે કાર્ય કરવાથી માણસને પોતાનામાં વિશ્વાસ આવે છે, અને ધીમે ધીમે કઠિન કામ પણ તે કરી શકે છે. પણ જે માણસ પોતાના સામર્થ્યનો વિચાર કર્યા સિવાય એકદમ મોટું કામ ઉપાડે છે, તે તેમાં પરાભવ પામે છે, અને નાસીપાસ થાય છે પરંતુ પછી નાનું સરખું પણ કાર્ય કરવાને હીંમત ધરી શકતો નથી. જે માણસની એક ઉપવાસ કરવાની શક્તિ છે તે એકદમ અઠ્ઠમનું પ્રત્યાખ્યાન કરે તો પછી તેનું શરીર મુંઝાવા માંડે, તેનું મન વશ રહે નહિ, આર્તધ્યાન થાય, અને તેનો ઉત્સાહ ભાગી જાય-ફરીથી તેવો માણસ એકાશનાનું પણ પ્રત્યાખ્યાન લેતાં ડર ખાય, પણ જો તે માણસે ઘણી વાર એક ઉપવાસ કર્યા પછી છઠ્ઠ કર્યો હોય, અને ઘણી વાર છઠ્ઠ કર્યા પછી તે અઠ્ઠમ કરે તો તે સહેલાઇથી કરી શકે અને તેનો ઉત્સાહ વધતો રહે. માટે શક્તિ અનુસાર ધર્મ કાર્યમાં પ્રવર્તવું એજ હિત શિક્ષા છે.

મૂળ—तथा अशक्ये भावप्रतिपत्तिः ॥

અર્થઃ—વળી અશક્ય બાબતમાં ભાવના રાખવી.

ભાવાર્થઃ—પોતાની ધીરજ, શરીર બંધારણ, કાળ, તથા બળ વિચારતાં એમ લાગે કે અમુક બાબત મારાથી થઇ શકે તેમ નથી તો તે ન કરવી, પણ તે કરવા વિષે રૂડો ભાવ રાખવો; અને તે મારાથી થઇ શકે એવા સંજોગો મને મળે, એવો સંકલ્પ કર્યા કરવો. જેવો માણસ વિચાર કરે છે તેવો તે થાય છે. માટે ભાવના અહર્નિશ ઉચ્ચ રાખવી; ઉચ્ચ ભાવનાવાળાઓને, તે ભાવનાઓ સિદ્ધ થાય, તેવા સંજોગો આ ભવમાં નહિ તો આવતા ભવમાં પણ આવી મળે

સુખનું વર્ણન કરી પછી તે સુખને પણ દુઃખરૂપ દેખાડવામાં આવ્યું છે; આત્માના સ્વાભાવિક સુખની અપેક્ષાએ દેવલોકનું સુખ પણ છેવટે અલ્પજ છે, પણ બાળજીવોને ધર્મ માર્ગે દોરવામાં તેનો ઉપદેશ જરૂરનો છે.

तथा सुकुलागमनोक्तिरिति ॥

અર્થઃ—વળી સારા કુળમાં જન્મ થાય એમ કહેવું

ભાવાર્થ—દેવતાના સ્થાનથી ચવીને તે જીવ સારા દેશમાં, કલંક રહિત, સારા આચરણવાળા, અને ઘણીજ ખ્યાતિવાળા કુળમાં ઉત્પન્ન થાય છે; અનેક મનોરથ જે જન્મમાં પૂર્ણ થાય તેવો જન્મ મળે છે. આ સર્વેનું કારણ પ્રથમના ભવમાં સેવેલો ધર્મ છે, એમ જણાવી બાળજીવોને ધર્મ માર્ગે વાળવા.

तथा कल्याणपरंपराख्यानामिति

અર્થ—વળી તેવા માણસને કલ્યાણની પરંપરા થાય છે તેમ કહેવું.

ભાવાર્થ—ઉપરના સૂત્રમાં કહ્યું કે જે દેવ સ્થાનકથી ચવે છે તે ઉત્તમ કુળમાં જન્મ લીધા પછી તેને સુંદર રૂપ મળે છે, સારાં લક્ષણોવાળો તે થાય છે અને શરીરે નીરોગી તે હોય છે, તેની બધી ઇન્દ્રિયો સંપૂર્ણ સક્તિવાળી હોય છે. સર્વ માણસો તેને પ્રિય થઇ પડે છે, જ્યાં જાય છે ત્યાં તે સન્માન પામે છે. આ સર્વ ધર્મના સેવનથી મળે છે, એમ ઉપદેશ આપવો.

तथा असदाचारगर्हेति ॥

અર્થઃ—વળી અસદ્ આચારની નિંદા કરવી.

ભાવાર્થ—જે આચાર અશુભ છે જે આપણી ઉન્નતિમાં વિઘ્નરૂપ છે, અને જેની શિષ્ટપુરૂષો નિન્દા કરે છે તે અસદાચાર જાણવો. તે દશ પ્રકારનો છે. કહ્યું છે કે–

हिंसानृतादयः पञ्च तत्त्वाश्रद्धानमेव च
क्रोधादयश्च चत्वार इति पापस्य हेतवः ॥

કાર્ય કરવા દોરાય છે; માટે ધર્મ માર્ગમાં બાળજીવોને વાળવાને ફળની વાત કહેવી. તેમને કહેવું કે સારી રીતે પાળેલા આચારનું ફળ આ લોકમાં પ્રત્યક્ષ થાય છે. પ્રથમ તો સર્વ પ્રકારના ઉપદ્રવનો નાશ થાય છે, ઉચ્ચ પ્રકારના ભાવ આપણા હૃદયમાં ઉત્પન્ન થાય છે, આપણે અન્યાય માર્ગે પ્રવૃત્તિ કરી નથી એ વિચાર આપણને સંતોષની સાથે આનંદ આપે છે; અને લોકમાં પણ સદાચારી મનુષ્ય પ્રિય બને છે. વળી સત્કાર્યથી પરભવમાં સારી ગતિમાં જન્મ, ઉત્તમ સ્થાનની પ્રાપ્તિ, અને છેવટ પરંપરાએ મોક્ષરૂપ ફળ મળે છે. આવી રીતે ફળની પ્રરૂપણા કરી તેમને સન્માર્ગે વાળવા એ સદ્ગુરૂનો ઉત્તમ આચાર છે,

देवर्द्धिवर्णनमिति ॥

અર્થઃ—વળી દેવતાની સમૃદ્ધિનું વર્ણન કરવું.

ભાવાર્થઃ—ઉત્તમ રૂપ, સંપત્તિ, સારી સ્થિતિ, પ્રભાવ, સુખ, કાંતિ, લેશ્યા, શુદ્ધ ઇન્દ્રિયો, અવધિ જ્ઞાન તથા ઉત્કૃષ્ટ ભોગ સાધન તથા દિવ્ય વિમાન વગેરે અનેક પ્રકારની ઉચ્ચ સમૃદ્ધિ દેવતાના ભવમાં મળે છે, એ પ્રમાણે દેવતાની રિદ્ધિનું વર્ણન કરવું. જે મનુષ્યો સત્કાર્ય કરે છે, સારાં વચનો બોલે છે, સર્વ પ્રાણી માત્ર તરફ પ્રેમવૃત્તિ રાખી પરોપકાર કરે છે, ઇન્દ્રિયો ઉપર નિગ્રહ મેળવે છે, અને મનને કબજે કરે છે, તેઓ આવી ઉચ્ચ સ્થાનની પ્રાપ્તિ કરી શકે છે. માટે આવા સુખની ઇચ્છાવાળાએ આ ગુણો મેળવવા, અને સત્કાર્યો કરવા બનતો પ્રયત્ન કરવો. આ કહેવાનો પરમાર્થ એવો છે કે બાલજીવો અનાદિકાળથી ઐહિક વિષય સુખમાં આસક્ત થયેલા છે, અને તેથી ધર્મ વિમુખ રહે છે, એવા પુરૂષને આ લોકના સુખની આસક્તિ છોડાવવા ઉપદેશ કે દયાભાવથી દેવના સુખનું વર્ણન કર્યું છે; જો એકદમ મોક્ષના સુખની વાત કરે તો તે લોકોને ઘણું દુર્લભ જણાય, અને તેથી તેને યોગ્ય પ્રવૃત્તિ કરે નહિ, માટે પ્રથમ પૌદ્ગલિક સુખ દેખાડી પછી આત્મિક સુખને વાસ્તે તેને યોગ્ય બનાવવો, આવો અભિપ્રાય રાખી આ વ્યાખ્યાન કરેલું છે. ઉત્તરાધ્યયનમાં પણ પ્રથમ દેવ લોકના

ભાવાર્થ—હિંસા વગેરે અસદાચાર છે એમ કહેવા માત્રથી લોકો તેનો ત્યાગ કરી શકે નહિ, માટે તેનું સ્વરૂપ સમજાવવું જોઇએ.

૧. પાંચ ઇંદ્રિય ત્રણ બળ, શ્વાસોશ્વાસ અને આયુષ્ય દશ પ્રાણુથી આત્માને વિયોજીત કરવો તે હિંસા.

૨. જુઠું બોલવું, પોતે જે જાણતો હોય તેનાથી જુદું કહેવું તે અસત્ય-મૃષાવાદ.

૩. કોઇએ નહિ આપેલી વસ્તુ ગ્રહણ કરવી તે **સ્તેય-ચોરી** કહેવાય.

૪. મૈથુન એટલે સ્ત્રીભોગ ભોગવવો તેનું નામ અબ્રહ્મ કહેવાય.

૫. કોઇ પણ વસ્તુ મારી છે એવી તે વસ્તુ પરની મૂર્છા તે **પરિગ્રહ** કહેવાય. ક્રોધ, માન, માયા અને લોભનું સ્વરૂપ પહેલા પ્રકરણમાં આપણે વિચારી ગયા છીએ. આવી રીતે તેનું સ્વરૂપ કહી તેનો ત્યાગ કરવાનો બોધ આપવો.

तथा-स्वयं परिहार इति ॥

**અર્થ**—વળી પોતે તે અસદાચારનો પરિહાર ત્યાગ કરે;

**ભાવાર્થ:**—સદાચારના ઉપદેશકે જાતે અસદાચારનો ત્યાગ કરવો. જેમ નટ વૈરાગનું વર્ણન કરે પણ તેના હૃદયમાં વૈરાગ્યની અસર ન જણાય તો સામા મનુષ્ય ઉપર તેની અસર થતી નથી તેમ ઉપદેશકના ઉપદેશની ઝાઝી અસર થતી નથી. Example is better than precept.

ઉપદેશથી જે અસર થાય તેના કરતાં તેના દાખલાથી વધારે અસર થાય છે. આ બાબત બહુજ ઉપયોગી છે. લોકો ઉપદેશની સાથેજ ઉપદેશ કરનાર તરફ દૃષ્ટિ કરે છે. જો ઉપદેશકમાં, પોતે બીજાને જે બાબતનો ઉપદેશ કરે છે તેવા ગુણ હોય તો તેના ઉપદેશની અસર થાય છે. નહિ તો "પોથીમાંના રીંગણા"ની ગતિ થાય છે. માટે જે બીજાને આપણે બોધ આપવા ઇચ્છા રાખતા હોઇએ તે પ્રથમ આપણે વર્તનમાં મુકવું જોઇએ. પારકાને ઉપદેશ આપવાનું પાંડિત્ય તો સર્વે સ્થળે દેખાય છે, પણ કહેણી પ્રમાણે રહેણી રાખ-

હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ એ પાંચ, તત્ત્વમાં અશ્રદ્ધા, અને ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાય, એ રીતે દશ પાપનાં કારણો છે.

તે દશ પાપનાં કારણની નિંદા કરવી તે અસદાચાર નિન્દા જાણવી. આ સર્વમાં મિથ્યાત્વ અર્થાત્ તત્ત્વમાં અશ્રદ્ધા સમાન કટ્ટો શત્રુ બીજો એક પણ નથી.

સત્યને અસત્યરૂપે, ધર્મને અધર્મરૂપે, અસત્યને સત્યરૂપે, અને અધર્મને ધર્મરૂપે જાણવો તે મિથ્યાત્વ. અસત્ને સત્ તરીકે માનવાથી વિચાર પણ તેવો થાય છે, અને કાર્ય પણ તેવાં થાય છે. માટે મિથ્યાત્વનો ત્યાગ કરવો. કહ્યું છે કેઃ-

न मिथ्यात्वसमः शत्रुर्न मिथ्यात्वसमं विषं ।
न मिथ्यात्वसमो रोगो न मिथ्यात्वसमं तमः ॥
द्विषद्विषतमोरोगैर्दुःखमेकत्र दीयते ।
मिथ्यात्वेन दुरन्तेन जन्तोर्जन्मनि जन्मनि ॥
वरं ज्वालाकुले क्षिप्तो देहिनात्मा हुताशने ।
न तु मिथ्यात्वसंयुक्तं जीवितव्यं कदाचन ॥

મિથ્યાત્વ સમાન બીજો શત્રુ નથી, મિથ્યાત્વ સમાન બીજું ઝેર નથી, મિથ્યાત્વ સમાન બીજો રોગ નથી, મિથ્યાત્વ સમાન બીજું અંધકાર નથી. શત્રુ ઝેર અને અંધકાર મનુષ્યને એકજ જન્મમાં દુઃખ દે છે પરંતુ દુરંત એવું મિથ્યાત્વ પ્રાણીને જન્મોજન્મ દુઃખ દે છે. દેહધારી પ્રાણીએ પોતાનો આત્મા જ્વાળાયુકત અગ્નિમાં નાખવો એ ઉત્તમ છે. પણ મિથ્યાત્વસહિત જીવવું એ કોઇ પણ કાળે સારૂં નથી. આ પ્રકારે તત્ત્વના અશ્રદ્ધાનરૂપ મિથ્યાત્વની નિંદા કરવી, અને ક્રોધ, માન વગેરે કષાયો પણ અનિષ્ટ પરિણામ લાવનાર છે એમ સમજાવવું. કોઇ પણ દિવસ તેમની તરફેણમાં બોલવું નહિ.

तथा तत्स्वरूपकथनमिति ॥

અર્થઃ—વળી અસત્ આચારના સ્વરૂપનું કથન કરવું.

ભાવાર્થ—હિંસા વગેરે અસદાચાર છે એમ કહેવા માત્રથી લોકો તેનો ત્યાગ કરી શકે નહિ, માટે તેનું સ્વરૂપ સમજાવવું જોઇએ.

૧. પાંચ ઇંદ્રિય ત્રણ બળ, શ્વાસોશ્વાસ અને આયુષ્ય દશ પ્રાણથી આત્માને વિયોજીત કરવો તે હિંસા.

૨. જુઠું બોલવું, પોતે જે જાણતો હોય તેનાથી જુદું કહેવું તે અસત્ય-મૃષાવાદ.

૩. કોઇએ નહિ આપેલી વસ્તુ ગ્રહણ કરવી તે સ્તેય-ચોરી કહેવાય.

૪. મૈથુન એટલે સ્ત્રીભોગ ભોગવવો તેનું નામ અબ્રહ્મ કહેવાય.

૫. કોઇ પણ વસ્તુ મારી છે એવી તે વસ્તુ પરની મૂર્છા તે **પરિગ્રહ** કહેવાય. ક્રોધ, માન, માયા અને લોભનું સ્વરૂપ પહેલા પ્રકરણમાં આપણે વિચારી ગયા છીએ. આવી રીતે તેનું સ્વરૂપ કહી તેનો ત્યાગ કરવાનો બોધ આપવો.

तथा–स्वयं परिहार इति ॥

**અર્થ**—વળી પોતે તે અસદાચારનો પરિહાર ત્યાગ કરે;

**ભાવાર્થ:**—સદાચારના ઉપદેશકે જાતે અસદાચારનો ત્યાગ કરવો. જેમ નટ વૈરાગનું વર્ણન કરે પણ તેના હૃદયમાં વૈરાગ્યની અસર ન જણાય તો સામા મનુષ્ય ઉપર તેની અસર થતી નથી તેમ ઉપદેશકના ઉપદેશની ઝાઝી અસર થતી નથી. Example is better than precept.

ઉપદેશથી જે અસર થાય તેના કરતાં તેના દાખલાથી વધારે અસર થાય છે. આ બાબત બહુજ ઉપયોગી છે. લોકો ઉપદેશની સાથેજ ઉપદેશ કરનાર તરફ દૃષ્ટિ કરે છે. જો ઉપદેશકમાં, પોતે બીજાને જે બાબતનો ઉપદેશ કરે છે તેવા ગુણ હોય તો તેના ઉપદેશની અસર થાય છે. નહિ તો "પોથીમાંના રીંગણા"ની ગતિ થાય છે. માટે જે બીજાને આપણે બોધ આપવા ઇચ્છા રાખતા હોઇએ તે પ્રથમ આપણે વર્તનમાં મુકવું જોઇએ. પારકાને ઉપદેશ આપવાનું પાંડિત્ય તો સર્વે સ્થળે દેખાય છે, પણ કહેણી પ્રમાણે રહેણી રાખ-

હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ એ પાંચ, તત્ત્વમાં અશ્રદ્ધા, અને ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાય, એ રીતે દશ પાપનાં કારણો છે.

તે દશ પાપનાં કારણની નિંદા કરવી તે અસદાચાર નિન્દા જાણવી. આ સર્વમાં મિથ્યાત્વ અર્થાત્ તત્ત્વમાં અશ્રદ્ધા સમાન કંઈ શત્રુ બીજો એક પણ નથી.

સત્યને અસત્યરૂપે, ધર્મને અધર્મરૂપે, અસત્યને સત્યરૂપે, અને અધર્મને ધર્મરૂપે જાણવો તે મિથ્યાત્વ. અસત્‌ને સત્‌ તરીકે માનવાથી વિચાર પણ તેવો થાય છે, અને કાર્ય પણ તેવાં થાય છે. માટે મિથ્યાત્વનો ત્યાગ કરવો. કહ્યું છે કેઃ-

न मिथ्यात्वसमः शत्रुर्न मिथ्यात्वसमं विषं ।
न मिथ्यात्वसमो रोगो न मिथ्यात्वसमं तमः ॥
द्विपद्विपतमोरोगैर्दुःखमेकत्र दीयते ।
मिथ्यात्वेन दुरन्तेन जन्तोर्जन्मनि जन्मनि ॥
वरं ज्वालाकुले क्षिप्तो देहिनात्मा हुताशने ।
न तु मिथ्यात्वसंयुक्तं जीवितव्यं कदाचन ॥

મિથ્યાત્વ સમાન બીજો શત્રુ નથી, મિથ્યાત્વ સમાન બીજું ઝેર નથી, મિથ્યાત્વ સમાન બીજો રોગ નથી, મિથ્યાત્વ સમાન બીજું અંધકાર નથી. શત્રુ ઝેર અને અંધકાર મનુષ્યને એકજ જન્મમાં દુઃખ દે છે, પરંતુ દુરંત એવું મિથ્યાત્વ પ્રાણીને જન્મોજન્મ દુઃખ દે છે. દેહધારી પ્રાણીએ પોતાનો આત્મા જ્વાળાયુક્ત અગ્નિમાં નાખવો એ ઉત્તમ છે. પણ મિથ્યાત્વસહિત જીવવું એ કોઇ પણ કાળે સારૂં નથી. આ પ્રકારે તત્ત્વના અશ્રદ્ધાનરૂપ મિથ્યાત્વની નિંદા કરવી, અને ક્રોધ, માન વગેરે કષાયો પણ અનિષ્ટ પરિણામ લાવનાર છે એમ સમજાવવું. કોઇ પણ દિવસ તેમની તરફેણમાં બોલવું નહિ.

तथा तत्स्वरूपकथनमिति ॥

**અર્થઃ**—વળી અસત્ આચારના સ્વરૂપનું કથન કરવું.

ભાવાર્થ—હિંસા વગેરે અસદાચાર છે એમ કહેવા માત્રથી લોકો તેનો ત્યાગ કરી શકે નહિ, માટે તેનું સ્વરૂપ સમજાવવું જોઈએ.

૧. પાંચ ઈંદ્રિય ત્રણ બળ, શ્વાસોશ્વાસ અને આયુષ્ય દશ પ્રાણથી આત્માને વિયોજીત કરવો તે હિંસા.

૨. જુઠું બોલવું, પોતે જે જાણતો હોય તેનાથી જુદું કહેવું તે અસત્ય-મૃષાવાદ.

૩. કોઇએ નહિ આપેલી વસ્તુ ગ્રહણ કરવી તે સ્તેય-ચોરી કહેવાય.

૪. મૈથુન એટલે સ્ત્રીભોગ ભોગવવો તેનું નામ અબ્રહ્મ કહેવાય.

૫. કોઇ પણ વસ્તુ મારી છે એવી તે વસ્તુ પરની મૂર્છા તે, પરિગ્રહ કહેવાય. ક્રોધ, માન, માયા અને લોભનું સ્વરૂપ પહેલા પ્રકરણમાં આપણે વિચારી ગયા છીએ. આવી રીતે તેનું સ્વરૂપ કહી તેનો ત્યાગ કરવાનો બોધ આપવો.

तथा–स्वयं परिहार इति ॥

અર્થ—વળી પોતે તે અસદાચારનો પરિહાર ત્યાગ કરે;

ભાવાર્થઃ—સદાચારના ઉપદેશકે જાતે અસદાચારનો ત્યાગ કરવો. જેમ નટ વૈરાગનું વર્ણન કરે પણ તેના હૃદયમાં વૈરાગની અસર ન જણાય તો સામા મનુષ્ય ઉપર તેની અસર થતી નથી તેમ ઉપદેશકના ઉપદેશની ઝાઝી અસર થતી નથી. Example is better than precept.

ઉપદેશથી જે અસર થાય તેના કરતાં તેના દાખલાથી વધારે અસર થાય છે. આ બાબત બહુજ ઉપયોગી છે. લોકો ઉપદેશની સાથેજ ઉપદેશ કરનાર તરફ દૃષ્ટિ કરે છે. જો ઉપદેશકમાં, પોતે બીજાને જે બાબતનો ઉપદેશ કરે છે તેવા ગુણ હોય તો તેના ઉપદેશની અસર થાય છે. નહિ તો "પોથીમાંના રીંગણા"ની ગતિ થાય માટે જે બીજાને આપણે બો[illegible] રાખતા હોય પ્રથમ આપણે વર્તનમાં મુક[illegible] ઉપદેશ પાંડિત્ય તો સર્વે સ્થળે [illegible]

નારા દુર્લભ હોય છે. આપણા જીવન વ્યવહારથી આપણા વર્તનથી આપણે સત્યની બીજાને ભલામણ કરવી જોઇએ, બાકી કેવળ ઉપદેશથી કરેલી ભલામણ લાંબો વખત ટકતી નથી. માટે ઉપદેશકોએ આ વિષય ઉપર બહુજ વિચાર કરીને ઉપદેષ્ટા તરીકે બ્હાર પડવું જોઇએ છે.

तथा–ऋजुभावसेवनमिति ॥

અર્થઃ—વળી ( ઉપદેશકે ) સરલતા રાખવી.

ભાવાર્થ—ઉપદેશકે પોતાનું જે પદ હોય, જેટલી જ્ઞાનની સ્થિતિ હોય તે જણાવવું, પણ ખોટી મગરૂબી ન રાખવી. દાંભિકપણે બતાવેલું જૂઠું ઘણા થોડા સમયમાં શિષ્યના જાણવામાં આવે છે, અને તેથી તે અસત્યવાદી છે એમ ખબર પડતાં તેના ઉપરથી ભાવ ઉતરી જાય છે, અને તેના ઉપદેશની અસર પણ થતી નથી. આ સંબંધમાં શ્રી ઉત્તરાધ્યયનમાં કહ્યું છે કેઃ—

समभ्दाणे पाणानि बीआणि हरिआणिअ ॥

असंजए संजय मन्नमाणे पावसमणेति वुच्चइ ॥ १ ॥

બે ઇન્દ્રિય વગેરે પ્રાણીને, બીજોને, લીલાં ઘાસને કચરીને જતો, અને આ પ્રમાણે **અસંયમી** બનેલો કોઈ સાધુ પોતાને **સંયમી** માને તો તેને **પાપસાધુ** માનવો.

માટે પોતાનું ખરૂં સ્વરૂપ કહી દેવું પોતાથી અમુક બાબત ન છોડાતી હોય તો કહેવું કે મારાથી આ કામ થતું નથી, પણ છોડવામાં ધર્મ રહેલો છે. આવી સરલતાથી શ્રોતાઓનો તેનાપર વિશ્વાસ બેસે છે. વળી પોતાનાથી વધારે ગુણની પ્રશંસા કરવી, પણ પોતે હલકો ગણાશે એવા ખોટા ભયથી કોઇ ગુણીના ગુણને હલકા પાડવા પ્રયત્ન કરવો નહિ.

तथा अपायहेतुत्वदेशनेति

અર્થ—વળી દુઃખના કારણની દેશના આપવી.

ભાવાર્થ—આ લોકમાં તથા પરલોકમાં જે અનર્થ થાય છે.

તેનું કારણ અસદાચાર છે એમ શ્રોતાઓને બોધ આપવો. અસદાચારનું મુખ્ય કારણ પ્રમાદ છે.

માણસો જ્યારે પોતાનું સ્વરૂપ ભુલી જાય છે, અર્થાત્ પ્રમાદ દશામાં વર્તે છે, અને અન્ય જીવો તે પોતાના જેવાજ છે એ સત્યને વિસરી જાય છે ત્યારે તેઓ અનેક પ્રકારના અસદાચાર સેવે છે; અને તેથી પ્રમાદજ દુર્ગતિનું મૂળ છે. કહ્યું છે કેઃ-

यन्न मयन्ति पुरुषाः स्वर्गं यच्च मयन्ति विनिपातम् ।
तत्र निमित्तमनार्यः प्रमाद इति निश्चितमिदं मे ॥

પુરૂષો સ્વર્ગને નથી પામતા, અને શુભ ગતિથી પડે છે, તેનું નિમિત્ત કારણ અનાર્ય પ્રમાદજ છે, એવો મારો ચોક્કસ નિશ્ચય છે.

અસદાચારથી આ લોકમાં અનર્થની પરંપરા ઉદ્ભવે છે, એટલુંજ નહિ પણ તેને લીધે માણસને નરકમાં અનેક પ્રકારનાં દુઃખો અનુભવવાં પડે છે.

नारकदुःखोपवर्णनमिति ॥

અર્થ—નારકીના દુઃખનું વર્ણન કરવું.

ભાવાર્થ—નરકમાં ઉત્પન્ન થયેલા તે નારકીનાં દુઃખનું વર્ણન કરવું. વળી તિર્યંચના દુઃખનું પણ વર્ણન કરવું કે જેથી માણસો તે દુઃખના કારણભૂત અસદાચારનો ત્યાગ કરે.

નરકમાં જીવો પોતાની ઈચ્છાનુકૂળ પદાર્થો નહિ મળવાથી અને પ્રતિકૂળ પદાર્થોનો સંયોગ થવાથી અનેક પ્રકારનાં દુઃખ ભોગવે છે, ત્યાં પોતાના બચાવ માટે કોઈ તેમની દૃષ્ટિએ પડતું નથી. વળી ભુખ, તરસ, ટાઢ, તડકો, પરવશપણું વગેરે દુઃખોથી આકુળવ્યાકુળ થયેલા તિર્યંચ પ્રાણીઓને જે સુખ મળે છે તે તુચ્છ છે, કહેવામાત્ર છે. બીજા શબ્દોમાં કહીયે તો તેઓ દુઃખી છે.

વળી મનુષ્યભવમાં પણ પ્રાણીને દરિદ્રતાનું, રોગનું, દુર્ભાગ્યતાનું, શોકનું, મૂર્ખતાનું, હીન જાતિનું, હલકા કુળનું, હાથ પગ વગેરે શરીરના અવયવહીન થવાનું, અંધાપાનું, લુલા લંગડા થવાનું દુઃખ છે. ખરી વાત છે કે મનુષ્યભવમાંથીજ મોક્ષ મેળવી શકાય; છતાં મનુષ્ય-

પણામાં જ્યાં સુધી જન્મ મરણ થયાં કરે છે, ત્યાં સુધી તે જીવ સુખ મેળવી શકે નહિ.

દેવતાઓને જો કે અનેક પ્રકારનું સુખ છે એ આપણે પ્રથમ જણાવી ગયા, પણ છેવટે તો તે સુખનો પણ અંત આવે છે. પુણ્ય ક્ષીણ થતાં દેવતાને ત્યાંથી ચવવું પડે છે, ત્યારે તેને દુઃખ થાય છે. આપણી અપેક્ષાએ તેમનું સુખ વધારે સ્થાયી ગણાઈ શકાય, પણ અનંત કાળની અપેક્ષાએ તે સુખ પણ ક્ષણિક છે એમ કહીએ તો તેમાં ખોટું નથી. માટે દેવતાઓનો ભવ પણ સુખમય છે એમ કહી શકાય નહિ.

આ પ્રમાણે ચારે ગતિ દુઃખથી પૂર્ણ છે. કોઇમાં થોડું દુઃખ તો કોઈમાં વધારે દુઃખ, પણ દુઃખ તો ખરૂં, અને જે સુખ દુઃખ મિશ્રિત હોય, અથવા જે સુખના અંતે દુઃખ હોય તે ખરૂં સુખ ગણી શકાય નહિ.

तथा दुःकुलजन्ममशस्तिरिति ॥

અર્થ—વળી (અસદાચારવાળાનો) ખરાબ કુળમાં જન્મ થાય છે એમ જણાવવું.

ભાવાર્થ—ખરાબ આચરણ કરવાવાળાઓનો જન્મ શક, યવન, બર્બર વગેરે હલકી જાતિના લોકોને ત્યાં થાય છે, અને તેથી તે જાતિના અધમ આચાર વિચાર ગ્રહણ કરે છે અને તેથી દુઃખ ઉપર દુઃખ આવી પડે છે, એમ બોધ કરી દુષ્કર્મ કરતાં અટકાવવાં.

दुःखपरंपरानिवेदनमिति ॥

અર્થ—દુષ્કુળમાં ઉત્પન્ન થયેલાને દુઃખની પરંપરા થાય છે તેમ જણાવવું.

ભાવાર્થ—હલકા કુળમાં ઉત્પન્ન થવાથી, મન તથા શરીર સંબંધી અનેક પ્રકારનાં દુઃખો પ્રાણીને સહન કરવાં પડે છે. દુરાચરણથી અધમ કુળમાં ઉત્પન્ન થયેલાને હલકા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શવાળાં શરીર મળે છે, અને તેવાં દુઃખોનો નાશ કરવાને

કર્માં કોઇ જ્ઞાની ભાગ્યેજ જન્મે છે, અને તેથી સદ્બોધ તેઓને દુર્લભ થાય છે. ધર્મ નહિ જાણવાથી હિંસા, ચોરી, અસત્ય, વ્યભિચાર વગેરે અશુદ્ધ કર્મમાં તેઓ લીન થાય છે, અને આ પ્રમાણે પાપકર્મની વૃદ્ધિ કરે છે; જેને સારૂ તેઓને લાંબા વખત સુધી બીજા ભવોમાં દુઃખ ભોગવવું પડે છે. આ રીતે તેઓને દુઃખ ઉપર દુઃખ આવી પડે છે, અને અહીંયાં સુખ મળતું નથી, તેમ પરભવમાં પણ સુખ મળતું નથી. આ પ્રમાણે અસદાચાર બહુજ માઠાં ફળને નિપજાવનારો નીવડે છે. કહ્યું છે કે—

तैः कर्मभिः सजीवो विवशः संसार चक्रमुपयाति ॥
द्रव्यक्षेत्राद्धाभावभिन्नमावर्तते बहुशः ॥

તે તે દુષ્ટ કર્મવશથી જીવ સંસારચક્રમાં પરિભ્રમણ કરે છે, અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવથી જુદા જુદા ભેદને પામેલો જીવ સંસારચક્રમાં ઘણી વાર પુદ્ગલપરાવર્તન[1] કરે છે. માટે જે અસદાચારથી કર્મબંધ થાય છે તે અસદાચારની અસત્યતા અને નિઃસારતા અનુભવી તેનો ત્યાગ કરવાને ધર્મી જીવે ઉદ્યમવન્ત થવું.

तथा उपायतो मोहनिन्देति

*અર્થઃ*—વળી ઉપાયથી મોહની નિન્દા કરવી.

*ભાવાર્થઃ*—મોહનો અર્થ આ ઠેકાણે અજ્ઞાન એમ સમજવો. અજ્ઞાની પુરૂષ પોતાનું હિત સાધી શકતો નથી, અને બીજાને નિરર્થક દુઃખ ઉત્પન્ન કરે છે; સર્વ પ્રકારના અનર્થ મૂઢતાથી ઉત્પન્ન થાય છે, એમ જાણીને મૂઢતાની નિન્દા કરવી. કહ્યું છે કેઃ—

अमित्रं कुरुते मित्रं मित्रं द्वेष्टि हिनस्ति च ।
कर्म चारभते दुष्टं तमाहुर्मूढचेतसम् ॥ १ ॥
अर्थवन्त्युपपन्नानि वाक्यानि गुणवन्ति च ।
न च मूढो विजानाति मुमुर्षुरिव भेषजम् ॥ २ ॥

---

૧ પુદ્ગલપરાવર્તનું લક્ષણ પ્રવચન સારોદ્ધારમાં લખેલું છે.

संप्राप्तः पण्डितः कृच्छ्रं पुजया मतिबुध्यते ।
मूढस्तु कृच्छ्रमासाद्य शिलेवाम्भसि मज्जति ॥ ३ ॥

જે અમિત્ર (શત્રુ) ને મિત્ર કરે, મિત્રનો ષ કરે, મિત્રને હણે, દુષ્ટ કર્મનો આરંભ કરે તે મૂઢ ચિત્તવાળો કહેવાય.

જેમ મરવાને તૈયાર થયેલો પુરૂષ ઔષધને માનતો નથી, તેમ પોતાને કહેવામાં આવેલા સાર્થક અને ગુણવાળા વાક્યને મૂઢ પુરૂષ જાણી શકતો નથી. બીજા શબ્દોમાં કહીયે તો મરણ પથારીએ પડેલા મનુષ્યને ઔષધની અસર થતી નથી, તેમ મૂઢ પુરૂષને સદુપદેશની અસર લાગતી નથી.

પંડિત પુરૂષ કષ્ટ પામેલો હોય તોપણ પૂજા સત્કારથી પ્રતિબોધ પામે છે, પણ મૂઢ પુરૂષ તો દુઃખી અવસ્થામાં આવતાં પાણીમાં શિલાની પેઠે બુડે છે, અર્થાત્ તે સ્થિતિમાં શું કરવું તે ન જાણવાથી હલકા કર્મ કરવાને દોરાય છે. પંડિત પુરૂષ તો સમજે છે કે સુખ પછી દુઃખ આવે છે, કોઇને આ જગતમાં એકાન્ત સુખ તેમજ એકાન્ત દુઃખ નથી. માટે સુખ આવ્યે મગરૂર ન થવું, તેમ દુઃખ આવે ખિન્ન ન થવું, પણ મનનું સમાધાનપણું જાળવી રાખવું.

આ રીતે મૂઢતાના ગેરલાભ બતાવી તેનો ત્યાગ કરવા ઉપદેશ કરવો.

મોહનો અજ્ઞાન કે મૂઢતા સિવાય બીજો પણ અર્થ થાય છે. જેને લીધે સંસારના પદાર્થો તેમજ આત્માની ઉપાધિ પ્રત્યે રાગ થાય છે તે અજ્ઞાનભાવને શાસ્ત્રકારો મોહ કહે છે. આત્મા અને દ્રવ્ય ભિન્ન છે એવી ખાત્રી મોહને લીધે થતી નથી, અને તેથી દ્રવ્યરૂપ પરવસ્તુને આત્મા પોતાની માનવા દોરાય છે, અને અંતે દુઃખ પામે છે.

> નિજરૂપા નિજ વસ્તુ છે, પરરૂપા પરવસ્ત;
> જેણે જાણ્યો પ્રેમ એ, તેણે જાણ્યુ સમસ્ત.
> વિનાશી પુદ્ગલ દશા, અવિનાશી તું આપ;
> આપોઆપ વિચારતાં, મટે પુણ્ય ને પાપ.

આવો વિચાર મોહને લીધે આવતો નથી, અને તેથી સંસાર-

માં રખડવું પડે છે, એમ સમજાવી મોહનો ત્યાગ કરવાને બોધ આપવો. યોગદષ્ટિ સમુચ્ચયમાં કહ્યું છે કે—

जन्म मृत्यु जराव्याधि रोग शोकाद्युपद्रुताम् ॥
वीक्ष्यमाणा अपि भुवं नोद्विजन्त्यपि मोहतः ॥ १ ॥
धर्मबीजं परं प्राप्य मानुष्यं कर्मभूमिषु ॥
न सत्कर्मकृषावस्य प्रयतन्तेऽल्पमेधसः ॥ २ ॥

જન્મ, મૃત્યુ, જરા (વૃદ્ધપણું), વ્યાધિ, રોગ, શોક વિગેરે ઉપદ્રવવાળા સંસારને જોઇ તેમાં વસતા માણુસોને વૈરાગ્ય નથી ઉપજતો તેનું કારણ મોહજ છે, કર્મભૂમિને વિષે મનુષ્યપણારૂપ ઉત્તમ ધર્મ બીજ પામીને અલ્પ બુદ્ધિવાળા પુરૂષો તે ધર્મ બીજની સત્કાર્ય રૂપ ખેતી કરવાને પ્રયત્ન કરતા નથી; અર્થાત્ તે મનુષ્યભવ નિરર્થક ગુમાવે છે.

જે માણુસો મનુષ્ય ભવ પામી તેનો સદુપયોગ કરતા નથી, તેઓ ચિંતામણિ રત્ન કાગડાને ઉરાડવાને ફેંકવામાં આવે તેમ આ જન્મ વૃથા ગુમાવે છે; વ્હેલા મોડા ઉત્તમ પુરૂષાર્થ અને સચ્ચારિત્ર વિના શાશ્વત સુખની પ્રાપ્તિનો માર્ગ મળી શકે તેમ નથી, તો પછી તે કાર્ય આ ભવમાંજ શા સારૂ શરૂ ન કરવું ? ફરી ફરીને ઉત્તમ સંજોગો મળતા નથી, જે માણુસ મળેલા સંજોગોનો સદુપયોગ નથી કરતો, તેને ફરીથી એવા સંજોગો મળવા મુસ્કેલ છે, પણ જે આવેલા સંજોગોનો લાભ લે છે, તેને વધારે સારા સંજોગો સ્વયમેવ પ્રાપ્ત થાય છે; માટે મોહરાજાને વશ ન થતાં સત્કાર્યમાં પ્રવૃત્ત થવું. તેજ ગ્રન્થમાં કહ્યું છે કે:—

वडिशामिषवत्तुच्छे कुसुखे दारुणोदये ॥
सक्तास्त्यजंति सचेष्टां धिगहो दारुणं तमः ॥

માછલાં પકડવાના કાંટામાં ખોસેલા માંસની પેઠે ભયંકર પરિણામવાળા સુખાભાસવાળા તુચ્છ વિષય સુખમાં આસક્ત થયેલા પુરૂષો સત્ક્રિયાનો ત્યાગ કરે છે, એવા ભયંકર અજ્ઞાનને ધિક્કાર પડો.

આ અજ્ઞાન તેજ મોહ છે. માટે મોહને ધિક્કાર પડો. માછલું સુખની લાલચે, જીહ્વા રસના સ્વાદ અર્થે કાંટામાં ખોસેલું માંસ લેવા લલચાય છે, પણ માંસ મોંમાં લેતાની સાથે તે કાંટો તેના તાળવામાં ભોંકાય છે અને તેને બહુજ દુઃખ થાય છે. સંસારના વિષયો દુઃખ ગર્ભિત છે એમ જાણવા છતાં માણસો તેની પાછળ દોડે છે, અને દુઃખ ભોગવે છે, પણ સારાં કાર્યો કરવા લલચાતા નથી કે જે કાર્યથી સ્વર્ગ અને પરંપરાએ મોક્ષની પ્રાપ્તિ થાય. આ સર્વ અજ્ઞાનનું પરિણામ છે, અને અજ્ઞાન એજ મોહ છે; માટે મોહનું આ સર્વ અનિષ્ટ ફળ છે, એવો પ્રતિબોધ આપી તેનો ત્યાગ કરવાનો સદુપદેશ આપવો.

तथा सद्ज्ञान प्रशंसनमिति ॥

અર્થઃ—વળી સદ્જ્ઞાનની પ્રશંસા કરવી.

ભાવાર્થઃ—સમ્યગ્ જ્ઞાનની, તેમજ પાપની બીક રાખનારા સદ્જ્ઞાનીઓની પ્રશંસા કરવી; કારણ કે તેમ કરવાથી શ્રોતાવર્ગમાં જ્ઞાન તથા જ્ઞાની પુરૂષો તરફ પૂજ્યભાવ થાય છે, અને તેવું જ્ઞાન મેળવવા ઈચ્છા થાય છે. સદ્જ્ઞાન સત્શ્રદ્ધાને ઉત્પન્ન કરે છે. અને સત્શ્રદ્ધા સત્કાર્યને પ્રેરે છે. માટે સદ્જ્ઞાન મેળવવું. જે જ્ઞાની છે તે ક્ષણવારમાં જ્ઞાનાગ્નિથી કર્મરજને વિખેરી નાંખે છે. જે સમાધિયુક્ત બુદ્ધિવાળા પંડિત પુરૂષો અંતરદૃષ્ટિવડે જોઈ શકે છે, તેને ઈન્દ્ર પોતાનાં હજાર ચક્ષુવડે પણ જોવાને શક્તિમાન્ થતો નથી, અને આખા જગત્ માત્રનાં નેત્રો ભેગાં કરી જોવામાં આવે તોપણ જોઈ શકાય નહિ.

દીપકને તો તેલ, પાત્ર વગેરે બાહ્ય સાધનની જરૂર છે, પણ આત્મપ્રદીપ તો સ્વયમેવ અહર્નિશ પ્રકાશે છે. તે માટે જેનામાં આત્મપ્રદીપ પૂર્ણ કળાએ પ્રકાશ્યો છે તેવા માણસો સર્વત્ર પૂજ્ય છે; કારણ કે જેમણે એક વાર પણ આત્મસ્વરૂપ જાણ્યું તેઓ ગમે તેવા શોક અથવા હર્ષના સમયમાં સમભાવ અને ચિત્તની સ્થિરતા જાળવી શકે છે; કારણ કે બ્હારની ઉપાધિ તે હું નથી એવો તેમને સદ્વિવેક ઉત્પન્ન થયો હોય છે. કહ્યું છે કેઃ—

नो प्राप्यमभिवांच्छन्ति, नष्टं नेच्छन्ति शोचितुम् ॥
आपत्सु च न मुह्यन्ति, नरा पण्डितबुद्धयः ॥ १ ॥

જે માણસો પંડિત બુદ્ધિના છે, તે પામવા યોગ્ય વસ્તુની ઈચ્છા રાખતા નથી, તથા નાશ પામેલી વસ્તુનો શોક કરતા નથી, અને દુઃખ વખતે મુઝાતા નથી. વળીઃ—

न हृष्यत्यात्मनो माने, नापमाने च रुष्यति ॥
गाङ्गो हृद इवाक्षोभ्यो यः स पण्डित उच्यते ॥ २ ॥

પોતાનું માન થવાથી હર્ષ પામતો નથી, અપમાન થવાથી ખેદ પામતો નથી, અને જે ગંગાના હ્રદની પેઠે ક્ષોભ પામતો નથી તેને પંડિત કહેવો. માન અને અપમાન બહારની ઉપાધિને આશ્રયી કરવામાં આવે છે. પંડિત પુરૂષ સમજે છે કે તે ઉપાધિ તે હું નથી, હું તો તેનાથી તદ્દન ન્યારો છું, માટે માન અને અપમાનમાં મારે હર્ષ શોક ધરવો ઘટિત નથી, એવી રીતે વિચાર કરી જે હૃદયની સ્થિરતા સાચવી શકે છે, પણ મિજાજ ખોતો નથી તે ખરો પંડિત કહી શકાય. કહ્યું છે કેઃ—

જાણ્યું તો તેનું ખરૂં, મોહે નવિ લેપાય,
સુખ દુઃખ આવે જીવને, હર્ષ શોક નવિ થાય.

આ પ્રમાણે જ્ઞાનીની પ્રશંસા કરવી તે સત્યજ્ઞાનની પ્રશંસા કરી કહેવાય. કોઇના મનમાં શંકા ઉઠે કે તમે જ્ઞાનીની પ્રશંસા કરી, અને જ્ઞાનની પ્રશંસા કરી નથી, તો તેના સમાધાનમાં કહેવાનું કે જ્ઞાનીની પ્રશંસા કરવાથી જ્ઞાનની પ્રશંસા આવી જાય છે, કારણકે જ્ઞાન જ્ઞાનીથી ભિન્ન રહી શકતું નથી.

तथा पुरुषकारसत्कथेति ॥

**અર્થઃ**—વળી પુરૂષકારની સત્કથા—પ્રશંસા કરવી.

**ભાવાર્થઃ**—પુરૂષાર્થ વગર કોઇ પણ મોટું કર્મ કરવા કોઇ પણ માણસ સમર્થ થયું નથી. ગમે તે મહાન્ પુરૂષનું જીવન ચરિત્ર વાંચો, અને તમને સહજ જણાશે કે બીજા ગુણો તેનામાં હો કે ના હો, પણ આ ગુણ તો હોવોજ જોઇએ. જે માણસમાં ઉદ્યમનો ગુણ નથી, તે કદાપિ કોઈ પણ કાર્ય સિદ્ધ કરી શકવાનો નથી. આરાથી શું થશે એવો વિચાર કરનાર કદાપિ ફતેહ પામે નહિ.

તે મુવાની ખબર લાવે' એ કહેવત આવા મનુષ્યોને લાગુ પડે છે. બાકી પુરૂષાર્થ કરનારા પુરૂષો વિષે તો કહ્યું છે કેઃ—

दुर्गा तावदियं समुद्रपरिखा, तावन्निरालम्बनं ॥
व्योमैतन्ननु तावदेव विषमः, पातालयात्रागमः ॥
दत्त्वा मूर्धनि पादमुद्यमभिदो, दैवस्य कीर्तिप्रियैः ॥
वीरैर्यावदहो न साहसतुला,—मारोप्यते जीवितम् ॥ १ ॥

જ્યાં સુધી કીર્તિપ્રિય શૂરવીર પુરૂષોએ ઉદ્યમનો નાશ કરનારા દૈવ ( નસીબ ) ના માથા ઉપર પગ મૂકીને પોતાના જીવિતને સાહસના ત્રાજવામાં નથી મૂક્યું, ત્યાં સુધી આ સઘળી સમુદ્રથી વિંટાયેલી પૃથ્વી દુર્ગમ્ય લાગે છે, ત્યાં સુધી આકાશ આધાર વગરનું દેખાય છે, ત્યાં સુધી પાતાળમાં જવું વિષમ ભાસે છે; ટુંકમાં આ શ્લોકનો સાર એ છે કે મનુષ્યોએ દૈવના અથવા કર્મના ઉપર આધાર રાખી બેસી રહેવાને બદલે પુરૂષાર્થ કરવો. જે ઉદ્યોગી પુરૂષ છે તેને લક્ષ્મી વરે છે. દૈવ આપશે એમ કહી બેસી રહેનારા આયલાઓ છે, માટે દૈવને તિરસ્કારી પોતાની શક્તિ પ્રમાણે પુરૂષાર્થ કરવો. કહ્યું છે કેઃ—

विहाय पौरुषं कर्म यो दैवमनुवर्त्तते ॥
तद्धि शाम्यति तं प्राप्य क्लीबं पतिमिवाङ्गना ॥ १ ॥

જેમ નપુંસક ( પુરૂષાતન વગરનો ) પતિ પામીને સ્ત્રી નિષ્ફળ ( પુત્ર વગરની ) થાય છે, તેમ જે પુરૂષ પુરૂષાર્થનો ત્યાગ કરી દૈવને અનુસરે છે તેનું દૈવ ઉદ્યમ વિના નિષ્ફળ જાય છે, એટલે પુરૂષાર્થ વિના દૈવ કાંઈ કરી શકતું નથી. મનોરથથી કાર્ય સિદ્ધ થતું નથી, પણ પુરૂષાર્થથી થાય છે; કારણકે સુતેલા સિંહના મુખમાં આવીને મૃગલાં પડતા નથી, માટે આત્મશક્તિમાં વિશ્વાસ રાખી ધર્મકાર્યમાં દૃઢ પ્રયત્ન કરવો તો સર્વ બાબત મળી જશે.

तथा वीर्यर्द्धिवर्णनमिति ॥

અર્થઃ—વીર્યની રિદ્ધિનું વર્ણન કરવું.

ભાવાર્થ:—વળી સતઆચાર વિચાર વડે આત્મવીર્ય, અને શરીર બળ વૃદ્ધિ પામે છે એમ જણાવવું. જે માણસો શુદ્ધ આચાર પાળે છે એટલે જે પોતાની ઇન્દ્રિયોને નિગ્રહમાં રાખે છે, અને પોતાની શક્તિનો અઘટિત વ્યય કુમાર્ગે કરતા નથી તેઓમાં વીર્ય વૃદ્ધિ થાય છે, અને તેઓ શરીરે બહુજ બળવાળા પરાક્રમી થાય છે. તેજ રીતે જેઓના વિચારો શુદ્ધ અને એકાગ્ર હોય છે અને રાગ દ્વેષ કષાયથી મલીન થયેલા નથી તેઓનું વિચાર બળ વિખરાઇ જતું નથી, પણ વૃદ્ધિ પામે છે, અને તેઓ અનેક કાર્યો આત્માની વિચાર શક્તિથી કરી શકે છે. આ ઉપરથી આપણને જણાય છે કે શુદ્ધ આચાર વિચારથી આત્મવીર્ય તેમજ શરીરવીર્ય વૃદ્ધિ પામે છે અને તેવો માણસ દુનિયાને પોતાના બળથી કબજાવે છે, તે માણસ જ્યાં જાય છે ત્યાં સંમાન પામે છે, તેની મુખાકૃતિ ભવ્ય બને છે, અને તે બીજા ઉપર પોતાના ગુણોની છાપ પાડે છે. માણસ વીર્યની ઋદ્ધિથી શું કરી શકે છે તે બતાવતાં ટીકાકાર લખે છે કે:—

मेरुदण्डं धराछत्रं, यत्केचित्कर्तुमीशते ॥

तत्सदाचारकल्पद्रुफलमाहुर्महर्षयः ॥

કેટલાક લોક ( દેવો ) મેરુ પર્વતને દંડ કરવાને, અને પૃથ્વીને છત્ર કરવાને સમર્થ થાય છે તે સદાચારરૂપ કલ્પવૃક્ષનું ફળ છે, એમ મોટા ઋષિઓ વદે છે; માટે સદાચારનું સેવન કરવું એજ ઉત્તમ બોધ છે.

तथा—परिणते गम्भीरदेशनायोग इति ॥

અર્થઃ—વળી જ્ઞાન પરિણમ્યા પછી ગંભીર દેશના દેવાનો વિચાર કરવો.

ભાવાર્થ:—જ્યારે શ્રોતાઓને ઉપર જણાવેલા ઉપદેશનું યથાર્થ જ્ઞાન થાય, પછી તે બાબતની શ્રદ્ધા થાય, અને છેવટે તે ઉપદેશને આચારમાં મૂકે, ત્યારે તે શ્રોતા વધારે ગંભીર ઉપદેશને વાસ્તે લાયક થાય છે. શાસ્ત્રમાં ઉપદેશ કરવાની રીત આ

કહેલી છે. પ્રથમ સામાન્ય ગુણની પ્રશંસાનો ઉપદેશ કરવો, પછી વિશેષ ગુણની પ્રશંસાનો બોધ આપો. આ બે પ્રકારનો બોધ જ્યારે શ્રોતામાં પરિણમે, એટલે શ્રોતાના હૃદયમાં તે બોધ પ્રવેશ પામે અને તે બોધ અનુસાર કાર્ય કરવાને તે પ્રેરાય ત્યારે વધારે સૂક્ષ્મ બાબતોનો બોધ આપવો ઉચિત છે. એક વખત ખાધેલું અન્ન પચી ગયા પછી બીજી વખત જમાય તોજ શરીર સુખમાં રહે છે, તેમ સામાન્ય બોધની અસર હૃદયમાં બરાબર થઇ હોય તોજ વિશેષ બોધને વાસ્તે તે લાયક બને છે. શ્રોતાના મનપર આપેલા બોધની અસર થઈ છે કે નહિ તે જાણવાનું એકજ લક્ષણ છે. તે એ છે કે પોતાની શક્તિ અનુસાર તે બોધ મુજબ તે વર્તે છે કે કેમ, જો તે વર્તતો હોય તો બોધની અસર થયેલી જાણવી, અને જો તે વર્તતો ન હોય તો બોધની યથાર્થ અસર નથી થઈ એમ માનવું.

तथा श्रुतधर्मकथनमिति ॥

અર્થઃ—વળી શ્રુત ધર્મનું કથન કરવું.

ભાવાર્થઃ—શ્રુતધર્મ એટલે સિદ્ધાંત; તે સિદ્ધાન્તનું કથન કરવું એટલે ઉપદેશ કરવો. તેનું લક્ષણ, **વાચના**, **પૃચ્છના**, **પરાવર્તના**, **અનુપ્રેક્ષા** તથા **ધર્મકથન** છે. આ પાંચનાં લક્ષણ નીચે પ્રમાણે છે. ગુરૂ મહારાજ પ્રથમ જે ઉપદેશ આપે તે વાચના કહેવાય. સંદેહ પડે ત્યારે ગુરૂ મહારાજને વિનય સહિત પૂછવું તે પૃચ્છના. પુછીને નિશ્ચય કરેલું સૂત્ર ન ભુલાય માટે ફરીથી તેને સંભારવું તે પરાવર્તના. સૂત્રની પેઠે અર્થનું પણ ચિન્તવન કરવું તે અનુપ્રેક્ષા. અભ્યાસ કરેલા સૂત્રનો બીજાને ઉપદેશ આપવો તે ધર્મકથા કહેવાય છે.

चक्षुष्मन्तस्त एवेह ये श्रुतज्ञानचक्षुषा ॥
सम्यक् सदैव पश्यन्ति भावान् हेयेतराक्नराः ॥ १ ॥

જે પુરૂષો ત્યાગ કરવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્ય પદાર્થોને શ્રુતજ્ઞાન રૂપ ચક્ષુ વડે સમ્યક્ પ્રકારે જુએ છે તેજ પુરૂષો નેત્રવાળા છે; બાકી ચર્મ ચક્ષુ તો સર્વને છે. જેટલાં દર્શન છે, તેટલાં

સિદ્ધાન્ત છે, અર્થાત્ તેટલા શ્રુત ધર્મ છે; તો કયો શ્રુત ધર્મ અંગીકાર કરવો? તે પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. તો તેના જવાબમાં શાસ્ત્રકાર કહે છે કેઃ—

वहुत्वात्परीक्षावतारः ॥

અર્થઃ—શ્રુત ધર્મ બહુ છે, માટે પરીક્ષામાં ઉતરવું.

ભાવાર્થઃ—શબ્દ સામાન્યથી આ ખરૂં છે કે આ મિથ્યા છે, એમ કહી શકાય નહિ. માટે તેની પરીક્ષા કરવી. જેમ સુવર્ણની પરીક્ષા કષ, છેદ, અને તાપથી થાય છે. તેમ ધર્મની પણ ત્રણ રીતે પરીક્ષા થાય. ધર્મની બાબતમાં કષ, છેદ, અને તાપ શું છે તેનો આગળ વિચાર કરીશું, પણ મગને ભાવે મરી ન વેચાય તે માટે ટીકાકાર કહે છે કેઃ—

तं शब्द मात्रेण वदन्ति धर्मं विश्वेऽपि लोका न विचारयन्ति ॥
स शब्दसाम्येऽपि विचित्रभेदैर्विभिद्यते क्षीरमिवार्जनीयः ॥
लक्ष्मीं विधातुं सकलां समर्थं सुदुर्लभं विश्वजनीनमेनम् ॥
परीक्ष्य गृह्णन्ति विचारकक्षाः सुवर्णवद्वञ्चनभीतचित्ताः ॥

આ જગતમાં શબ્દ માત્રથી સર્વે ધર્મ કહે છે, પણ કયો સાચો તે વિચાર કરતા નથી; જેમ દુધ શબ્દ સમાન છે, પણ તેમાં ભેદ પડવાથી કયું સારૂં તેની પરીક્ષા કરવી પડે છે, તેમ શ્રુતધર્મના સંબંધમાં સમજવું. જેમ ઠગાવાની બીકવાળા, અને ડાહ્યા પુરૂષો પરીક્ષા કરીને સુવર્ણ ખરીદ કરે છે તેમ સકળ ધન આપવાને સમર્થ, ઘણોજ દુર્લભ અને જગતને હિતકારી એવો શ્રુતધર્મ પરીક્ષા કરીને ગ્રહણ કરવો કે પાછળથી પસ્તાવું ન પડે.

હવે પરીક્ષા કેવી રીતે કરવી તે કહે છેઃ—

कषादिप्ररूपणेति ॥

અર્થઃ—કષાદિકની પ્રરૂપણા કરવી.

ભાવાર્થઃ—જ્યારે માણસને સુવર્ણ ખરીદવું હોય છે ત્યારે આ સુવર્ણ સાચું છે કે તેમાં કાંઇ ભેદ છે તે જાણવાને અર્થે કષ, છેદ,

અને તાપથી પ્રથમ તેની પરીક્ષા કરે છે, અને પરીક્ષામાં શુદ્ધ નીકળે છે તો ખરીદ કરે છે, તેમ શ્રુત ધર્મને પણ કષ, છેદ અને તાપની કસોટી લગાવવી. હવે ધર્મની બાબતમાં પ્રથમ કષ શું છે તેના જવાબમાં શાસ્ત્રકાર કહે છેઃ—

विधिप्रतिषेधौ कष इति ॥

અર્થઃ—વિધિ અને પ્રતિષેધ તે કષ છે.

ભાવાર્થઃ—અવિરૂદ્ધ એટલે અનુકૂળ કર્ત્તવ્ય બતાવનારૂં વાક્ય તે વિધિવાક્ય કહેવાય. જેમકે દાન કરવું, શીળ પાળવું; વળી સ્વર્ગ તથા કેવળજ્ઞાનના અર્થી જીવોએ તપ તથા ધ્યાન કરવું, અને પંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ સહિત શુદ્ધ ક્રિયા કરવી; તે વિધિ કહેવાય; કોઈ પણ પ્રકારનું શુદ્ધ કર્ત્તવ્ય કરવાની આજ્ઞા તે વિધિ માર્ગ; અમુક કાર્ય ન કરવું એવો જે માર્ગ તે પ્રતિષેધ માર્ગ. દાખલા તરીકે કોઈ પ્રાણીની હિંસા ન કરવી, અસત્ય ન બોલવું, ચોરી ન કરવી વગેરે. એ વિધિ અને નિષેધ તે કષ કહેવાય છે. જેમ સુવર્ણની પરીક્ષા કરવાને કસોટી ઉપર સુવર્ણનો આંકો કરીએ છીએ તેમ ધર્મની પરીક્ષા કરવામાં વિધિ નિષેધ વાક્ય કસોટીનું કામ સારે છે.

જે ધર્મમાં કર્ત્તવ્ય અને અકર્ત્તવ્યનો ભેદ પાડી કર્ત્તવ્ય કરવાને, અને અકર્ત્તવ્યનો ત્યાગ કરવાને ફરમાવવાને આવ્યું હોય તે ધર્મ 'કષ શુદ્ધ' કહેવાય. કોઈ ધર્મ એમ જણાવે કે અન્ય ધર્મ જે પાળતો હોય તેને મારી નાંખવો તો તે ધર્મ શુદ્ધિની પરીક્ષામાં ટકી શકે નહિ. કારણ કે હિંસારૂપ અકર્ત્તવ્યનો ત્યાગ કરવાને બદલે અકર્ત્તવ્ય કરવું એવો ખોટો વિધિ માર્ગ બતાવ્યો. જેમાં ઉપર પ્રમાણે બન્ને શુદ્ધ માર્ગ બતાવ્યા હોય તે માર્ગ ગ્રહણ કરવો એજ સાર છે. હવે છેદનું સ્વરૂપ દર્શાવે છે.

तत्संभवपालनाचेष्टोक्तिश्छेद इति ॥

અર્થઃ—વિધિ નિષેધની ઉત્પત્તિ તથા પાલન અર્થેની ક્રિયાનું કહેવું તે 'છેદ' જાણવો.

ભાવાર્થઃ—માણસ સોનાને કસોટીના પત્થર ઉપર ઘસીને તેની પરીક્ષા કરે છે, તે કસોટીમાં સોનું શુદ્ધ માલૂમ પડયું, તોપણ તેટલાથી સંતોષ નહિ પામતાં તેને કાપીને જુવે છે કે રખેને અંદરના ભાગમાં કોઈ પણ પ્રકારનો ભેદ હોય; તેમ ધર્મમાં પણ કષ શુદ્ધિ કર્યા પછી છેદ શુદ્ધિ કરવી જરૂરની છે. ધર્મની બાબતમાં છેદ શું છે તે વિચારીએ. છેદ તે વિશુદ્ધ બાહ્ય ચેષ્ટા રૂપ છે. વિધિ અને પ્રતિષેધ માર્ગને અનુકૂળ જે બાહ્ય ક્રિયા તે 'છેદ' છે; તે બાહ્યશુદ્ધ ક્રિયાથી અતિચાર અને અનાચાર રહિતપણે વિધિ અને પ્રતિષેધ માર્ગને ઉત્તેજન મળે છે. માટે જે ધર્મમાં ઉપર જણાવેલા વિધિ પ્રતિષેધ માર્ગને સહાયકારી શુદ્ધ ધાર્મિક ક્રિયાનું વર્ણન યથાર્થ રીતે કરેલું હોય તે છેદશુદ્ધ ધર્મ જાણવો.

સોનાની કષ અને છેદથી પરીક્ષા કરી, અને તેમાં શુદ્ધ નીકળ્યું તોપણ તેની બરાબર પરીક્ષા કરવાને સોની અગ્નિમાં નાખી તેની પરીક્ષા કરે છે અને જ્યારે અગ્નિમાં પણ તેનો રંગ બદલાતો નથી, ત્યારે તે 'શુદ્ધ-કેવળ' શુદ્ધ માનવામાં આવે છે, તેમ ધર્મની પણ તાપમાં પરીક્ષા કરવી. હવે ધર્મની બાબતમાં તાપ કયો ગણવો તે શાસ્ત્રકાર જણાવે છે.

उभयनिबन्धनभाववादस्ताप इति ॥

અર્થઃ—કષ અને છેદ એ બન્નેના કારણરૂપ જીવાદિ તત્ત્વોની પ્રરૂપણા કરવી તે તાપ.

ભાવાર્થ—કષ અને છેદનો પ્રથમ આપણે વિચાર કરી ગયા, પણ કષ અને છેદનું મૂળ કારણ જાણવું જોઈએ. કષ અને છેદનો આધાર તાપ ઉપર રહેલો છે. જો સુવર્ણનો રંગ તાપ આપવાથી બદલાઈ ગયો તો તે સુવર્ણ નિરર્થક છે, તેમ ધર્મની તાપથી પરીક્ષા કરી અને તેમાં જો તે ન ટકી શકે તો કષ અને છેદની વિશુદ્ધિ નિરૂપયોગી છે. વસ્તુઓમાં ક્ષણે ક્ષણે ફેરફાર થાય છે; જે સોનાનું કુંડલ બનાવવામાં આવે છે તેજ સોનાની થોડા સમય પછી માલા (કંઠી) બનાવવામાં, [illegible] આ પ્રમાણે તેનો આકાર [illegible]

છે, પણ સુવર્ણ તો તેને તેજ રહે છે. તેમ જે શાસ્ત્રમાં દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નિત્ય, અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ અનિત્ય એવા જીવાદિ પદાર્થોનું વર્ણન કરેલું હોય તે શાસ્ત્ર તાપશુદ્ધ કહેવાય છે; અને તેવા શાસ્ત્રમાં વિધિ પ્રતિષેધ માર્ગ, અને વિધિ પ્રતિષેધ માર્ગને સહાયકારી ધર્મક્રિયાઓ ઘટી શકે છે;

अमीषामान्तरदर्शनम् इति ॥

અર્થઃ—આ ( પરીક્ષાના ત્રણ પ્રકાર ) નું પરસ્પર અંતર બતાવવું.

ભાવાર્થ—કષ, છેદ અને તાપ એ પરીક્ષાના ત્રણ પ્રકાર છે, તેમાંનું પરસ્પર સમર્થપણું અને અસમર્થપણું દેખાડવું, અને તેનો ભેદ સમજાવી, તે ત્રણમાં ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ કોણ તેનો ભેદ સમજાવવો એ ઉપદેશકનો ધર્મ છે.

कषछेदयोरयत्नः तद्भावेऽपि तापाभावेऽभाव इति ॥

અર્થઃ—કષ અને છેદની પરીક્ષાથી વસ્તુનો આદર ન કરવો, કારણ કે, કષ અને છેદથી શુદ્ધ હોય તોપણ તાપ પરીક્ષાના અભાવમાં તે બે પરીક્ષાનો અભાવજ સમજવો.

ભાવાર્થઃ—કેવળ કષ કે કેવળ છેદથી, કે કેવળ બન્નેથી સુવર્ણની પરીક્ષા યથાર્થ થઇ શકતી નથી; માટે બુદ્ધિમાનોએ તે બે ઉપરજ આધાર રાખીને બેસી રહેવું નહિ, પણ તાપથી તેની પરીક્ષા કરવી; જે સોનું તાપને ન સહન કરી શકે, અને તેનો રંગ બદલાઈ જાય, તેની બે પ્રકારની પ્રથમ કરેલી શુદ્ધિ પણ નકામી ગણાય; તેમ જે શ્રુત ધર્મ તાપની કસોટી ન સહન કરી શકે તે શ્રુત પ્રથમ બે કસોટીઓમાં શુદ્ધ જણાયો હોય તોપણ પ્રમાણભૂત ગણાય નહિ; માત્ર તે નામનોજ ધર્મ છે.

तच्छुद्धौ तत्साफल्यमिति ॥

અર્થઃ—તાપ શુદ્ધિ થયે કષ અને છેદશુદ્ધિની સફ-

ભાવાર્થ:—જ્યારે તાપમાંથી શુદ્ધ નીકળ્યું ત્યારે પ્રથમ કરેલી કષ અને છેદની પરીક્ષા તે પણ ઉપયોગી ગણાય છે; કષ અને છેદનું લક્ષણ પ્રથમ આપણે વિચારી ગયા છીએ તોપણ અત્રે ફરીથી તે સામાન્ય રીતે જણાવવું જરૂરનું છે; પ્રથમ બંધાયેલા કર્મનો નાશ કરનાર સૂત્રના અર્થનું ચિન્તન અને અભ્યાસ કરવો તે વિધિમાર્ગ અને નવાં કર્મ આવતાં રોકાય તે માટે હિંસાદિ ન કરવી તે નિષેધ માર્ગ, આ બે માર્ગરૂપ કષ કહેવાય છે, અને આ વિધિ પ્રતિષેધ માર્ગનું પાલન કરવાને જે બાહ્ય ક્રિયાઓ કહેવામાં આવેલી હોય તે છેદ કહેવાય છે; અને જો આત્માને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ પરિણામી માનીએ તોજ ઉપર કહેલી ક્રિયાનું સાર્થકપણું સિદ્ધ થઇ શકે, માટે આત્માને કોઇક અપેક્ષાએ અનિત્ય માનવો એ વગેરે તાપ શુદ્ધિ છે; માટે તાપ શુદ્ધિ હોય તોજ કષ અને છેદ શુદ્ધિ ઉપયોગી છે, એમ શાસ્ત્રકારનું કથન છે.

फलवन्तौ च वास्तवाविति ॥

અર્થઃ—તે બે ફળયુક્ત હોયતોજ સત્ય છે.

ભાવાર્થ:—કષ અને છેદનું જો ફળ મળી શકે તેમ હોયતોજ તે સત્ય ગણાય છે; કારણ કે સાધ્ય વસ્તુને સિદ્ધ કરનાર ક્રિયાનેજ સંત પુરૂષો સત્ય વસ્તુ કહે છે. અને તે બેનું ફળ તાપશુદ્ધિ ઉપર રહેલું છે, માટે છેવટે જેના તત્ત્વો ખરાં હોય તેજ ધર્મ સાચો એમ સાબીત ઠર્યું; કારણ કે ધર્મક્રિયા અને નીતિના સિદ્ધાન્તોનો આધાર તત્ત્વો ઉપર રહેલો છે; દાખલા તરીકે અહિંસા કરવી એ નીતિ બોધ છે, પણ તેનો પાયો ધર્મના ઉંડા સિદ્ધાન્તપર રહેલો છે.

સૂક્ષ્મ વિચાર કરતાં જણાશે કે આ ઉત્તમ નીતિ બોધનું કારણ સર્વ જીવોના સરખાપણામાં રહેલું છે. જો આપણને કોઈ દુઃખ દે તો આપણને દુઃખ થાય છે, તેજ રીતે બીજાને પણ દુઃખ થાય છે, કારણ કે જીવો સરખા છે, માટે કોઇ પણ પ્રાણીની હિંસા કરવી નહિ. કહ્યું છે કે:—

પ્રાણ જેમ પ્રિય નિજ તણો, એમ અવરનો જાણ;
સુજન દયા સૌ પર ધરો, નિજ સમ મનમાં આણ.

માટે તાપશુદ્ધિ રૂપ ધર્મના ગંભીર તત્ત્વો ઉપર કષ અને છેદના ફળનો આધાર રહેલો છે, જો કષ અને છેદ ફળ આપનાર નીવડે તો તેઓ સત્ય ગણવા નહિતો,

શાસ્ત્રકારના કથન પ્રમાણેઃ—

**अन्यथा याचितकमण्डनम् ।**

અર્થઃ—નહી તો માગી લાવેલા ઘરેણા સમાન કષ અને છેદને જાણવા.

ભાવાર્થઃ—યથાર્થ તત્ત્વો ઉપર રચાયેલા વિધિ પ્રતિષેધ માર્ગ અને તેને પાળવાને સહાયકારી શુદ્ધ ક્રિયા સફળ થાય છે, નહિતો તે માર્ગ અને તે ક્રિયાને પારકા માગી લાવેલા આભૂષણ સમાન ગણવાં. અલંકારનો બે પ્રકારે ઉપયોગ થઈ શકે; જ્યારે પોતાનું ગુજરાન અન્ય સાધનોથી સારી રીતે ચાલતું હોય ત્યારે કડા કુંડળ કંઠી વગેરે આભૂષણો માણસના શરીરને શોભા આપનાર ગણાય છે, અને આપત્તિ વખતે નિર્વાહનું અન્ય સાધન ન હોય ત્યારે તે આભૂષણો ગુજરાન ચલાવવામાં પણ ઉપયોગી થાય છે; પણ માગી લાવેલા આભૂષણોથી આ બેમાંથી એક પ્રકારનું ફળ મળતું નથી. કારણ કે તે પારકાં હોવાથી તેનો ઉપભોગ મન માનતી રીતે થઈ શકતો નથી, તેમજ દુઃખના પ્રસંગે તે વેચી શકાતાં નથી; આ ઉપરથી કહેવાનો ભાવાર્થ એ છે કે દ્રવ્ય અને પર્યાયની અપેક્ષાએ જીવ વગેરે તત્ત્વોને નિત્યાનિત્ય માનીએ તો વિધિ નિષેધ માર્ગ તેમાં યથાર્થ ઘટી શકે છે, અને તેથી તે પાળવાને સહાયકારી ક્રિયાઓ પણ ફળવતી થાય છે; પણ જો કેટલાક માને છે તેમ એકાંત નિત્ય કે એકાંત અનિત્ય માનીએ તો કષ અને છેદ તેમાં લાગુ પડી શકતા નથી.

માટે તે માગી લાવેલા અલંકાર સમાન જાણવા. કારણ કે સાધ્ય વસ્તુ મોક્ષ તેને સિદ્ધ કરનાર તે થતા નથી; માટે તે કષ [illegible] શુદ્ધ હોય તો પણ પ્રમાણભૂત મનાય નહિ. આ ઉપરથી [illegible]ર એ છે કે જે ધર્મ કષ, છેદ, અને તાપથી શુદ્ધ હોય [illegible] માનવો. હવે કોનો કહેલો શ્રુત ધર્મ પ્રમાણભૂત માનવો શાસ્ત્રકાર કહે છેઃ—

नातत्त्ववेदिवादः सम्यग्वाद इति.

અર્થઃ—જે તત્ત્વને જાણનાર નથી તેનો વાદ (ધર્મ) સમ્યગ્ ધર્મ કહી શકાય નહિ.

ભાવાર્થઃ—જેણે તત્ત્વને પોતાનાં ચક્ષુઓથી જોયેલું તે પુરૂષ જે ધર્મનાં તત્ત્વો કહે તે સત્ય માની શકાય; પણ જેણે જાતે તત્ત્વ જોયાં તેવો અજ્ઞાની પુરૂષ જે બાબત કહે તે યથાર્થ માની શકાય નહિ. જન્મથી અંધ પુરૂષે ચિત્રેલી છબી દેખતા ચિતારાના જેવી ન હોય, તેમજ અર્ધજ્ઞાની પુરૂષોએ કહેલું વચન, જેમની અંતર્દૃષ્ટિ ખીલેલી છે તેવા પુરૂષોએ કહેલા સત્ય વચન જેવું યથાર્થ ન હોય; માટે જ્ઞાની પુરૂષોના વચન ઉપર વિશ્વાસ રાખવો, કારણ કે લોકના લાભ ખાતરજ જેઓ ધર્મના તત્ત્વોનો ઉપદેશ કરે છે તેઓ કદાપિ અસત્ય કહે નહિ.

પણ સમ્યગ્વાદ આ છે એ શી રીતે જણાય? તેના ઉત્તરમાં કહે છેઃ—

बन्धमोक्षोपपत्तितस्तच्छुद्धिरिति ॥

અર્થઃ—બન્ધ અને મોક્ષની સિદ્ધિ થકી સમ્યગ્ વાંદની શુદ્ધિ માનવી.

ભાવાર્થઃ—જે ધર્મમાં આત્મા બંધાય છે અને મુક્ત થાય છે, અને કેવા કારણોથી તેનો બંધ થાય છે, અને કેવા કારણોથી તે મુક્ત થઈ શકે છે એ બાબતનું સંપૂર્ણ વર્ણન કરેલું હોય તેને સંમ્યગ્વાદ જાણવો. જેમ અગ્નિ અને લોઢાના ગોળાનો પરસ્પર સંબંધ છે, એટલે તપાવેલા લોઢાના ગોળામાં અગ્નિ રહેલો છે, અને જેમ ક્ષીર અને નીર એક બીજા સાથે એકમેક થઇને રહેલા છે તેમ જીવ અને કર્મનો સંબંધ થયેલો છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય, પ્રમાદ અને યોગ વગેરે કારણોથી જીવને કર્મ બંધાય છે, અને સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રથી, જીવ કર્મથી મુક્ત થાય છે. એટલે સકળ કર્મ નાશ થઇ આત્મા પોતાની સ્થિતિ પ્રાપ્ત કરે છે; આ પ્રમાણે આત્માને બંધ અને મોક્ષ છે એમ જે ધર્મમાં કહેલું હોય તેનો પ્રણેતા સર્વજ્ઞ માનવો; અને જે શાસ્ત્રો બંધ મોક્ષને કલ્પના માને છે, તે

રાગ દ્વેષ રૂપ ભાવજ આત્માને બાંધનારા છે એમ કહેનારની વાત સત્ય ઠરતી નથી; જો આમ માનીએ તો સર્પ પોતાની મેળે આંટી નાંખીને બંધાય છે, એમ આ બંધન માનવું પડે. પણ વસ્તુસ્થિતિ તેમ નથી. પુરૂષ અને બેડી ભિન્ન છે, પણ જેમ બેડી પુરૂષને બાંધે છે તેમ કર્મ આત્માને બાંધે છે. ખરી વાત છે કે જ્યારે આત્મામાં રાગ, દ્વેષ, ક્રોધ વગેરે કલુષિત ભાવ ઉત્પન્ન થાય છે ત્યારે કર્મના પરમાણુઓ ખેંચાઇ આત્મા તરફ આવી આત્માને બાંધે છે, પણ રાગ દ્વેષ બાંધવાને સમર્થ થતા નથી.

ત્યારે બંધ અને મોક્ષના હેતુ કોણ તે હવે વિચારીએઃ—

हिंसादयस्तद्योगहेतवस्तदितरे तदितरस्येति ॥

**અર્થઃ**—બંધ થવાનું કારણ હિંસાદિક છે, અને મોક્ષનું કારણ અહિંસાદિક છે.

**ભાવાર્થઃ**—વસ્તુ સ્થિતિ વિચારતાં એમ જણાય છે કે જીવને સંસારમાં પરિભ્રમણ કરાવનાર પાપ છે, અને તેનું કારણ જીવનો અશુભ પરિણામ છે. હિંસા, ચોરી, જૂઠ, વ્યભિચાર આદિ અનિષ્ટ કામ કરવાનો જીવને જ્યારે વિચાર થાય છે ત્યારે પાપ બંધન થાય છે, અને તે પાપ બંધજ જીવને સંસારમાં રઝળાવે છે. કહેલું છે કેઃ-

हिंसानृतादयः पञ्च तत्त्वाश्रद्धानमेव च ॥

क्रोधादयश्च चत्वार इति पापस्य हेतवः ॥

હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ, એ પાંચ અવ્રત, તત્ત્વમાં અશ્રદ્ધા, અને ક્રોધ, માન, માયા અને લોભ રૂપ ચાર કષાય એ દશ પાપના હેતુ છે. આ હિંસાદિ વગેરેથી વિરૂદ્ધ ભાવ અને કાર્યથી મોક્ષ થાય છે. જેવું કાર્ય તેવું ફળ; જેવું કારણ તેવું કાર્ય. બંધનું કારણ મળવાથી બંધ થાય છે, અને મોક્ષનું કારણ મળવાથી મોક્ષ થાય છે.

બંધનું સ્વરૂપ બતાવતાં શાસ્ત્રકાર કહે છેઃ—

प्रवाहतोऽनादिमानिति ॥

**અર્થઃ**—બંધ પ્રવાહથી અનાદિ છે.

**ભાવાર્થ:**—જીવ કર્મથી ક્યારે બંધાયો, એવો કોઇ પ્રશ્ન કરે તો જૈનશાસ્ત્રની અપેક્ષાએ કર્મનો બંધ અનાદિ કાળથી છે; એટલે કોઇ દિવસ આત્મા કર્મથી મુક્ત હતો એવી સ્થિતિ ન હતી. પણ અમુક કર્મ કયારે બંધાયું તેનો કાળ માપી શકાય; જીવ જૂનાં કર્મ વિખેરે છે, અને નવાં કર્મ બાંધે છે, આમ ચાલ્યા જ કરે છે તેથી પ્રવાહની અપેક્ષાએ અનાદિ કાળથી જીવ કર્મ સાથે બંધાયો એમ કહી શકાય. કોઇ ગાડી લીધા પછી એક વખત ભાગી જવાથી પૈડાં નવાં નખાવીએ, બીજી વખત વેષ્ટન નવું કરાવીએ, ત્રીજી વખત મધ્ય ભાગ નવો કરાવીએ, એમ એકંદરે ગાડી બદલાઈ જાય છે, પણ આપણે તો ગાડી લીધી હોય ત્યાંથી જ વર્ષ ગણીએ છીએ, તેમ કર્મની બાબતમાં પણ જૂનાં કર્મ વારંવાર ખરે છે, નવાં કર્મ ગ્રહણ થાય છે, પણ જીવ અને કર્મનો સંબંધ તો અનાદિકાળથી ચાલે છે. કારણ કે જીવ તે અનાદિ અનન્ત છે; અને કર્મ તેને લાગેલાં હોવાથી પ્રવાહરૂપ બંધ પણ અનાદિ કહી શકાય.

कृतकत्वेऽप्यतीतकालवदुपपत्तिरिति.

**અર્થ:**—બંધનું કારણ છતાં પણ અતીતકાલની પેઠે તેને ઘટાડવો.

**ભાવાર્થ:**—અમુક કાર્ય કર્યું તેનું કારણ આપણે જાણીએ છીએ. પણ તે કારણ તો કેવળ નિમિત્ત કારણ છે. પણ તેનું ઉપાદાન કારણ તો હૃદયમાં રહેલો અશુદ્ધ ભાવ જે અતીતકાલમાં રોપેલા કારણોનું કાર્ય છે. આમ વિચારતાં કાળમાં પાછા જતાં અનાદિ સુધી જવું પડશે, તેથી પ્રવાહની અપેક્ષાએ બન્ધ અનાદિ છે એમ જાણવું.

वर्तमानताकल्पं कृतकत्वमिति ॥

**અર્થ:**—વર્તમાનકાળ જેવું કરેલાપણું છે.

**ભાવાર્થ:**—જેવી રીતે અતીત કાળને વર્તમાન કાળ સાથે સંબંધ છે, તેવી રીતે બંધનું કરેલાપણું તે કરવાપણું છે. કારણ કે નિશ્ચયનયના અભિપ્રા[illegible]

કાળમાં ભેદ નથી. જો એમ ન કહેવામાં આવે તો વર્તમાન કાળને કરવાપણાનો કાળ કહી શકાય. પણ કરેલાને કરવા માંડયું એમ ન કહી શકાય. કેટલાએક પદાર્થો તાકાળ થયાં હોય અને કેટલાંએક થતાં હોય, તો વ્યવહારનયની અપેક્ષાએ તે બન્ને થાય છે એમ કહેવાય. અને નિશ્ચયનયની અપેક્ષાએ તો કરવા માંડેલાને પણ કર્યું એમ કહી શકાય. અહીં પણ નિશ્ચયનયની અપેક્ષાએ કરવા માંડેલા બંધને કર્યો એમ કહ્યું છે. નયનો વાદ અતિ દુર્ગમ છે, તે સદ્ગુરુ પાસેથી સારી રીતે સમજવો જોઇએ.

परिणामिन्यात्मनि हिंसादयो भिन्नाभिन्ने च देहादिति ॥

અર્થઃ—દેહથી કથંચિદ્ ભિન્ન અને કથંચિત્ અભિન્ન પરિણામી આત્માને વિષે હિંસાદિક બંધની ઘટના થઈ શકે છે.

ભાવાર્થઃ—આત્મા પરિણામી છે. આત્મ દ્રવ્ય તો એને એજ રહે છે. પણ ઉપાધિ વશાત્ પરિણામ પામતો જણાય છે; આત્મા એકનો એક છતાં ઉપાધિ ભેદથી પરિણામી ગણવામાં આવે છે; સોનું એકનું એક છતાં કુંડલ રૂપે બદલાય, કંઠી રૂપે બદલાય, આ રીતે તેના પર્યાયમાં ફેરફાર થવાથી તે પરિણામી કહેવાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

परिणामो ह्यर्थान्तर गमनं न च सर्वथा व्यवस्थानम् ॥
न च सर्वथा विनाशः परिणामस्तद्विदामिष्टः ॥

એક સ્વરૂપ મુકી બીજું સ્વરૂપ પામવું તેનું નામ પરિણામ કહેવાય; પણ તેમાં સર્વથા એકજ પ્રકારની વ્યવસ્થિતિ રહેતી નથી. તેમ સર્વથા નાશ પામવો તેનું નામ પરિણામ ન કહેવાય, એમ તે વિષયને જાણનારા કહે છે. આવા પરિણામવાળો આત્મા છે માટે તે પરિણામી કહેવાય છે. વળી તે દેહથી ભિન્ન છે, અને અભિન્ન પણ છે. આવો પરિણામી અને દેહથી ભિન્નાભિન્ન આત્મા માનીએ તોજ ઉપર જણાવેલા હિંસાદિક દોષ તેને લાગુ પડી શકે.

अन्यथा तद्योग इति ॥

**અર્થ:**—આથી ઉલટી રીતે માનીએ તો હિંસાદિક ઘટી શકે નહિ.

**ભાવાર્થ:**—જો આત્માને પરિણામી ન માનીએ તેમજ દેહથી કથંચિત્ ભિન્ન અને કથંચિત્ અભિન્ન ન માનીએ તો હિંસાદિક દોષ ઘટી શકે નહિ; કેમ ન ઘટી શકે એ સ્વાભાવિક પ્રશ્નનો ઉત્તર શાસ્ત્રકાર પોતેજ આપે છેઃ—

नित्य एवाधिकारतोऽसंभवादिति ॥

**અર્થ:**—નિત્ય એવા અધિકારી આત્માને વિષે હિંસાદિક ઘટી શકે નહિ.

**ભાવાર્થ:**—કોઈ દિવસ નાશ ન પામે, અને કોઇ દિવસ ઉત્પન્ન ન થાય પણ નિરંતર એકજ સ્વભાવમાં રહે તે નિત્ય. આત્માને એ પ્રકારે નિત્ય માનીએ, એટલે આત્મા જન્મતો નથી, મરતો નથી એમ માનીએ, તો પછી એવા આત્મામાં હિંસાદિક સંભવતા નથી; એટલે પર્યાયાર્થિક નયને લક્ષમાં ન લેઇ આત્માને દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નિત્ય સ્થાપીએ, એટલે તે ત્રણે કાળ તેવોને તેવોજ રહે અને તેના પરિણામમાં કાંઈ પણ ભેદ પડતો નથી એમ સ્વીકારીએ તો હિંસા વગેરે તેને લાગુ પડી શકે નહિ. કારણ કે પર્યાયનો નાશ તેનું નામ હિંસા એમ શાસ્ત્રમાં કહેલું છે. આપણે કોઇને મારવાને હાથ ઉગામ્યો તે વખતે તેનામાં શાંતિના પર્યાય હતા તે બદલાઈ ગયા અને ક્રોધના પર્યાય વ્યાપી ગયા; હવે જો આત્માને કેવળ નિત્ય એકજ સ્વભાવી માનીએ, અને તે પરિણામ પામે છે એમ ન સ્વીકારીએ તો આમ બનવું અશક્ય થાય. પણ આમ બને છે તે તો આપણે જોઇએ છીએ, માટે આત્માને પરિણામી માનવો, અને આત્માને પરિણામી માન્યો એટલે તેમાં હિંસા વગેરે ઘટી શકશે. કહ્યું છે કેઃ—

तत्पर्यायविनाशो दुःखोत्पादस्तथा च संक्लेशः ॥
एष वधो जिनभणितो वर्जयितव्यः प्रयत्नेन ॥

આત્માના પર્યાયનો વિનાશ કરવો, આત્માને દુઃખ ઉત્પન્ન કરવું, અને કલેશ કરવો, તે સર્વને જીન ભગવાને હિંસા કહેલી છે. માટે તેનો પ્રયત્નથી ત્યાગ કરવો. ત્યારે આત્માને શું અનિત્ય માનવો? ના, કેવળ અનિત્ય માનવામાં પણ દોષ આવે છે તે કહે છેઃ-

तथा अनित्ये चापराहिंसनेनेति ॥

અર્થઃ—કેવળ અનિત્ય માનીએ તો બીજાથી હિંસા થઈ શકે નહિ એમ સિદ્ધ થાય છે.

ભાવાર્થઃ—આત્માના પર્યાય બદલાય છે, છતાં દ્રવ્ય રૂપે તે એકજ રહે છે આ મુખ્ય સિદ્ધાંત છે. હવે આત્માને નિત્યજ માનીએ તો શું દૂષણ આવે તે આપણે વિચારી ગયા, પણ કોઇ કહેશે કે ત્યારે કેવળ અનિત્ય છે તે ક્ષણે ક્ષણે નાશ પામે છે, માટે તે ક્ષણભંગુર કહેવાય. માટે તે પોતાની મેળેજ ક્ષણે ક્ષણે મરે છે તો પછી તેને મારનાર કોણ? અને મારી નાંખવાની વસ્તુ ક્યાં રહી? એક પારધિએ હરણને મારવાનો વિચાર કર્યો પણ બીજીજ ક્ષણે તે હરણ નાશ પામ્યું તો પછી મરવાનું શું રહ્યું, અને તે પારધિ પણ અનિત્ય હોવાથી બીજીજ ક્ષણે બદલાઈ ગયો તો પછી મારનાર ક્યાં રહ્યો? આ રીતે આત્માને અનિત્ય-ક્ષણભંગુર માનવાથી હિંસાદિક ઘટી શકે નહિ. માટે આત્માને અનિત્ય માની શકાય નહિ.

આત્માને ઉપર જણાવ્યા પ્રમાણે નિત્ય પણ ન માનવો, અને અનિત્ય પણ ન માનવો. ત્યારે કેવો માનવો? તેના જવાબમાં શાસ્ત્રકાર કહે છે કે નિત્યાનિત્ય માનવો. આત્મા વસ્તુરૂપે નિત્ય છે, પણ તેના પર્યાયમાં ક્ષણે ક્ષણે ફેરફાર થયા કરે છે, જૂનાં પર્યાય મુકે છે, અને નવા ગ્રહણ કરે છે માટે તે અપેક્ષાએ તે અનિત્ય છે, માટે બે અપેક્ષાઓ દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક અપેક્ષાઓથી તે સાબરો નિ· કહી શકાય.

# દેહ અને આત્મા ભિન્ન છે કે અભિન્ન તેની સાબીતી.

तथा भिन्न एवदेहान्न स्पृष्टवेदनमिति ॥

**અર્થઃ**—વળી દેહથી કેવળ ભિન્ન આત્મા માનીએ તો સ્પર્શ કરેલા પદાર્થનો અનુભવ ન થાય.

**ભાવાર્થઃ**—આત્મા પોતાની નૈસર્ગિક સ્થિતિમાં દેહથી ભિન્ન છે, અને શરીર તે આ સ્થૂલ ભૂમિકામાં તેને કાર્ય કરવાનું સાધન છે, પણ જ્યાં સુધી આત્મા કર્મથી બંધાયેલો છે ત્યાં સુધી દેહથી ભિન્ન ન માનવો, કારણ કે તેમ માનીએ તો પાંચ ઇન્દ્રિયો દ્વારા આત્માને જે અનુભવ થાય છે તે ન થવો જોઇએ. દાખલા તરીકે, પુરૂષના શરીરને ફુલની માળા, શયન, આસન વગેરે પદાર્થોનો સ્પર્શ ઇષ્ટ લાગે છે, અને કાંટા, અગ્નિ, સોય વગેરેનો સ્પર્શ અનિષ્ટ લાગે છે; જો આત્માને દેહથી તદ્દન અલગ માનીએ તો આવો સ્પર્શેન્દ્રિયનો અનુભવ તેને થાય નહિ. તેજ રીતે દુધ વગેરે તેને સ્વાદિષ્ટ લાગે છે, અને કરીયાતુ વગેરે અસ્વાદિષ્ટ લાગે છે, આવો રસેંદ્રિયનો અનુભવ પણ થાય નહિ. માટે જ્યાં સુધી સ્થૂળ ઉપાધિનો ત્યાગ કરી ઉચ્ચ ભૂમિકામાં રહેતાં યોગમાર્ગ દ્વારા આત્મા જાણે નહિ ત્યાં સુધી દેહથી અભિન્ન માનવો ઘટે છે.

तथा निरर्थकश्चानुग्रह इति ॥

**અર્થ**—ઉપકાર વગેરે નિષ્ફળ થાય.

**ભાવાર્થઃ**—જો આત્માને દેહની સાથે જરા પણ સંબંધ નથી એમ કબુલ કરીએ તો દેહ ઉપર કરેલો ઉપકાર નિષ્ફળ જાય; પુષ્પમાળા, ચંદન, સુશોભિત વસ્ત્ર, અંગવિલેપન વગેરે શરીરને સુખ આપવા યોજેલાં સાધનો આત્માને કોઈ રીતે સંતોષ આપે નહિ; તેમજ અગ્નિ વગેરેનો સ્પર્શ આત્માને દુઃખ આપે છે તે આપે નહિ; શરીરથી આત્માને તદ્દન અલગ માનવામાં શરીરને જેટલું સુખદુઃખ થાય તે આત્માને અસર કરનારૂં થવું ન જોઇએ; પણ આપણા

અનુભવમાં આવે છે કે શરીરને આપેલું સુખ દુઃખ આત્માને સંતોષ કે અસંતોષ ઉપજાવનારૂં નીવડે છે; માટે આત્માને શરીરથી તદ્દન ભિન્ન ન માનવો, પણ વ્યવહારનયથી શરીર સાથે સંબંધ ધરાવનાર આત્મા છે એમ માનવું. શરીરથી તદ્દન અલગ આત્માને માનવામાં વળી એક બીજું પણ દૂષણ આવે છે; કોઇ શરીરનો સંહાર કરે તો તે હિંસા કહેવાય નહિ, કારણ કે શરીર અને આત્મા તદ્દન અલગ છે; પણ શરીરના વધથી આત્માને દુઃખ થાય છે માટે તદ્દન અલગ ન માનવો એજ સાર છે.

अभिन्न एवामरणं वैकल्यायोगादिति ॥

અર્થઃ—દેહ અને આત્મા તદ્દન અભિન્ન માનીએ તો મરણ પણ ન સંભવે, કારણ કે શરીરમાં ફેરફાર થતો નથી.

ભાવાર્થઃ—દેહ એજ આત્મા છે, અને આત્મા એજ દેહ છે એવો દેહ અને આત્માનો અભેદ માનીએ તો ચૈતન્ય સહિત શરીર તેજ આત્મા ઠર્યો અને તેથી મરણ સંભવેજ શી રીતે? આત્મા સ્થૂળ શરીર છોડીને ચાલ્યો જાય છે ત્યારે મરણ થયું એમ કહેવાય છે, પણ શરીર તેજ આત્મા એમ પક્ષ કબુલ કરીએ તો પછી ગયું શું? જનાર વસ્તુ તો કોઇ અલગ નથી, અને શરીર જેને આ પક્ષવાળા આત્મા માને છે તે તો તેમનું તેમ પડી રહેલું જણાય છે; તો પછી જીવન અને મરણમાં ભેદ શો રહ્યો?

હાલ પણ આ મતને માનનારા કેટલાક પાશ્ચાત્ય દેશોમાં વિદ્યમાન છે. તેઓ શરીરને સર્વસ્વ માને છે, અને શરીરનો નાશ થયે સર્વનો અંત આવ્યો એમ તેઓ સ્વીકારે છે; આર્યભૂમિમાં તેવા મતને માનનારા 'ચાર્વાક' કહેવાય છે, અને પાશ્ચાત્ય દેશોમાં તેમને 'જડવાદી' ની ઉપમા મળેલી છે. જડ સિવાય ચૈતન્ય જેવી વસ્તુ જ નથી એમ તેઓનો મત છે; અને તેથી મરણ થયે સર્વસ્વનો અંત આવે છે; પંચભૂતના ભેગા થવાથી ચૈતન્ય શક્તિ ઉત્પન્ન થયેલી છે, અને મરણ સમયે પંચભૂત પોતપોતાના તત્વોમાં ભળી જાય છે, એમ તેઓ કહે છે, કે જે અવાસ્તવિક છે. આ મત અ-

ત્માની જાતોએ પ્રરૂપેલો છે; આ મતની અસત્યતા સિદ્ધ કરવા જતાં ગ્રંથગૌરવ થાય માટે અમે "આત્માની હયાતીની સાબીતી*" એ નામનું અંગ્રેજી પુસ્તક વાંચવાને ભલામણ કરીએ છીએ. ટીકાકાર તેનું જે યુક્તિથી ખંડન કરે છે તે અમે નીચે જણાવીએ છીએ.

પૂર્વપક્ષ—શરીર તેજ આત્મા છે; આત્મા શરીરથી જુદો નથી.

ઉત્તરપક્ષ—મરણ સમયે શરીર તેવુંને તેવું દેખાય છે; માટે જો શરીર તેજ આત્મા હોય તો અમુક માણસ મરણ પામ્યો એમ કહેવાય નહિ; તેથી આત્મા શરીરથી ભિન્ન છે, અને શરીર તે તો તેનું સાધન છે. જીર્ણ વસ્ત્ર નાશ પામવાથી તેનો પહેરનાર નાશ પામતો નથી તેજ રીતે જીર્ણ શરીર નાશ પામવાથી તેને ધારણ કરનાર આત્માનો નાશ થતો નથી. માટે આત્મા અને શરીરને ભિન્ન માનવાં.

પૂર્વપક્ષ—મરણ સમયે જો કે શરીર તેવુંને તેવું લાગે છે, પણ તેમાંથી વાયુ જતો રહેલો હોય છે; તેથી મરણ થયું એમ માનીએ છીએ.

ઉત્તરપક્ષ—મૃતક શરીરમાં વાયુ તો છેજ, જો વાયુ ન હોત તો શરીરનું પ્રફુલ્લિતપણું ન જણાત.

પૂર્વપક્ષ—ત્યારે તેજના અભાવે મરણ થયું એમ માનીશું.

ઉત્તરપક્ષ—જો તેજનો અભાવ હોય તો શરીર મરણ પછી તરતજ કોહવા માંડે છે તેમ થાતજ નહિ. માટે તેજના અભાવથી મરણ થયું એમ માનવું એ ખાલી ફાંફા રૂપ છે. માટે દેહ અને આત્મા ભિન્ન છે.

પૂર્વપક્ષ—પૂર્વે હતા તેવા વાયુ અને તેજનો અભાવ થવાથી મરણ થયું એમ અમે સ્વીકારીશું.

ઉત્તરપક્ષ—કદાચ આ પ્રમાણે સમુદ્રમાં ડુબતો માણસ જેમ તૃણનો આધાર ખોળે, તેમ તમે ચારે તરફથી ફસાતા જુદી જુદી યુક્તિઓનો આધાર લેશો તો તે પણ ટકી શકશે નહિ.

પૂર્વપક્ષ—કેમ ટકી શકશે નહિ?

ઉત્તરપક્ષ—તેનો જવાબ શાસ્ત્રકાર જ આપે છે.

---

* Proofs of the existence of the Soul, by Annie Besant. Price 0-4-0.

જ્ઞાની જનોએ પ્રરૂપેલો છે; આ મતની અસત્યતા સિદ્ધ કરવા જતાં ગ્રંથગૌરવ થાય માટે અમે "આત્માની હયાતીની સાબીતી*" એ નામનું અંગ્રેજી પુસ્તક વાંચવાને ભલામણ કરીએ છીએ. ટીકાકાર તેનું જે યુક્તિથી ખંડન કરે છે તે અમે નીચે જણાવીએ છીએ.

પૂર્વપક્ષ—શરીર તેજ આત્મા છે; આત્મા શરીરથી જુદો નથી.

ઉત્તરપક્ષ—મરણ સમયે શરીર તેવુંને તેવું દેખાય છે; માટે જો શરીર તેજ આત્મા હોય તો અમુક માણસ મરણ પામ્યો એમ કહેવાય નહિ; તેથી આત્મા શરીરથી ભિન્ન છે, અને શરીર તે તો તેનું સાધન છે. છર્યું વસ્ત્ર નાશ પામવાથી તેનો પહેરનાર નાશ પામતો નથી તેજ રીતે છર્યું શરીર નાશ પામવાથી તેને ધારણ કરનાર આત્માનો નાશ થતો નથી. માટે આત્મા અને શરીરને ભિન્ન માનવાં.

પૂર્વપક્ષ—મરણ સમયે જો કે શરીર તેવુંને તેવું લાગે છે, પણ તેમાંથી વાયુ જતો રહેલો હોય છે; તેથી મરણ થયું એમ માનીએ છીએ.

ઉત્તરપક્ષ—મૃતક શરીરમાં વાયુ તો છેજ, જો વાયુ ન હોત તો શરીરનું પ્રફુલ્લિતપણું ન જણાત.

પૂર્વપક્ષ—ત્યારે તેજના અભાવે મરણ થયું એમ માનીશું.

ઉત્તરપક્ષ—જો તેજનો અભાવ હોય તો શરીર મરણ પછી તરતજ કોહવા માંડે છે તેમ થાતજ નહિ. માટે તેજના અભાવથી મરણ થયું એમ માનવું એ ખાલી ફાંફા રૂપ છે. માટે દેહ અને આત્મા ભિન્ન છે.

પૂર્વપક્ષ—પૂર્વે હતા તેવા વાયુ અને તેજનો અભાવ થવાથી મરણ થયું એમ અમે સ્વીકારીશું.

ઉત્તરપક્ષ—કદાચ આ પ્રમાણે સમુદ્રમાં ડુબતો માણસ જેમ તૃણનો આધાર ખોળે, તેમ તમે ચારે તરફથી ફસાતા જુદી જુદી યુક્તિઓનો આધાર લેશો તો તે પણ ટકી શકશે નહિ.

પૂર્વપક્ષ—કેમ ટકી શકશે નહિ?

ઉત્તરપક્ષ—તેનો જવાબ શાસ્ત્રકાર જ આપે છે.

---

* Proofs of the existence of the Soul, by Annie Besant. Price 0-4-0.

અનુભવમાં આવે છે કે શરીરને આપેલું સુખ દુઃખ આત્માને સંતોષ કે અસંતોષ ઉપજાવનારૂં નીવડે છે; માટે આત્માને શરીરથી તદ્દન ભિન્ન ન માનવો, પણ વ્યવહારનયથી શરીર સાથે સંબંધ ધરાવનાર આત્મા છે એમ માનવું. શરીરથી તદ્દન અલગ આત્માને માનવામાં વળી એક બીજું પણ દૂષણ આવે છે; કોઇ શરીરનો સંહાર કરે તો તે હિંસા કહેવાય નહિ, કારણ કે શરીર અને આત્મા તદ્દન અલગ છે; પણ શરીરના વધથી આત્માને દુઃખ થાય છે માટે તદ્દન અલગ ન માનવો એજ સાર છે.

अभिन्न एवामरणं वैकल्यायोगादिति ॥

અર્થઃ—દેહ અને આત્મા તદ્દન અભિન્ન માનીએ તો મરણ પણ ન સંભવે, કારણ કે શરીરમાં ફેરફાર થતો નથી.

ભાવાર્થઃ—દેહ એજ આત્મા છે, અને આત્મા એજ દેહ છે એવો દેહ અને આત્માનો અભેદ માનીએ તો ચૈતન્ય સહિત શરીર તેજ આત્મા ઠર્યો અને તેથી મરણ સંભવેજ શી રીતે? આત્મા સ્થૂળ શરીર છોડીને ચાલ્યો જાય છે ત્યારે મરણ થયું એમ કહેવાય છે, પણ શરીર તેજ આત્મા એમ પક્ષ કબુલ કરીએ તો પછી ગયું શું? જનાર વસ્તુ તો કોઇ અલગ નથી, અને શરીર જેને આ પક્ષવાળા આત્મા માને છે તે તો તેમનું તેમ પડી રહેલું જણાય છે; તો પછી જીવન અને મરણમાં ભેદ શો રહ્યો?

હાલ પણ આ મતને માનનારા કેટલાક પાશ્ચાત્ય દેશોમાં વિદ્યમાન છે. તેઓ શરીરને સર્વસ્વ માને છે, અને શરીરનો નાશ થયે સર્વનો અંત આવ્યો એમ તેઓ સ્વીકારે છે; આર્યભૂમિમાં તેવા મતને માનનારા 'ચાર્વાક' કહેવાય છે, અને પાશ્ચાત્ય દેશોમાં તેમને 'જડવાદી' ની ઉપમા મળેલી છે. જડ સિવાય ચૈતન્ય જેવી વસ્તુ જ નથી એમ તેઓનો મત છે; અને તેથી મરણ થયે સર્વસ્વનો અંત આવે છે; પંચભૂતના ભેગા થવાથી ચૈતન્ય શક્તિ ઉત્પન્ન થયેલી છે, અને મરણ સમયે પંચભૂત પોતપોતાના તત્ત્વોમાં ભળી .ાય છે, એમ તેઓ કહે છે, કે જે અવાસ્તવિક છે. આ મત અ-

અને આપણી વચ્ચેનો પૂર્વભવનો સંબંધ કડવાશ ભરેલો હોવો જોઇએ." આ રીતે પૂર્વભવ, પુનર્જન્મની સિદ્ધિ તેણે કબુલ રાખી હતી. માટે દેહને આત્મા અભિન્ન નથી, પણ ભિન્ન છે.

तथा देहकृतस्यात्मनानुपभोग इति ॥

**અર્થઃ**—એકાંત ભેદ માનવાથી દેહે કરેલા કર્મનો આત્માને ઉપભોગ થાય નહિ.

**ભાવાર્થઃ**—આત્મા અને દેહને એક માનવાથી જે દૂષણ આવે છે તે ઉપર આપણે વિચારી ગયા. ત્યારે હવે કોઈ એમ કહેવા નીકળે કે આત્મા અને દેહ તદ્દન ભિન્ન છે તો તેમાં પણ અનર્થાપત્તિ આવવાનો સંભવ છે; તાડન, તર્જન, હિંસા, વ્યભિચાર વગેરે અશુભ કર્મ; અને દેવને નમસ્કાર, સ્તુતિ, ગુરુ સેવા વગેરે શુભ કર્મ શરીર દ્વારા થાય છે, તો તે શુભ અને અશુભ કર્મથી થયેલા સુખ દુઃખનો ભોક્તા આત્મા બની શકે નહિ; કારણ કે આત્મા અને દેહ ભિન્ન છે, અને કોઇએ કરેલું શુભ અને અશુભ કર્મ બીજો ભોગવી શકે નહિ; જે જેવું કરે તેવું તે ભોગવે; માટે શરીરે કરેલા શુભ અશુભ કર્મનું ફળ શરીરે ભોગવવું જોઇએ અને આત્મા તો અલગ રહેવો જોઇએ. પણ આપણે જોઈએ છે કે આત્માને સુખ દુઃખ થાય છે, માટે જ્યાં સુધી આત્મા કર્મ સહિત છે. ત્યાં સુધી આત્મા દેહમાં ભળેલો છે; કેમકે આત્માના સંબંધ વિના કેવળ દેહ કાંઈ પણ કરવા સમર્થ નથી. માટે જો કે નિશ્ચયનયથી તો આત્મા અને દેહ ભિન્ન છે, પણ વ્યવહારનયથી આત્મા દેહથી સર્વથા અલગ કહેવાય નહિ; એમ જો ન માનીએ તો કૃતનાશ (કરેલાનો નાશ) અને અકૃતાભ્યાગમ* (નહિ કરેલાનું આવવું) એ બે દોષ આવશે.

---

* શરીર અને આત્મા તદ્દન ભિન્ન માનીએ તો, શરીરે કરેલાં શુભ અશુભ કર્મનો મરણ સમયે શરીરની સાથે નાશ થઇ જાય, અને તેથી તેને કોઇ ભોગવે નહિ; આ પ્રમાણે કૃત નાશનો દોષ આવે, તેમજ પરભવમાં નવું શરીર ઉત્પન્ન થશે; તેને કોઈ પણ અશુભ કર્મ કર્યું નથી છતાં આગલા ભવમાં આત્માએ શરીરમાં રહી કરેલા શુભ અશુભ કર્મનું ફળ તો ભોગવવું પડે છે; આ રીતે નહિ કરેલા કર્મના ફળનું આવવું એવો બીજો દોષ આવે છે, જેને અકૃતાભ્યાગમ શાસ્ત્રમાં કહે છે.

मरणे परलोकाभावः ॥

અર્થઃ—મરણ કબુલ કરીએ તો પરલોકનો અભાવ સિદ્ધ થાય.

ભાવાર્થઃ—જો દેહના મરણથી આત્માનું મરણ થયું એમ તમારા મત પ્રમાણે કબુલ કરીએ તો પરલોકમાં જનાર કોણ રહ્યું? કારણ કે દેહ તો અહીંજ પડી રહે છે, અને દેહ અને આત્મામાં ભેદ નથી તો પછી પરલોક અને પરભવમાં જનાર કોણ રહેશે?

પૂર્વપક્ષઃ—પણ અમે તો પરલોકને જ માનતા નથી, ત્યાં વળી તમે પરલોકમાં જવાની શી વાત કરો છો?

ઉત્તરપક્ષ—સર્વે શિષ્ટ પુરૂષોએ પ્રમાણના બળથી પરલોકનો સ્વીકાર કર્યો છે. વળી પરલોક છે તેના પુરાવા તરીકે એક દલીલ રજુ કરી શકાય. અભિલાષાઓ એક બીજાથી સંકળાયેલી છે. જે જે અભિલાષ ઉત્પન્ન થાય છે તે પ્રથમ ઉત્પન્ન થયેલ અભિલાષપૂર્વક હોય છે. જેમકે યૌવનાવસ્થામાં ઉત્પન્ન થયેલા અભિલાષ બાલ્યાવસ્થામાં ઉત્પન્ન થયેલા અભિલાષ સાથે સંબંધ ધરાવે છે. તેજ રીતે એકજ દિવસના જન્મેલા બાળકને આંખો ઉઘાડતાં, માતાના સ્તનમાં રહેલા દુધની ઇચ્છા થાય છે, તેનું કારણ તે સંબંધમાં થયેલા પૂર્વ જન્મના સંસ્કારજ છે. માટે બાળકને થયેલો અભિલાષ તે અન્ય અભિલાષપૂર્વકજ છે, અને અન્ય અભિલાષ તો આ ભવમાં ઉત્પન્ન થયો નથી, માટે તે અન્ય અભિલાષ પૂર્વભવમાં થયેલો હોવો જોઇએ. માટે પરલોક છે એમ સિદ્ધ થાય છે. આ સંબંધમાં ઘણા પુરાવા આપી શકાય, પણ એકજ પુરાવો આપી આ વિષયને બંધ કરીએ છીએ. પ્રોફેસર મેક્ષમ્યુલર લખે છે કેઃ—

"જે મનુષ્યોના સંબંધમાં આપણે પહેલ વહેલી જ વાર આવીએ, છતાં તેના પ્રત્યે હૃદયમાં જે પ્રેમની લાગણી ઉત્પન્ન થાય છે, તે પુરૂષોનો ને આપણો પ્રથમ પૂર્વભવમાં પ્રેમમય સંબંધ થયેલો હોવો જોઇએ. તેમજ જે મનુષ્યોના સંબંધમાં પ્રથમ જ આવતાં તેના ઉપર દ્વેષ અથવા તિરસ્કાર ઉત્પન્ન થાય છે, તે માણસોની

અને આપણી વચ્ચેનો પૂર્વભવનો સંબંધ કડવાશ ભરેલો હોવો જોઇએ." આ રીતે પૂર્વભવ, પુનર્જન્મની સિદ્ધિ તેણે કબુલ રાખી હતી. માટે દેહને આત્મા અભિન્ન નથી, પણ ભિન્ન છે.

तथा देहकृतस्यात्मनानुपभोग इति ॥

**અર્થ:**—એકાંત ભેદ માનવાથી દેહે કરેલા કર્મનો આત્માને ઉપભોગ થાય નહિ.

**ભાવાર્થ:**—આત્મા અને દેહને એક માનવાથી જે દૂષણ આવે છે તે ઉપર આપણે વિચારી ગયા. ત્યારે હવે કોઈ એમ કહેવા નીકળે કે આત્મા અને દેહ તદ્દન ભિન્ન છે તો તેમાં પણ અનર્થાપત્તિ આવવાનો સંભવ છે; તાડન, તર્જન, હિંસા, વ્યભિચાર વગેરે અશુભ કર્મ; અને દેવને નમસ્કાર, સ્તુતિ, ગુરૂ સેવા વગેરે શુભ કર્મ શરીર દ્વારા થાય છે, તો તે શુભ અને અશુભ કર્મથી થયેલા સુખ દુઃખનો ભોક્તા આત્મા બની શકે નહિ; કારણ કે આત્મા અને દેહ ભિન્ન છે, અને કોઇએ કરેલું શુભ અને અશુભ કર્મ બીજો ભોગવી શકે નહિ; જે જેવું કરે તેવું તે ભોગવે; માટે શરીરે કરેલા શુભ અશુભ કર્મનું ફળ શરીરે ભોગવવું જોઇએ અને આત્મા તો અલગ રહેવો જોઇએ. પણ આપણે જોઈએ છે કે આત્માને સુખ દુઃખ થાય છે, માટે જ્યાં સુધી આત્મા કર્મ સહિત છે. ત્યાં સુધી આત્મા દેહમાં ભળેલો છે; કેમકે આત્માના સંબંધ વિના કેવળ દેહ કાંઈપણ કરવા સમર્થ નથી. માટે જો કે નિશ્ચયનયથી તો આત્મા અને દેહ ભિન્ન છે, પણ વ્યવહારનયથી આત્મા દેહથી સર્વથા અલગ કહેવાય નહિ; એમ જો ન માનીએ તો કૃતનાશ (કરેલાનો નાશ) અને અકૃતાભ્યાગમ* (નહિ કરેલાનું આવવું) એ બે દોષ આવશે.

---

* શરીર અને આત્મા તદ્દન ભિન્ન માનીએ તો, શરીરે કરેલાં શુભ અશુભ કર્મનો મરણ સમયે શરીરની સાથે નાશ થઇ જાય, અને તેથી તેને કોઇ ભોગવે નહિ; આ પ્રમાણે કૃત નાશનો દોષ આવે, તેમજ પરભવમાં નવું શરીર ઉત્પન્ન થશે; તેને કોઈપણ અશુભ કર્મ કર્યું નથી છતાં આગલા ભવમાં આત્માએ શરીરમાં રહી કરેલા શુભ અશુભ કર્મનું ફળ તો ભોગવવું પડે છે; આ રીતે નહિ કરેલા કર્મના ફળનું આવવું એવો બીજો દોષ આવે છે, જેને અકૃતાભ્યાગમ શાસ્ત્રમાં કહે છે.

तथा आत्मकृतस्य देहेनेति ॥

**અર્થઃ**—વળી આત્માએ કરેલા કર્મનો ઉપભોગ દેહથી થઈ શકે નહિ.

**ભાવાર્થ:**—આત્મા અને દેહ તદન અલગ માનીએ તો આત્માએ કરેલા કર્મનું ફળ શરીર ભોગવી શકે નહિ; તેમજ ઉપર જણાવી ગયા તેમ શરીરે કરેલા શુભ અશુભ કર્મનું ફળ આત્મા ભોગવે નહિ. કોઇ એમ કહેવા નીકળે કે એમ થાય તો તેમાં શું વાંધો છે? તો તેના પ્રત્યુત્તરમાં શાસ્ત્રકાર જવાબ આપે છે કેઃ—

दृष्टेष्टबाधेति ॥

**અર્થઃ**—જોયેલી અને ઇષ્ટ વસ્તુને બાધ આવે.

**ભાવાર્થ:**—દેહે કરેલો સુખ દુઃખનો અનુભવ આત્માને થાય છે. અને આત્માએ કરેલા સુખ દુઃખનો અનુભવ દેહ ભોગવે છે, એ જગતમાં જરા સૂક્ષ્મ નજરથી તપાસતાં જણાઈ આવે છે. દેહે કરેલી ચોરી, ખોટી સહી, વગેરે અનાર્ય કાર્યોથી બંદીખાના વગેરેમાં રહી ખેદ અને શોકનો અનુભવ કરતો આત્મા જોવામાં આવે છે. અને કોઇ પણ કારણથી ઉત્પન્ન થયેલા મનના સંક્ષોભ અથવા ચિંતાથી શરીરમાં જ્વર સંગ્રહણી વગેરે રોગો ઉત્પન્ન થતા જોવામાં આવે છે; જો આત્માને દેહથી તદન અલગ માનીએ તો આ જોયેલી વસ્તુઓને બાધ આવે છે; તેમજ ઇષ્ટ વસ્તુ એટલે મુક્તિ અને તે મેળવવાને કરવામાં આવતાં ક્રિયા અનુષ્ઠાન તેને પણ આથી બાધ આવે છે; કારણ કે જો આત્મા શરીરથી ભિન્ન માનીએ તો તે નિર્લેપ અને મુક્ત જ ઠર્યો. તો પછી તેને મુક્ત કરવાને કરવામાં આવતાં વ્રત નિયમો નિષ્ફળ ગણવામાં આવે; જેનો બંધ હોય તે મુક્ત થાય, પણ મુક્તને છુટવાનું શું? માટે આ રીતે ઇષ્ટ મોક્ષને પણ બાધ આવે. માટે આત્માને દ્રવ્યાર્થિકનયથી નિત્ય, પર્યાયાર્થિકનયથી અનિત્ય, વ્યવહારનયથી શરીરથી અભિન્ન, અને નિશ્ચયનયથી શરીરથી આત્માને માનવો એ શાસ્ત્રકારનો કહેવાનો આશય છે.

अतोऽन्यथैतत्सिद्धिरिति तत्त्ववाद इति ॥

**અર્થ**—આ એકાંતવાદથી અન્યથા પ્રકારે બંધ મોક્ષની સિદ્ધિ થઈ શકે તેને તત્ત્વવાદ કહે છે.

ભાવાર્થઃ—આત્મા નિત્યજ છે, અનિત્યજ છે, દેહથી ભિન્નજ છે, દેહથી અભિન્નજ છે એ રીતનો એકાંતવાદ છે, તેનાથી વિરૂદ્ધ આત્માને નિત્યાનિત્ય અને ભિન્નાભિન્ન માનવાથી હિંસાદિ પાપ-કર્મ ઘટી શકે છે; તેથી આત્માનો બંધ પણ સ્વીકારાય છે અને તે બંધથી મુક્ત થવાનું અનુષ્ઠાન પણ યથાર્થ ઠરે છે; માટે એજ ખરો તત્ત્વવાદ છે. તેને બરાબર સમજવો. આ પ્રમાણે તત્ત્વવાદ સમજવાથી શું પરિણામ આવે છે.

परिणामपरीक्षेति ॥

**અર્થ**—પરિણામની પરીક્ષા થાય છે.

ભાવાર્થઃ—જ્યારે આ તત્ત્વવાદ બરાબર સમજાય છે ત્યારે એકાંતવાદ તરફ અરૂચિ ઉત્પન્ન થાય છે. અને અનેકાંતવાદ તરફ શ્રદ્ધા થાય છે, અને તેના વખાણ કરવાના પરિણામ થાય છે. આ રીતે પરિણામની પરીક્ષા કર્યા પછી શું કરવું?

शुद्धे वन्धभेदकथनमिति ॥

**અર્થઃ**—પરિણામની શુદ્ધિ જોઇ બન્ધ ભેદનું કથન કરવું.

ભાવાર્થઃ—ઉપર પ્રમાણે તત્ત્વવાદ તરફની રૂચિ જોઇને બંધના ભેદનો ઉપદેશ કરવો. કર્મની મૂળપ્રકૃતિ આઠ છે, અને તેની ઉત્તર પ્રકૃતિ ૧૫૮ છે, તેનો બરાબર બોધ કરવો. મનથી કેવાં કર્મ બંધાય છે? વચનથી કેવાં કર્મ બંધાય છે? અને કાયાથી કેવાં કર્મ બંધાય છે? તે કર્મ કેવી રીતે છુટી શકે? નવાં કર્મ બંધાયજ નહિ તેને માટે શું લક્ષ રાખવું? ઉદયમાં આવેલાં કર્મ ભોગવતાં પરિણામ કેવા રાખવા? ચાર પ્રકારના કર્મના ભાગ બંધ, ઉદય, સત્તા અને ઉદીર્ણા વગેરેનું સ્વરૂપ સમજાવવું કે જેથી શુભ વિચારો, અને શુભકાર્યો નિષ્કામ બુદ્ધિથી કરતાં તે શિખે.

तथा वरवोधिलाभप्ररूपणेति ॥

**અર્થઃ**—શ્રેષ્ઠ બોધિ બીજના લાભની પ્રરૂપણા કરવી.

ભાવાર્થ:—સત્ય વસ્તુને સત્ય રૂપે, અને અસત્ય વસ્તુને અસત્યરૂપે ઓળખવાથી, અને તેની યથાર્થ શ્રદ્ધા થવાથી સમકિત પ્રાપ્ત થયું કહેવાય છે; તીર્થંકર નામ ગોત્ર ઉપાર્જન કરવાના કારણભૂત બોધિબીજ તે સામાન્ય સમકિત કરતાં ઉત્તમ છે એમ જણાવવું; અથવા તો દ્રવ્ય સમકિત કરતાં ભાવ સમકિત વધારે ઉત્તમ અને શ્રેષ્ઠ છે એ પ્રમાણે હેતુ, સ્વરૂપ અને ફળથી મુમુક્ષુઓ આગળ ઉપદેશ કરવો. એ સમકિત કે બોધ બીજ શી રીતે પ્રાપ્ત થઇ શકે તે જણાવે છે.

तथा भव्यत्वादितोऽसाविति ॥

અર્થ:—ભવ્યત્વાદિ સામગ્રીથી સમકિતની પ્રાપ્તિ થાય છે.

ભાવાર્થ:—ભવ્યત્વાદિ એ શબ્દથી કાળ, નિયતિ, કર્મ અને પુરૂષ આટલી બાબતો લક્ષમાં લેવાની છે. ભવ્ય એટલે મોક્ષમાં જવાને યોગ્ય; મોક્ષ મેળવવું તે આત્માનો સ્વભાવજ છે, કારણ કે આત્મા સ્વભાવથી જ્ઞાનદર્શન અને ચારિત્રવાળો છે, પણ કર્મના આવરણથી તેનો સ્વભાવ ઢંકાઇ ગયો છે, આત્મા મોક્ષ મેળવવાને લાયક છે. પણ તેને માટે યોગ્ય કાળની પણ કેટલેક અંશે જરૂર છે. કાળના બે ભેદ છે એક ઉત્સર્પિણી અને બીજો અવસર્પિણી. ઉત્સર્પિણી કાળ મોક્ષ મેળવવાને વધારે અનુકૂળ છે. જેમ વસંતઋતુમાં વનસ્પતિ વિશેષ બહુજ પ્રફુલિત થાય છે તેમ ઉત્સર્પિણીકાળમાં મોક્ષ મેળવવાને વધારે અનુકૂળ સંજોગો મળી આવે છે; કારણ કે એવા ઉચ્ચ અધ્યવસાય તે કાળમાં વધારે સહેલાઇથી થઈ શકે છે; કાળ અનુકુળ હોય તોપણ નિયતિની જરૂર છે, એટલે નિશ્ચયથી એમ બનવાનું હોય તોજ બને છે, નહિ તો મોંઢા આગળ આવેલો લાડુ મોંમાં મુકતા હજાર વિઘ્ન આવે છે, તેમ વિઘ્ન આવે; નિયતિનો અર્થ 'થવા કાળ,' અથવા ભવિતવ્યતા એવો થાય છે. આ સર્વ અનુકૂળ છતાં પુણ્યકર્મના ઉદય વિના મોક્ષે જવાય નહિ. ક્લેશ રહિત અને શુભ આશયવાળું પુણ્યાનુબંધ પુણ્ય મોક્ષ પરમ કારણ છે, આ ઉપરાંત અનંત પુણ્યવાળો, સારા આ-

શયવાળો, સારી બુદ્ધિવાળો, ઉપદેશ કરેલી બાબતો સમજનાર, સર્વે જનના હિતમાં તત્પર, પ્રેમાળ અને નિઃસ્વાર્થી પુરૂષ હોવો જોઇએ, કારણકે તેજ પુરૂષ ઉપર જણાવેલી સામગ્રીથી મોક્ષ મેળવી શકે છે. આ પ્રમાણે હેતુ બતાવવા અને જીવાદિ સાત અથવા નવ તત્ત્વોનું શ્રદ્ધાન કરવું, તે તે સમકિતનું સ્વરૂપ સમજવું.

હવે સમકિતનું ફળ કહે છે.

ग्रन्थिभेदे नात्यन्तसंक्लेश इति ॥

અર્થઃ—ગ્રંથિભેદ થતાં અતિશય સંકલેશ થતો નથી.

ભાવાર્થઃ—ગ્રંથિ એટલે દઢ રાગ દ્વેષનો પરિણામ જાણવો. જ્યારે વસ્તુને વસ્તુરૂપે જાણી, અને આત્માને આત્મતત્ત્વ તરીકે સકળ અજીવાદિ પદાર્થથી વિરક્ત માનવામાં આવ્યો, એટલે દુનિયાના સકળ પદાર્થો તેમજ સચેતન પદાર્થની ઉપાધ પ્રત્યેનો રાગ નાશ પામવા માંડે છે; તેમજ સકળ મનુષ્યો પોતાના કર્મ પ્રમાણે ફળ અનુભવે છે, અને બીજા તો નિમિત્ત માત્ર છે, માટે નિમિત્ત ઉપર દ્વેષ કરવો તે તો કુતરાનું આચરણ છે. કારણ કે કુતરો લાકડી મારનારને કરડવા કરતાં પ્રથમ લાકડીને કરડવા જાય છે; તેજ રીતે પોતે પોતાના કર્મનો કર્તા તથા ભોક્તા છે, અને જે સુખ દુઃખ આવે છે તે પોતેજ પૂર્વભવમાં કરેલા શુભ અશુભકર્મનું પરિણામ છે, એને માટે પોતેજ તે સુખ દુઃખને વાસ્તે જોખમદાર છે, એમ માનવાને બદલે લાકડીરૂપ નિમિત્ત કારણ જે અન્ય કોઇ પુરૂષ જેની દ્વારા સુખ દુઃખ મળે છે તેના ઉપર દ્વેષ કરવો એ મિથ્યા છે. આ પ્રમાણે વસ્તુનું સ્વરૂપ સમજવાથી દ્વેષ ઓછો થતો જાય છે. જેમ વિંધેલું માતી, તેના છિદ્રમાં મળ ભરાયો હોય તોપણ પૂર્વાવસ્થાને પામી શકતું નથી; તેમ તત્ત્વોની શુદ્ધ શ્રદ્ધારૂપ સોયથી રાગદ્વેષના પરિણામને ઉપર પ્રમાણે ભેદી નાંખવામાં આવે તો તે પરિણામ અતિ નિબિડ થતા નથી. જેમ મણિ છિદ્ર રહિત ફરીથી થતું નથી, તેમ પરિણામ પણ ફરીથી દઢ થતા નથી. એક વાર જેને આત્મતત્ત્વની ઝાંખી થઇ હોય છે, તેનો આચાર વિચારજ ફરી જાય છે, ભલેને તે સંસાર વ્યવહારમાં

જોઇએ, છતાં રાગદ્વેષની ચીકાશ પ્રથમ જેવી માલૂમ નહિ પડે, કારણકે તેને આત્મા સિવાયની અન્ય વસ્તુઓ તરફ વૈરાગ્ય સહજ જાગૃત થાય છે.

न भूयस्तद्बन्धनामिति ॥

અર્થ:—ફરીથી તે ગ્રન્થિનું બન્ધન થતું નથી.

ભાવાર્થ:—એકવાર ગ્રન્થિભેદ થયા પછી, એટલે રાગદ્વેષના પરિણામની નિબિડ ગાંઠ તુટયા પછી ફરી ફરીથી તે બંધાતી નથી; એટલે જે સમયે ગ્રન્થિભેદ થાય છે તે વખતે આયુકર્મ સિવાય બીજા કર્મોની જેટલી સ્થિતિ રહે છે, તેટલોજ બંધ સમ્યગ્દર્શન પામેલો બાંધે છે, તેથી વધારે બંધ થતો નથી એવો સિદ્ધાન્તનો મત છે; જ્યારે આત્માને આત્મા તરીકે ઓળખ્યો, અને આત્મા સિવાયના અન્ય પદાર્થોને વિનાશી અને જડ તરીકે માન્યા ત્યારે ગ્રન્થિભેદ થાય છે.

तथा असत्यपाये न दुर्गतिरिति ॥

ર્થઃ—વિનાશ ન થયે દુર્ગતિ ન થાય.

ભાવાર્થ:—જ્યાં સુધી સમ્યગ્દર્શન છે; ત્યાં સુધી હલકી ગતિ ન થાય, એટલે જ્યાં સુધી સત્ય તત્ત્વો ઉપર શ્રદ્ધા છે, અને કોઇ પણ કારણથી તે શ્રદ્ધામાં ચલવાનો પ્રસંગ નથી આવ્યો ત્યાં સુધી તે જીવની ગતિ ઉચ્ચ પ્રકારની છે; તેવો માણસ સારો દેવ અથવા સારો મનુષ્ય થાય, અને ધીમે ધીમે સકળ કર્મનો ક્ષય કરી, આત્માની ગુપ્ત રહેલી શક્તિઓ પ્રકટ કરી મોક્ષ મેળવી શકે છે.

तथा विशुद्धेश्चारित्रमिति ॥

અર્થ:—સમકિતની વિશુદ્ધિથી ચારિત્રની પ્રાપ્તિ થાય છે.

ભાવાર્થ:—સમકિતની વિશુદ્ધિ એટલે તત્ત્વોને યથાર્થ રીતે જાણવાં. જ્યારે તત્ત્વોને યથાર્થ રીતે જાણવામાં આવે છે ત્યારે તદનુસાર પાપાચરણનો ત્યાગ કરવાનો અને શુભ આચરણ સેવવાનો વિચાર થાય છે, તે વિચારને આચારમાં મૂકવો તેનું નામ ચારિત્ર. જ્યારે જ્ઞાન પ્રમાણે આચરણ થાય ત્યારેજ જ્ઞાનની હૃદયમાં અસર

થઇ છે એમ માની શકાય, નહિ તો ચારિત્ર વિનાનું જ્ઞાન તે પોપટના બોલવા સમાન છે. આચારાંગ સૂત્રમાં કહ્યું છે કેઃ—

जं मोणन्ति पासहा तं सम्मंति पासहा ॥
जं सम्मंति पासहा तं मोणंति पासहत्ति ॥

આ પ્રમાણે તત્વાર્થની શ્રદ્ધા કરાવી તે પ્રમાણે વર્તવાનો ઉપદેશ આપવો, અને તે સાથે ભાવનાઓ ભાવવાનો બોધ કરવો. શાસ્ત્રકાર કહે છે.

भावनातो रागादिक्षयः ॥

અર્થઃ—ભાવનાથી રાગાદિકનો ક્ષય થાય છે.

ભાવાર્થઃ—ભાવના–ઉચ્ચ વિચારો, તેનું નિરંતર મનન કરવું; જેવો માણસનો ઉચ્ચભાવ તેવો તે વખત જતાં થાય છે, માટે સદા ઉચ્ચભાવનાઓ હૃદયમાં રાખી તેમનાપર મનન કરવું. જૈન ધર્મ પ્રમાણે ભાવનાઓના બાર અને ચાર પ્રકાર છે. ચાર ભાવનાઓનુ વર્ણન શરૂઆતમાં કરવામાં આવ્યું છે, અત્રે બાર ભાવનાઓનું ટુંક સ્વરૂપ જણાવવામાં આવે છે; તેમનાં નામ નીચે પ્રમાણે છે.

## बार भावना.

भावयितव्यमनित्यत्वमशरणत्वं तथैकतान्यत्वे ।
अशुचित्वं संसारः कर्माश्रवसंवरनिर्विधिश्च ॥
निर्जरणलोकविस्तरधर्मस्वाख्यायतत्त्वचिन्ताश्च ।
बोधेः सुदुर्लभत्वं भावना द्वादशविशुद्धाः ॥

(૧) અનિત્ય, (૨) અશરણ, (૩) એકત્વ, (૪) અન્યત્વ, (૫) અશુચિત્વ, (૬) સંસાર, (૭) આશ્રવ, (૮) સંવર, (૯) નિર્જરા, (૧૦) લોકવિસ્તાર, (૧૧) ધર્મ સ્વાધ્યાય, (૧૨) બોધિ દુર્લભ એ રીતે બાર ભાવનાઓનું નિરંતર મનન કરવું.

## બાર ભાવનાનું સ્વરૂપ.

### (૧) અનિત્ય ભાવના.

આ જગતમાં સઘળી અનિશ્ચિત વસ્તુમાં એક વાત નિશ્ચિત છે, અને તે એ છે કે "વસ્તુ માત્રના પર્યાયો ક્ષણે ક્ષણે ફરે છે." જગતની કોઇ પણ વસ્તુ નિત્ય નથી. કોઇ લાંબો કાળ ચાલે, કોઇ ટુંકો સમય રહે, પણ અંતે સર્વે વસ્તુઓ વિનાશી છે; માટે અનિત્ય છે, પદાર્થ માત્ર અનિત્ય છે એટલુંજ નહિ પણ સજીવ પ્રાણીઓની ઉપાધિરૂપ શરીર જેને ભુલથી માણસ હું પોતે છું એમ માનવાને દોરાય છે તે શરીર પણ નાશવંત છે. આત્મા સિવાયની સર્વે વસ્તુઓ અનિત્ય છે, દેવોના આયુષ્ય લાંબા સમયના હોય, અને તેથી તેમને મળતું સુખ બહુ ગણવામાં આવે, પણ અનંતકાળની અપેક્ષાએ તે પણ અનિત્ય છે. ટુંકમાં સર્વે પુદ્‌ગલદશા-અજીવ વિનાશી છે, તેના પર્યાયોમાં ક્ષણે ક્ષણે ફેરફાર થયાજ કરે છે. પ્રાતઃકાળમાં જે માણસ આપણી નજરે પડયો હતો તે મરણ પામ્યો છે એવી સાયંકાળે આપણને ખબર પડે છે, અથવા જે પુષ્પ સૂર્યના કિરણથી વિકસ્વર થયેલું સવારમાં દેખાતું, તે સાંજરે સંકોચાયેલું નજરે પડે છે. શરીરને પણ બાળપણુ, યુવાવસ્થા, વૃદ્ધપણું વગેરે અનુભવાય છે. લક્ષ્મીને ચપળા કહેવામાં આવે છે, એટલે તે એક જગ્યાએ ઠરી બેસતી નથી, પણ સમયે સમયે સ્થાન બદલે છે. આવી રીતે તન, ધન, જોબન, બળ, વિષયસુખ, પ્રિયજનસમાગમ અને સંસારના સર્વે પદાર્થો અસ્થિર અને અનિત્ય છે. માત્ર આત્મા અમર છે, નિત્ય છે, શાશ્વત છે. તેનો કોઈ દિવસ અંત આવવાનો નથી. પણ તે સિવાયના અન્ય પદાર્થો વાયુના આવેગથી ચાલતી ધ્વજાના પટ જેવા અસ્થિર છે, કુંજરના કાન જેવા ચંચળ છે, શરદઋતુની વાદળીની છાયા જેવા ક્ષણ ભંગુર છે, અને વિદ્યુતના ચમકારા જેવા ક્ષણ વિનસ્વર છે. પણ અજ્ઞાનતાથી માણસો તે વસ્તુઓને નિત્ય સમજી તેનાપર રાગ ધરે છે, મમત્વ કરે છે, અને આ મારૂં છે એવો ખોટો ભ્રમ સ્વીકારે છે. પરંતુ તત્વ

દૃષ્ટિએ આ સર્વ પદાર્થો અનિત્ય છે; અને પરમાત્માપદને મેળવી આપનારા આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્ર, અથવા સદ્ ચિદ્ અને આનંદ એ ગુણોજ નિત્ય છે. કારણ કે તે સ્વાભાવિક ગુણો છે; આ રીતે નિત્ય અને અનિત્ય વસ્તુ વચ્ચે વિવેક કરતાં શિખવું. અને જેમ બને તેમ અનિત્ય વસ્તુના સંબંધમાં ઉદાસીન ભાવ ધારણ કરવો. વિવેકથીજ ખરો વૈરાગ્ય જાગૃત થાય છે. જે વસ્તુઓ અનિત્ય છે તે પરમાર્થ દૃષ્ટિથી મારી નથી એજ ભાવના તે વસ્તુ ઉપર વૈરાગ્ય ઉત્પન્ન કરાવે છે; અને ज्ञानस्य फलं विरतिः જ્ઞાનનું ફળ એ વિરતિ એ સૂત્ર ખરૂં પડે છે. અનિત્ય ભાવનાના સંબંધમાં કહ્યું છે કેઃ-

सामित्तणधणजुव्वणरइरूवबलाउठसंजोगा ॥
अइलोला घणपणाहयपायवपक्कपत्तव्वा ॥

પ્રભુત્વ, ધન, જોબન, રતિ, રૂપ, બળ, આયુષ્ય, ઇષ્ટસંયોગ એ સર્વ વસ્તુ સખત પવનનો ઝપાટો લાગેલાં વૃક્ષનાં પાકાં પાંદડાં જેવી બહુજ ચંચળ છે. જેમ તે પાકેલાં પાંદડાંને પવનનો સખત ઝપાટો લાગે તો પડતાં વાર લાગતી નથી, તેમ આ સર્વ અનિત્ય હોવાથી નાશ થતાં વાર લાગતી નથી. આવી રીતે સંસારમાં સર્વ પદાર્થોની અનિત્યતા અનુભવવી અને બને તેટલો રાગ તે ઉપરથી ઉતારવો.

### (૨) બીજી અશરણ ભાવના.

જગતમાં જીવ અનેક પ્રકારના મનુષ્યો પર આધાર રાખે છે, અને તેમને પોતાના શરણરૂપ માને છે. પણ ખરી રીતે આત્મા સિવાય આત્માનું કોઈ આધારભૂત નથી. આત્મા જ આત્માનો શત્રુ છે, અને આત્મા જ આત્માનો મિત્ર છે. વ્યવહારનયથી માતા, પિતા, સ્વજન, બાંધવ, સ્ત્રી, પુત્ર, ગુરૂ વગેરે આધાર રૂપ ગણી શકાય, પણ નિશ્ચયનયથી અથવા ખરી રીતે કોઇ પણ માણસને શરણ આપે તેમ નથી. મરણ સમયે પોતાનું ચારિત્ર, પોતે કરેલાં શુભ અશુભ કર્મો તેની સાથે આવે છે. [illegible] તેને મરણના ક્રૂર પંજામાં બચાવવા સમર્થ થતુ [illegible] વસ્તુઓ અનિત્ય છે તે સાથે આવી શકે [illegible] આ નિત્ય છે, માટે [illegible]

ગુણો જ તેની સાથે આવે. માટે આત્માના ગુણો જે હાલ અપ્રગટ સ્થિતિમાં છે, તે જેથી પ્રગટ થાય તેવાં સાધનોનો આશ્રય લેવો. બાકી બીજું કાંઇ શરણ નથી. આવી રીતે અશરણ ભાવના ભાવવી. આત્મા જ કર્મદળને વિખેરી નાખવા સમર્થ છે; આત્માજ પરમાત્મ અવસ્થા પ્રાપ્ત કરવા શક્તિ ધરાવે છે. ગુરૂ તો માર્ગ બતાવી શકે; તે વાસ્તે ખરેખર તેમનો ઉપકાર માનવો અને તેમના ઉપર અત્યંત ભક્તિ રાખવી ઘટે છે; પણ તે માર્ગ ઉપર આપણે જાતેજ ચાલવાનું છે, એવો વિચાર કરી સ્વાશ્રયી થતાં શિખવું. જે પદ મહાન્ પુરૂષો પ્રાપ્ત કરી શકયા તે પદ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય આપણા આત્મામાં રહેલું છે, એવો વિચાર કરવો અને કાયર થઈ, હાથ જોડી, દૈવને માથે દોષ મુકી આળસમાં–પ્રમાદમાં અમૂલ્ય સમય ગુમાવવો નહિ.

## ( ૩ ) સંસાર ભાવના.

સંસારની ઘટમાળ નિરંતર ફર્યા કરે છે; કાળચક્રના અને કાર્ય કારણના અચળ નિયમ પ્રમાણે સર્વે જીવ પોતપોતાનાં કર્મનાં ફળ રૂપે કોઇ સુખી તો કોઇ દુઃખી, કોઇ રંક તો કોઈ રાજા, કોઇ રૂપવાન તો કોઈ કુરૂપવાન, કોઇ બળવાન તો કોઈ નિર્બળ, કોઇ વિદ્વાન તો કોઇ અભણ, કોઈ ગુણાનુરાગી તો કોઇ ગુણદ્વેષી એવી રીતે અનેક પ્રકારના સ્વરૂપ આપણી દૃષ્ટિએ પડે છે. જુદા જુદા આત્માઓ સાથે જીવ જુદા જુદા સંબંધમાં આવે છે, અનંતકાળથી આ જીવ અજ્ઞાન અવસ્થામાં અને જીવન ઉદ્દેશના લક્ષવિના સંસારમાં પરિભ્રમણ કરે છે; તેથી સર્વે જીવોના સંબંધમાં જુદા જુદા ભવમાં આવે છે; અને તે ભિન્ન ભિન્ન ભવમાં માતા, પિતા, પુત્ર, પુત્રી, સ્ત્રી, નોકર, સ્વજન, શત્રુ, મિત્ર વગેરે અનેક પ્રકારના સંબંધમાં અનેક વાર અનેક જીવોની સાથે જોડાય છે; છતાં કોઇ કોઇનું થયું નથી, કારણ કે આ સર્વે સંબંધ શરીર આશ્રયી છે. અને આત્મા તો દેહાતીત છે. માટે આસક્તિ વિના–પણ પ્રેમ સહિત આપણા સંબંધમાં આવતા જીવોનું કલ્યાણ કરવું. માણસને સંસારમાં બાંધનાર રાગ, મમત્વ ભાવના છે. આ પુત્ર મારો છે. આ સ્ત્રી મારી છે, એવા વિચારથી તેમના ઉપર જે આસક્તિ થાય તે રાગ, અને

તે રાગ માણસને તે ઇષ્ટ જનના વિયોગથી અથવા મરણથી દુઃખ ઉત્પન્ન કરે છે. પણ પુત્ર અથવા સ્ત્રી તે આત્મા છે; અને આત્માનું કલ્યાણ કરવું તે મારો ધર્મ છે, અને બીજા માણસો કરતાં, મારા સંબંધમાં આવેલા માણસોનું કલ્યાણ હું વધારે કરી શકું એવા વિચારથી તેમના ઉપર પ્રેમ રાખવો તે ઉત્તમ છે, અને તે પ્રેમ દરેક મહાન આત્માનો સ્વાભાવિક ધર્મ છે. પોતે નિસ્પૃહ ભાવથી ટ્રસ્ટી તરીકે વર્તવું. સંસાર દુઃખમય છે, અને જન્મ મરણના ચક્રમાં ફરતાં ખરી રીતે સુખ જરા માત્ર નથી. જેમ ભમરો વાડીમાં એક ફુલનો લાગ કરી બીજા ફુલે બેસે છે, ત્યાંથી ત્રીજા ફુલ ઉપર બેસે છે; એમ જીવ અનેક ગતિમાં અથડાય છે, પણ સુખ મેળવી શકતો નથી; કારણ કે ખરૂં સુખ તો આત્મામાં રહેલું છે; પણ જેમ કસ્તુરીઓ મૃગ પોતાની નાભિમાંથી નીકળતા કસ્તુરીના વાસથી લોભાઇ કસ્તુરી મેળવવાને સકળ જંગલમાં ભમે છે, તેમ સુખ આત્મસ્વભાવમાં રહેલું છે, છતાં તે બાબતના જ્ઞાનના અભાવે અજ્ઞાની જીવ બાહ્ય વસ્તુમાં સુખ શોધે છે. સંસારમાં બિલકુલ સુખ નથી એમ આ કથનનો આશય નથી, પણ તે સુખ ઇન્દ્રિજાળ જેવું છે, અને તે મળ્યા પછી પણ ખરી તૃપ્તિ નથી, માટે ચિરકાળ ટકે એવું સુખ પ્રાપ્ત કરવા ઇચ્છનાર મનુષ્યના પ્રયાસને અનુચિત છે. આવી રીતે સંસારનું સ્વરૂપ વિચારવું, અને તે દુઃખ ગર્ભિત દેખી વૈરાગ્યવાન્ થવું. અને આત્મસ્વભાવમાં રહેલું અનંત, અમર સુખ મેળવવા પ્રયત્ન કરવો; એજ આ કથનનો આશય છે.

### (૪) એકત્વભાવના.

આ સંસારને વિષે જીવ એકલોજ ઉત્પન્ન થાય છે, અને એકલોજ મરે છે, એકલોજ કર્મનો કર્તા છે, અને એકલોજ તે કર્મનો ભોક્તા છે; પરમાર્થ દૃષ્ટિએ વિચારીએ તો સ્વધર્મ સિવાય અન્ય કોઇ પણ સ્વજન તેને સહાયકારી થઇ શકે નહિ. માટે કોઈ પણ કાર્યનો આરંભ કરતાં પહેલાં તે કાર્યનું શું પરિણામ આવશે એમ વિચારી તે કાર્યમાં જીવે પ્રવર્તન કરવું, કારણ કે તે કાર્યનું ફળ પણ પોતાને એકલાને ભોગવવું પડશે. દરેક કાર્ય વિચાર અને વાસનાને પોતેજ

જવાબદાર છે; માટે દરેક જીવે પવિત્ર અને સુંદર વિચારો વિચારવા, પવિત્ર અને સુંદર વચનો બોલવા, અને પવિત્ર અને સુંદર કાર્યો કરવાં; કારણ કે તે સર્વેનું સુંદર ફળ પણ પોતાનેજ મળે છે. આત્મા પોતે એક છે. અને તે સિવાયની સર્વે વસ્તુઓ ભિન્ન છે અને તેને ને આત્માને ખરી રીતે કાંઇ સંબંધ નથી.

અધ્યાત્મ સારમાં કહ્યું છે કેઃ—

एकः परभवे याति जायते चैक एव हि ॥
ममतोद्रेकतः सर्वं संबन्धं कल्पयत्यथ ॥ १ ॥
व्याप्नोति महतीं भूमिं वटबीजाद्यथा वटः ॥
तथैकममताबीजात्प्रपञ्चस्यापि कल्पना ॥ २ ॥
माता पिता मे भ्राता मे भगिनी वल्लभा च मे ॥
पुत्राः सुता मे मित्राणि ज्ञातयः संस्तुताश्च मे ॥ ३ ॥
इत्येवं ममताव्याधिं वर्धमानं प्रतिक्षणम् ॥
जनः शक्नोति नोच्छेत्तुं विना ज्ञानमहौषधम् ॥ ४ ॥

જીવ એકલો પરભવમાં જાય છે, અને અહીંયા એકલો ઉત્પન્ન થાય છે, પણ મમતાના પ્રધાનપણાથી સર્વ સંબંધની જીવ કલ્પના કરે છે. વડના બીજને લીધે વડનું ઝાડ બહુજ વિસ્તારવાળી જમીનમાં પથરાય છે, તેમ એક મમતા રૂપ બીજ થકી આ સંસારના સંબંધની કલ્પના ઉદ્ભવે છે. મારી માતા, મારો પિતા, મારો ભાઈ, મારી બ્હેન, મારી પત્ની, મારા પુત્રો, મારી પુત્રીઓ, મારા જ્ઞાતિજનો, મારા પરિચયવાળા; આ રીતે ક્ષણે ક્ષણે વધતી જતી મમતારૂપ વ્યાધિનો ઉચ્છેદ કરવા સમ્યગ્ જ્ઞાનરૂપ મહૌષધ સિવાય માણસ સમર્થ થતો નથી. **સમ્યગ્જ્ઞાન** અથવા સદ્ અને અસદ્ કે નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક જ આ મમતાનો નાશ કરે છે. હું અને મારૂં એજ માણસની જ્ઞાન ચક્ષુને અંધ કરનાર મોહરાજાનો મંત્ર છે. અને જે કાંઇ દેખાય છે તે, હું અને મારૂં નથી એ મંત્ર મોહરાજાને જીતનાર છે.

નિજરૂપા નિજ વસ્તુ છે, પર રૂપા પરવસ્ત;
જેણે જાણ્યો પેચ એ, તેણે જાણ્યું સમસ્ત।

મારો આત્મા તેજ હું, અને તે :સિવાયની સર્વ વસ્તુઓ પર છે, એવું જેણે સમ્યગ્ પ્રકારે જાણ્યું, અનુભવ્યું તેણે આ જગતમાં સર્વ બાબત જાણી; કારણ કે જે વસ્તુ ખરી રીતે પોતાની નથી તેને પોતાની માનવી એ અજ્ઞાનતા છે, અને તે અજ્ઞાનતાથી, એટલે શરીર, ધન, ગૃહ, અને સ્વજનોની ઉપાધિને પોતાની માનવાથી, માણસ સંસારમાં રખડે છે. માટે આત્મજ્ઞાન મેળવવું.

## ( ૫ ) અનયત્વ ભાવના.

આત્મા સિવાયની તમામ વસ્તુઓ સાથે આત્માને નિશ્ચયનયની અપેક્ષાએ કાંઇ પણ સંબંધ નથી. ઘણા કાળ સુધી અન્નપાનાદિકથી લાલનપાલન કરેલો દેહ તેજ પોતાનો નથી, તો પછી દેહથી બહાર રહેલાં ધન, સુવર્ણ, ઘર, મહેલ વગેરે પોતાનાં શી રીતે થઈ શકે? તે સર્વ આત્માના નથી, પણ આત્મા તેને સ્વરૂપના અજ્ઞાનથી પોતાના ગણે છે. આ મારૂં ઘર, આ મારૂં ધન, આ મારાં સ્વજન એમ તે માને છે; પણ તે સર્વે આત્મદ્રવ્યથી ન્યારાં છે. કારણ કે સર્વ પદાર્થો અને ચેતનાવાળા પ્રાણીઓની ઉપાધિઓ–શરીરો પુદ્ગલનાં જુદાં જુદાં રૂપાંતરો છે, પુદ્ગલ તે અજીવ છે. માટે ખરી રીતે જીવ પુદ્ગલથી જૂદો છે; એવી ભાવનાને 'અન્યત્વ ભાવના' કહે છે.

## ( ૬ ) અશુચિ ભાવના.

આ શરીર, આત્માને કાર્ય કરવાનું સાધન છે; પણ આપણે શરીરનેજ સર્વસ્વ માનીએ છીએ. ઘણા જડવાદીઓ તો શરીર એજ આત્મા એમ કહે છે. પણ તેમાં તેમની મોટી ભૂલ છે; શરીર એ તો આત્માનું વસ્ત્ર છે. અને તે વસ્ત્ર ઉપર બહુ રાગ રાખવો નહિ, કારણ કે આ ઔદારિક દેહ તે બહુજ અશુચિમય (અપવિત્ર) છે, કેમકે તે રસ, રૂધિર, માંસ, મેદ, હાડકાં, વીર્ય, મજ્જા, શ્લેષ્મ, મળ મૂત્રાદિકથી ભરેલો, ચામ[illegible], નસોની જાળાઓ વીંટા[illegible] નિરંતર કૃમિ, રોગ [illegible] પી રહેલો છે. કુલની

બરાસ, ચંદન, કસ્તુરી વગેરે સુગંધી દ્રવ્ય શરીરપર લગાડવામાં આવ્યા હોય તો તેને પણ મલિન કરવાને આ દેહ સમર્થ છે; માટે તે ઉપર અસંત રાગ ન ધરવો એમ આ અશુચિ ભાવના જણાવે છે. આટલા બધા અવગુણ છતાં તે જ્ઞાન પ્રાપ્ત કરવાનું, ધાર્મિક ક્રિયાઓ કરવાનું, અને આ જગતના વ્યવહારના દરેક કાર્ય કરવામાં તે ઉત્તમ સાધન છે; માટે તેને બરાબર કેળવવું. કેળવાએલું હથિયાર સુતારને બહુ ઉપયોગી થાય છે, તેમ કસરતથી કેળવાયેલું, અને બ્રહ્મચર્યથી મજબૂત બનેલું શરીર બહુજ ઉપયોગી થાય છે; માટે શરીરનું અત્યંત લાલનપાલન પણ ન કરવું, તેમ તેના ઉપર દ્વેષ કરી તેનો અનાદર પણ ન કરવો. તે આપણો નોકર છે એમ માનવું. નોકરને વશ રાખીએ છીએ, મારી નાંખતા નથી. તેજ રીતે શરીરને વશ રાખવું, પણ તદ્દન દરકાર ન કરી, તેનો નાશ કરવો ઘટતો નથી. પણ તેને ઉચિત કાળજીથી અને કુદરતના કાયદા મુજબ વર્તીને તન્દુરસ્ત રાખવું તથા આત્માના ઉદ્ધાર માટે જે કાંઈ કામ તેની પાસે કરાવવું જરૂરનું જણાય તે કરવાને તે શરીર જરા પણ આનાકાની ન કરે એમ સંભાળવું.

(૭) આશ્રવ ભાવના.

જીવ ક્ષણે ક્ષણે શુભ અથવા અશુભ કર્મ બાંધે છે. તે કર્મનો બંધ થવાનાં કારણો મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અને યોગ છે. જેના હૃદયમાં મૈત્રી, કારૂણ્ય, પ્રમોદ અને માધ્યસ્થ ભાવના વસેલી છે તેઓ શુભ કર્મ બાંધે છે, પણ જેમનાં મન આર્ત તથા રૌદ્ર ધ્યાન, અને વિષય કષાયથી રંગાયેલા છે તેઓ અશુભ કર્મ બાંધે છે. પુણ્ય અને પાપ શી રીતે બંધાય છે અને કેવી રીતે ભોગવાય છે, તેનું સવિસ્તર સ્વરૂપ નવતત્ત્વથી ગ્રહણ કરવું. જેથી કર્મ બંધ થાય તેવી સરાગપ્રવૃત્તિને આશ્રવ કહેવામાં આવે છે; જેમાં કર્મના ફળ ઉપર મમતા રહેલી છે તેવા કાર્યથી નવાં કર્મ ગ્રહણ કરાય છે; માટે આશ્રવનો ત્યાગ કરવા નિષ્કામવૃત્તિથી કાર્ય કરવાં.

(૮) સંવર ભાવના.

આશ્રવને રોકવું તે સંવર. જેથી નવાં કર્મ બંધાય તેવા કાર્યોનો રોધ કરવો તેને સંવર કહે છે. સમ્યગ્જ્ઞાનથી મિથ્યાત્વનો નાશ

કરવો, વિરતથી અવિરાતનો રોધ કરવો; ક્ષમાથી ક્રોધને, નમ્રતાથી માનને, સરલતાથી માયાને, અને સંતોષથી લોભને આ રીતે કષાયોને જીતવા અને મન, વચન અને કાયાના શુભયોગોથી અશુભયોગ ઉપર જય મેળવવો; તે સંવર કહેવાય. તે સંવર સર્વ થકી અને દેશ થકી હોય છે. સર્વ પ્રકારે સંયમ તો ચૌદમા ગુણસ્થાનકમાં બિરાજતા અયોગી કેવળીને હોય, અને દેશથકી સંવર એક બે ત્રણ પ્રકારના આશ્રવના રોકનારને પણ સંભવી શકે. વળી સંવરના બે ભેદ છે. દ્રવ્ય સંવર અને ભાવ સંવર. આશ્રવને લીધે જે પુદ્ગલો જીવને લાગતાં હોય તે ન લાગવાં દેવાં, અથવા તેમનો છેદ કરવો તે દ્રવ્ય સંવર કહેવાય, અને ભવના કારણ રૂપ આત્માની અશુદ્ધપરિણતિ, તેને ટાળી સ્વસ્વભાવમાં રમણ કરવું, તે ભાવ સંવર કહેવાય.

## (૯) નિર્જરા ભાવના.

સંવર અને નિર્જરામાં આ એક મુખ્ય ભદ છે; બંધાતાં નવાં કર્મને રોકવાં તે સંવર, અને પૂર્વે બાંધેલાં કર્મદળને તપ વગેરેથી વિખેરી નાંખવાં તે નિર્જરા. નિર્જરાના બે પ્રકાર છે, એક સકામ નિર્જરા, અને બીજી અકામ નિર્જરા. તપના જે બાર પ્રકાર કહ્યા છે, તે બાર રીતે સકામ નિર્જરા થાય છે. જે લોકોએ વિરતિ ગ્રહણ કરી છે, તેઓજ આ રીતે કર્મની નિર્જરા કરવા તત્પર થાય છે, અને અકામ નિર્જરા તો વિરતિ ભાવ વિના નિષ્કારણ ટાઢ, તડકો, ક્ષુધા વગેરે સહન કરવાથી થાય છે. માટે કષાયની મંદતા કરી તપ કરવો, તેજ લાભકારી છે; બાકી ઇચ્છાના રોધ રૂપ સત્ય તપ વિના ઝાઝો લાભ થતો નથી. એવી રીતે નિર્જરાનું સ્વરૂપ વિચારવું, અને યથાશક્તિ બાહ્ય તથા અભ્યંતર તપ કરવો.

## (૧૦) લોક સ્વભાવ.

પોતાના બે હાથ પોતાની કેડ ઉપર મુકયા હોય, અને પોતાના બે પગ વાંકા પસાર્યા હોય, તેવા માણસને તમારી નજર આગળ કલ્પો, અને તમને ચૌદ રાજલોકનું દેવું સ્વરૂપ હશે તેની ઝાંખી થશે. તે લોકને વિષે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્-

તેનું મન શાંત અને નિશ્ચળ બને છે. આત્મજ્યોતિ તેના મન રૂપ શાંત સરોવર પર પ્રકાશે છે; અને સકળ લોકાલોકના પદાર્થો જે-નાથી જોઇ શકાય તેવું કેવળજ્ઞાન અને કેવળદર્શન તેને પ્રાપ્ત થાય છે;-પ્રાપ્ત થતું નથી, પણ તેનામાં ગુપ્ત હતું તે પ્રકટ થાય છે. મન અને શરીર સંબંધી સર્વ દુઃખનો નાશ થાય છે, ત્રિવિધ તાપ ટળી જાય છે, અને અસાધારણ આનંદરૂપ મોક્ષ સ્થિતિ તે પ્રાપ્ત કરે છે તે ઉચ્ચ સ્થિતિનું વર્ણન શબ્દોદ્વારા થઇ શકે તેમ નથી; તેના અનુ-ભવીયોજ તે સમજી શકે છે. વૈખરી વાણીમાં તે દર્શાવવાને પુરતા શબ્દો નથી. મોક્ષનું લક્ષણ શું? તે જણાવે છે.

स आत्यन्तिको दुःखविगम इति ॥

અર્થઃ—અત્યંતપણે સકળ દુઃખનો નાશ તે મોક્ષ.

ભાવાર્થઃ—જ્યાં કિંચિત્ પણ દુઃખ નહીં અને સર્વ પ્રકારનો ઉચ્ચ આનંદ છે તેવું સુખસ્થાન તે મોક્ષ કહી શકાય. જે સુખ મેળવ્યા પછી બીજું સુખ મેળવવાની ઇચ્છા રહેતી નથી. તેવું ઉત્કૃષ્ટ સુખનું ધામ તે મોક્ષ. આવું પરમ ફળ શુદ્ધ ચારિત્રથી મળી શકે છે.

હવે આ પ્રકરણનો ઉપસંહાર કરતાં શાસ્ત્રકાર લખે છે કે:—

एवं संवेगकृद्धर्म आख्येयो मुनिना परः ॥
यथाबोधं हि शुश्रूषोर्भावितेन महात्मना ॥

અર્થઃ—આ પ્રકારે ધર્મ ભાવનાવાળા મહાત્મા મુનિએ સાંભળવાની ઇચ્છાવાળાનો સંવેગ ઉત્પન્ન કરે તેવો ઉચ્ચ ધર્મ પોતાના બોધ પ્રમાણે કહેવો.

ભાવાર્થઃ—ધર્મભાવનાવાળા મુનિએ ઉપદેશ આપવો; એમ કહેવાનો હેતુ એ છે કે જેનામાં ધર્મ ભાવના હોય તેજ બીજામાં ધર્મભાવના ઉત્પન્ન કરી શકે; ભાવ, ભાવને ઉત્પન્ન કરે છે, એવું શાસ્ત્ર વાક્ય છે. બુદ્ધિ બુદ્ધિને અસર કરે, અને હૃદય હૃદયને અસર કરી કરી શકે, માટે હૃદયથી કહેલો બોધ સાંભળનારના હૃદયમાં ઘણા પ્રકારની અસર કરી શકે છે. 'મુનિ મહાત્મા' વિશેષણ આપવાનું

કારણ એ છે કે જેણે તત્ત્વોને યથાર્થ રીતે જાણ્યા હોય અને જેના હૃદયમાં પરને ઉપકાર કરવાની બુદ્ધિ હોય તેવા મુનિએ ઉપદેશ આપવો, નહિ તો ખોટી પ્રરૂપણા થવાનો ભય રહે છે. આ ઉપરથી જેને અનેકાંત શૈલીનું, ગુરુલઘુતાનું અને ગૌણતામુખ્યતાનું જ્ઞાન હોય, અને પોતે જે પ્રરૂપે છે તેનો અનુભવ થયો હોય એવા મહાત્મા મુનિએજ ઉપદેશ આપવો. જેનામાં આવા ગુણ ન હોય તે ઉપદેશ કરવાનો અધિકારી થઇ બેસે તો અનર્થ થવાનો સંભવ છે. આંધળાની પછવાડે આંધળો ચાલે તો કુવામાં પડવાનો ભય રહે છે, તેમ વસ્તુ તત્ત્વના અજ્ઞાત ઉપદેશકના બોધથી જ્ઞાનને બદલે અજ્ઞાન મળવાનો ભય રહે છે. માટે ઉપર જણાવેલા ગુણવાળાએ સંવેગ માર્ગનો બોધ આપવો. સંવેગનું લક્ષણ શાસ્ત્રમાં નીચે પ્રમાણે આપેલું છે.

तथ्ये धर्मे ध्वस्तहिंसाप्रबन्धे देवे रागद्वेषमोहादिमुक्ते ॥
साधौ सर्वग्रन्थसंदर्भहीने संवेगोऽसौ निश्चलो योऽनुरागः ॥ १ ॥

હિંસારહિત સત્ય ધર્મમાં, રાગદ્વેષ મોહ રહિત દેવમાં, સર્વ પ્રકારના પરિગ્રહ રહિત સાધુમાં જે નિશ્ચળ અનુરાગ તે 'સંવેગ' કહેવાય. આવા દેવ ગુરુ અને ધર્મ રૂપ ત્રણ શુદ્ધ તત્ત્વનો ઉપદેશ કરવો.

સ્યાદ્વાદશૈલી—અનેકાંત શૈલી કોને કહેવી ?

દરેક વસ્તુ અનેક ધર્મવાળી છે, માટે આ આમજ છે એમ **નિશ્ચયતાથી** કહેવાય નહિ. દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ જીવ નિત્ય કહેવાય, અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ અનિત્ય કહેવાય. તેજ રીતે નિશ્ચયથી આત્મા શરીરથી ભિન્ન છે, તોપણ વ્યવહારમાં દેહથી અભિન્ન માનવામાં આવે છે. કયી અપેક્ષાથી અમુક વચન કહેલું છે તે લક્ષમાં રાખી તે વચન સમજવામાં આવે તો સવળો અર્થ સમજાય છે, નહિ તો અર્થનો અનર્થ થવાનો સંભવ રહે છે. એક માણસ પોતાના પિતાની અપેક્ષાએ પુત્ર છે, અને પોતાના પુત્રની અપેક્ષાએ પિતા છે, આ રીતે પિતા અને પુત્ર એ બન્ને ધર્મ એક માણસમાં ઘટી શકે છે; પણ તેની અપેક્ષા ધ્યાનમાં રાખવાની જરૂર છે. સ્યાદ્વાદ એટલે કથંચિતવાદ, અથવા અનેકાંતવાદ કહેવાય છે;

સારે ઉપદેશકે તેમજ શ્રોતાએ આ સ્યાદ્વાદની બાબત લક્ષમાં રાખી જૈન ધર્મના ગ્રન્થોનો ઉપદેશ કરવો તેમજ સમજવા. એક અમેરિકન લેખક સ્યાદ્વાદ શૈલીની પ્રશંસા કરતાં જણાવે છે કે "જૈનોનો સ્યાદ્વાદ અથવા અનેકાંતવાદ માનસિકશાસ્ત્રના સૂક્ષ્મમાં સૂક્ષ્મ તત્ત્વની શોધમાં ઉતરવાને અને વાસ્તવિકરીતે ગહન વિચાર કલ્પનાના ગુંચવણ ભરેલા પ્રશ્નોનું નિરાકરણ કરવાને શક્તિમાન છે. છેવટે મનુષ્યના મનથી, ન્યાયયુક્ત રીતે કલ્પી શકાય તેવી કોઇપણ રીતથી જેનો નિશ્ચય થઈ શકે તેવા પ્રશ્નની હદનો નિશ્ચય કરવાને શક્તિમાન છે. વળી પરસ્પર વિરુદ્ધ ધર્મવાળાઓને, તેઓના પોતાના મતનો ત્યાગ કરાવીને નહિ પણ અન્ય ધર્મો પણ ટકી શકે એવા છે અથવા તો તેઓ સત્યની અમુક બાજુ બતાવવાને-જે કેટલાંક રૂપાંતર સહિત દર્શાવવી જરૂરની છે-તે બાજુને દર્શાવનારા છે, એમ સિદ્ધ કરી વિરુદ્ધ ધર્મોની એકવાક્યતા સિદ્ધ કરવાને સ્યાદ્વાદ આશા આપે છે; અને સર્વમય તત્ત્વની પરસ્પર સંબંધ ધરાવનારા ઐક્યની વિવિધ અપેક્ષાઓમાં અખંડ સત્ય સમાયેલું છે એમ તે મત જણાવે છે."

"સદ્ અને અસદ્રૂપ વિરુદ્ધ ધર્મો એક જ વખતે એક વસ્તુમાં હોઈ શકે નહિ, કારણ કે અનુભવપરથી જણાય છે કે એક વસ્તુ એક જ ક્ષણે ગરમ તેમજ ઠંડી હોઇ શકે નહિ" આ કારણને લઇને જૈન ધર્મ અમાન્ય છે એમ કોઈ કહે તો તેમાં મોટી ભુલ છે. કારણ કે એકજ વખતે વસ્તુ ગરમ અને ઠંડી હોઇ શકે એવું જૈનો શિખવતા નથી, પણ તેઓ નિશ્ચયતાથી જણાવે છે કે કોઈપણ વસ્તુ તદ્દન ગરમ અથવા તદ્દન ઠંડી હોઈ શકે નહિ, અમુક સંજોગોમાં તે ગરમ હોય છે, અને અમુક બીજા સંજોગોમાં તે ઠંડી હોય છે. એક જ ક્ષણે એક વસ્તુમાં અસ્તિત્વ અને અનસ્તિત્વ જૈનો શિખવતા નથી. તેઓ શિખવે છે કે દરેક વસ્તુમાં તેનો પોતાનો સદ્ભાવ છે અને બીજી વસ્તુઓનો અસદ્ભાવ છે. આ ઉપરથી સમજાય છે કે વસ્તુ શું છે, અને વસ્તુ શું નથી તે સમજવાથી તે વસ્તુનું સંપૂર્ણ જ્ઞાન મળી શકે.

### ગૌણ અને મુખ્ય કોને કહેવા?

અનેકાંતવાદમાં સાત નય છે; પણ તેનો નિશ્ચય અને વ્યવહાર બે નયમાં સમાવેશ થાય છે. જ્યારે કામ, મોહ, લોભ, ઇંદ્રિયના

વિષયો, અને કષાય વગેરે જો નિશ્ચય નયને મુખ્ય કરવાથી ઘટતા હોય અને પોતાને પરભાવથી વિરમણ થતું હોય તો તે સમયે વ્યવહારનયની ગૌણતા કરી નિશ્ચયનયને મુખ્ય કરી બોધ આપવો અને પારકા પાસેથી ગુણ ગ્રહણ કરવો હોય તો વ્યવહારને મુખ્ય કરી નિશ્ચયને ગૌણ કરી બોધ આપવો. કેમકે નિશ્ચયને મુખ્ય કરવાથી અન્ય જનનો વિનય વૈયાવચ્ચ આદર સત્કાર વગેરે થઇ શકતો નથી; અને જ્યાં પરજીવમાં દોષ દેખાય ત્યાં નિશ્ચયની મુખ્યતા કરી વિચારવું કે આ જીવ કર્મને વશ છે અને આત્મા તો સચ્ચિદાનંદમય શુદ્ધ સ્વરૂપી છે; આવો વિચાર કરવાથી સામા મનુષ્ય ઉપર આપણને દ્વેષ થતો અટકે છે; અને જે નયની મુખ્યતા કરવાથી રાગ, દ્વેષ મોહ, માન, વગેરે વૃદ્ધિ પામે તેને '**નય**' ન કહેવો પણ '**નયાભાસ**' કહેવો. આ પ્રમાણે ઉપદેશકે શ્રોતાનો તેમજ શ્રવણના વિષયનો વિચાર કરી વ્યવહાર કે નિશ્ચય નયની ગૌણતા કે મુખ્યતા કરી બોધ આપવો.

### હવે ગુરૂ અને લઘુનું સ્વરૂપ કેવું છે!

જેમાં નિશ્ચયથી ગુણ ઘણા દેખાતા હોય અને વ્યવહારથી કિંચિત્ દોષ જણાતો હોય અને વાસ્તવિક રીતે નિશ્ચયમાં દોષ ન હોય, તો તે કામ ગૃહસ્થે કરવા યોગ્ય છે. અને જેમાં નિશ્ચયથી ઘણા અવગુણ દેખાતા હોય, અને આત્માને રાગદ્વેષ અને મોહ વગેરેની વૃદ્ધિ થતી હોય, અને વ્યવહારમાં લોકને રંજિત કરવા રૂપ કિંચિત્ ગુણ દેખાતો હોય તો તેવું કાર્ય આત્માર્થી પુરૂષોએ કરવું નહિ. એવી રીતે લઘુ ગુરૂનો વિચાર કરવો અને તે પ્રકારે વિચાર કરનાર પુરૂષ દેશના આપી શકે.

પ્રશ્ન:—ધર્મનો ઉપદેશ કરવાથી પણ જો સાંભળનારને સ્વકર્મદોષથી જ્ઞાન ન થાય તો ધર્મ કહેવાનું ફળ શું? તેનો જવાબ શાસ્ત્રકારજ આપે છે:

अबोधेऽपि फलं प्रोक्तं श्रोतृणां मुनिसत्तमैः ॥
कथकस्य विधानेन [illegible] ॥

અર્થ:—જો કે શ્રોતાને લાભ ન થાય તોપણ શુદ્ધ ચિત્તવાળા ઉપદેશકને તો ઉપદેશ આપવાની ક્રિયાથી ફળ નિઃસંશય થાય છે, એમ ઉત્તમ મુનિઓ કહે છે.

ભાવાર્થ:—જે મનુષ્ય પરોપકાર બુદ્ધિથી, બીજાના ઉપર અનુગ્રહ કરવાની વૃત્તિથી સદ્બોધ આપે છે તેને તો તેના આવા ઉચ્ચ ભાવ વાસ્તે નિશ્ચય ફળ મળે છે; અને વક્તાને પણ જો કે તે સમયે બોધની અસર થયેલી જણાતી નથી; પણ તેના હૃદયમાં તેના સંસ્કાર પડ્યા વિના રહેતા નથી; અને તેથી સદુપદેશ પ્રમાણે ન વર્તવાથી તેને માથે દુઃખ આવે છે, અને દુઃખનો કડવો અનુભવ મેળવીને સન્માર્ગે વળે છે, ત્યારે એકલો અનુભવ અસર કરી શકત તેના કરતાં આ ઉપદેશના રહ્યાસહ્યા સંસ્કારો વધારે અસર કરે છે. માટે શ્રોતા ઉપર પણ પ્રાયઃ તેની બીલકુલ અસર નથી થતી એમ તો નજ કહેવાય. વળી આ વિષયના સંબંધમાં 'તત્ત્વાર્થ સૂત્ર' માં લખ્યું છે કે:—

न भवति धर्मः श्रोतुः सर्वस्यैकान्ततो हितश्रवणात् ।
ब्रुवतोऽनुग्रहबुद्ध्या वक्तुस्त्वेकान्ततो भवति ॥

હિત વાક્ય સાંભળવાથી સર્વ સાંભળનારાઓને સર્વથા ધર્મ સિદ્ધ થતો નથી, પણ અનુગ્રહ બુદ્ધિથી ઉપદેશ કરનારને તો સર્વથા ધર્મનો લાભ થાય છે; એટલે ક્લિષ્ટકર્મની નિર્જરા થાય છે.

માણસ અનુભવથી શિખે છે તો પછી ઉપદેશ આપવાથી શો લાભ? એવી આશંકાનું સમાધાન કરતાં શાસ્ત્રકાર લખે છે કે:—

नोपकारो जगत्यस्मिंस्तादृशो विद्यते क्वचित् ।
यादृशी दुःखविच्छेदा देहिनां धर्मदेशना ॥

અર્થ:—જે પ્રકારે દુઃખનો ઉચ્છેદ કરનારી ધર્મદેશના પ્રાણીઓને ઉપકાર કરે છે તેવો ઉપકાર બીજા કશાનો નથી.

ભાવાર્થ:—જગતમાં અનેક પ્રકારના ઉપકાર છે; પણ માણસને ધર્મ પમાડવો તેના જેવો બીજો કોઈ ઉપકાર નથી. કારણ કે તત્ત્વોને

યથાર્થ જાણવાથી તે પ્રમાણે વર્તવાને માણસ દોરાય છે; અને તેથી દુઃખનો અંત આવે છે. સઘળી તત્ત્વ વિદ્યાઓનો ઉદ્દેશ દુઃખનો નાશ કરવાનો છે; માટે જે લોકો અધિક જ્ઞાની છે, તેમણે પોતાના જ્ઞાનનો બીજાને બોધ આપવામાં જરા પણ આલસ્ય કરવું નહિ; તેમ મુમુક્ષુ જીવોએ તેવા ખરા જ્ઞાનીઓની ભક્તિ, વિનય, બહુમાન કરી તેમની પાસેથી જ્ઞાન મેળવવામાં એક ક્ષણ પણ નિરર્થક ગુમાવવી નહિ.

ખરૂં જ્ઞાન પ્રાપ્ત થવાથી અજ્ઞાન રૂપ અંધકાર નાશ પામે છે, અને હેય (ત્યાગવા યોગ્ય) અને ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) આત્મતત્વનું યથાર્થ જ્ઞાન થાય છે; દુર્ગુણનો ત્યાગ કરી સદ્ગુણ પ્રાપ્ત કરવા મન અભિલષે છે. માટે સત્સંગનું અને સત્શાસ્ત્રનું નિરંતર સેવન કરવું; પ્રમાદનો ત્યાગ કરી સર્વ દુઃખનો અંત લાવનારી સદ્દેશના શ્રવણ કરવી. ખરી વસ્તુના જ્ઞાતા, અને ભક્તિથી તેમનું શ્રવણ કરનારાનો યોગ બહુ દુર્લભ છે; પણ જે શોધે છે તેને મળે છે; માટે જેટલું જ્ઞાન મળ્યું હોય તેટલાને અમલમાં મુકવા પ્રયત્નશીલ થવું; એટલે વધારે મેળવવાને સ્વયમેવ લાયક થશો અને તે મળશે.

॥ इति श्री द्वितीयप्रकरणं समाप्तम् ॥



## પ્રકરણ ૩ જું.

### ગૃહસ્થનો વિશેષ ધર્મ.

પ્રથમ અને બીજા અધ્યાયમાં ગૃહસ્થના સામાન્ય ધર્મનું વિવેચન કરવામાં આવ્યું; અને બાળજીવને ધર્મમાર્ગે સન્મુખ કેમ લાવવો ને પણ બહુજ સારી રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું. હવે એવા ધર્મમાર્ગને શ્રવણ કર્યા પછી તેને ચારિત્ર-વર્તનરૂપે મૂકવાને ઉત્સુક થયેલા જીવને કયે માર્ગે દોરવો, અને શરૂઆતમાં કેવો આચાર તેણે પાળવો જોઇએ કે જેથી ઉત્તરે મોક્ષ માર્ગના અધિકારી થવાય; એ વિષે કહે છે.

सद्धर्मश्रवणादेवं नरो विगतकल्मषः
ज्ञाततत्त्वो महासत्त्वः परं संवेगमागतः ॥ १ ॥
धर्मोपादेयतां ज्ञात्वा संजातेच्छोऽत्र भावतः
दृढं स्वशक्तिमालोच्य ग्रहणे संप्रवर्तते ॥ २ ॥

અર્થઃ—એ પ્રકારના સદ્ધર્મના શ્રવણથી પાપ રહિત થનાર, તત્ત્વને જાણનાર, મહાસત્ત્વવંત અને ઉત્કૃષ્ટ સંવેગ (વૈરાગ્ય) ને ધારણ કરનાર જીવ ધર્મને ગ્રહણ કરવા યોગ્ય જાણીને, અને ધર્મ તરફ ભાવથી ઇચ્છા કરીને, પોતાની શક્તિનો બરાબર વિચાર કરીને તે ધર્મમાર્ગ અંગીકાર કરવાને પ્રવર્તે છે.

ભાવાર્થઃ—વિશેષ ગૃહસ્થ ધર્મમાર્ગને વિષે કોણ અધિકારી ? તેના પ્રત્યુત્તરમાં શાસ્ત્રકાર કહે છે કે, જેણે સદ્ધર્મ યથાર્થ રીતે ... અને તેથી મનમાંથી શંકાઓ દૂર થઇ છે, અને જેવી રહેલું મોટું ગોળ નિર્મળ મોતી સ્થૂલ ચક્ષુથી જણાય ... શાસ્ત્ર દૃષ્ટિથી સકળ તત્ત્વનો જેણે અભ્યાસ કર્યો છે, ... ગુરૂ અને ધર્મ ઉપર ભક્તિભાવ જાગૃત થયો છે, અને

'મરણ સમયે સર્વે વસ્તુઓનો ત્યાગ કરવો પડશે, અને એકલો ધર્મજ સાથે આવશે' એવો દૃઢ નિશ્ચય થયો છે, અને તેથી ધર્મ તરફ જેની રૂચિ વધતી ને વધતી જાય છે, **તેવો માણસ** પોતાના આત્મબળ અને શરીર સામર્થ્યનો વિચાર કરી, પોતાની શક્તિ અનુસાર ધર્મ માર્ગનું આસેવન કરે; એટલે વ્રત નિયમ તપ વગેરે આદરે. **આવો માણસજ ખરેખરી રીતે ધર્મને માટે લાયક છે.** આ ઉપરથી કોઇને પ્રશ્ન ઉઠે કે, શું બીજા માણસો ધર્મમાર્ગમાં ચલાવવાને નાલાયક છે? તો તેનો જવાબ શાસ્ત્રકાર આપે છેઃ—

योग्यो ह्येवंविधः प्रोक्तो जिनैः परहितोद्यतैः ॥
फलसाधनभावेन नातोऽन्यः परमार्थतः ॥ ३ ॥

અર્થઃ-પરનું હિત કરવાને ઉદ્યમવન્ત એવા જીનેશ્વરોએ ફળ સાધન ભાવે કરીને ઉપરની બે ગાથાથી જણાવેલા લક્ષણવાળાને યોગ્ય પુરૂષ કહ્યો છે. પરમાર્થથી (ખરી રીતે) બીજો પુરૂષ યોગ્ય ન જાણવો.

ભાવાર્થઃ—સાધન વિના સાધ્યની સિદ્ધિ થતી નથી; અહીંયાં ઉપર જણાવેલા લક્ષણવાળો પુરૂષ એ સાધક છે અને સાધ્ય મોક્ષ છે. માટે ફળ મેળવવાને યોગ્ય સાધક રૂપ ગુણવાન્ પુરૂષની જરૂર છે.

પ્રશ્નઃ—અયોગ્ય પુરૂષ ધર્મ ગ્રહણ કરે તો તેમાં શો બાધ આવે? ઘણા લોકો નામથી ચારિત્ર અંગીકાર કરનારા, સામાયિક-પોસા-પ્રતિક્રમણના કરનારા જોવામાં આવે છે; અને તેમનામાં પણ વિષયકષાય ભરેલા હોય છે. વળી ગૃહસ્થો પણ જુદા લેખ, જુઠી સાહેદી વગેરે અન્યાયનાં કામ કરે છે, અને વળી ધર્મકરણી પણ કરે છે તો તેમને શું બાધ કરે છે? એમ કરતાં કરતાં યોગ્ય થશે; માટે અયોગ્ય માણસો પણ ધર્મ કરે તો શી હરકત લાગે છે?

ઉત્તરઃ—આમ કહેવું ભુલભરેલું છે. માથે સારી પાઘડી પહેરવી અને પહેરવા લંગોટી સરખી પણ મળે નહિ એ કેવું હાસ્યાસ્પદ છે? માટે પ્રથમ તો સાફ ધોતીયું પહેરવાની જરૂર છે, અનુક્રમે ચ્હડતાં ચ્હડતાં સારાં લુગડાં પહેરવાં ઘટે. તેમ ધર્મમાર્ગમાં પણ અનુક્રમે

ગ્રહવું. પ્રથમ 'ન્યાયસંપન્નવિભવ' આદિ માર્ગાનુસારિપણાના ગુણ ગ્રહણ કરવા, પછી દેશવિરતિ ધર્મ પાળવો, અને પછી સર્વવિરતિ ધર્મ અંગીકાર કરવો. પણ પ્રથમથીજ ચારિત્રધારીનું અને શ્રાવકનું નામ ધરાવે અને માર્ગાનુસારીપણાનો ગુણ પણ ન દેખાવામાં આવે તો તેવા લોકો પોતાનું હિત શું કરી શકે ? અને ધર્મને કેવી રીતે દીપાવે ? અન્યમતાવલંબીઓ અમુક ધર્મના સિદ્ધાંતો કેવા છે તે તપાસવાને કાળક્ષેપ કરતા નથી, પણ તે ધર્મને પાળનારાના આચારવિચાર કેવા છે તે ઉપરથી ધર્મની ઉચ્ચતા યા નીચતાનો વિચાર કરે છે; તો પછી જેના આચાર હલકા પ્રકારના હોય તેવા મનુષ્યો ધર્મને કેવી રીતે ઉચ્ચ બતાવી શકે ? જેમ 'રત્નાકર પચીશી' માં કહ્યું છે એમ ઘણીવાર અને છેઃ—

वैराग्यरङ्गः परवञ्चनाय धर्मोपदेशो जनरञ्जनाय ।

वादाय विद्याध्ययनं च मेऽभूत् कियद्ब्रुवे हास्यकरं स्वमीश ॥

પારકાને છેતરવાને માટે વૈરાગ્ય ધારણ કર્યો, જનમનરંજન કારણે ધર્મનો ઉપદેશ કર્યો, અને મારી વિદ્યા અને અધ્યયન ફક્ત વાદવિવાદને માટે વાપર્યો, તો હે નાથ ! મારું હાસ્યકર વૃત્તાન્ત કેટલું કહું !

પોતાના દોષને ઢાંકવા માટે અને ભોળા લોકોને છેતરવા માટે જૈન મતની ક્રિયા લોકોને દેખાડવા કરે છે તેથી આત્માનું કલ્યાણ થતું નથી. પણ જો યોગ્ય પુરૂષ ધર્મ અંગીકાર કરે તોજ શોભે છે. અને પોતાને તથા પરને હિતકારી થાય છે. માટે જેને ધર્મ ગ્રહણ કરવો હોય અને સ્વહિત સાધવું હોય તેણે પ્રથમ માર્ગાનુસારિપણાના ગુણો ગ્રહણ કરવા, અને પછી પોતાની યોગ્યતા પ્રમાણે વિશેષ ધર્મ ગ્રહણ કરવો. આ હેતુથીજ જણાવેલું છે કે યોગ્ય પુરૂષે ધર્મ અંગીકાર કરવો.

इति सद्धर्मग्रहणार्ह उक्तः सांप्रतं तत्प्रदानविधिमनुवर्णयिष्याम इति ।

અર્થઃ—આ પ્રકારે સદ્ધર્મને ગ્રહણ કરવાને યોગ્ય પુરૂષ કહ્યો; હવે તે સદ્ધર્મને આપવાના વિધિનું વર્ણન કરીશું.

ધર્મ તો ચિત્તની પરિશુદ્ધિ થકી થાય છે; તો વિધિ સહિત ગ્રહણ કરવો એમ કહેવાનું પ્રયોજન શું ? એવી આશંકાનું સમાધાન કરતાં શાસ્ત્રકાર જણાવે છેઃ—

धर्मग्रहणं हि सत्प्रतिपत्तिमद्विमलभावकरणमिति ॥

**અર્થઃ**—સત્પ્રતિપત્તિ સહિત ધર્મનું ગ્રહણ તે નિર્મળ ભાવનું કારણ છે.

**ભાવાર્થઃ**—સત્પ્રતિપત્તિ એટલે પોતાની શક્તિનો વિચાર કરવો અને ધર્મની શુદ્ધતા વિચારવી. આ પ્રમાણે પોતાની શક્તિ અને ધર્મની શુદ્ધતાના વિચારપૂર્વક આદરેલો ધર્મ નિર્મળ ભાવ ઉત્પન્ન કરે છે. પોતાનું ફળ સાધી આપવામાં જોઇતા સાચા પરિણામનું કારણ થાય છે; માટે વિધિપૂર્વક ધર્મ ગ્રહણ કરવાની જરૂર છે, ત્યારે વિધિપૂર્વક ધર્મ શી રીતે ગ્રહણ થાય તે કહે છેઃ—

तच्च प्रायो जिनवचनतो विधिनेति ॥

**અર્થઃ**—તે ધર્મ બહુધા જીન પરમાત્માના વચનથી વિધિયે કરીને થાય છે.

**ભાવાર્થઃ**—ઘણે ભાગે ધર્મનું ગ્રહણ, જૈન સિદ્ધાંતમાં કહેલો વિધિ જેનું આગળ વર્ણન કરવામાં આવશે, તે વિધિ અનુસાર થાય છે. અહીંયાં ઘણે ભાગે એ શબ્દ મુક્યો છે તેથી એમ સમજવું કે મરૂદેવી માતા અને તેવા બીજા કોઇ જીવોને અન્ય પ્રકારે પણ ધર્મ ગ્રહણનો સંભવ છે.

इति प्रदानफलवत्तेति.

**અર્થઃ**—એ પ્રકારે આપવાની સફળતા છે.

**ભાવાર્થઃ**—વિધિ સહિત ગુરૂદ્વારા ધર્મ ગ્રહણ કરાય તો ઉપર જણાવ્યા પ્રમાણે ભાવ નિર્મળ થાય; તેટલુંજ નહિ પણ ગુરૂએ ઉપકાર બુદ્ધિથી ગ્રહણ કરાવેલો ધર્મ ગુરૂઆશિષથી વધારે ફળવાળો થાય છે. માટે વિધિ સહિત ગુરૂ પાસેથી ધર્મ ગ્રહણ કરવો, નહિ

તો ખારી ભૂમિમાં વાવેલા બીજની માફક અવિધિએ ગ્રહણ કરેલ ધર્મ પ્રાય: નિષ્ફળ જાય છે.

જેણે શ્રાવક ધર્મનો અભ્યાસ સારી રીતે કર્યો હોય તે યતિ ધર્મ ગ્રહણ કરવા યોગ્ય થાય છે; માટે પ્રથમ ગૃહસ્થ ધર્મ સમજાવવાની જરૂર છે એમ વિચારી શાસ્ત્રકાર ગૃહસ્થ ધર્મ ગ્રહણ કરવાનો વિધિ બતાવે છે.

सति सम्यग्दर्शने न्याय्यमणुव्रतादीनां ग्रहणं नान्यथेति ॥

અર્થઃ—સમ્યગ્દર્શન (સમકિત) પ્રાપ્ત થયા પછી, પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એ બાર વ્રત ગ્રહણ કરવાની યોગ્યતા થાય છે. પણ સમકિત ન થયું હોય ત્યાં સુધી વ્રત ગ્રહણ કરવાની યોગ્યતા કહેવાય જ નહિ.

ભાવાર્થઃ—જ્યારે તત્ત્વને તત્ત્વરૂપે યથાર્થ જાણવામાં આવે છે ત્યારે જ તે પ્રકારનું વર્તન કરવાની ખરી ઇચ્છા જાગૃત થાય છે; અને ત્યારે જ તે ફળ આપનારૂં નીવડે છે; નહિ તો ભાવવિનાની ક્રિયા ઝાઝો લાભ આપી શકતી નથી. કહ્યું છે કે:—

सस्यानीवोपरक्षेत्रे निक्षिप्तानि कदाचन ॥
न व्रतानि प्ररोहन्ति जीवे मिथ्यात्ववासिते ॥ १ ॥
संयमा नियमा सर्वे नाश्यन्तेऽनेन पावनाः ॥
क्षयकालानलेनेव पादपाः फलशालिनः ॥ २ ॥

જેમ ખારી ભૂમિમાં વાવેલાં ધાન્ય કદાપિ ઉગતાં નથી, તેમ મિથ્યાત્વ વાસનાવાળા જીવને વિષે વ્રત નિયમના અંકુરા ફુટતા નથી, એટલે વ્રત નિયમથી કર્મક્ષય રૂપ ફળ મળતું નથી. જેમ ફળવાળા વૃક્ષો કલ્પાન્તકાળના અગ્નિથી નાશ પામે છે તેમ પવિત્ર નિયમ અને સંયમ મિથ્યાત્વથી નાશ પામે છે.

ત્યારે મિથ્યાત્વનો નાશ અને સમ્યગ્દર્શનની ઉત્પત્તિ શી રીતે થઇ શકે તે જણાવે છે:—

जिनवचनश्रवणादेः कर्मक्षयोपशमादितः सम्यग्दर्शनमिति ॥

અર્થઃ—જીનવચનશ્રવણથી તેમજ કર્મના ક્ષયોપશમથી સમ્યગ્દર્શન ઉદ્‌ભવે છે.

ભાવાર્થઃ—જીન વચન સાંભળી તેનાપર શ્રદ્ધા થવાથી અથવા ભવસ્થિતિનો પરિપાક થવાથી સ્વાભાવિક રીતે સમગ્દર્શન ઉત્પન્ન થાય છે, અથવા જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મિથ્યાત્વ મોહનીયના ક્ષય અને ઉપશમથી તે ઉત્પન્ન થાય છે.

સમ્યગ્દર્શનનું લક્ષણ આ પ્રમાણે છે. તે તત્ત્વ ઉપર શ્રદ્ધા કરાવનારૂં, મિથ્યાત્વ (અસદાહ) નો નાશ કરનારૂં, ખોટા કદાગ્રહ રહિત, શુદ્ધ વસ્તુ જ્ઞાનને અનુસરનારૂં, આકરા ક્લેશનો ક્ષય કરનારૂં, અને ઉચ્ચભાવ ઉત્પન્ન કરનારૂં, અને આત્માના શુભ પરિણામરૂપ સમ્યગ્દર્શન છે. 'તત્ત્વાર્થ સૂત્ર' માં પણ સમ્યગ્દર્શનની ઉત્પત્તિનાં બે કારણ આપેલાં છેઃ—

तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनं तन्निसर्गादधिगमाद्वा ॥

તત્ત્વાર્થની શ્રદ્ધા કરવી તે સમ્યગ્દર્શન; તે સ્વાભાવિક રીતે અથવા ઉપદેશજ્ઞાનથી ઉત્પન્ન થાય છે. કર્મના ક્ષયોપશમથી સમ્યગ્દર્શન ઉત્પન્ન થાય છે તો એમાં ક્ષય કોને કહેવો અને ઉપશમ કોને કહેવો, અને ક્ષયોપશમ કોને કહેવો ? તે કહે છેઃ—

खीणो निव्वायहुआसणोव्व छारपिहियव्व उवसंता
दरविज्झायविहाडिय जलणोवम्मा खओवसमा ॥

ક્ષાયિકભાવ હોલાઈ ગયેલા અગ્નિ જેવો છે; ઉપશાંત ભાવ રાખથી ઢાંકેલા અગ્નિ સમાન છે; અને ક્ષયોપશમ ભાવ થોડા હોલાયેલા અને થોડા પ્રકાશતા અગ્નિ સમાન છે.

તો સમ્યગ્દર્શન પામ્યો છે એ શી રીતે પ્રગટ જણાય એ હેતુથી તેનું લક્ષણ કહે છે.

प्रशमसंवेगनिर्वेदानुकम्पास्तिक्याभिव्यक्तिलक्षणं तदिति ॥

અર્થઃ—પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકમ્પા, અને આસ્તિકતા એથી પ્રગટ [illegible] સમ્યગ્દર્શન છે.

ભાવાર્થઃ—પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકમ્પા અને આસ્તિકપણું; આ પાંચ ગુણ જેનામાં હોય તેને સમ્યગ્દર્શની કહીએ. હવે એ પાંચેનું ટુંક સ્વરૂપ વિચારીએ.

ક્રોધ, માન, માયા, લોભરૂપ આકરા કષાય તે રૂપ ઝેરનું કડવું ફળ જોઇને અથવા પૂર્વજન્મના સંસ્કારથી સ્વાભાવિક રીતે તેનો નિરોધ કરવો તે **પ્રશમ.** મોક્ષનો અભિલાષ રાખવો તે **સંવેગ.** સંસારમાં જ્યાં ત્યાં દુઃખ દેખી, અને સંસારના પદાર્થોની અસત્યતા લાગવાથી તે ઉપર આવેલો ઉદ્વેગ–કંટાળો તે **નિર્વેદ.** અને ભાવથી અને દ્રવ્યથી દુઃખી પ્રાણીને દયા કરવી તે **અનુકમ્પા.** અનુકમ્પાના બે ભેદ છેઃ દ્રવ્ય અનુકમ્પા અને ભાવ અનુકમ્પા. કોઇ પ્રાણીને ગરીબ અવસ્થામાં કે દુઃખી હાલતમાં દેખી તેનું દુઃખ દૂર કરવા યથાશક્તિ મદદ આપવી તે દ્રવ્ય અનુકમ્પા. અને કોઈ માણસને દુઃખી દેખી પોતાની શક્તિ તેનું દુઃખ દૂર કરવાની ન હોય તો તેનું ભલું થાઓ એવું ચિંતવવું; અથવા અસન્માર્ગે પડતા જીવને સન્માર્ગેમાં સ્થિર કરવાને ઉપદેશ આપવો તે **ભાવ** અનુકમ્પા કહેવાય. અને નવ તત્ત્વો ઉપર શ્રદ્ધા રાખવી તે **આસ્તિક્ય.** એ પાંચ લક્ષણથી સમ્યગ્દર્શન ઓળખાય છે; અને જેનામાં એ પાંચ લક્ષણ હોય તે સમ્યગ્દર્શની કહેવાય છે.

આ પ્રમાણે સમ્યગ્દર્શનીને ઓળખ્યા પછી ગુરૂએ શું કરવું તે કહે છે.

उत्तमधर्मप्रतिपत्त्यसहिष्णोस्तत्कथनपूर्वमुप-
स्थितस्य विधिनाणुव्रतादिदानमिति ॥

**અર્થઃ**—ઉત્તમ ધર્મને અંગીકાર કરવા અસમર્થ એવા પોતાની પાસે આવેલા પુરૂષને પ્રથમ ઉત્તમ ધર્મ કહેવા પૂર્વક વિધિયે કરીને અણુવ્રતાદિક ગ્રહણ કરાવવું.

ભાવાર્થઃ—ઉત્તમ ધર્મ એટલે યતિ ધર્મ સમજવો. સંસારના પદાર્થો ઉપર જેને વૈરાગ્ય થયેલો છે, એવો ધર્મ ગ્રહણ કરવાને ઉદ્યમવન્ત થયેલો કોઇ ગૃહસ્થ, ગુરૂ મહારાજ પાસે ધર્મ ગ્રહણ કરવા આવે ત્યારે

ગુરુ મહારાજે પ્રથમ ક્ષમા, માર્દવ ઇત્યાદિ દશ પ્રકારના યતિ ધર્મનું વિસ્તાર સહિત વર્ણન કરીને તેને ચારિત્ર લેવાને ઉત્સુક બનાવવો. ચારિત્ર ધર્મજ સર્વ કર્મ રોગને રેચ સમાન છે. જેવી રીતે સઘળા રોગો ઘણું કરીને રેચ લીધાથી નાશ પામે છે, તેમ ચારિત્ર અંગીકાર કર્યાથી સર્વ કર્મ રોગો વિનાશ પામે છે; પણ જો તે પ્રાણી વિષય સુખની હજી બાકી રહેલી તૃષ્ણાથી યતિ ધર્મ અંગીકાર કરવાને સમર્થ ન જણાય તો તેને અણુવ્રતો યથાર્થ સમજાવી તે પાળવાનો બોધ કરવો. પ્રથમ યતિ ધર્મ સમજાવવો, અને તે પાળવાને જો તે અસમર્થ લાગે ત્યારે અણુવ્રત ધર્મ સમજાવવો. જો એમ ન કરે તો શું પરિણામ આવે તે શાસ્ત્રકાર કહે છે.

सहिष्णोः प्रयोगेऽन्तरायइति ॥

અર્થઃ—સમર્થને ( અણુવ્રતનો ) પ્રયોગ કર્યે અન્તરાય થાય.

ભાવાર્થઃ—જે માણસ યતિ વ્રત ગ્રહણ કરવાને સમર્થ હોય, પણ તેનો બોધ નહિ કરતાં તેને શ્રાવકના અણુવ્રતાદિનો ઉપદેશ કરે, અને તેથી તે શ્રાવકનાં વ્રત અંગીકાર કરે તો ગુરુએ ચારિત્ર અંગીકાર કરવામાં અંતરાય કર્યો એમ કહેવાય, એટલે મુનિધર્મ પાળવાને સમર્થ પુરૂષને શ્રાવક ધર્મનો બોધ કરવાથી ચારિત્રાવરણીય કર્મ બંધાય છે, અને તેથી ગુરુને પરભવમાં ચારિત્રપ્રાપ્તિ દુર્લભ થાય છે. આ બાબત ' પુરૂષાર્થ સિદ્ધિ ઉપાય ' નામના ગ્રન્થમાં વર્ણવેલી છે.

यो यतिधर्ममकथयन्नुपदिशति गृहस्थधर्ममल्पमतिः ॥

तस्य भगवत्प्रवचने प्रदर्शितं निग्रहस्थानम् ॥

જે અલ્પમતિવાળો ઉપદેશક મુનિધર્મનો ઉપદેશ કર્યા સિવાય શ્રાવક ધર્મનો ઉપદેશ કરે છે, તે ઉપદેશકને ભગવાનના સિદ્ધાંતમાં દંડ આપવા લાયક ગણ્યો છે. કારણ કે તે અલ્પમતિવાળાએ ક્રમભંગથી ઉપદેશ કરીને બહુજ ઉત્સાહવાળા શિષ્યને હલકા સ્થાનમાં સ્થાપી સંતોષ પમાડી ઠગ્યો એમ કહી શકાય. જેને જે વ્રત યોગ્ય હોય તેને તે આપવું. તેમાં ફેરફાર કરવાથી અંતરાય કર્મ બંધાય

છે. ઉંચી પદવીને યોગ્ય પુરૂષને નીચી પદવી આપવાથી અંતરાય થાય છે, અને નીચી પદવીને યોગ્ય પુરૂષને ઉંચી પદવી આપવાથી તે ઉભય ભ્રષ્ટ થાય છે.

## अनुमतिश्चेतरत्रेति ॥

અર્થઃ—શ્રાવક ધર્મને વિષે અનુમતિ દોષ આવે.

ભાવાર્થઃ—જો મુનિ શ્રાવકના ધર્મનો ઉપદેશ આપે, અને પ્રથમ યતિધર્મનો બોધ ન આપે તો તેને અનુમોદનાનો દોષ લાગે છે. કારણ કે શ્રાવક ધર્મમાં સાવદ્ય અને નિરવદ્ય બે પ્રકારના વ્યાપારનો અંશ રહેલો છે; માટે સાવદ્ય વ્યાપારમાં અનુમતિ આપવાનો દોષ લાગે, અને સર્વ સાવદ્ય પાપ રહિત વ્યાપારના ત્યાગરૂપ પોતાના યતિધર્મના નિયમને પણ મલીનતા પ્રાપ્ત થવા સંભવ રહે છે, એજ કારણ માટે પ્રથમ મુનિ ધર્મનો ઉપદેશ કરવો, અને તે જીવ જો યતિધર્મ પાળવાને અસમર્થ જણાય તો શ્રાવકનાં બાર વ્રત ગ્રહણ કરવાનો ઉપદેશ આપવો; આમ કરવાથી અનુમતિ દોષ ન લાગે.

## अकथन उभयाफल आज्ञाभङ्ग इति ॥

અર્થઃ—એ પ્રમાણે ન કહે તો બે ધર્મનું ફળ ન થાય, અને આજ્ઞા ભંગ થાય.

ભાવાર્થઃ—વળી કોઇ જીવ ધર્મ ગ્રહણ કરવા આવ્યો, તેને પ્રથમ યતિ ધર્મ સમજાવે, પણ જો તે યતિ ધર્મ પાળવા અસમર્થ જણાય, અને તેને શ્રાવક ધર્મનો ઉપદેશ ન કરે તો બન્નેનો નાશ થાય, અને તેથી ભગવતના શાસનની આજ્ઞાનો ભંગ થાય, માટે ધર્મના અર્થી પ્રાણીઓને મુનિએ પ્રથમ યતિ ધર્મ અને પછી શ્રાવક ધર્મ સમજાવવો, અને સમ્યક્ પ્રકારે સમજાવ્યા પછી ગૃહસ્થે પોતાની શક્તિનો વિચાર કરી જે યોગ્ય લાગે તે માર્ગ ગ્રહણ કરવો; પણ પાખંડ કરવું નહિ. માટે યતિ ધર્મ પાળવા અસમર્થ પુરૂષને શ્રાવક ધર્મ સમજાવવો. કહ્યું છે કેઃ—

श्रममविचिन्त्यात्मगतं तस्माच्छ्रेयः सदोपदेष्टव्यम् ॥
आत्मानं च परं च हि हितोपदेष्टानुगृह्णाति ॥ १ ॥

પોતાને શ્રમ થશે એવો વિચાર ન કરતાં નિરંતર કલ્યાણકારી ઉપદેશ કરવો; કારણ કે હિતકારી ઉપદેશક પોતાને તથા પરને ઉપકારજ કરે છે.

અહીંઆં કોઇ શંકા કરે કે જે મનુષ્ય સર્વ સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરવા અસમર્થ છે, તેને દેશથી સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરાવવામાં, બાકી રહેલા સાવદ્ય વ્યાપારથી ગુરૂને અનુમોદના દોષનો પ્રસંગ કેમ ન આવે? તેનો જવાબ શાસ્ત્રકાર આપે છેઃ-

भगवद्वचनप्रामाण्यादुपस्थितदाने दोषाभाव इति ॥

અર્થઃ—ભગવાનના વચનપ્રમાણથી અણુવ્રત ગ્રહણ કરવાને તત્પર ગૃહસ્થને અણુવ્રત આપવામાં દોષ નથી.

ભાવાર્થઃ—જે માણસ યતિધર્મ પાળવા અસમર્થ હોય તેને અણુવ્રત ગ્રહણ કરાવવામાં દોષ નથી. કારણ કે ઉપાશક દશાંગસૂત્રમાં ભગવતે પોતે આણંદ વગેરે શ્રાવકને અણુવ્રત ગ્રહણ કરાવરાવ્યા એવો પાઠ છે. આ ઉપરથી કોઇ એમ કહેવા નીકળે કે ભગવાનને પણ અનુમતિનો દોષ લાગ્યો તો તે કહેવું મિથ્યા છે. કારણ કે ભગવાનનું દરેક આચરણ એકાંત-સર્વથી દોષ રહિત છે.

એ રીતે અણુવ્રત ગ્રહણ કરવાને તત્પર થયેલો સર્વથા સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરતો નથી, પણ દેશથી સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરે છે, તોપણ તે વ્રત આપનાર ગુરૂમહારાજને અનુમોદના દોષ લાગતો નથી. કારણ કે જે અવસરે શ્રાવક વ્રત ગ્રહણ કરે છે ત્યારે મુનિ મહારાજને સાક્ષી માત્ર રાખે છે, કારણ કે તે વ્રત ઉચ્ચરાવનાર છે. માટે સાવદ્ય વ્યાપારના ત્યાગમાં ગુરૂનો હાથ છે, બાકી જે વ્રતનો અભાવ છે તે તો અનાદિકાળથી છે, એમાં ગુરૂની સાક્ષી નથી, માટે તે વ્રતના અભાવમાં જે સાવદ્ય વ્યાપાર થાય તેમાં ગુરૂને શી રીતે અનુમોદના [illegible]? જ્યારે ગૃહસ્થની આશ્રવકરણી-

સાવદ્ય વ્યાપાર દેખી મુનિ ખુશી થાય ત્યારે તેમને અનુમોદનાનો દોષ લાગે, અને મુનિઓ તો ધર્મોપદેશના સમય વિના શ્રાવકનો પણ પરિચય કરતા નથી, માટે અનુમોદનાનો દોષ ગુરૂને લાગે નહિ.

આ બાબત તમે શી રીતે કહી શકો છો? તેના ઉત્તરમાં શાસ્ત્રકાર કહે છેઃ—

गृहपतिपुत्रमोक्षज्ञाततादिति ॥

અર્થઃ—ગૃહપતિનો પુત્ર રાજગૃહથી મુક્ત થયો એ દૃષ્ટાન્તથી.

ભાવાર્થઃ—હવે તે ગૃહપતિના પુત્રની કથાથી ઉપરની બાબતને ટીકાકાર સિદ્ધ કરે છે.

એક મગધ દેશ હતો. તે દેશની સ્ત્રીઓનાં કટાક્ષો અપ્સરાઓના વિલાસને પણ તિરસ્કાર પમાડે તેવાં હતાં. અને તે સ્ત્રીઓને લીધે તે દેશ રમણીય લાગતો હતો. તે દેશમાં હિમાલયના પર્વતના શિખર જેવા ધોળા મહેલો હતા. તે મહેલોની પંક્તિને નિર્મળ શિખરો હતા. અને તે શિખરોની રાશીથી, શરદૃઋતુ નહિ હોવા છતાં, શરદૃઋતુના શ્વેત મેઘની શોભા ધારણ કરતું વસંતપુર નામે નગર મગધ દેશમાં આવેલું હતું. તે વસંતપુરનો રાજા જીતશત્રુ હતો. સેવા બજાવવાને સમયે સઘળા રાજાઓ તેને સંભ્રમથી નમતા હતા, અને તેથી તે રાજાઓના મુકુટમાં રહેલા માણિકથી તે રાજાના ચરણકમળ રંગાયેલા દિસતા હતા. તે રાજાએ પોતાના પ્રચંડ દસ્તદંડ રૂપ તરવારથી અનેક શત્રુઓના મદોન્મત્ત હાથીઓના કુંભસ્થળ કાપી નાખ્યા હતા. અને તેમાંથી નીકળેલા મોતીઓથી તેણે સકળ સંગ્રામ ભુમિને શોભાવી મૂકી હતી. તે જીતશત્રુ રાજા શહેરનું યથાર્થ રક્ષણ કરતો હતો. તે રાજાને ધારિણી નામે રાણી હતી, જે મનુષ્ય માત્રનાં નેત્ર તથા મનને હરણ કરવા સમર્થ હતી. પૂર્વ ભવોમાં ઉપાર્જન કરેલ પુણ્યનું ફળ આ ભવમાં ભોગવતી હતી, અને અપ્સરાઓના વિલાસના મદનો પોતાના વિલાસથી પરાભવ કરતી હતી.

નમાવ્યા છે સઘળા રાજાઓને જેણે, અને દૂરથી જ [illegible] છે દૂષણો જેણે એવો, અને પંચ પ્રકારના મનોહર [illegible] તે રાજા કેટલોક વખત આ સ્ત્રીની સાથે કાઢતો હતો. તે [illegible] સમુદ્રદત્ત નામનો શેઠ રહેતો હતો. તે ઘણા સેવકોનો સ્વામી, [illegible] જાનવરોનો પોષણ કરનાર હતો. તેના ભંડારો ધાન્યરાશિથી [illegible] હતા, અને હિરણ્ય પ્રમુખ ધાતુઓ તથા મણિ પ્રમુખ જવાહિર [illegible] મૂહ રૂપ સમૃદ્ધિ વડે કુબેર ભંડારીના ગર્વને પણ ઉતારતો [illegible] હતો. તે સર્વદા દીન, અનાથ, પાંગળાં વગેરે અનેક પ્રાણી [illegible] કનો નાશ કરવામાં પોતાના ધનનો સદ્વ્યય કરતો હતો [illegible] શિરોમણી અને સજ્જન પુરૂષના સર્વ શુભ ગુણવાળો હતો [illegible] પણ દેદીપ્યમાન આકૃતિવાળો તે શેઠ હતો.

તે શેઠને સુમંગલા નામે પતિવ્રતા સ્ત્રી હતી. [illegible] લાવણ્યના ગુણના આધાર રૂપ, સર્વ કલ્યાણકારી વસ્તુ [illegible] રૂપ, પુણ્ય રૂપ રત્નોના મોટા ભંડાર રૂપ, પોતાની [illegible] ભૂષણ રૂપ અને સુકુમારપણા રૂપ વનલતાના વૃક્ષ રૂપ [illegible] ઉપર શેઠને અસંત ગાઢ પ્રેમ હતો. અને તે સ્ત્રી [illegible] રના સકળ વિષય સુખ સમુદ્રમાં ડુબેલો તે શેઠ [illegible] કરતો હતો. તે દંપતી નિર્મળ આચાર પાળતાં [illegible] યમે તે સુમંગળા સ્ત્રીએ પ્રિયંકર, શ્રેયંકર, ધનદેવ [illegible] ભદ્ર, અને માણિભદ્ર એમ અનુક્રમે છ પુત્રને જન્મ [illegible] પુત્રો સ્વભાવથીજ ગુરૂજનનો પ્રેમ સાચવવામાં [illegible] પરમ કલ્યાણ આપવામાં ઉદાર અને અસંત શુદ્ધ [illegible] કામ ઉપર અસંત પ્રેમ બાંધ્યો હતો. તેમના [illegible] અને કીર્તિ આવી તેમને વરી હતી. સજ્જન પુરૂષના [illegible] કનારા, અને ઉદય આપનારા દાન, દયા, ડહ. [illegible] તેઓ શોભતા હતા. અને તેમનાં શરીર [illegible] કામદેવ પોતાની લાવણ્યતાની મગરૂબી [illegible] પુત્રોએ પોતાના માથે સંસારનો ભાર ધારણ [illegible] મુક્ત કર્યા હતા. વ્યવહારમાં તેઓ [illegible]

કુશળ નીવડયા હતા. એટલે પિતાને સંસારવ્યવહાર બાબતની જરા પણ ચિંતા રહી ન હતી.

એક સમયે અંતઃપુરમાં જ્યારે જીતશત્રુ રાજા સુંદર વાજીંત્ર વગાડવા લાગ્યો ત્યારે તેની સ્ત્રી ધારણીએ અનેક રીતે ઇંદ્રિયોની ચેષ્ટાથી આનંદજનક, અભિનય યુક્ત નૃત્ય કર્યું. તે જોઈ અતિ હર્ષ પામી રાજાએ હર્ષોન્માદમાં તે રાણીને એક વરદાન માગવાને આગ્રહ કર્યો. ત્યારે તે પટરાણી ધારણી બોલી "જ્યારે મારી ઇચ્છા થશે ત્યારે હું વરદાન માગીશ."

આ બાબતને કેટલો સમય વીત્યા બાદ, કામી પુરૂષોને વિલાસમાં ઉલ્લાસ પમાડવામાં સહાય કરનારો શરદપૂર્ણિમાનો દિવસ આવ્યો. ત્યારે રાણીએ રાજા પાસે પ્રથમ આપેલું વરદાન માગ્યું. ત્યારે રાજા કહેઃ માગે તે પ્રમાણે આપવાને હું તૈયાર છું. ત્યારે તે રાણીએ કહ્યુંઃ "આજ રાત્રે જ્યારે કપુર સરખા ઉજ્વળ ચંદ્રના કિરણથી સઘળી દિશાઓ વ્યાપી રહેશે તે સમયે મોટા પરિવાર તથા અંતઃપુરની સર્વ સ્ત્રીઓને સાથે લેઇને મોટા રસ્તા, ચૌટા, બજાર, ચકલા વગેરે સારા પ્રદેશોની સુંદરતા જોવા મારૂં મન અભિલષે છે. માટે મારા ચાલવામાં કોઇ પણ રીતે રખલના ન થાય તેમ કરો, અર્થાત્ મને પુરૂષ તે સમયે જોઇ ન શકે તેવી આજ્ઞા કરો કે હું નિરાંતે સકળ નગર નિહાળું."

રાજાએ તરત્તજ આખા નગરમાં ઢંઢેરો પિટાવ્યો કે "આજની રાત્રીએ સર્વ પુરૂષોએ શહેરની બહાર નીકળી જવું. એવો હુકમ સાંભળી સર્વ કોઈ પોતપોતાની અનુકુળતાએ રાત્રિ પડતાં પહેલાં તે નગર બહાર નીકળી ગયા, અને રાજા પણ સંધ્યાકાળે પોતાના પ્રધાન વગેરે મુખ્ય પુરૂષો સાથે શહેરથી બહાર નીકળી ઇશાન કોણમાં આવેલા મનહર બાગમાં જઇ રહ્યો.

પેલા છ ભાઇઓ નામું લખવામાં, અને હિસાબ ગણવામાં બહુ ગુંથાયેલા હોવાથી હમણાં બહાર જઇશું, હમણાં બહાર જઈશું એમ વિચાર કરતા રહ્યા, પણ સાંજ સુધી નીકળી શક્યા નહિ અને

દુકાનમાં રહી ગયા, સૂર્ય અસ્ત થયો, તેવાજ તે છોકરાઓ દિશા-બધી પરવાર્યા, અને શહેર બહાર જવાની વાત સ્મરણમાં આવવાથી એકદમ ઉતાવળા ઉતાવળા ચાલવા મંડયા, અને દરવાજા આગળ જેવા આવી પહોંચ્યા કે તે દરવાજા, તેમના જીવતરની આશા સાથ, બંધ થયા. તેમને જીવવાની આશા રહી નહિ, તોપણ પુરૂષ પ્રયત્ન કરવો એમ વિચારી કોઇ ન દેખે તેવી રીતે એક સુંદર ભોંયરામાં સંતાઇ રહ્યા. અને ધારણી રાણી પણ મોટા પરિવાર સહિત, સંપૂર્ણ શણગાર ધારણ કરી, રાત્રીને વિષે પોતાના અભિપ્રાય પ્રમાણે તે પુરૂષરહિત શહેરમાં ફરતી હતી. અનુક્રમે રાત્રી પસાર થઇ, અને કમળના સમૂહને ખીલવવામાં કુશળ જગતના એક નેત્ર સમાન, સૂર્ય ઉદયાચળ પર્વતની ટોચ ઉપર ચડવા લાગ્યો. તે સમયે સઘળી દિશા-ઓ ખાખરાના પુષ્પ સરખી રાતી દેખાવા લાગી. આ વખતે રાજાએ હુકમ કર્યો કે "જાઓ આખું શહેર તપાસી જુઓ કે મારી આ-જ્ઞાનો ભંગ કરી કોઈ પુરૂષ અંદર તો નથી રહ્યા કે?"

બરાબર તપાસ કરતાં કરતાં, જમના દૂત જેવા કોટવાળોએ તે છ ભાઇઓને શોધી કાઢી રાજા આગળ ખડા કર્યા. તે સમયે રાજાને પગથી તે માથા સુધી ક્રોધ વ્યાપી રહ્યો, અને આંખની ભૃકુટિ ચડાવી તે શેઠના પુત્રોનો વધ કરવાની આજ્ઞા આપી. વજ્રનો પ્રહાર પડે તેવી આ વાત શેઠના કર્ણે પડી. શેઠ તો એકદમ ગાંડા બની ગયા. ભ્રમિત ચિત્ત થઈ ગયું, અને જ્યાં ચારે બાજુએ સમુદ્ર-ના મોજાં પર્વત સમાન ઉછળતા હોય તેવા સમુદ્રના પ્રચંડ આ-વેગમાં અફળાઇને ભાગી પડતા વ્હાણમાં બેઠેલા માણસોની પેઠે "હવે મારે શું કરવું, હાય, અફસોસ! રે કાંઈ ઉપાય નથી સુઝતો. હે ભગવન્! હવે શું કરૂં? કયાં જઉં?" એમ ભયભીત થઈ બો-લવા લાગ્યા. આમ થોડીકવાર સ્થિતિ રહી. પણ પછી રડવાથી દુઃખનો નાશ થશે નહિ એમ વિચારી, બીકણ માણસની ચેષ્ટા દૂર કરી, સ્ત્રી લોકોને ઘટિત શોકના આવેશનો ત્યાગ કરી, ધીર પુરૂષોને યોગ્ય ધૈર્યનો આધાર લેઇને દીનતાનો અનાદર કરી, નગરના પ્રધાન અને બીજા મુખ્ય માણસોની મદદ લેઇને, હાથમાં ઉત્તમ રત્નોથી,

ભરપૂર પાત્ર લેઈને, તે રાજા પાસે વિનંતી કરવા આવ્યો. રાજાને સવિનય તે શેઠે જણાવ્યું કે "હે કૃપાનિધે ! હે દેવ ! આ મારા પુત્રો કોઈ પણ ચિત્તના મલીન અભિપ્રાયથી રાત્રિએ શહેરમાં રહ્યા નથી, પણ હિસાબમાં તેમનું ચિત્ત પરોવાયેલું હોવાથી તેઓ બ્હાર નીકળી શક્યા નહિ અને સૂર્યાસ્ત સમયે નગરથી બહાર નીકળવાને ચાલ્યા, પણ પુરના દરવાજા બંધ થયેલા જોઈ પરવશ બની તેઓ બ્હાર નીકળી શક્યા નહિ, માટે મારા પુત્રોનો આ એક અપરાધ માફ કરો. તેમને જીવિતદાન આપી આ રંક ઉપર એક મોટી મહેરબાની કરો." એ પ્રમાણે તે શેઠે જુદા જુદા શબ્દોમાં વિનંતી કરી. પણ તે અતિ ક્રોધાયમાન રાજા પોતાના વિચારથી લેશ માત્ર ડગ્યો નહિ.

જ્યારે શેઠને લાગ્યું કે રાજા માને તેમ નથી, ત્યારે રાજાનો કોપ શમાવવાને એક પુત્ર મારવાની શેઠે રાજાને રજા આપી. બાકીના પાંચને જીવતા રાખવાનું કહ્યું, તોપણ રાજાએ ન માન્યું. એમ અનુક્રમે શેઠે પાંચ પુત્રની ઉપેક્ષા કરી, તોપણ રાજાનો ક્રોધ શમ્યો નહિ. ત્યારે પાસે બેઠેલા પ્રધાન પુરોહિત વગેરેએ અત્યંત પ્રાર્થના સહિત જણાવ્યું કે કોઈના પણ વંશનો તદ્દન ઉચ્છેદ કરવો એ મોટું પાપ છે. તે પ્રાર્થનાથી થોડો ક્રોધ શાન્ત થવાથી, તે રાજાએ બાકીના પાંચ છોકરાને મારી નંખાવરાવ્યા, અને એક મોટા છોકરાને જીવતો રાખ્યો.

આ દૃષ્ટાન્ત ઉપરથી ઉપનય આ પ્રમાણે ઉતારવો.

જેમ વસંતપુર નામે નગર હતું, તેમ આ સંસાર છે. રાજાને ઠેકાણે શ્રાવક જાણવો. શેઠને ઠેકાણે ગુરૂ જાણવા. છ પુત્રોને સ્થળે છ જીવનિકાય જાણવા. અહીં પિતા જેમ પાંચ પુત્રની ઉપેક્ષા કરી એક પુત્રને બચાવે છે તોપણ તે પાંચ પુત્રના વધમાં તેને અનુમોદના દોષ લાગતો નથી. કારણ કે તેનો અભિપ્રાય તો છએ પુત્રોને જીવાડવાનો છે; તેજ રીતે ગુરૂને પણ શ્રાવકને વ્રત આપવાથી નિયમથી બહાર રહેલા પંચ સ્થાવરોના વધની અનુમોદનાનો દોષ લાગતો નથી. કારણ કે તેમનો અભિપ્રાય તો હિંસા માત્રનો ત્યાગ કરાવવાનો છે.

ગુરૂને છ જીવનિકાય પુત્ર સમાન છે; અને તેથી યતિ ધર્મ પાળવાનો ઉપદેશ કરીને છ જીવનિકાયનો બચાવ કરાવવા પ્રયત્ન કરે છે; પણ રાજાની માફક શ્રાવક સમગ્ર જીવોને મુકવાનો ઉત્સાહ કરતો નથી, તેથી મોટા પુત્ર સમાન ત્રસકાયને, નાના પુત્રો પેઠે પાંચ સ્થાવર જીવોની ઉપેક્ષા કરીને, મુકાવનાર ગુરૂને, બીજા જીવોની હિંસાનો અનુમોદના દોષ લાગતો નથી.

વિધિસહિત અણુવ્રત ગ્રહણ કરાવવાં તેજ દર્શાવે છે.

योगवन्दननिमित्तदिगाकारशुद्धिर्विधिरिति ॥

**અર્થ:**—યોગ શુદ્ધિ, વન્દન શુદ્ધિ, નિમિત્ત શુદ્ધિ, દિક્‌શુદ્ધિ, અને આગારશુદ્ધિ, એ અણુવ્રતની પ્રાપ્તિમાં વિધિ જાણવી.

**ભાવાર્થ:**—યોગ ત્રણ પ્રકારના છે. કાયયોગ, મનયોગ અને વચનયોગ, એટલે કાય મન અને વચનના વ્યાપારની શુદ્ધિ કરવી તે યોગશુદ્ધિ. ઉપયોગ સહિત જવા આવવાની ક્રિયા કરવી તે કાય શુદ્ધિ. નિરવદ્ય બોલવું તે વચનશુદ્ધિ. અને શુભ ચિન્તવવું તે મનશુદ્ધિ જાણવી. અસ્ખલિતપણે પ્રાણિપાતાદિકનો ઉચ્ચાર કરવો, અને ભાન સહિત કાયોત્સર્ગ કરવો, તે વંદનશુદ્ધિ જાણવી. શંખ, નોબત વગેરે શુભ વાજીંત્રનો નાદ સાંભળવો, પૂર્ણ કુંભ, ઝારી, છત્ર, ધ્વજ, ચામર ઇત્યાદિ શુભ વસ્તુ જોવી, અને સુગંધી પદાર્થોની ગંધ લેવી, આ લક્ષણથી નિમિત્ત શુદ્ધિ કહેવાય છે. પૂર્વ દિશા, ઉત્તર દિશા, અને જે દિશામાં જિનેશ્વર હોય તે દિશાનો આશ્રય કરવો તે દિક્‌શુદ્ધિ કહેવાય. રાજા વગેરેના અભિયોગથી પ્રત્યાખ્યાન (પચ્ચખાણ) માં અપવાદ રાખવા તે આગારશુદ્ધિ કહેવાય, આ સઘળી શુદ્ધિઓને વિધિ ગ્રહણ કરતાં લક્ષમાં રાખવી જોઇએ.

तथा उचितोपचारश्च ॥

**અર્થ:**—વળી ઉચિતનો ઉપચાર કરવો.

**ભાવાર્થ:**—દેવ, ગુરૂ, સ્વધર્મી બંધુ, સ્વજન, અનાથ, દીન વગેરેનો જેનો જેમ ઘટે તેમ ઉપચાર (સેવા) કરવો; એ પણ એક વિધિ છે, તે વિનય છે. અને विनय मूलो धम्मो ધર્મનું મૂળ વિનય

માં છે, માટે ધર્મ ગ્રહણ કરવાની ઇચ્છાવાળાએ જેનો જેવો ઘટે તેવો વિનય કરવો; અણુવ્રત ગ્રહણ કરવાની વિધિ તથા જરૂરીઆત આપણે વિચારી ગયા, હવે તેનો ક્રમ બતાવતાં શાસ્ત્રકાર લખે છે.

स्थूलप्राणातिपातादिभ्यो विरतिरणुव्रतानि पञ्चेति.

અર્થઃ—સ્થૂલ હિંસા આદિક પાંચ અવ્રતથી વિરામ પામવો તે પાંચ અણુવ્રત જાણવાં.

૧. સ્થૂલ પ્રાણાતિપાતવિરતિ. ત્રસ જીવોની હિંસા ન કરવી. પ્રમાદપણાથી પ્રાણીનો નાશ કરવો તે હિંસા. તેના બે પ્રકાર છે; સ્થૂલ હિંસા અને સૂક્ષ્મહિંસા. તેમાં સૂક્ષ્મ હિંસા પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને વનસ્પતિ એ પાંચ સ્થાવરને લગતી છે, અને સ્થૂલ હિંસા તો બે ઇંદ્રિયથી આરંભી તે પંચેન્દ્રિય સુધી સર્વ ત્રસકાયની હિંસા. માટે સ્થૂલ હિંસાના પચખાણ કરનાર શ્રાવક સર્વ ત્રસકાયના જીવોની હિંસા નહિ કરવાની પ્રતિજ્ઞા લે છે.

૨. સ્થૂલ મૃષાવાદ વિરતિ–મોટું જુઠું ન બોલવું.

૩. સ્થૂલ અદત્તાદાન વિરતિ–મોટી ચોરી ન કરવી.

૪. સ્થૂલ મૈથુન વિરતિ–પોતાની સ્ત્રીમાં સંતોષ રાખવો.

૫. સ્થૂલ પરિગ્રહ વિરતિ–પરિગ્રહનો નિયમ રાખવો.

સાધુઓ જેનો સર્વથા ત્યાગ કરે છે, તેનો શ્રાવક દેશથી ત્યાગ કરે છે; તેથી સાધુના પંચ મહાવ્રત કહેવાય છે; અને શ્રાવકના પંચ અણુ (નાના) વ્રત કહેવાય છે. એ પાંચે વ્રતો દરેક શ્રાવકે ગ્રહણ કરી તેમને પાળવામાં પ્રમાદ ન કરવો.

तथा–दिग्व्रतभोगोपभोगमानानर्थदण्डविरतयस्त्रीणि गुणव्रतानि ॥

અર્થઃ—વળી દિગ્વ્રત, ભોગોપભોગનું પરિણામ, અને અનર્થ દંડથી વિરામ પામવું એ ત્રણ ગુણ વ્રત કહેવાય.

ભાવાર્થ—અણુવ્રતને ગુણ કરનારા એટલે ઉપકાર કરનારા તે ગુણવ્રત કહેવાય. ગુણવ્રત સિવાય અણુવ્રતની જેવી જોઇએ તેવી

શુદ્ધિ રહેતી નથી, માટે શ્રાવકે અણુવ્રતરૂપ વૃક્ષોના રક્ષણ અર્થે વાડ રૂપ ત્રણ ગુણવ્રતો પણ અંગીકાર કરવા ઘટે છે. દિગ્પરિમાણ વ્રત, ભોગોપભોગનું પરિમાણ અને અનર્થ દંડ વિરમણ એ ત્રણ ગુણવ્રત જૈનશાસ્ત્રમાં કહેલાં છે. (જેનું વર્ણન હવે પછી.)

મૂળ પાઠઃ—"तथा व्रतशीलेषु पञ्च पञ्च यथाक्रममिति" ॥

**અર્થઃ**—વળી વ્રત અને શીલને વિષે અનુક્રમે પાંચ પાંચ અતિચાર સમજવા.

**ભાવાર્થઃ**—પાંચ અણુવ્રતમાંના દરેકને વિષે તેમજ શીલ એટલે ગુણ વ્રત અને શિક્ષાવ્રતને વિષે એમ બારે વ્રતને વિષે પાંચ પાંચ અતિચાર સમજવા. આ અતિચાર ન લાગે તેમ વ્રત પાળવાં.

હવે પ્રથમ "સ્થૂલહિંસા વિરમણ" નામના અણુવ્રતના પાંચ અતિચાર શાસ્ત્રકાર જણાવે છે.

"वन्धवधच्छविच्छेदातिभारारोपणान्नपाननिरोधा इति."

**અર્થઃ**—૧ બન્ધ ૨ વધ ૩ ચામડીનું છેદન ૪ અતિ ભાર મૂકવો, ૫ અન્નપાન ન આપવું, એ પાંચ પ્રથમ અણુવ્રતના અતિચાર છે.

**ભાવાર્થઃ**—દોરડાં વગેરેથી બાંધવું, તાડન કરવું (મારી નાંખવું તે તો અનાચાર કહેવાય.) ચામડી અને શરીરનું છરા વગેરેથી છેદવું, અતિ ભાર ભરવો, અને ભોજન પાણી ન આપવાં, એ પાંચ અતિચાર છે. અને તે સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રતને લાગે છે.

ચાર પગ તથા બે પગવાળાં પ્રાણીઓનો બંધ બે પ્રકારનો છે, ૧ સાર્થક અને ૨ નિરર્થક. સાર્થક બંધ કરવો ઘટિત છે, પણ નિરર્થક બંધ કરવો યોગ્ય નથી.

વળી સાર્થક બંધ બે પ્રકારનો છે. ૧ સાપેક્ષ, ૨ નિરપેક્ષ અગ્નિ વગેરેના ભય વખતે બંધન છોડી શકાય અથવા છેદી શકાય, એવી રીતે દોરડાથી [illegible] બંધ કહેવાય. અને દૃઢ અને છુટી ન [illegible] બાંધવું તે નિરપેક્ષ બંધ. આ પ્રકારનો બંધ [illegible] પ્રાણીને આશ્રયી લખેલો

અને દાસદાસી, ચોર તથા પાઠ આદિ શિખવામાં પ્રમાદી એવા પુત્રને બાંધવા હોય તો પોતાના પરાક્રમથીજ બાંધવા અને તેમનું રક્ષણ કરવું કે જેથી કરીને અગ્નિ વગેરેનો ઉપદ્રવ થાય તો તેઓ નાશ ન પામે. પોતાના પરાક્રમથી બાંધવા એનો અર્થ એવો થાય છે કે તેમના ઉપર એવી સખ્તાઈ રાખવી કે આજ્ઞા સિવાય સ્થાપેલે ઠેકાણેથી બીજે ખસી શકે નહિ.

તાડનની બાબત પણ તેવીજ રીતે સમજવી. નિર્દયપણે મારવું તે નિરપેક્ષ વધ, તેનો તો સર્વદા ત્યાગ કરવો. શ્રાવકે પોતાના આશ્રિત ઉપર પ્રથમથીજ એવો દાબ બેસાડવો કે તેઓ તેનાથી બીતા રહે, અને તેમને મારવાનો અવસર તેને ન આવે, છતાં કદાચ એવો અવસર આવે તો મર્મસ્થળ સિવાય બીજી જગ્યાએ ઘણોજ થોડો પ્રહાર કરવો, એ સાપેક્ષ વધ સમજવો. છવિચ્છેદ પણ તેજ રીતે સમજવો. પગ, હાથ, કાન, નાસિકા વગેરે નિર્દયપણે છેદવા તે નિરપેક્ષ છવિચ્છેદ કહેવાય, અને ગુમડાં, ઘા (વ્રણ) વગેરે છેદવા પડે અથવા કોઇ રોગમાં ડામ દેવો પડે તે સાપેક્ષ છવિચ્છેદ કહેવાય, નિરપેક્ષ સર્વથા ત્યાગ કરવા લાયક છે.

શ્રાવકે બે પગાં અને ચોપગાં વાહનની મદદથી પોતાનું ગુજરાન ચલાવવાનો વ્યાપાર બનતા સુધી ન કરવો, છતાં તે ધંધો કરવો પડે તો બે પગવાળા મજુરો જેટલો ભાર પોતાની જાતે ઉપાડી શકે તથા ઉતારી શકે તેટલો ભાર ઉપડાવવો. અને ચાર પગવાળા પાસે તો નિયમ કરતાં પણ ઓછો ભાર ઉપડાવવો, કારણ કે તેમને બોલવાની વાચા નથી; એટલે પોતાને વધારે ભાર ઉચકવાનો છે એમ તેઓ બીજાને જણાવી શકે નહિ. હલ તથા ગાડાં પ્રમુખમાં જોડેલા બળદને યોગ્ય અવસરે છુટા કરવા. કોઇ પણ પ્રાણીને ભોજન તથા પાનમાં અંતરાય ન કરવો; કારણ કે તેમ કરવાથી, તે પ્રાણીઓને અન્નપાન નહિ મળવાથી કદાચ મરણ થવાનો પણ સંભવ રહે છે. આ અન્નપાનનો નિરોધ બે પ્રકારનો છે. રોગાદિના ઉપચાર નિમિત્તે પ્રાણીને ભુખ્યું રાખવું તે સાપેક્ષ નિરોધ કહેવાય. અને તેથી જુદી

રીતે એટલે અપરાધ નિમિત્તે અન્નપાન નહિ આપવા, અને જીવ ભુખથી પીડાય તેમાં આનંદ માનવો તે નિરપેક્ષ નિરોધ કહેવાય. છેવટનો નિરપેક્ષ સર્વથા ત્યાગ કરવા લાયક છે. ફક્ત અન્નપાન આજ તને નહિ મળે એવી ધમકી બતાવવી પણ ભોજનાદિ તો આપવું, અને પાપની શાંતિ નિમિત્તે ઉપવાસ કરાવવો. આ બાબત પર ઘણું લખી શકાય, પણ ગ્રંથગૌરવનો ભય રહે છે તેથી પોતાની બુદ્ધિ અનુસાર વ્રતને અતિચાર ન લાગે તેમ સર્વ જગ્યાએ વર્તવું, એજ સાર છે.

**શંકા:**—વ્રત અંગીકાર કરનારે પ્રાણાતિપાતનું પ્રત્યાખ્યાન કર્યું છે, તો તેનો બંધ વગેરે કરવાથી દોષ લાગશે નહિ, કારણ કે તેથી પ્રત્યાખ્યાનનો ભંગ થતો નથી, અને બંધાદિ કરવાનું જો તેણે પ્રત્યાખ્યાન કર્યું હોય છતાં બંધાદિ કરે તો પચ્ચખાણનો ભંગ થાય છે, અને તેથી વ્રતની હદનો પણ નાશ થાય છે; અને વ્રતમાં પાંચ પાંચ અતિચારના પણ વ્રતથી અધિકપણું થશે; આ પ્રમાણે બંધાદિકને અતિચાર ગણવા યોગ્ય નથી.

**સમાધાનઃ**—ખરી વાત છે કે પ્રાણાતિપાતનું પ્રત્યાખ્યાન કર્યું છે, પણ પ્રાણાતિપાતનું પ્રત્યાખ્યાન કરવાથી બંધાદિકનું પણ પ્રત્યાખ્યાન થઇ જાય છે; કારણ કે બંધ વગેરે પ્રાણાતિપાતનાં કારણો છે. બંધ વગેરેથી વ્રતભંગ થતો નથી, પણ અતિચાર થાય છે. સર્વથા જ્યારે વ્રતનો ભંગ થાય ત્યારે તે વ્રતભંગ કહેવાય, અને દેશથી (કેટલેક અંશે) વ્રતને બાધ આવે ત્યારે અતિચાર કહેવાય. અને તેથી બન્ધાદિકથી સર્વથા વ્રતનો ભંગ થતો નથી, માટે તે અતિચાર કહેવાય. વ્રત બે પ્રકારે કહેલું છે, અંતર્વૃત્તિથી અને બહિર્વૃત્તિથી; અંતર્વૃત્તિ અને બહિર્વૃત્તિ બન્ને વૃત્તિથી, જ્યારે વ્રતનો ભંગ થાય ત્યારે વ્રતભંગ કહેવાય; પણ કેવળ અંતર્વૃત્તિથી અથવા કેવળ બહિર્વૃત્તિથી વ્રતનો ભંગ કરવામાં આવે ત્યારે અતિચાર લાગે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

न मारयामीति 'कृतव्रतस्य' विनैव मृत्यु क इहातिचारः
निगद्यते यः कुपितो वधादीन् करोत्यसौ स्यान्नियमानपेक्षः ॥ १ ॥

मृत्योरभावान्नियमोऽस्ति तस्य कोपाद्दयाहीनतया तु भङ्गः
देशस्यभङ्गादनुपालनाच्च पूज्या अतिचारमुदाहरन्तिः ॥२॥

હું મારૂં છું એવા વિકલ્પવિના કોપના આવેશમાં પારકાના પ્રાણને હાનિ થશે એમ નહિ ગણકારતો જો કોઇ બંધાદિ કરે, પણ તેથી પ્રાણી ઘાત થાય નહી, તો નિર્દયપણે વિરતિની અપેક્ષા રાખ્યા સિવાય પ્રવર્તન કરવા માટે અંતર્વૃત્તિથી વ્રત ભંગ થયો, પણ પ્રાણીના જીવનો ઘાત થયો નથી એથી બહિર્વૃત્તિથી વ્રતનું પાલન થયું, આમ દેશથી વ્રતના ભંગ અને દેશથી વ્રતના પાલનને અતિચાર કહેવાય,

શંકાઃ—"હું નહિ મારૂં" એવું વ્રત ગ્રહણ કરનારને મૃત્યુ કર્યા સિવાય અતિચાર કેમ લાગુ પડે? આવેશથી વધાદિ કરવા અને નિયમની દરકાર નહિ કરવી તેનું નામ અતિચાર, તો પછી ઉપરનું વ્રત ગ્રહણ કરનારને અતિચાર શી રીતે લાગુ પડે?

સમાધાનઃ—પ્રાણીનું મૃત્યુ થતું નથી તેથી નિયમનું પાલન થાય છે, પણ કોપથી દયાહીન થયો તેથી નિયમનો ભંગ થાય છે. અને દેશથી ( partly ) નિયમના પાલનને, અને દેશથી નિયમના ભંગને પૂજ્ય પુરૂષો અતિચાર કહે છે, માટે તેને પણ અતિચાર લાગુ પડે છે, પણ વ્રતનો ભંગ થતો નથી. વળી આગળ શંકામાં કહેલું છે કે બંધાદિનું પ્રત્યાખ્યાન કરવાથી નિયમની હદ રહેતી નથી તે શંકા પણ અયોગ્ય છે; કારણ કે વિશુદ્ધ રીતે પ્રાણાતિપાતનું વિરમણ કરવામાં આવે તો તેમાં બંધાદિનો નિષેધ આવી જાય છે. માટે બંધાદિને અતિચાર ગણવા, પણ તેથી વ્રતની હદ ઓળંઘાતી નથી.

---

બીજું મૃષાવાદ-અસત્ય અણુવ્રત છે.

તેના પણ પાંચ અતિચાર છે. તે નીચે પ્રમાણે છે.

मिथ्योपदेशरहस्याभ्याख्यानकूटलेखक्रियान्यासापहारस्वदारमंत्रभेदा इति.

(૧) મિથ્યા ઉપદેશ.

(૨) રહસ્ય ખોલવું તે.

(૩) ખોટા દસ્તાવેજ લખવા, જુઠી સાહેદી પુરવી.

(૪) થાપણ ઓળવવી.

(૫) સ્ત્રી વગેરે સાથે થયેલી ગુપ્તવાત પ્રકટ કરવી.

(૧) આ બાબત છે તો આમ પણ તેમ બોલવામાં તારે કાંઈ દોષ નથી, એ રીતે ખોટું સમજાવવું તે મિથ્યોપદેશ. સત્ય બાબત શું છે તે જાણવા છતાં બીજાને ખોટી વાત કહેવી અને ખોટી વાત કહેવરાવવી તે મિથ્યા ઉપદેશ છે.

આ મિથ્યા ઉપદેશ "બીજાની પાસે જુઠું ન બોલાવવું," એવા વ્રતમાં ભંગ કરે છે, પણ "મિથ્યા ન બોલવું" એ વ્રતમાં ભંગ કરતો નથી, તોપણ સહસાત્કાર અને અનાભોગ એ બે વડે, અતિક્રમ વ્યાતિક્રમ અથવા અતિચારથી બીજા માણસને અસત્ય બોલવામાં પ્રવૃત્તિ કરાવવી તે આ વ્રતનો અતિચાર છે.

અથવા વ્રતનું સંરક્ષણ કરવાની બુદ્ધિથી પારકાનું વૃતાન્ત કહેવા દ્વારે કરીને જે મિથ્યા ઉપદેશ આપે છે તેને અતિચાર લાગે છે. વ્રતની અપેક્ષા છે તેથી નિયમનું પાળન થાય છે, અને મિથ્યા ભાષણમાં પ્રવર્તવાપણું છે માટે નિયમ ભંગ થાય છે; એટલે વ્રત ભંગ તથા પાળનને અતિચાર કહેવાય છે.

૨. રહસ્યાભ્યાખ્યાન—અમુક માણસો એકાંતમાં વાતો કરતાં, માટે રાજ્ય વિરૂદ્ધ આમ વાતો કરતા હશે, અથવા વ્યભિચારનો વિચાર કરતા હશે વગેરે કહેવું તે.

શંકાઃ—રહસ્ય વાતનો પ્રકાશ કરવાથી તો નક્કી વ્રત ભંગ થાય છે, કારણ કે તેમાં ખોટા દોષ કહેવાય છે માટે અતિચાર ન લાગતાં વ્રત ભગનો દોષ લાગે છે.

સમાધાનઃ—તમારૂં કહેવું વિચારવા લાયક છે, પણ બીજાને નુકશાન કરનારૂં વાક્ય અજાણપણે બોલાય ત્યારે ભાવ ક્લેશવાળો હતો નથી, તેથી અંતર્વૃત્તિથી વ્રતનું રક્ષણ થાય છે; પણ પારકાને હાનિ થાય છે તેથી વ્રતનો બહિર્વૃત્તિથી ભંગ થાય છે, આ રીતે નિયમના ભંગાભંગથી અતિચા[illegible] [illegible]યું છે કે

सहसा भरकखाणाइ जाणंतो जइ करेज्ज तो भङ्गो ॥
जई पुणणाभोगाइहिंतो तो होइ अतिचारो ॥ १ ॥

જે જાણી જોઈને સહસાકારે અભ્યાખ્યાન વગેરે કરે તો તો વ્રતનો ભંગ થાય છે. અને જો વિચાર્યા સિવાય કહેવાય તો અતિચાર લાગે. આ બાબત હાલના સમયમાં બહુ વિચારવા જેવી છે. ઘણા પુરૂષો બે જણને છાની વાત કરતાં જુએ એટલે તેઓ અમુકજ બાબત વિષે વાત કરતા હશે, એવો નિશ્ચય બાંધી લે છે; અને પછી મેં જાતે તેમને અમુક વાત કરતાં સાંભળ્યા એમ બીજા આગળ તે વાત બહુજ આનંદ સાથે કરે છે, તેઓ વળી બીજા આગળ વાત ચલાવે છે; આમ જ્યાં સર્પનો લીસોટો સરખો ન હોય ત્યાં અસેં સાપ હતા એવી વાત સર્વત્ર પ્રસરી રહે છે; આ રીતે ઘણા નિર્દોષ માણસોને માથે આળ ચઢે છે, જે આળ ખોટું ઠરાવતા બહુ વાર લાગે છે. કારણ કે સારી વાતને પ્રસરતાં જેટલી વાર લાગે છે તેના કરતાં ઘણાજ થોડા સમયમાં ખરાબ વાતો પ્રસરી જાય છે. કોઇના સંબંધી ખોટી વાત પ્રસરતાં જે અનિષ્ટ પરિણામ આવે તેનો જોખમદાર પ્રથમ તે વાત પ્રગટ કરનાર ઠરે છે; માટે કોઇના વિષે ખોટો વિચાર બાંધવો યા ફેલાવવો તે મોટો દોષ છે, એમ સમજી કોઇના અછતા દોષને વાકૂચાતુર્યથી પ્રકટ કરવા લલચાવું નહિ.

૩. ખોટી વાતની સૂચના કરે એવા લેખ લખવા, તે મૃષાવાદ વ્રતનો ત્રીજો અતિચાર છે.

જે માણસો કૂટ લેખ લખે છે, તેઓ લોભ વૃત્તિથી આ કામ કરે છે, પણ તેઓ છેતરાય છે, કારણ કે સામો માણસ ધારો કે તમારા ખોટા લેખથી છેતરાયો, અને તમને ધનનો લાભ થયો; પણ તેથી જે ભારે નુકશાન તમને થાય છે તેનો તમને ક્યાં ખ્યાલ છે? ન્યાયવૃત્તિ જે આત્માનો ગુણ છે, તે આથી તમારામાંથી નાશ પામે છે; અને તેથી સ્થૂળ દ્રવ્ય લેવા જતાં, આત્મિક દ્રવ્ય ખુઓ છો, આ રીતે લાભ બદલે હાનિ થાય છે; કારણ કે આત્મિકદ્રવ્ય સ્થૂળ

દ્રવ્ય કરતાં અનંતઘણું કીંમતી છે. માટે સ્થૂળ દ્રવ્યના લાભ સારૂ કદાપિ, મનના પરિણામને મલીન કરનાર ખોટા દસ્તાવેજ કરવો એ શ્રાવકને ઘટિત નથી; વળી તેવા લેખથી સામા મનુષ્યના દ્રવ્ય પ્રાણ તથા ભાવ પ્રાણનો વિનાશ થાય છે, તેથી હિંસા થાય છે. ધન એ માણસનો અગીઆરમો પ્રાણ ગણાય છે, માટે ખોટા લેખથી અન્ય પુરૂષના હકના પૈસા તમે હુબવવા માગો અને કદાચ તેમાં તમો ફાવો તો પણ અન્ય પુરૂષના ભાવ પ્રાણનો પ્રથમ નાશ થાય છે; કારણ કે તેના મનમાં ચિંતા, વેર અને દ્વેષના વિચારો ઉત્પન્ન થાય છે, તેના કારણભૂત તમે છો. વળી ચિંતા, વેર અને દ્વેષના વિચારની અસર તેના શરીરપર પણ જણાય છે, આ રીતે તેના દ્રવ્ય પ્રાણનો પણ નાશ થાય છે. વળી ધનને સર્વસ્વ માનનાર ધનના અભાવમાં આપત્તિમાં આવતાં આપઘાત વગેરે અનર્થ કરે તો તેના જોખમદાર પણ ખોટા લેખ લખનાર એવા તમે છો. આવી રીતે અનર્થની પરંપરા જે કાર્યમાં રહેલી છે તેવા અન્યાય માર્ગથી પરનું ધન હરવાને ખોટા દસ્તાવેજ લખવા વગેરેથી વિમુખ રહેવું એ દરેક અહિંસાને પરમ ધર્મ માનનાર જૈનનું પ્રથમ અને જરૂરનું કર્તવ્ય છે. વળી આ સાથે જણાવવું જોઈએ જૈનનું નામ ધરાવનાર કોઇ પણ ગૃહસ્થે કોર્ટમાં ખોટી સાક્ષી પૂરવી નહિ. અસલમાં જૈનો એટલા સત્યવાદી ગણાતા હતા કે તેમનું બોલવું કોર્ટ—સભામાં પ્રમાણભૂત ગણાતું. જૈન કદાપિ અસત્ય બોલેજ નહિ એવી તેની ઉચ્ચ છાપ હતી, પણ હાલમાં તેને બદલે તેથી ઉલટુંજ જોવામાં આવે છે, એ ઘણા અફસોસની બાબત છે. કેટલાકને જ્યારે આપણે આવો ઉત્તમબોધ આપવા ઇચ્છા રાખીએ છીએ ત્યારે તેઓ જણાવે છે કે જો આપણે બીજાની બાબતમાં ખોટી સાક્ષી ન પુરીએ તો તેઓ, વખત આવ્યે, આપણી તરફથી જુઠી સાક્ષી કેમ પુરે? આ દલીલ તદન પાયા વગરની છે. કારણ કે જુઠી સાક્ષી બીજા પાસે પુરાવવાનો વખત આવે એવું કાર્યજ પ્રથમ શા સારૂ કરવું જોઇએ? જે સત્યવાદી છે અને [illegible] ણાઓ છે, તેને એવી ખોટી આશા શા સા[illegible] ? આપણે સત્ય

છીએ એવી છાપ આપણા વિષે આપણા વર્તનથી પાડીએ તો અ-સત્ય સાક્ષી પુરવાને કહેવાની હીમતજ બીજો માણસ શી રીતે ધરી શકે? માટે ખોટાં બ્હાનાં કાઢી જુઠી સાક્ષી પુરવી, અને પુરાવવી, એ ઘણુંજ અઘટિત છે; અને જેઓ તે કામ કરે છે તે સત્યના ઉપાસક નહિ પણ ખોટા વ્યવહારના ઉપાસક છે એમ કહેવુંજ યોગ્ય ગણાય.

૪. પારકો માણસ વ્યાજે કે અનામત જે ધન અથવા વસ્તુ મુકી ગયો હોય તે મુદત થયે લેવા આવનાર માલધણીને આપવાની ના કહેવી તે થાપણ ઓળવવી એ નામનો ચોથો અતિચાર છે. જેમ ખોટો લેખ લખવાથી અનર્થ થાય છે, તેજ રીતે પરની થાપણ ઓ-ળવવાથી પણ તેટલોજ અનર્થ થાય છે. માટે આ વ્રતના ત્રીજા અતિચારના ભેદના વર્ણનથી તે જાણવું. થાપણ ઓળવવાથી હિંસા, મૃષાવાદ, અને અદત્તાદાન એ ત્રણે દોષ લાગે છે; માટે કોઈ પણ શ્રાવકે તેવું અઘટિત કાર્ય કરવું નહિ.

૫. પોતાની સ્ત્રી તથા મિત્ર સાથે ગુપ્ત ભાષણ કર્યું હોય તે લોકમાં પ્રસિદ્ધ કરવું તે સ્વદારમંત્રભેદ અથવા ગુપ્ત ભાષણ પ્રકાશન કહી શકાય. જો ખરી વાત સ્ત્રી અથવા મિત્ર સાથે થઈ હોય તે પ્રગટ કરવાથી અસત્ય બોલવાનો દોષ તો લાગુ પડી શકે નહિ, પણ સહસાત્કારે કોઈની રહસ્ય વાર્ત્તા પ્રગટ થવાથી માણસને લજ્જા આવે, અથવા તેથી આપઘાત વગેરે કરવા તે દોરાય તો તેનું કારણ તે ગુપ્ત વાર્ત્તા પ્રગટ કરનાર ગણી શકાય; કારણ કે કીર્તિ એ મનુષ્યને જીવ કરતાં વધારે પ્રિય લાગે છે, અને તેથી કીર્તિ વગરના જીવન કરતાં મરવું તેઓ વધારે પસંદ કરે છે. "જીવ જાયે તેવી વાત કોઈને ન કહીએરે" માટે કોઈનું રહસ્ય-ગુપ્ત બાબત કદાપિ પ્રગટ કરવી નહિ. કારણ કે જે સત્ય પરને નુકશાનકારી છે તે પરમાર્થથી અસત્યજ છે; માટે કોઈની ગુપ્ત વાત જાહેર કરવી તે અતિચાર કરે છે.

વ્રતમાં કોઈ પણ રીતે બાધ ન આવે માટે અતિચાર છે, પણ વ્રતના ભંગ માટે નથી. માટે લીધેલા વ્રતમાં ખામી ન આવે તે રીતે તે પાળવાં.

स्तेनप्रयोगतदाहृतादानविरुद्धराज्यातिक्रमहीनाधिकमानो न्मानप्रतिरूपकव्यवहारा इति ॥

**અર્થઃ**—અદત્તાદાન એટલે ચોરી ન કરવી તેના પાંચ અતિચાર આ પ્રમાણે છે.

૧. સ્તેનપ્રયોગ–ચોરને મદદ કરવી.

૨. ચોરે ચોરી લાવેલી વસ્તુઓ એકઠી કરવી.

૩. પોતાના રાજાના શત્રુ એવા અન્ય રાજાના દેશમાં અતિક્રમણ કરવું.

૪. ઓછાં અધિક માપ કરવાં.

૫. વસ્તુમાં ભેળસેળ કરવી.

૧. ચોરોને બીજાનું ધન હરી લાવવાની અનુમતિ આપવી તે સ્તેનપ્રયોગ. "હમણાં વ્યાપાર વિના કેમ બેસી રહ્યા છો ? તમારે ખાવાપીવાનું ન હોય તો હું આપું, અને તમારી ચોરીનો માલ કોઈ વેચી આપનાર ન હોય તો હું વેચી આપીશ" એવાં વચનથી ચોરને તેના ધંધામાં પ્રેરણા કરે છે, તેને અતિચાર લાગે છે.

૨. ચોરે ચોરી લાવેલી વસ્તુ લોભ દોષથી જે છાની રીતે ગ્રહણ કરે તે ચોરજ કહેવાય.

નીતિશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

चौरश्च चौरापको मन्त्री भेदज्ञः क्राणकः क्रयी ।
अन्नदः स्थानदश्चैव चौरः सप्तविधः स्मृतः ॥

ચોર, ચોરી કરાવનાર, ચોરીની ગોઠવણ કરનાર, ચોરની ગુપ્ત વાત જાણનાર, ચોરીની વસ્તુ વેચનાર, લેનાર, ચોરને અન્ન આપનાર, અને ચોરને સ્થાન આપનાર; એ સાત પ્રકારના માણસો ચોર તે કહેવાય છે.

આથી ચોરીનો માલ સંગ્રહનાર પણ ચોરજ ગણવામાં આવે છે. ખરો શ્રાવક ચોરી કરે નહિ, અને ચોરને ઉત્તેજન આપે પણ નહિ; કારણ કે ચોરને સહાય આપવાથી તે પરનું ધન હરણ કરે.

તેથી જેનું ધન ચોરાયું હોય તેના ભાવ પ્રાણ તથા દ્રવ્ય પ્રાણનો નાશ થાય; વળી એ વાત જાહેરમાં આવે તો ચોરની સાથે ચોરીનો માલ સંગ્રહી રાખનારને પણ સજા થાય; અને તેથી ધર્મ પણ વગોવાય. કારણ કે જે ધર્મના માણસો આવાં કૃત્ય કરવા પ્રેરતા હશે, તે ધર્મ પણ એવો હલકોજ હશે એમ અન્ય માણસો ગણે. વળી લોકમાં આબરૂ જાય, અને તે માણસનો કોઈ વિશ્વાસ પણ ન રાખે, જ્યારે તેવો માણસ કોઈને ઘેર જાય ત્યારે ઘરના સર્વે માણસો તેની હીલચાલને બારીક નજરથી તપાસે; આવો માણસ સર્વત્ર અપ્રિય થાય છે.

૩. પોતાના રાજાની રજા સિવાય દુશ્મનના લશ્કરમાં અથવા બીજા એવા સ્થાનમાં વેપાર માટે છાની રીતે પ્રવેશ કરવો તે વિરૂદ્ધ રાજ્યાતિક્રમ કહેવાય. જૈનશાસ્ત્રોમાં ચાર પ્રકારના અદત્ત કહેલાં છે. સ્વામી અદત્ત, જીવઅદત્ત, તીર્થંકર અદત્ત, અને ગુરૂઅદત્ત. આમ પરરાજ્યમાં જવું તે સ્વામિ-નૃપ-અદત્ત કહેવાય. તેને ચોરના જેટલોજ દંડ કરવામાં આવે છે. અસલના સમયમાં આ નિયમ બહુ ઉપયોગી હતો; કારણ કે જો એક રાજ્યનો માણસ તે રાજાના શત્રુના રાજ્યમાં જાય તો પ્રથમના રાજાની હીલચાલ વગેરે અન્ય રાજાને જણાવી દેવાનો સંભવ રહે, તેથી રાજાઓ તે અપરાધને ચોરીના ગુના જેટલો ગણતા હતા. માટે જે રાજ્યમાં આપણે રહેતા હોઇએ તે રાજ્યના નિયમને માન આપીને વર્તવું જોઇએ, કારણ કે રાજભક્તિ કરવી એ જૈનોનો ધર્મ છે.

૪-૫. આપતી વખતે ઓછું જોખવું, અને લેતી વખતે વધારે જોખવું, અથવા ભરવું; અથવા કોઈ ભારે મૂલ્યવાળી વસ્તુમાં હલકી ભેળવી દેવી, અથવા ઉપરની છાપ એને એ રાખી અંદર હલકો માલ ભરવો. આ ત્રીજા અણુવ્રતના છેલ્લા બે અતિચારો છે.

આવી રીતે ખોટાં તોળ માપથી અથવા ભેળશેળ કરવાથી મળેલું ધન તે પણ ચોરીનું ધન છે. "ચોરીનો માલ ચંડાળે જાય અને પાપી હાથ ઘસતા થાય" એ કહેવત ખરી છે, તેનો એક ટુંક દાખલો અત્રે ટાંકવામાં આવે છે. એક ધનસુખ નામનો વનિતાનગરીમાં શેઠ રહેતો હતો; તે રૂનો વ્યાપાર કરતો હતો. એકદા

આ પાંચ અતિચારો રાજસેવકોને પણ લાગુ પડી શકે છે. પ્રથમના બે અતિચારતો સ્પષ્ટ રીતે તેને લાગી શકે, કારણ કે તેઓ પણ ચોરને મદદ કરી શકે, અથવા ચોરે ચોરી લાવેલો માલ પોતાને ત્યાં સંગ્રહી રાખે; અને આ કામ તેઓ બીજા કરતાં વધારે સારી રીતે એટલે જણાય નહિ તેવી રીતે કરી શકે. કારણ કે ચોરને પકડવાનું કામ પોતાનું છે, અને તેથી ચોરને પકડવો કે નહિ તેમના હાથમાં છે; અને વળી ચોરીના માલની તપાસ કરતાં કોઇ સ્થળે માલૂમ પડે તો તે ચોરની સાથે ભાગ વ્હેંચી લેવાની મસલત કરે, અને તે વાત પ્રગટ ન કરે; ચોરી કરાવવી અથવા ચોરને ઉત્તેજન આપવું તે રાજસેવકોને બહુજ સહેલું કામ છે પણ તે બહુજ ખોટું છે. વળી સ્વામીનું લુણ ખાવા છતાં શત્રુ રાજાને ખાનગી રીતે સહાય કરે ત્યારે વિરુદ્ધ રાજ્યાતિક્રમનો ત્રીજો અતિચાર લાગુ પડે છે. જ્યારે રાજ્યના ભંડારની વસ્તુઓ આપવી લેવી હોય ત્યારે ખોટાં માપ વાપરે અથવા વસ્તુઓ બદલી નાંખે તો રાજ્ય સેવકોને પણ ચોથો તથા પાંચમો અતિચાર લાગુ પડે છે.

આ પ્રમાણે અતિચાર ન લાગે તેમ ત્રીજું વ્રત પાળવું.

હવે ચોથું વ્રત જેનું લક્ષણ પોતાની સ્ત્રીમાં સંતોષ અને પરસ્ત્રીના ત્યાગરૂપ છે તેના પાંચ અતિચાર છે તે શાસ્ત્ર કહે છે:—

परविवाहकरणेत्वरपरिगृहीताऽपरिगृहीतागमनानङ्गक्रीडातीव्रकामाभिलाषा इति ॥

પરાયા છોકરાંનો વિવાહ કરી આપવો, (૨) બીજાએ ભાડું આપેલી રાખી વેશ્યા સાથે સમાગમ કરવો, (૩) પરસ્ત્રી સાથે સમાગમ કરવો, (૪) અનંગ ક્રીડા કરવી, (૫) મૈથુન સેવવામાં ઘણીજ અભિલાષા રાખવી. આ પાંચ ચોથા સ્વદાર સંતોષ અણુવ્રતના અતિચાર છે.

(૧) પોતાના છોકરા સિવાય અન્યના છોકરાઓને પરણાવવા, તેને ચોથા વ્રતમાં અતિચાર ગણવામાં આવ્યો છે; કન્યાદાનના ફળની ઇચ્છાથી, અથવા સ્નેહ સંબંધથી બેનો સંબંધ જોડી આપવો તેને

જૈનશાસ્ત્રકારો અતિચાર ગણે છે; અને પોતાના છોકરા પરણાવવા તેમાં પણ વ્રત ગ્રહણ કરનારા નિયમ રાખે છે.

શંકા—તમારો ઉપદેશ સત્ય લાગે છે, પણ જો પરનાં છોકરાં પરણાવવામાં દોષ હોય તો તેવોજ દોષ પોતાનાં છોકરાં પરણાવવામાં કેમ ન લાગે?

સમાધાન—જો પોતાનાં છોકરાંનો પણ વિવાહ ન કરે તો કુંવારી રહેલી કન્યાઓ સ્વેચ્છાચારી થાય અને તેથી શાસનની હેલના અને નિંદા થવાનો ભય રહે છે. કારણ કે પરણેલી સ્ત્રીઓ પ્રાયઃ સ્વેચ્છાચારી થવાનો સંભવ ઓછો છે. વળી શાસ્ત્રકાર જણાવે છે કે અમુક છોકરાં પરણાવવાં એવો નિયમ આ વ્રતધારીએ લેવો જોઇએ. એટલે અમુક છોકરાં ઉત્પન્ન થયા પછી વધારે છોકરાં ઉત્પન્ન કરવાનો પણ ત્યાગ કરવો જોઇએ, બીજા શબ્દોમાં કહીએ તો ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં અમુક વખત પછી ચોથું વ્રત સર્વથા ગ્રહણ કરવું જોઇએ. જો એમ ન કરે તો વ્રતને બાધ આવે, કારણ કે વધારે થાય તો વધારે પરણાવવાં પડે, અને તેથી નિયમમાં ભંગ પડવાનો પ્રસંગ આવે. હિંદુઓમાં જે ત્રીજો આશ્રમ વાનપ્રસ્થાશ્રમ છે, તેને લગતા આશ્રમનો આ નિયમમાં ઉદ્દેશ સમાયલો છે. અમુક વયની હદે પ્હોંચ્યા પછી, ગૃહસ્થાશ્રમની જોખમદારી જેમ બને તેમ ઓછી કરવી, અને પોતાને મળેલા જ્ઞાનનો, અનુભવનો લાભ જુવાનવર્ગને આપવાનું ઉત્તમ કાર્ય બજાવવાનું માથે લેવું જોઇએ. ઘણા યુવકો જીવનનૌકા કેવી રીતે ચલાવવી તે બાબતના જ્ઞાનના અભાવે, તે નૌકાને અનેક પ્રકારના તરંગોપર ઉછાળી, અથવા સંસાર સમુદ્રમાં પળે પળે મળી આવતા ખરાબાઓ સાથે અથડાવી, સુખરૂપે તે નૌકા દષ્ટિબિન્દુ પ્રાપ્ત કરે તે પ્હેલાં તેનો અંત લાવે છે. અભણ ખલાસીની માફક, સંસારના અનુભવ વગરના તેઓ તે નૌકાને (વ્હાણને) ગમે તેમ હંકારે છે. વિવિધ પ્રકારનાં દુઃખો સહન કરી સિધે માર્ગે તે નૌકા ચલાવતાં તેઓ શિખે છે; પણ તેવામાં મરણ સમય નજદીક આવે છે, અને જીવન સાફલ્ય કર્યા સિવાય તેઓ મૃત્યુના પંઝામાં ફસાય છે.

તેવા યુવાનોને આવા અનુભવથી જાણેલો માર્ગ, આવા સંસારના અનુભવી વાનપ્રસ્થાશ્રમીઓ બતાવે, તો તેથી તેઓના ઉપર માટામાં મોટો ઉપકાર કરેલો ગણી શકાય. કારણ કે સિધા માર્ગના જ્ઞાનથી, તરંગો અને ખરાબા સાથે અથડાયાના પ્રસંગ અનુભવ્યા સિવાય, તેઓ પોતાની જીવનનૌકા ઘણી સરલતાથી ભવસમુદ્રની પેલી પાર લેઇ જવા સમર્થ થશે. માટે જેને સંસારનો પાકટ અનુભવ લીધો હોય, પોતાની તથા છોકરાંઓની આજીવિકા સાધારણ સારી રીતે ચાલે તેટલું ધન પેદા કર્યું હોય, પોતાની સંતતિ ગૃહકાર્ય ઉપાડી લેવા જેટલી સમર્થ થયેલી હોય તેવા કેટલાક પુરૂષો, ચોથા વ્રતની બાધા લેઇને, પરોપકારના કાર્યમાં યુવાનોને પોતાનાં જ્ઞાન અને અનુભવનો બોધ આપવા બહાર પડે તો જૈનોના ઉદયનું એક મોટું બીજ રોપ્યું ગણી શકાય! શું એવા નરરત્નો બ્હાર આવશે? ભવિષ્ય તેનો જવાબ આપશે.

આ પરવિવાહના સંબંધમાં કેટલાક આચાર્યો એમ કહે છે કે પરવિવાહ એટલે પોતાનો વિવાહ બીજી વાર કરવો તે સમજવું; પુત્ર અપેક્ષાએ અથવા બીજા કોઈ કારણથી એક સ્ત્રી હયાત છતાં બીજી સ્ત્રી સાથે લગ્ન કરવું તે પરવિવાહ કહેવાય. આ વિવાહથી સ્વદાર સંતોષીને અતિચાર લાગે છે. સ્ત્રીને પોતાના પતિમાં સંતોષ અને પરપુરૂષનો ત્યાગ બન્ને સરખાંજ છે; કારણ કે પોતાના પતિ સિવાયના બીજા સર્વે પુરૂષો પરપુરૂષજ કહેવાય.

બીજાએ ભાડું આપી રાખેલી વેસ્યા સાથે ગમન કરવાથી અથવા કુમારી કન્યા સાથે ગમન કરવાથી આ વ્રતમાં બીજો તથા ત્રીજો અતિચાર લાગે છે. તીવ્ર કામના અભિલાષથી અનંગ ક્રીડા કરવી તે આ વ્રતનો ચોથો તથા પાંચમો અતિચાર છે.

આવી રીતે આ પાંચ અતિચાર ન લાગે તેવી રીતે સ્વદાર સંતોષીએ વર્તવું. ટુંકમાં આ વ્રતનો સાર એ છે કે પરસ્ત્રીનો ત્યાગ કરવો, અને સ્વસ્ત્રીમાં પણ વિષય સુખ સંબંધી હદ બહાર આસક્તિ ન રાખવી; અને ઉંચામાં ઉંચી ભાવના જીતેંદ્રિય બ્રહ્મચારીની છે,

એમ મનમાં રાખી વર્તવું. આ અતિચારોના સંબંધમાં ઘણા પ્રકારના ભાંગા છે, તેનું વર્ણન બીજા ગ્રન્થોમાં જોઈ લેવું.

હવે પાંચમા અણુવ્રતના અતિચારનો વિચાર કરીએ.

**क्षेत्रवास्तुहिरण्यसुवर्णधनधान्यदासीदासकुप्यप्रमाणातिक्रमा इति ॥**

ક્ષેત્રવસ્તુ, સોનું, રૂપું, ધનધાન્ય, દાસીદાસ, અને રાચરચીલાં એ **પાંચની** કરેલી મર્યાદાનું ઉલ્લંઘન કરવું એ પાંચમા પરિગ્રહ અણુવ્રતના અતિચાર છે.

૧. ક્ષેત્રવસ્તુ કોને કહેવા તે વાત વિસ્તારથી સમજાવવામાં આવે છે, જે સ્થળે ધાન્ય ઉગે તેવા સ્થળને ક્ષેત્ર (ખેતર) કહેવામાં આવે છે. એવા ખેતરના ત્રણ પ્રકાર છે.

(અ) સેતુક્ષેત્ર એટલે જેમાં કુવાના પાણીથી ખેતરને સીંચી ધાન્ય વગેરે પકવવામાં આવે તે. (બ) કેતુક્ષેત્ર એટલે વરસાદના પાણીથી ધાન્ય જેમાં પાકે તે. (ક) સેતુકેતુક્ષેત્ર. વરસાદના અને કુવાના પાણીથી બન્ને રીતે ધાન્ય પાકે તે.

વાસ્તુ શબ્દથી ઘર, ગામ, નગર વગેરે સમજવાનાં છે. તેમાં ઘરના ત્રણ પ્રકાર છે.

(અ) ભોંયરા વગેરે જમીનથી નીચે આવેલાં ઘરને **ખાતગૃહ** કહેવાય છે. (બ) જમીનથી ઉંચે બંધાવેલા માળાવાળા ઘરને **ઉચ્છ્રિત-ગૃહ** કહેવાય. (ક) જમીનની નીચે ભોંયરાં હોય અને ઉપર માળ હોય તેને **ખાતોચ્છ્રિત ગૃહ** કહેવાય. આવી રીતે ત્રણ પ્રકારનાં ક્ષેત્ર અને ત્રણ પ્રકારનાં ઘર વગેરેની જે મર્યાદા કરી હોય તેના કરતાં વધારે રાખવા તેને અતિચાર કહે છે.

**શંકા**—પ્રમાણ-મર્યાદાનું ઉલ્લંઘન કરવાથી તો વ્રત ભંગ થાય, ત્યારે અતિચાર શી રીતે લાગે?

**સમાધાન**—તમારી શંકા યોગ્ય છે, પણ તે માણસ નીચે પ્રમાણે વિચાર કરી વર્તે છે, તેથી વ્રત ભંગ ન થતાં અતિચાર લાગે

માણસે એકજ ક્ષેત્ર અને એકજ ઘર રાખવાનું વ્રત લીધું હોય, તે માણસને જ્યારે વધારે રાખવાની ઈચ્છા થાય, ત્યારે પોતાનું વ્રત ભાગશે એવા ભયથી, પાતાના ક્ષેત્રની અથવા ઘરની લગોલગ જે ક્ષેત્ર અથવા ઘર આવેલું હોય તે ખરીદ કરી, વચ્ચેની વાડ અથવા દિવાલ તોડી નાખી બન્ને ક્ષેત્ર અથવા ઘરને મેળવી એક કરી નાંખે છે. અહીંઆ જો કે તેણે ક્ષેત્ર અથવા ઘર એકજ રાખ્યું, તેથી વ્રત ભંગ ન થયો, પણ જે ક્ષેત્ર અથવા ઘરની પ્રથમ મર્યાદા તેણે કલ્પી હતી તેના કરતાં મોટું ક્ષેત્ર અથવા ઘર બનાવવાને વાસ્તે વ્રત ભંગ થયો. આ રીતે કથંચિત્ ભંગ અને કથંચિત અભંગથી અતિચાર લાગે છે.

સોનું રૂપું—કોઇ માણસે પરિગ્રહની મર્યાદા કરી કે આટલા સોના રૂપા કરતાં વધારે અમુક મુદ્દત સુધી મારે રાખવું નહિ. હવે તેના ઉપર તે મુદ્દત દરમીયાન કોઇ રાજા યા શેઠ બહુ સંતુષ્ટ થાય, અને તેની જેટલી મર્યાદા છે તેના કરતાં અધિક આપે. હવે વ્રત ભંગભયથી તે વધારો પોતાને ત્યાં ન રાખતાં વ્રતની મુદ્દત પુરી થાય ત્યાં સુધી બીજાને ત્યાં રાખે, અને પછી તે ગ્રહણ કરે તો તેને અતિચાર લાગે. કેટલેક અંશે વ્રતની અપેક્ષા છે, અને કેટલેક અંશે વ્રતની મર્યાદાનું ઉલ્લંઘન થાય છે. આ રીતે ભંગાભંગથી અતિચાર લાગે છે.

૩. ધનધાન્ય—ધનના ચાર પ્રકાર છે. (૧) ગણિમ–ગણવા યોગ્ય જેમકે સોપારી, જમરૂખ વગેરે ફળો, (૨) ધરિમ–તોળવા યોગ્ય ગોળ, ખાંડ વગેરે, (૩) મેય–માપવા યોગ્ય દુધ, ઘી વગેરે અને (૪) પરિછેદ્ય–પરીક્ષા કરવા યોગ્ય–હીરા મોતી વગેરે. અને ધાન્ય એટલે ડાંગર, મગ, ચોળા, અડદ વગેરે. આ સર્વેની મર્યાદા કરી હોય તેના કરતાં વધારે રાખવાથી અતિચાર લાગે છે. આ સર્વેની બાબતમાં જેટલા સમયની મુદ્દત કરી હોય તેટલા સમયમાં હદ કરતાં વધારે મળે તો સોના રૂપાની બાબતમાં જણાવ્યું તેમ મુદ્દત પુરી થતાં સુધી બીજા પાસે રખાવે અને મુદ્દત પુરી થયે હું ગ્રહણ કરીશ, અથવા ઘરમાં રહેલો તેનોજ માલ વેચાશે ત્યારે લેઇશ, આ પ્રમાણે

નક્કી કરી તે માલ બીજાને ત્યાં અનામત રાખે, અને મુદત પુરી થયે ગ્રહણ કરે તો વ્રતના સાપેક્ષપણાને લીધે ભંગાભંગ થાય છે, અને તેથી અતિચાર લાગે છે.

૪. દાસદાસી—બે અને ચાર પગવાળાં સર્વે જીવતાં પ્રાણીનો આમાં સમાવેશ થાય છે. બે પગવાળામાં પુત્ર, પુત્રી, સ્ત્રી, દાસ, દાસી, ચાકર, પોપટ સારિકા ગણવાં, અને ચાર પગવાળામાં ઘોડો, ગાય, ઉંટ, ભેંસ વગેરે ગણવા. તેમની એક વર્ષની હદ બાંધી હોય, એ વર્ષે દરમ્યાન ગર્ભાધાન કરાવવાથી અતિચાર લાગે છે; જો વર્ષ દરમ્યાન તેમને પ્રસવકાળ આવે તો તેમની રાખેલી સંખ્યાથી અધિક પ્રાણીઓ થાય, તેથી વ્રત ભંગનો ભય રહે, તે હેતુથી વર્ષનો કેટલોક ભાગ વીતી ગયા બાદ તે ગર્ભાધાન કરાવે છે, કે વર્ષ દરમ્યાન તેનો પ્રસવ થાય નહિ. હવે ગર્ભમાં પ્રાણી રહેલાં છે તેથી સંખ્યાનો અતિક્રમ થાય છે, અને તેથી વ્રત ભંગ થાય છે પણ બ્હાર દેખાતા નથી તેથી વ્રત ભંગ થતો નથી, આ રીતે ભંગાભંગથી અતિચાર લાગે છે.

૫. કુપ્ય—શયરચીલું, આસન, શય્યા, ખુરસીઓ, વાસણ વગેરે પરચુરણ સામાન તે કુપ્ય કહેવાય છે. તેની સંખ્યા વધારવાથી અતિચાર લાગે છે. ધારો કે ત્રાંબાની દશ કથરોટો રાખવાનું પ્રમાણ કર્યું હોય, પછી તે પાત્ર બમણાં થાય ત્યારે વ્રત ભંગના ભયથી બે પાત્ર મેળવી એક મોટું પાત્ર કરાવી નાંખે, આ પ્રમાણે પાત્રના આકારમાં ફેરફાર કરે, પણ સંખ્યા તેટલીને તેટલી રાખે, આ રીતે સંખ્યા તેટલીજ રાખવાથી વ્રત ભંગ થતો નથી, પણ આકારમાં ફેરફાર કરવાથી વ્રત ભંગ થાય છે, આવી રીતે ભંગાભંગથી અતિચાર લાગે છે. ક્ષેત્ર આદિ પરિગ્રહની વસ્તુઓ નવ પ્રકારની છે, પણ સરખા ગુણવાળામાં તેમનો સમાવેશ થઇ જતો હોવાથી પાંચની સંખ્યા રાખી છે વળી દરેક અણુવ્રતના પાંચ વિભાગ છે તો આ પરિગ્રહ અણુવ્રતના પણ પાંચ ભેદ રાખવાથી શિષ્યને—બાળજીવને ગણત્રી કરવામાં હરકત ન નડે.

આ રીતે પાંચમા પરિગ્રહ અણુવ્રતના અતિચારોનું વર્ણન કરવામાં આવ્યું. માણસની આ દુનિયાના પદાર્થો ઉપરથી જેમ બને તેમ મૂર્છા ઉતરે, તે હેતુથી આ વ્રતની શાસ્ત્રકારોએ પ્રરૂપણા કરી છે; દુનિયાના બધા પદાર્થો ઉપરથી એકદમ મોહ ઉતરી ન શકે તેટલા વાસ્તે અમુક પ્રમાણમાં ધન, ધાન્ય, રૂપું, સોનું, જાનવર, દાસદાસી, રાચરચીલું, ઘરક્ષેત્ર વગેરે હું રાખીશ એવી પ્રતિજ્ઞા શ્રાવક ગ્રહણ કરે છે, અને તેટલું મળ્યેથી સંતોષ ધારણ કરે છે. આખી પૃથ્વીનું રાજ્ય મળે તોપણ માણસના લોભનો અંત આવતો નથી. હજુ વધારે મેળવવાને તે લલચાય છે. પણ પરિગ્રહની મર્યાદા કરનાર, ધારેલા પ્રમાણમાં ધન વગેરે મળવાથી, સંતુષ્ટ થાય છે; અસલના સમયમાં જેને આપણે મોજશોખની વસ્તુઓ ગણતા હતા, તે વસ્તુઓ હવે જરૂરની થઇ પડી છે: અને જરૂરીયાતો દિવસે દિવસે આપણી તૃષ્ણાઓના વધવા સાથે વધ્યેજ જાય છે; આ તૃષ્ણાઓનો, આ બ્હારના વૈભવોના પદાર્થોની ઇચ્છાઓનો અંત ક્યારે આવશે તે સમજાતું નથી ! તેને વાસ્તે પરિગ્રહની મર્યાદા એ ઉત્તમ સાધન છે; પણ તે સાથે જાણવું જરૂરનું છે કે જેમ બને તેમ મૂર્છાનો ત્યાગ કરવો; જનક રાજા રાજ્યરિદ્ધિ છતાં, અંતરના વૈરાગ્ય ભાવને લીધે જનક વિદેહી કહેવાતા, અને ફક્ત એક લંગોટી અને તુંબડું ધારણ કરનાર સંન્યાસી જો તેના ઉપર મમત્વ રાખે તો તે પરિગ્રહી છે, માટે અંતરથી અને બ્હારથી પરિગ્રહ ઉપરથી મમત્વ ઉતારવો, અને જે વધે તે સન્માર્ગે વાપરવું એજ આ ઉત્તમ અણુવ્રતનું રહસ્ય છે.

આ પ્રમાણે પાંચ અનુવ્રતનો વિચાર કર્યો, હવે ત્રણ ગુણવ્રતનો વિચાર કરીએ, તેમાં પ્રથમ ગુણવ્રત દિગ્વિરમણનું છે, તેના પાંચ અતિચાર નીચે પ્રમાણે છે.

ऊर्ध्वोऽधस्तिर्यग्व्यतिक्रमक्षेत्रवृद्धिस्मृत्यन्तरधानानि ॥

૧. ઉંચા ક્ષેત્રનો વ્યતિક્રમ.

૨. નીચા ક્ષેત્રનો વ્યતિક્રમ.

૩. તિર્યક્ (તિર્છા) લોકનો વ્યતિક્રમ.

૪. ક્ષેત્રવૃદ્ધિ.

૫. સ્મૃતિ નાશ—આ પાંચ પ્રથમ ગુણવ્રતના અતિચાર છે.

૧–૩. આટલા પ્રમાણથી પર્વતવૃક્ષ ઉપર ઉંચું ન જવું, આટલા પ્રમાણથી કુવા ખાણ વગેરેમાં નીચે ન ઉતરવું, અને આટલા પ્રમાણથી સિધું આગળ ન જવું એ પ્રમાણે દિશાઓમાં જવા સંબંધી માણસ વ્રત લે છે; હવે તે દિશાઓમાં પોતે જાય તો તો વ્રત ભંગ થાય, પણ પોતે ત્યાં જાય નહિ, અને બીજા પાસે તે સ્થાનેથી વસ્તુ મંગાવે, પોતે મોકલે, અથવા મોકલાવરાવે તો અતિચાર લાગે. જેણે અમુક દિશાની હદ બહારથી વસ્તુ મંગાવવી નહિ એવું પ્રત્યાખ્યાન કર્યું હોય તેને આમ મંગાવવાથી અતિચાર લાગે છે, પણ બીજાને લાગતો નથી. પોતે જેટલી હદ રાખી હોય તેની પેલી બાજુ જે કાંઇ પાપ વ્યાપાર થતો હોય તેનો સહેજ પણ દોષ પોતાને ન લાગે, તે હેતુથી આવી પ્રતિજ્ઞા કરવામાં આવે છે; માટે વ્રતની મુદત દરમ્યાન તે દેશોમાં તેણે જવું નહિ, એટલુંજ નહિ પણ તે દેશો સાથે કશો સંબંધ પણ આ વ્રતથી તે રાખી શકે નહિ; અને રાખે તો અતિચાર લાગે.

૪. એક દિશામાં ઘટાડો કરી તેનો વધારો બીજી દિશામાં ઉમેરવો તે ક્ષેત્રવૃદ્ધિ નામે ચોથો અતિચાર છે. જેમકે પૂર્વ દિશામાં સો યોજન અને પશ્ચિમ દિશામાં સો યોજન સુધી જવાની પ્રતિજ્ઞા લીધી હોય, તેમાં પૂર્વમાંથી દશ યોજન ઓછા કરી, પશ્ચિમમાં દશ યોજન વધારે, એટલે સોના એકશો દશ કરે તો અતિચાર લાગે છે. વ્રત રાખવાની તેની બુદ્ધિ છે, પણ વ્રતનો ભંગ થાય છે, તેથી ભંગાભંગથી અતિચાર લાગે છે; વળી તેથી ઉલટો ફેરફાર પણ તે કરે તોપણ આ વ્રત ધારણ કરનારને અતિચાર લાગે છે.

૫. ચિત્તભ્રમને લીધે, અથવા પ્રમાદથી નીમેલી હદ કરતાં વધારે જવું તે સ્મૃતિના નાશ નામનો પાંચમો અતિચાર છે, આ સંબંધમાં વૃદ્ધપરંપરાથી ચાલતો આવેલો નિયમ નીચે પ્રમાણે છે. " જેટલે ઉંચે જવાનું પ્રમાણ કર્યું હોય તેના કરતાં ઉંચે પર્વતના શિખર અથવા વૃક્ષ ઉપર વાંદરું અથવા પક્ષી કાંઈ વસ્ત્ર આભરણ વગેરે લઈ ગયેલ

વિચાર્યે તે ખાવાનું કામ કરવામાં આવ્યું હોય તો વ્રતભંગને બદલે અતિચાર લાગે.

૨. સચિત્ત એવા વૃક્ષને ગુંદર વગેરે અથવા પરિપકવ ફળ વગેરે લાગેલાં હોય, તેનું ભક્ષણ કરનારે જો સાવદ્ય આહારનું પ્રત્યાખ્યાન કર્યું હોય તો આ રીતે સાવદ્ય આહારના ભક્ષણથી વ્રત ભંગ થાય, પણ અવિચારીપણાથી તે કામ કરે તો અતિચાર લાગે. અથવા ફલાદિકના અંદરના ભાગમાં રહેલા ઠળીયા વગેરે સચિત્ત બીજનો ત્યાગ કરીશ, અને ઉપરનો બીજો ભાગ જે અચિત્ત છે તે ખાઇશ એવા વિચારથી ફળાદિકનું ભક્ષણ કરે તેને સચિત્ત સંબદ્ધ નામનો બીજો અતિચાર લાગે, પણ વ્રત ભંગ થાય નહિ.

૩. વળી અડધું ઉષ્ણ અને અર્ધું શિત એટલે કાંઇક સચિત્ત અને કાંઇક અચિત્ત એવું જળ પીવાથી અથવા તત્કાળ દળેલા લોટમાં રહેલા ઝીણા ધાન્યકણને લીધે સચિત્ત અચિત્ત લોટ વગેરેનું ભક્ષણ કરવાથી સંમિશ્ર સચિત્ત અતિચાર લાગે; આ પણ જો અણવીચાર્યે ખાવા પીવામાં આવે તોજ અતિચાર લાગે નહિ તો વ્રત ભંગ થાય.

૪. અનેક જીવોના સંહારથી ઉત્પન્ન થયેલા, તથા અનેક પ્રકારના ઉન્માદને ઉત્પન્ન કરનાર, શરીરના ફેફસાંને બગાડનાર મદિરા તથા મધના પાનથી, તથા કાળાતીક્રમ થયેલા અથાણા વગેરે પદાર્થો અજાણથી અણવિચાર્યે ખાધાથી ચોથો અતિચાર લાગે છે. દારૂ, પાન, એક પ્રકારની ઘેલછા ઉત્પન્ન કરે છે. તે એક જાતનું એવું વ્યસન છે કે તેને વશ થયેલા લાજ, મર્યાદા, બાંધવોનો સ્નેહ, તથા ધનમાલ વગેરે કોઈ પણ વસ્તુની દરકાર રાખ્યા સિવાય તે શરીર તથા મનને નીચ બનાવનાર મદિરાપાન કરે છે. તેના સંબંધથી બીજા અનેક પ્રકારના ખરાબ વ્યસનો તે માણસમાં આવે છે, તે બાબત કોરાણે મુકીએ તોપણ મદિરાના અમલ નીચે આવેલાને, અફીણના બંધારણની પેઠે વખત થયે, તે પીધા સિવાય ચાલતુંજ નથી. તે તે વખતે માણસને ખોટી શક્તિ આપે છે, પણ નિશો ઉતરતાં શરીરનું બળ પણ સાથે ખેંચી જાય છે. તેના પીનારા ઇન્દ્રિયોના ગુલામો બને છે.

મન તેમને વશ રહેતું નથી, જેનું મન તથા ઇન્દ્રિયો વશ ન હોય તે કેવાં કુકર્મો કરે છે તે જરા બારીકાઇથી દુનિયાનું સ્વરૂપ વિચારનારાના ધ્યાનની બ્હાર હશે નહિ. વળી પદાર્થો કોહવરાવીને તે બનાવવામાં આવે છે, તેથી અનેક જીવોનો તેમાં સંહાર થાય છે. જે માણસ તેને વશ થયો તેનો આ ભવ તથા પરભવ બગડયોજ સમજવો; આ બાબત એટલી મહત્વની છે કે બુદ્ધધર્મના સંસ્થાપક શ્રી ગૌતમબુદ્ધે તેનો ( મદિરા ત્યાગનો ) પરિગ્રહને સ્થાને, પાંચમા મહાવ્રતરૂપે ઉપદેશ કર્યો છે. બુદ્ધધર્મના ચાર મહાવ્રતો શબ્દે શબ્દ આપણા જૈનધર્મના ચાર મહાવ્રત સાથે મળતા છે, અને જ્યારે આપણું પાંચમું મહાવ્રત પરિગ્રહ ત્યાગનું છે, ત્યારે બુદ્ધધર્મનું પાંચમું મહાવ્રત કહે છે કે મદ્ય મદિરા તથા સઘળા માદક પદાર્થોનો ત્યાગ કરવો. પશ્ચિમ દેશના સંસર્ગથી જે અનિષ્ટ સંસ્કારો આ દેશમાં આવેલા છે, તેમાં મદિરાપાન એ મુખ્ય છે. અફસોસની વાત છે કે છેલ્લા દશ પંદર વર્ષમાં આપણા જૈન બાંધવોમાં, તે અધમ કુરીવાજે કેટલેક અંશે ઘર ઘાલ્યું છે, ખરી વાત છે કે હજુ પ્રમાણ બહુ અલ્પ છે, પણ તે સડાને દૂર કરવાને ચાંપતા ઉપાય નહિ લેવામાં આવે તો ચેપીરોગની પેઠે તે સડો વૃદ્ધિ પામશે, અને તેનું ભવિષ્યમાં કેવું માઠું પરિણામ આવશે તે આ લેખકથી કલ્પી શકાતું નથી. પરમાત્મા પાસે આ લેખકની નમ્ર પ્રાર્થના એ છે કે કેટલાક જૈન બાંધવોમાં મદીરાપાનનો પેઠેલો સડો તેઓ સુવિચારથી દૂર કરે, અને આ અધમ અનાચારની અસર બીજા જુવાનવર્ગ ઉપર ન પાડે.

૫. અરધા કાચા અને અરધા પાકા ધાન્ય (પોંક) વગેરે પણ સાવદ્ય આહાર ગણાય છે, તે પણ અવિચારીપણે ખાધાથી અતિચાર લાગે છે.

આ ભોગોપભોગ નામના ગુણવ્રતના પાંચ અતિચાર કહ્યા, તે ભોજન આશ્રયી કહેલા છે, બધા વ્રતના પાંચ અતિચાર છે, માટે અહીંયાં પણ પાંચ અતિચાર કહ્યા છે, પણ કર્મથી પણ અતિચાર લાગે છે તેવી રીતે આવશ્યક નિર્યુક્તિમાં કહેલું છે. આજીવિકાને

અર્થે જે પાપસહિત આરંભ તે આ ઠેકાણે કર્મ શબ્દથી સમજવું. તેવાં પંદર પ્રકારનાં કર્માદાન છે. વંદિતાસૂત્રમાં આ પ્રમાણે તેની ગાથા છે.

इंगालीवणसाडीभाडीफोडीसुवज्जए कम्मं ॥
वाणिज्जं चेव दंतलक्ख रसकेस विसविसयं ॥ १ ॥
एवं खु जन्तपीलणं निल्लंछणं च दवदाणं ॥
सरदहतलायसोसं असइपोसं च वज्जिज्जा ॥ २ ॥

વૃદ્ધ સંપ્રદાયથી આ પંદર કર્માદાનનો અભિપ્રાય નીચે મુજબ છે.

૧. અંગારકર્મ—વૃક્ષ પ્રમુખ બાળીને તેના કોયલા કરીને વેચવાનું કર્મ ન કરવું જોઇએ. કારણ કે તેમાં છ જીવનિકાયનો વધ થાય છે.

૨. વનકર્મ—વન ખરીદ કરી, તે કપાવી, તે વેચી ગુજરાન ચલાવવું. એજ પ્રમાણે ઝાડ પાંદડા વગેરે કપાવી, વેચી, ગુજરાન ચલાવવું. આ પ્રકારનો વ્યાપાર ન કરવો.

૩. શકટીકર્મ—ગાડી વગેરે રાખી આજીવિકા કરવી તે. તે વ્યાપારનો ત્યાગ કરવો જોઇએ; કારણ કે તેમાં બળદ વગેરે જનાવરોના બંધ વધ વગેરે દોષો થાય છે.

૪. ભાટીકર્મ—ભાડું લેઇને પોતાનાં ગાડાં વગેરેથી પારકાનો માલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લેઈ જવો. અથવા બીજાને બળદ પ્રમુખ ભાડે આપે તે. આ વ્યાપાર પણ ન કરવો; કારણ કે વધારે ભાર વગેરે ભરવાથી પ્રાણી હેરાન થાય છે તેથી દોષ લાગે છે.

૫. સ્ફોટીકર્મ—ટાંકવું, ફોડવું, ખોદવું, હળથી જમીન ઉખેડવી વગેરે સ્ફોટીકર્મ કહેવાય છે, તેનો ત્યાગ કરવો; કારણ કે તેમ કરવામાં અનેક પ્રકારના જીવની વિરાધના થાય છે.

૬. દંતવાણિજ્ય—હાથીના દાંતના વ્યાપારનો નિષેધ છે. તેવો વ્યાપાર કરનાર ભીલ પ્રમુખને પૈસા આપે છે, અને થોડા વખતમાં મને દાંત લાવી આપો, એમ તેને કહે છે. તેઓ થોડા વખતમાં દાંત લેવા આવશે, એવા ઇરાદાથી, તે હાથી વગેરે જનાવરોની હત્યા કરે છે. એ પ્રમાણે તેવું કામ [illegible] શંખદાંત વગેરેનું મૂલ્ય આપે

જળચર જીવોનો વિનાશ કરે છે. દિલગીરીની વાત છે કે ઉત્તર તરફના કેટલાક જૈનો આવું અધમ કાર્ય કરે છે. તેઓ વિચાર કરી તે કાર્યથી વિમુખ રહી અહિંસા ધર્મને માન આપશે.

૧૫. શંકા—વ્યભિચારી સ્ત્રીઓને તથા હિંસક જાનવરોને પોષણ આપી ઉત્તેજન આપવું, એ વ્યાપાર શ્રાવકને કરવો ઉચિત નથી.

આ પ્રમાણે આ પંદર કર્માદાનનું બહુજ સંક્ષેપથી વર્ણન કર્યું છે. આવાં બીજાં ઘણાં કર્મ છે, તે બધાની ગણત્રી કરી નથી. આ પ્રમાણે પ્રથમના પાંચ અને આ પંદર મળી વીસ અતિચાર થયા. અને બીજામાં પાંચની સંખ્યા વર્ણવી છે, પણ આ વીસમાંના કોઇથી કોઇને હાનિ લાગતી હોય તો તે વ્રતને તે અતિચારરૂપ ગણવો. અને તે ટાળવાને યથાશક્તિ પ્રયત્ન આદરવો જોઇએ.

શંકા-આ પંદર કર્માદાનનું ઉપર વર્ણન કરવામાં આવ્યું તે કયા વ્રતને વિષે અતિચાર ગણવા.

સમાધાન—ક્રૂરકર્મના.

શંકા—જો ક્રૂરકર્મના તમે અતિચાર ગણો તો અતિચાર અને વ્રતમાં ભેદ શો રહ્યો. કારણ કે વ્રત પણ ક્રૂરકર્મનું, અને અતિચાર પણ ક્રૂરકર્મ છે. માટે આવું ક્રૂરકર્મ કરનારને વ્રત ભંગ થાય પણ અતિચાર શી રીતે થાય ?

સમાધાન—જેણે ક્રૂરકર્મનું પ્રત્યાખ્યાન કર્યું છે તેને તો સર્વથા તેનો ત્યાગ કરવો, અને જો તેમાં અજાણપણે પ્રવર્તે તો ક્રૂરકર્મ વ્રતના અતિચાર થાય, અને જાણી જોઇને ક્રૂરકર્મ કરે તો વ્રત ભંગ નિશ્ચે થાય.

હવે અનર્થ દંડ નામે ત્રીજા ગુણ વ્રતનો વિચાર કરીએ, તેના પાંચ અતિચાર નીચે પ્રમાણે છે.

कंदर्पकौकुच्यमौखर्यासमीक्ष्याधिकरणोपभोगाधिकत्वानीति।

૧. કામને ઉદ્દીપન કરનાર.

૨. આંખ વગેરેની વિડંબન ક્રિયા (વિકાર).

૩. મુખરતા (વાચાળપણું).

૪. વિચાર વગર સાધનોનું રાખવું.

૫. ઉપભોગની અધિકતા કરવી.

૧. અનર્થ થાય એવું પ્રયોજન વગરનું વચન અથવા કાર્ય તે અનર્થ દંડ કહેવાય. જે વચનથી સામા મનુષ્યના મનમાં કામવિકાર ઉત્પન્ન થાય અથવા જે કર્મે મોહ ઉત્પન્ન કરે તે કંદર્પ કહેવાય. શાસ્ત્રમાં લેખ છે કે શ્રાવકે ખડખડ હસવું નહિ, કામ પડે મોં મલકાવવું. શ્રાવકના એકવીસ ગુણોમાં એક ગુણ ગંભીરપણાનો છે, એટલે શ્રાવકે ગંભીર થવું જોઇએ. હલકું વચન અથવા બિભત્સ શબ્દ જેથી સાંભળનારના મનમાં કામ વાસના પ્રદીપ્ત થાય તેવું કદાપિ બોલવું નહિ; કારણ કે તેવા વચનથી "માન ઘટે ને નિન્દે લોક" વળી તેવો બિભત્સ શબ્દ બોલનાર પોતાનું હલકાપણું પ્રકટ કરે છે; તેથી લોકો તેનો વિશ્વાસ કરતા નથી.

૨. નિન્દવાયોગ્ય નેત્રના વિકારની ચેષ્ટાને કૌકુચ્ય કહે છે. ભાટ, ભવૈયા, ભાંડ લોકો આંખના ચેનચાળા અને હાવભાવથી જોનારના મનમાં કામ પ્રદીપ્ત કરે છે, તેવી રીતની આંખની આકૃતિ શ્રાવકે ન કરવી. શ્રાવકે એવા વચન બોલવા કે જેથી લોકોને હાસ્ય ઉત્પન્ન ન થાય, અને પોતાને યોગ્ય જવા સ્થાને જવું જોઇએ, અને બેસવા યોગ્ય સ્થાને બેસવું જોઇએ. માણસના મુખ, અને આંખ ઉપરથી તેના હૃદયમાં રહેલા ભાવોની ખબર પડે છે. કહ્યું છે કે 'Face is an index to the heart' માણસનો ચ્હેરો તે તેના હૃદયના ભાવ સૂચક છે; માટે કામને ઉત્પન્ન કરનારા હાવભાવ આંખવડે ન કરવા. કામી પુરૂષની આંખ પરખાયા વિના રહેતી નથી, અને એવા માણસોનો કોઈ સ્ત્રીઓના સંબંધમાં વિશ્વાસ કરતું નથી; અને તેની હલકી છાપ પડે છે. આપણામાં કહેવત છે કે "એની આંખજ કહી આપે છે કે તે કામી છે, અથવા ક્રોધી છે, અથવા વિશ્વાસ કરવા લાયક નથી" માટે તેવી દૃષ્ટિ ન રાખવી.

આ બે અતિચાર પ્રમાદથી ઉત્પન્ન થાય છે, માટે પ્રમાદનો ત્યાગ કરવો.

મુખરતા—આ અતિચારનું બીજું નામ પાપોદેશ છે. નિર્લજપણે, અસભ્ય, અસત્ય, અને સંબંધ વિનાના વચન બોલવાં તે મુખરતા કહેવાય. આવાં વચનોથી સાંભળનાર પાપકર્મ આદરવા પ્રવૃત્ત થાય છે; માટે તેવાં વચન આ વ્રતધારી શ્રાવકે બોલવાં નહિ. નિર્લજ વચનો નિર્લજ કર્મ કરવાને પ્રેરે છે; અસભ્ય વચનથી બોલનારની હલકાઇ પ્રકટ થાય છે, અસત્ય વચનથી ઘણી વાર પરનિંદા થાય છે; અને અસત્ય વચન ઉપર વિશ્વાસ રાખી વર્તનાર કુમાર્ગે પડે છે. અને સંબંધ વગરનું વચન જણાવે છે કે બોલનારને વિવેકની ખબર નથી; તેથી તેની માન પ્રતિષ્ઠા ઘટે છે; આ રીતે સઘળાં અનર્થ ઉત્પન્ન થાય છે. માટે શ્રાવકે મિત, હિત, પ્રિય, અને સત્ય વચન બોલવું.

૪. શું પરિણામ આવશે તેનો વિચાર કર્યા સિવાય કાંઈ પણ કાર્ય કરવું નહિ, અથવા કાંઇ પણ વસ્તુ પોતાને ત્યાં રાખવી નહિ. શ્રાવકે ઘંટી, યંત્ર, વાંસલો, ખાયણીઓ, તરવાર, ધનુષ્ય વગેરે સાધનો પોતાને ત્યાં ન રાખવાં, કારણ કે તેનો દુરુપયોગ થવાનો સંભવ છે. આ સંબંધમાં ટીકાકાર લખે છે કે " શ્રાવકે જોડયા વિનાના ગાડાં વગેરે રાખવાં, કારણ કે જોડીને રાખેલાં હોય તો કોઈ માંગી લેઈ જાય, અને તે નિર્દય હોય તો હિંસ્રપ્રદાન વ્રતનો અતિચાર લાગે છે; કારણ કે તે બળદ વગેરેને ખાવા ન આપે, અથવા વધારે ભાર ભરે, અથવા તેમની શક્તિ હોય તેના કરતાં વધારે દૂર ગાડું તેમની પાસે ખેંચાવે." માટે હિંસાના સાધનો અવિચારીપણે આ વ્રતધારીએ ન રાખવા.

૫. ઉપભોગ તથા ભોગ સંબંધી અધિકપણાથી પણ વ્રતમાં અતિચાર લાગે છે; પોતાને જેટલી વસ્તુની જરૂર હોય તેના કરતાં વધારે વસ્તુઓ રાખવાથી આ અતિચાર લાગે છે, કારણ કે વધારે વસ્તુઓ હોવાથી માણસની મૂર્છા વધે છે, અને તે વસ્તુઓનો અસદુપયોગ જો બીજો કોઇ કરે તો તેનો દોષ તે વસ્તુવાળાને પણ લાગે છે.

આ રીતે અનર્થદંડના પાંચ અતિચારનું વર્ણન થયું. અને ત્રણ ગુણવ્રતનું વર્ણન પણ સમાપ્ત થયું; હવે શિક્ષાવ્રતનો વિચાર કરીએ,

તેમાં પ્રથમ શિક્ષાવ્રત સામાયિકનું છે, તેના પાંચ અતિચાર નીચે પ્રમાણે છે.

योगदुःप्रणिध्यानानादरस्मृत्यनुपस्थानानीति ।

અર્થઃ—મન વચન અને કાયાના યોગ પાપ માર્ગે પ્રવર્તાવવાં, અનાદર અને સ્મૃતિનાશ એ પાંચ અતિચાર છે.

૧. મનના યોગનું દુષ્પ્રણિધ્યાન. (મનને ખરાબ વિચારમાં વાપરવું તે.)

૨. વચનના યોગનું દુષ્પ્રણિધ્યાન (વચનને ખરાબ વાણી બોલવામાં વાપરવું તે.)

૩. કાયાના યોગનું દુષ્પ્રણિધ્યાન (શરીરને ખરાબ કાર્યમાં વાપરવું તે.)

૪. સામાયિકના કાર્યમાં અનાદર (બહુ માનની ખામી.)

૫. સ્મૃતિનો નાશ (સામાયિકમાં કરવા યોગ્ય ક્રિયાનું વિસ્મરણ.)

આ રીતે સામાયિકના પાંચ અતિચાર છે.

૧. જે સમયે માણસે સામાયિક લીધું હોય તે સમયે મનમાં જેમ બને તેમ સંકલ્પ ઓછા કરવા, અને મનને આત્મામાં તલ્લીન બનાવવું, તે છતાં જો સંકલ્પ ઉઠે તો ધર્મ સંબંધી વિચાર કરવો; પણ અશુભવિચારમાં મનને દોરાવા દેવું નહિ. જો જતું હોય તો ખેંચી ખેંચીને ધ્યેય વસ્તુ તરફ દોરવું; અને મનના દશ દોષ ટાળવા.

૨. મૌનાવલમ્બી રહેવું, અને તે ન બને તો ધર્મના પુસ્તકો મુખેથી વાંચવા, અથવા ભગવાનનું સ્તવન-ભજન કરવું, અથવા શિખેલું મુખે સંભારી જવું, પણ અશુભ વચન બોલવું નહિ, અને વચનના દશ દોષ ટાળવા.

૩. શરીરથી નિશ્ચળ રહેવું, જરા પણ હાલવું નહિ, છતાં હાલવું પડે તો પ્રમાણાનુકૂળ ક્ષેત્રમાં ધર્મક્રિયા સારૂ હાલવું, અને શરીર શુભ વ્યાપારમાં જોડવું, તેમ કાયાના બાર દોષ ટાળવા.

૪. પ્રબળ પ્રમાદના કારણથી સામાયિક જેમ તેમ કરવું, અથવા આરંભ કરી સામાયિક પૂર્ણ કર્યા વિના તેજ ક્ષણે પારવું તે સામાયિકમાં અનાદર અતિચાર કહેવાય.

૫. સામાયિક ક્યારે ગ્રહણ કર્યું અને ક્યારે પુરૂં થશે એવી, તથા મેં સામાયિક ગ્રહણ કર્યું છે કે નહિ એવી રીતની સ્મૃતિનો નાશ તે સ્મૃતિ નાશ અથવા સ્મૃતિ અનુપસ્થાન નામે અતિચાર કહેવાય છે.

**શંકા**—મનમાં દુષ્ટ વિચારોનું ચિંતવન થાય છે, તેથી સામાયિક નિરર્થક ઠરે છે, અને તેથી સામાયિકનો અભાવજ સિદ્ધ થાય છે. અતિચાર એ વ્રતની મલીનતા જેવો છે, પણ જ્યાં સામાયિકનો અભાવ છે ત્યાં અતિચાર શી રીતે સંભવી શકે? માટે મનના દુષ્ટ વિચારોથી વ્રત ભંગજ થાય છે.

**સમાધાન**—તમારૂં કહેવું ઠીક છે, પણ જો તે વ્રતી પુરૂષ જાણી જોઇને દુષ્ટ વિચારો ચિંતવતો હોય તો તો વ્રત ભગ થાય, પણ તે વાત તેના કબજાની નથી માટે અતિચાર લાગે.

**શંકા. दुविहं तिविहेण मणेण वायाए काएणं न करेमि न कारवेमि।**

બે પ્રકારે અને ત્રણ પ્રકારે એટલે મનથી, વચનથી, અને કાયાથી નહિ કરૂં, અને નહિ કરાવરાવું, એવી રીતે વ્રતી સામાયિકનું પ્રત્યાખ્યાન કરે છે. હવે મનથી દુષ્ટ ચિંતવનથી સામાયિકનો અભાવજ થાય છે, અને સામાયિકના વ્રતના ભંગ થકી પ્રાયશ્ચિત કરવું પડે છે અને મનને દુષ્ટ વિચારોથી વિમુખ કરવું તે કામ કાંઈ સહેલું નથી, મન બહુ ચંચળ છે, અને તેથી સામાયિકમાં દુષ્ટ વિચાર તો અવશ્ય આવવાના; તો પછી સામાયિક લેઇ દુષ્ટ ચિંતવનથી તેનો ભંગ કરી પ્રાયશ્ચિત ગ્રહણ કરવું, તેના કરતાં સામાયિક જ ન કરવું એ હિતકારી છે.

**સમાધાન**—તમારૂં કહેવું યોગ્ય લાગતું નથી. કારણ કે સામાયિકમાં છ પ્રકારના પ્રત્યાખ્યાન છે. સાવદ્ય વ્યાપાર, ૧ મનથી નહિ કરૂં, ૨. વચનથી નહિ કરૂં, ૩. કાયાથી નહિ કરૂં, ૪. મનથી નહિ

કરાવું, ૫. વચનથી નહિ કરાવું, ૬. અને કાયાથી નહિ કરાવું. આ રીતે છ પ્રકારના પ્રત્યાખ્યાનમાંથી મનથી સાવધ વ્યાપાર નહિ કરું એ પ્રત્યાખ્યાનનો ભંગ થાય છે, પણ બાકીના પાંચ કાયમ રહે છે, માટે સર્વથા સામાયિકનો અભાવ થતો નથી. મનના દુષ્ટ ચિંતવનની શુદ્ધિ મિચ્છામિ દુક્કડંથી થાય છે. અને સર્વ વિરતી સામાયિકમાં પણ તેમજ સમજવું, કારણકે મન વચન અથવા કાય ગુપ્તિમાંથી કોઈનો ભંગ થાય ત્યારે પ્રાયશ્ચિત્તજ કહેલું છે. સોલમા પંચાશકની સોલમી ગાથામાં લખેલુ છે કે " સમિતિ ગુપ્તિના ભંગરૂપ બીજો અતિચાર પશ્ચાત્તાપથી શુદ્ધ થાય છે. માટે સામાયિકમાં લાગેલો દોષ પ્રાયશ્ચિતથી શુદ્ધ થાય છે. માટે અતિચાર સહિત સામાયિક કરવા કરતાં ન કરવું એ સારૂં એ તમારૂં કહેવું વ્યાજબી નથી. મનને વશ કરવાનો અભ્યાસ પાડવો, અતિચાર સહિત અનુષ્ઠાન કરતાં કરતાં નિરતિચાર અનુષ્ઠાન કરતાં માણસ શિખી શકશે, એમ પંડિત પુરૂષો કહે છે, કહ્યું છે કે—

अभ्यासोऽपि प्रायः प्रभूतजन्मानुगो भवति शुद्धः ॥

ઘણા ભવ સુધી અભ્યાસ કરતાં કરતાં તે શુદ્ધ થાય છે; પણ થોડાજ સમયમાં શુદ્ધ થઈ શકતો નથી. પ્રયત્ન કર્યા કરવો, અને દરેક વખતે ભુલ થાય તેને ભુલ તરીકે કબુલ કરતાં રહેવું, અને તે સુધારવાને પ્રયત્ન કરવો, આથી આખરે નિરતિચાર શુદ્ધ સામાયિક મન વશ કરવાથી થઈ શકશે.

હવે દેશાવકાશિક વ્રતના પાંચ અતિચાર કહે છે.

आनयनमेप्यप्रयोगशब्दरूपानुपातपुद्गलक्षेपा इति.

અર્થ—નિયમિત ક્ષેત્ર બહારથી લાવવું, સેવકને મોકલવો, શબ્દ શ્રવણ કરાવવો, રૂપ દેખાડવું, કાંકરા વગેરે પદાર્થ નાંખવો.

ભાવાર્થ—૧ પોતે જેટલા ક્ષેત્રનો નિયમ કર્યો હોય તે ક્ષેત્ર બહાર રહેલા ક્ષેત્રમાંથી વસ્તુ મંગાવવી.

૨. તેવા ક્ષેત્રમાં માણસ-નોકરને મોકલવો.
૩. શબ્દ શ્રવણ કરાવવો.
૪. રૂપ દેખાડવું.
૫. કાંકરા પ્રમુખ પુદ્ગલ નાંખી જાણ કરાવવી.

૧. પોતે જે ક્ષેત્રની હદ કરી રાખી હોય તેનાથી બ્હાર આવેલા પ્રદેશમાં પોતાનાથી જવાય નહિ, અને ત્યાંથી કોઇ વસ્તુ મંગાવવાની જરૂર પડે તો બીજા પાસે મંગાવે અથવા કોઇ જતો હોય તેની પાસે મંગાવરાવે તો તેને અતિચાર લાગે. પોતે તે ક્ષેત્રમાં જાય તો વ્રતનો ભંગ થાય માટે આ રીતે કરે છે, તેથી વ્રત રાખવાની બુદ્ધિ હોવાથી વ્રત ભંગને બદલે અતિચાર લાગે છે.

૨. હદની બહારના ક્ષેત્રમાં પોતે જાય તો વ્રત ભંગ થાય તે ભયથી પોતાના નોકર-ચાકરને તે ક્ષેત્રમાં કોઇ પ્રયોજન અર્થે મોકલે તોપણ અતિચાર લાગે છે, કારણ કે પોતે તે કામ કર્યું નહિ, પણ બીજા પાસે કરાવરાવ્યું. આ અતિચારને **પ્રેષ્યપ્રયોગ** કહેવાય છે.

૩. જે માણસનું પોતાને કામ હોય તે મર્યાદિત ક્ષેત્રની બ્હાર હોય તો તેને બોલાવવાને ઉર્ધ્વરસ (ઉધરસ) ખોંખારા વગેરેથી ચેતવણી આપવી, તે **શબ્દાનુપાત** અતિચાર કહેવાય છે.

૪. બીજો પુરૂષ પોતે નિયમ લીધેલા ક્ષેત્રની હદની બ્હાર હોય, તેને કોઇ કારણસર બોલાવવાને પોતાનું રૂપ આકાર વગેરે જણાવે તે **રૂપાનુપાત** અતિચાર કહેવાય. કારણ કે પોતે ત્યાં જાય તો તે વ્રત ભંગ થાય, માટે વ્રત ભંગના ભયથી તે આ પ્રમાણે વર્તે છે.

પોતે જેટલા ક્ષેત્રની મર્યાદા કરી હોય તેની બ્હાર રહેલા પુરૂષને બોલાવવા માટે તેની તરફ કાંકરા વગેરે ફેંકવાથી પુદ્ગલ પ્રક્ષેપ નામનો અતિચાર લાગે છે. આ ઠેકાણે દેશાવકાશિક અથવા દેશ વ્રતનું સ્વરૂપ બરાબર ધ્યાનમાં રાખવાની જરૂર છે. દિગ્વ્રતનો એક ભાગ દેશવ્રત છે. ચાર દિશ[illegible] અને ઉંચે નીચે મળી દશ દિશાને લગતું દિગ્વ્રત [illegible]વ્રતમાં ઘર, ગામ, સીમા વગેરેના સંબંધમાં ગ[illegible] નિયમ કરનારે [illegible]

અને તે હદની બ્હાર રહેલા સકળ પ્રાણીઓની પ્રયોજન સહિત અથવા પ્રયોજન રહિત હિંસાનો ત્યાગ તેથી થાય છે; કારણ કે તે હદ બહાર રહેલા પદાર્થો સાથે તેને કોઇ પણ પ્રકારનો સંબંધ તે વ્રતની મુદત સુધી રહેતો નથી. ગમનાગમનથી (જવા આવવાથી) જે પ્રાણીની હિંસા થાય તેને અટકાવવાને માટે આ વ્રત લેવામાં આવે છે અને તેથી પોતે ન જાય અને બીજાને મોકલે તો તેના ફળમાં વિશેષ રહેતો નથી; વળી પોતે જાય તો વધારે સારૂં, કારણ કે જતાં આવતાં બરાબર યતનાપૂર્વક ચાલે, અને સેવકને ઇર્યાપથિના નિયમનું જ્ઞાન નહિ, તેથી વધારે હિંસા અજાણતાં તેનાથી થઇ જાય. આમાંના પ્રથમ બે અતિચાર કાચી બુદ્ધિને લીધે અથવા અવિચારપણાથી થાય છે અને છેલ્લા ત્રણ કોઈ બ્હાનાથી બીજાને પોતાનો અભિપ્રાય જણાવવાની બુદ્ધિથી થાય છે. આ બાબતમાં વૃદ્ધપરંપરાથી ચાલતા આવેલા વિચારો આ પ્રમાણે છેઃ—

દિગ્વ્રતનો સંક્ષેપ તે દેશવ્રત અથવા દેશાવકાશિક વ્રત કહેવાય આવી રીતે જો દરેક અણુવ્રતનો સંક્ષેપ કરવામાં આવે તો થઇ શકે પણ વ્રતોની સંખ્યા બહુજ વધી જાય, અને તેથી બાર વ્રતની સંખ્યાની મર્યાદા રહે નહિ.

શંકા—દિગ્વ્રતના સંક્ષેપને દેશાવકાશિક નામ આપ્યું, તેમ દરેક અણુવ્રતનું પણ દેશાવકાશિકવ્રત કહેવું જોઇએ.

સમાધાન—તે કહેવાની જરૂર નથી, કારણકે જે અતિચારો પ્રાણાતિપાત અણુવ્રતને લાગે છે, તેજ અતિચારો પ્રાણાતિપાતના દેશાવકાશિક વ્રતને લાગુ પડે, પણ દિગ્વ્રતને લાગુ પડતા અતિચારો દેશવ્રતને યથાર્થ લાગુ પડે તેમ નથી, અને તેટલાજ વાસ્તે તેના પાંચ અતિચારો જુદા કહ્યા છે; કારણકે તેમાં ક્ષેત્રનો સંક્ષેપ છે; દરેક ઠેકાણે અતિચાર દર્શાવવાની જરૂર નથી, દાખલા તરીકે રાત્રિભોજન વ્રતમાં અતિચાર જણાવવામાં આવ્યા નથી.

હવે ત્રીજા શિક્ષાવ્રતના અતિચાર કહે છે. તે શિક્ષાવ્રત પૌષધોપવાસનું છે.

अप्रत्युपेक्षिताप्रमार्जितोऽत्सर्गादाननिक्षेपसंस्तारोपक्रमणानादरस्मृत्यनुपस्थापनानीति ॥

૧. નહિ તપાસેલા, અને નહિ પ્રમાર્જેલા (પુંજણીથી જીવ રહિત કરેલા) સ્થાનમાં મુત્ર પુરીષ વગેરે પરઠવાં (નાંખવા.)
૨. તેવાજ સ્થાનમાં ધર્મનાં ઉપકરણો મૂકવાં તથા ગ્રહણ કરવાં.
૩. જોયા વિના તથા પ્રમાર્જન કર્યા સિવાય સંસ્થારા (સંસ્તાર–પથારી)નો ઉપભોગ કરવો.
૪. ભક્તિ અથવા બહુમાન વગર પૌષધોપવાસવ્રત ગ્રહણ કરવું.
૫. સ્મૃતિનો નાશ.

નહિ પ્રમાર્જન કરેલી અને નહિ તપાસેલી ભૂમિ તે ઉપરથી અર્ધા પ્રમાર્જન કરેલી અને અર્ધા તપાસેલી એ અર્થ પણ ગ્રહણ કરવો. પૌષધોપવાસ વખતે દરેક વસ્તુ તપાસીને અને સાફ કરીને લેવી, યતનાપૂર્વક ચાલવું, અને જેમ જીવની વિરાધના ન થાય તેમ વર્તવું. દરેક જીવની રક્ષા કરવાના પરિણામ રાખવા. શયન કરવાની ભૂમિ તપાસીને પુંજણીથી જીવરહિત બનાવવી, પછી ત્યાં સંથારો કરવો. તેમ ધર્મનાં ઉપકરણ–પાઠ, બાજોઠ, ઠવણી વગેરે પણ પુંજી પ્રમાર્જી ગ્રહણ કરવાં તથા મૂકવાં. આમ કરવાનો હેતુ એ છે કે કોઈ પણ રીતે સૂક્ષ્મ જીવના પ્રાણને પણ હાનિ ન પહોંચે તેમ વર્તવું. આ વ્રતનો જે ચોથો અને પાંચમો અતિચાર છે તે સામાયિક વ્રતના જેવોજ છે માટે વિસ્તારથી તેનું સ્વરૂપ ત્યાંથી જાણી લેવું, અને સર્વ પ્રાણી માત્રનું કલ્યાણ કરવાની ભાવનાઓ ભાવવી, અને તે ભાવનાઓ આચારમાં મૂકાય તેમ વર્તન રાખવું.

હવે અતિથિ સંવિભાગ નામે ચોથા શિક્ષા વ્રતનો વિચાર કરીએ. તેના પાંચ અતિચાર નીચે પ્રમાણે છે.

सचित्तनिक्षेपपिधानपरव्यपदेशमात्सर्यकालातिक्रमा इति ॥

અર્થઃ–૧ સાધુને આપવા યો ય વસ્તુ સચિત્ત વસ્તુ ઉપર મુકવી.
૨. સાધુને આ [illegible] વસ્તુ સચિત્ત વસ્તુથી [illegible]

૩. પોતાની વસ્તુ છતાં પારકાની છે એમ કહેવું.
૪. સાધુને આહાર આપવામાં મત્સર કરવો.
૫. સાધુને આહાર ગ્રહણ કરવાના કાળનું ઉલ્લંઘન કરવું.

જેને સર્વ તિથિઓ સરખી છે એ અતિથિ; તેમની સાથે પોતાના વાસ્તે તૈયાર કરેલા અન્નપાનાદિનો વિભાગ કરવો, અર્થાત અન્નપાન વગેરે તેમને વિનય ભક્તિસહિત આપવું, તે અતિથિ સંવિભાગ વ્રત કહેવાય. મહા પુણ્યના ઉદય વિના ખરા અતિથિઓ સાથે અન્નપાનનો વિભાગ થઈ શકતો નથી; કારણ કે સત્પાત્રે પડેલા પદાર્થો સદ્‌ગુણના લાભને અર્થેજ થાય છે. હવે તેવા અતિથિને ન આપવાની બુદ્ધિથી નીચે પ્રમાણે વ્યવસ્થા કરે તો વ્રત ભંગ થાય, પણ અજાણપણે તેમ થાય તો અતિચાર લાગે. તે પાંચ અતિચાર આ પ્રમાણે છે.

૧. સાધુને સચિત્ત (જીવવાળો) આહાર ન કલ્પે, હવે કોઈ માણસ સચિત્ત વસ્તુઓ સાથે સાધુને આપવાની વસ્તુઓ મૂકે તો પહેલો અતિચાર થાય છે.
૨. સાધુને આપવા યોગ્ય વસ્તુઓ, બીજોરાં વગેરે સચિત્ત વસ્તુઓથી ઢાંકવાથી બીજો અતિચાર થાય છે.
૩. અમુક વસ્તુ પોતાની હોય, છતાં સાધુને ન આપવાની બુદ્ધિથી તે પારકી છે એમ કહી સાધુને ના પાડે તે ત્રીજો અતિચાર થાય છે.
૪. મત્સરથી સાધુને અન્નપાન આપે તો ચોથો અતિચાર થાય છે.
૫. સાધુને ભિક્ષા નહિ આપવાના હેતુથી સાધુનો ગોચરીનો સમય વીતી ગયા પછી આહાર લેવા આવવા વિનંતી કરવાથી પાંચમો અતિચાર થાય છે.

આ રીતે બાર વ્રત અને દરેકના પાંચ પાંચ અતિચારનું વર્ણન સમાપ્ત થયું. આ બાર વ્રતની સમાપ્તિ સંબંધમાં શાસ્ત્રકાર લખે છે કેઃ—

एतद्रहिताणु व्रतादिपालनं विशेषतो गृहस्थधर्म इति ॥

અર્થઃ—એ અતિચારો રહિત બાર વ્રત પાળવાં તે ગૃહસ્થનો વિશેષ ધર્મ જાણવો.

**ભાવાર્થ:**—આ રીતે જે જે અતિચારોનું વર્ણન કરવામાં આવ્યું છે, તે છૂટવાની બારીરૂપ ન ગણતાં, તે ન લાગે તેવી રીતે પાળવાં; તે પાળનાર વિશેષ ગૃહસ્થ ધર્મ પાળનાર ગણવામાં આવે છે. અહીંઆં કોઈ શંકા કરે કે વિધિસહિત અંગીકાર કરનારને અતિચાર સંભવી શકેજ નહિ, અને અહીંઆં તમે કહો છો કે અતિચારરહિત વ્રત પાળવાં, તો એ સંભવેજ શી રીતે? આ શંકાનું સમાધાન નીચે પ્રમાણે શાસ્ત્રકાર આપે છે.

क्लिष्टकर्मोदयादतिचारा इति ॥

**અર્થ**—કિલષ્ટ કર્મના ઉદયથી અતિચાર લાગે છે.

**ભાવાર્થ**—જ્યારે માણસે વ્રત અંગીકાર કર્યાં ત્યારે તેના શુદ્ધ ભાવ હતા, પણ સત્તામાં રહેલા અશુભ કર્મના ઉદયથી માણસ અતિચાર કરવાને દોરાય છે. જો સમકિત પ્રાપ્ત થયું તે વખતે મનની તદ્દન પરિશુદ્ધિ હોય અને સત્તામાં પણ અશુભ બીજ ન હોય તો તે અતિચાર કરતો નથી; પણ સત્તામાં અશુભ કર્મના સંસ્કાર હોય તો તેનો જ્યારે ઉદય થાય ત્યારે માણસ જ્ઞાન છતાં વ્રતને અતિચાર લગાડે છે. આવા અતિચાર શી રીતે દૂર થઈ શકે તેનો જવાબ શાસ્ત્રકાર આપે છે.

विहितानुष्ठान वीर्यस्तज्जय इति ॥

**અર્થ:**—અંગીકાર કરેલા અનુષ્ઠાન વીર્યથી તે અતિચારનો જય થાય છે.

**ભાવાર્થ:**—સત્શ્રદ્ધા સદ્વિચારને ઉત્પન્ન કરે છે, અને સદ્વિચાર સત્કાર્યને જન્મ આપે છે. માટે રેલવે ટ્રેનના ઇન્જીનને ચલાવનાર જેમ વરાળ છે, તેમ સત્કાર્યને બળ આપનાર સત્શ્રદ્ધા એજ પરમ આધાર છે. તેના બળથી, વીર્યથી, પરાક્રમથી અતિચારો ધીમે ધીમે નાશ પામે છે. અગ્નિની સાથે ધૂમાડો નીકળે છે, માટે ધૂમાડો બંધ કરવાને અગ્નિ ઓલવી નાંખતા નથી, પણ અગ્નિને સતેજિત કરીએ છીએ તેમ શુદ્ધ [illegible]ર લાગે તો તે અતિચારના ભયથી શુદ્ધ વ્રતનો ત[illegible]પણ જેમ શુદ્ધ વ્રતને પુષ્ટિ[illegible]

મળે, અને તે વધારે ને વધારે વિશુદ્ધ બને એવી ભાવનાઓ ભાવવી અને એવી ભાવનાને બળ આપનાર right belief સત્શ્રદ્ધા છે.

अत एव तस्मिन् यत्न इति ॥

અર્થ:—એજ કારણથી તેજ અનુષ્ઠાનમાં ઉદ્યમવન્ત થવું.

ભાવાર્થ:—માટે સતવસ્તુને સતવસ્તુ રૂપે ઓળખવી, અને અસદ્ વસ્તુને અસદ્ તરીકે ઓળખવી તેવી જે સત્શ્રદ્ધા તેમાં પ્રયત્ન નિરંતર કરવો. આ બાબત પંચાશકમાં કહ્યું છે કે "આણુસને વિરતિનો પરિણામ ન હોય તો પણ પ્રયત્ન કરવાથી તે પરિણામ થાય છે. અને પ્રયત્ન વિના, અથવા અશુભ કર્મના ઉદયથી વિરતિનો પરિણામ હોય તે પણ ધીમે ધીમે નાશ પામે છે. માટે સમકિત અને અણુવ્રત અંગીકાર કર્યા પછી નિત્ય તેનું સ્મરણ કરવું. એટલે મેં આ વ્રત શા સારૂ ગ્રહણ કર્યા છે? તેનું ફળ શું છે? તેથી મારી ઉન્નતિ શી રીતે થઈ શકશે? તે વ્રતમાં વિઘ્નરૂપ શું આવે છે? તે વિઘ્ન શી રીતે દૂર થાય! એવા એવા વિચારોથી તે વ્રતમાં ચિત્તની સ્થિરતા થાય તેમ કરવું. તે વ્રતોનું નિરંતર સ્મરણ કરવું, તેમના વિષે ઉચ્ચ ભાવનાઓ ભાવવી, અસદ્વાદ અને પ્રાણિવધ, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ વગેરે માઠાં ફળ આપનારાં છે, અને બાર વ્રતનું અન્તર ફળ સ્વર્ગ અને પરંપરા ફળ મોક્ષ છે, એમ વિચાર કરવો વળી તીર્થંકરની ભક્તિથી તથા સાધુજનની અને ભાવયતિની સેવા કરવાથી, તથા ઉત્તમ ગુણ પ્રાપ્ત કરવાની અભિલાષાથી, સમકિત હોય ત્યારે અણુવ્રત ગ્રહણ કરવાની ઈચ્છા રાખવાથી, અને અણુવ્રત ગ્રહણ કર્યા પછી મહાવ્રત ગ્રહણ કરવાની ઉત્તમ ધારણા કરવાથી આવી રીતે નિરંતર ઉચ્ચ ઉચ્ચ ભાવનાઓ ભાવવાથી વિરતિ અને સમ્યગ્દર્શનનો પરિણામ (ભાવ) જે શુભ હોય તે પ્રકટ થાય છે, અને ઉત્પન્ન થયેલા પરિણામમાં વૃદ્ધિ થાય છે, પણ પરિણામ ઘટતો નથી; આ કારણથી લીધેલાં વ્રતોનું નિત્ય સ્મરણ કરવામાં જરા પણ પ્રમાદ કરવો એ બુદ્ધિમાનનું લક્ષણ નથી.

હવે ન મેળવેલા ગુણની પ્રાપ્તિ માટે, અને મેળવેલાનું સારી રીતે રક્ષણ કરવા માટે વિશેષ ગૃહસ્થધર્મ પાળનારે શું કરવું ઘટિત છે, તે હવે શાસ્ત્રકાર સામાન્યહિત શિક્ષારૂપે કહે છે.

सामान्यचर्यास्येति ।

અર્થઃ—આવા પુરૂષનો સામાન્ય આચાર આ રીતે છે.

ભાવાર્થ:—ઉપર જણાવેલા બાર વ્રત ધારી શ્રાવકે સામાન્ય રીતે શું કરવું કે જેથી નવા ગુણ પ્રાપ્ત થાય અને પ્રાપ્ત થયેલાનું રક્ષણ થાય અને વૃદ્ધિ પામે, તે હવે આગળ કહે છે.

समानधार्मिकमध्ये वास इति ।

અર્થઃ—સરખા ધર્મવાળા પુરૂષો સાથે વસવું.

ભાવાર્થઃ—પોતાના સરખા ગુણવાળા અથવા વિશેષ ગુણ-વાળા સાધર્મિક ભાઇઓની સાથે વસવું. તેવા પુરૂષો સાથે વસવામાં અનેક ગુણ છે. પ્રથમ તો પોતે અન્યાય આચરણ કરતાં ડર ખાય; અને તેઓના સારા ગુણો જોઈ, પોતાનામાં જે ગુણ ન હોય તે મેળ-વવા અભિલાષા થાય. વળી દર્શન મોહનીય કર્મના ઉદયથી જો આપણે ધર્મથી પતિત થતા હોઇએ તો બીજા માણસો સદ્દુપદેશ આપી આપણને ધર્મમાં સ્થિર કરે, અને જો બીજો માર્ગ વિમુખ જતો હોય તો આપણે તેને સદ્દબોધ આપી ધર્મમાં નિશ્ચલ બનાવીએ. કહ્યું છે કેઃ—

यद्यपि निर्गतभावस्तथाप्यसौ रक्ष्यते सद्भिरन्यैः ।।
वेणुर्विलूनमूलोऽपि वंशगहने मही नैति ।।

ભાવ રહિત થયો હોય તોપણ બીજા સત્પુરૂષોથી તેની રક્ષા થાય છે. જેમ વાંસ મૂળ વિનાનો થયો હોય તોપણ વાંસના સમૂહમાં રહેવાથી પૃથ્વી પર પડી જતો નથી. માણસને સારા પુરૂષોના સહ-વાસમાં રહેવાથી તેઓના સદ્વિચારોનું બળ મળે છે, અને તેથી પોતે પણ શુદ્ધ વિચારવાળો તેમજ શુદ્ધ આચારવાળો થાય છે.

तथा वात्सल्यमेतेष्विति ।।

અર્થઃ—વળી [illegible]ધર્મવાળા તરફ વાત્સલ્ય દેખાડવું.

ભાવાર્થ:—પોતાના સમાન ધર્મવાળા મળે ત્યારે હૃદયમાંથી સ્વાભાવિક પ્રેમ તેમના તરફ વહેવો જોઇએ. લોહીના સંબંધ કરતાં ધર્મનો સંબંધ વધારે ઘટ્ટ છે. લોહીનો સ્થૂલ સંબંધ છે, પણ સમાન ધર્મવાળાનો આધ્યાત્મિક સંબંધ છે, માટે સાધર્મી મળે ત્યારે પરસ્પર પ્રેમથી મળવું, અને એક બીજાની આત્મિક ઉન્નતિ કેમ ચાલે છે તેની ખબર પુછવી. વળી એક બીજાને જમવા કહેવું, કોઇ રંક થઇ ગયો હોય તો તેને મદદ કરવી, કોઇ માંદો પડયો હોય તો રાત્રે ઉજાગરા વેઠીને પણ તેની યથાયોગ્ય બરદાસ કરવી. કારણ કે સમાન વિચારવાળાનો સંબંધ મરણથી પણ નાશ પામે તેમ નથી. પ્રવચનના સાર રૂપે કહેલુ છે કે:—

जिनशासनस्य सारो जीवदया निग्रहः कपायाणाम् ॥
साधर्मिकवात्सल्यं भक्तिश्च तथा जिनेन्द्राणाम् ॥

જીવદયા, કષાયનો નિગ્રહ, સમાનધર્મી ભાઇઓનું વાત્સલ્ય અને જીનેશ્વરોની ભક્તિ આ ચાર જીનશાસનના સાર રૂપે છે.

तथा धर्म चिन्तया स्वपनमिति ॥

અર્થ:—વળી ધર્મનું ચિંતન કરતાં કરતાં સુઇ રહેવું.

ભાવાર્થ:—આ બાબત બહુજ ઉપયોગી છે; માણસો સૌથી છેલ્લો જે વિચાર કરતા કરતા ઉંધી ગયા હોય, તે વિચાર ઉપર મન પોતાની શક્તિ વાપરે છે, અને નિદ્રામાં જાતે નવો વિચાર કરવાની શક્તિ, જે યોગીઓમાં હોય છે તે નહિ હોવાથી ઘણે ભાગે રાત્રિના સમયમાં કરેલા છેલ્લા વિચાર ઉપર મન પરોવેલું રહે છે; અને તેથી જો તે વિચાર શુભ ભાવનાવાળો હોય તો શુભ ભાવના દૃઢ થાય છે, અને અશુભ વિચાર હોય તો અશુભ બાબતને પુષ્ટિ મળે છે; માટે રાત્રે સુઇ રહેતા પહેલાં પ્રથમ બધા દિવસ સંબંધીના વિચારોને મનમાંથી વિસારી દઇ ( Throwing off) શુભ ચિંતન કરતાં કરતાં સુઇ રહેવું. *

---

*છેલ્લા વિચારની કેટલી બધી અસર થાય છે તેના સંબંધમાં એક અંગ્રેજ લેખક લખે છે કે.—

નિદ્રાની અંદર આપણું ભાન રહે તેવી સ્થિતિ હજુ આપણે પ્રાપ્ત કરી નથી, તેથી કરીને આપણી હાલની સ્થિતિમાં તો રાત્રિમાં ઉંઘતા પહેલાં સૌથી છેલ્લો વિચાર બહુજ અગત્યનો છે. માટે તે વખતે દરરોજ શુભ વિચાર કરવો, ત્રણ નવકાર ગણવા, અથવા ટીકાકાર લખે છે તેવી કોઈ ઉચ્ચ ભાવના ભાવવી. જેમકેઃ-

धन्यास्ते वन्दनीयास्ते तैस्त्रैलोक्य पवित्रितम् ॥
यैरेप भुवनक्लेशी काममल्लो विनिर्जितः ॥ १ ॥

---

It will be remembered that Divine Wisdom attaches great weight to the last definite thought in a man's mind before he goes to sleep; because at our present state of evolution, we spend almost or quite the entire night in revolving and considering it. Naturally with a person who was fully awakened to the sleep-state this would matter less, as he would have the power to turn from one thought to another, and so could leave, at will, the subject which he was examining when he fell asleep; the general trend of his thought would be an important thing in his case, for equally during the day and the night his mind would be likely to move in its accustomed fashion."

માણસ નિદ્રામાં પડે તે અગાઉ તેના મનમાંના છેલ્લા [illegible] વિચાર ઉપર દૈવી વિદ્યા બહુજ ભાર મુકે છે, કારણ કે [illegible] સ્થિતિમાં આપણે છીએ તે સ્થિતિમાં આપણે તે વિચારનું [illegible] અથવા તે વિચારની પર્યાલોચન કરવામાં લગભગ [illegible] આખી રાત્રિ પસાર કરીએ છીએ. જે માણસે નિદ્રામાં પણ [illegible] રહી શકે તેવી યોગ શક્તિ મેળવી હોય તેને આ બાબત [illegible] રીતે બહુજ અગત્યની ગણી શકાય નહિ. કારણ કે એક [illegible] વિચાર ઉપર મનને તે દોરવી શકે; અને તેથી [illegible] નિદ્રામાં [illegible] ત્યારે જે વિષય ઉપર વિચાર કરતો હતો તે [illegible] તેની બાબતમાં તેના વિચારનો સામાન્ય પ્રવાહ [illegible] ઉપયોગી છે, કારણ રાત્રિએ મન તેણે તેવાર [illegible] રીતે ફરશે."

જેઓએ ભુવનને જીતનાર કામમલ્લને જીત્યો છે તેમને ધન્ય છે, તેઓ વન્દનીય છે, અને તેઓએ ત્રણ જગતને પવિત્ર કર્યું છે. અથવા નીચે પ્રમાણે વિચાર કરવો. Pray that the whole mankind may be spiritually evolved, may not yield to the seductions of the senses, and may the sins of ommission and commission be forgiven." સઘળી મનુષ્યજાતિ અધ્યાત્મિક ઉન્નતિ પામો, સઘળા મનુષ્યો ઇન્દ્રિયોના વિકારોને આધીન ન થાઓ, અને કરવાનું નહિ કરવારૂપ, અને નહિ કરવાનું કરવારૂપ સઘળા અતિચારો માફ થાઓ, એવી પ્રાર્થના કરો. આવી ભાવના કરવાથી મનુષ્ય જેટલો સમય નિદ્રાવસ્થામાં રહે છે, ત્યાં સુધી શુભ પરિણામવાળો રહી શકે છે. વળી પ્રાતઃકાળમાં જાગૃત થતાં વારજ સર્વ કલ્યાણકારી પંચપરમેષ્ઠિનું ભક્તિસહિત નામ લેવું.

तथा नमस्कारेणावबोध इति.

અર્થ:—વળી નમસ્કારસહિત જાગવું.

નમો અરિહંતાણં એ પદથી શરૂ કરી પ્રથમ પાંચ પદનો જાગૃત થતાં પ્રથમ ઉચ્ચાર કરવો. કારણ કે પંચપરમેષ્ઠિના ગુણનું મહાત્મ્ય અચિન્ત્ય છે; તેનો મહિમા તેનું સ્મરણ કરનારાજ જાણે છે.

एष पञ्चनमस्कारः सर्व पापप्रणाशनः ।
मङ्गलानां च सर्वेषां प्रथमं जयति मङ्गलम् ॥

આ પંચપરમેષ્ઠિને કરેલા પંચનમસ્કાર સર્વ પાપનો નાશ કરનારા છે, કારણ કે સર્વ મંગલોમાં પ્રથમ મંત્ર છે. આ પાંચ પદ તે ઓંકારદર્શક છે, અને યોગીઓ પણ ઇચ્છિત પદાર્થ અને મોક્ષને આપવાવાળા ઓંકારનું નિરંતર ધ્યાન કરે છે. માટે જૈનોએ ઓંકાર શબ્દસૂચક પંચપરમેષ્ઠિને નમસ્કાર કરવો. પછી શું કરવું તે શાસ્ત્રકાર જણાવે છે.

तथा प्रयत्नकृतावश्यकस्य विधिना चैत्यादिवन्दनमिति.

અર્થ:—પ્રયત્નથી આવશ્યક ક્રિયા કરીને વિધિ સહિત ચૈત્યવન્દન કરવું.

ભાવાર્થ:—આ આવશ્યક ક્રિયા નીચે પ્રમાણે છે. પ્રથમ મલમૂત્રનો ત્યાગ કરવો, પછી સ્નાન કરવું, પછી શુદ્ધ વસ્ત્ર ધારણ કરવાં, આ પ્રથમની આવશ્યક ક્રિયાઓ કરી વિધિ સહિત પુષ્પ વગેરેથી ચૈત્યવન્દન કરવું, એટલે જીનબિંબની પૂજા કરવી, તે પછી ગુરૂ વંદન અને માતાપિતા વગેરે વડિલોને નમન કરવું. જીનબિંબની ભાવસહિત પૂજા કરવાથી ભાવ શુદ્ધ થાય છે, કહ્યું છે કે:—

चैत्यवन्दनतः सम्यक् शुभो भावो प्रजायते ॥

तस्मात्कर्मक्षयः सर्वः ततः कल्याणमश्नुते ॥

ચૈત્યવંદનથી સારી રીતે શુભભાવ પ્રગટ થાય છે, તેથી સર્વ કર્મ ક્ષય થાય છે, અને તેથી સર્વ કલ્યાણ ભોગવે છે. આ વગેરે વંદનના અનેક ફળ છે. વળી તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું છે કે:—

अभ्यर्चनादर्हतां मनः प्रसादस्ततः समाधिश्च ॥

तस्मादपि निःश्रेयसमतो हि तत्पूजनं न्याय्यम् ॥

અર્હત્ ભગવાનની પૂજા કરવાથી મનની નિર્મલતા થાય છે, મનની નિર્મળતાથી સમાધિ થાય છે, સમાધિથી મોક્ષ મળે છે, માટે જીન પૂજા કરવી એ ન્યાય યુક્ત છે.

तथा सम्यक् प्रत्याख्यानक्रियेति ॥

અર્થ:—પછી સમ્યક્ પ્રકારે પ્રત્યાખ્યાન અંગીકાર કરે.

ભાવાર્થ:—માન, ક્રોધ, અવિચારીપણું વગેરે ટાળવા માટે, અને મૂળ ગુણ તથા ઉત્તર ગુણની વૃદ્ધિ અર્થે પ્રત્યાખ્યાન કરવું. પ્રત્યાખ્યાનનો હેતુ ઇચ્છા નિરોધ છે. મન અને ઇન્દ્રિયો, પ્રત્યાખ્યાનથી આત્માને વશ થાય છે. વળી પ્રત્યાખ્યાન કરવાથી દુનિયામાં જેટલું સાવદ્ય કર્મ થાય છે તે સાવદ્ય કર્મનો ત્યાગ થઈ પ્રત્યાખ્યાનની મર્યાદામાં આવેલા સાવદ્ય કર્મનોજ માત્ર તે જોખમદાર રહે છે, માટે પ્રત્યાખ્યાનમાં બહુ લાભ છે; કહ્યું છે કે:—

परिमितमुपभुञ्जानो ह्यपरिमितमनन्तकं परिहरंश्च ॥

प्राप्नोति च [illegible] सौख्यम् ॥ १ ॥

પ્રમાણુ રાખેલા સાવદ્યને ભોગવતો અને નહિ પ્રમાણુ કરેલા અનન્ત સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરતો પુરૂષ પરલોકમાં પ્રમાણુ વિનાનું અનંત સુખ ભોગવે છે. પ્રત્યાખ્યાન કર્યા પછી શું કરવું તે કહે છે.

तथा यथोचितचैत्यगृहगमनमिति ॥

અર્થઃ—વળી જેમ યોગ્ય હોય તેમ ચૈત્યગૃહ–મંદિરમાં જવું.

ભાવાર્થઃ—યોગ્યતાનો વિચાર શ્રાવકના ભેદથી કરવામાં આવેલો છે, અહીંયા શ્રાવકના બે પ્રકાર સમજવા. એક ઋદ્ધિવાળો અને બીજો ઋદ્ધિ વગરનો. ઋદ્ધિવાળા રાજા વગેરે પોતાના પરિવારના સમુદાયસહિત ચૈત્યમાં જાય; કારણુ કે તેથી પ્રવચનની પ્રભાવના થાય છે. અને સમૃદ્ધિ વિનાનો માણસ તે પોતાના કુટુંબના માણસો સાથે મળીને ચૈત્યમાં જાય. કારણુ કે સમુદાયે ભેગાં મળીને કરેલાં કર્મ બીજા ભવમાં સમુદાયથીજ ભોગવાય છે.

तथा विधिनानुप्रवेश इति ॥

અર્થઃ—વળી વિધિસહિત ચૈત્યમાં પ્રવેશ કરે.

ભાવાર્થઃ—જ્યારે ચૈત્યમાં પ્રવેશ કરવો હોય ત્યારે પુષ્પ વગેરે સચિત દ્રવ્યનો શરીર ઉપરથી ત્યાગ કરવો પણુ આભૂષણુ વગેરે અચિત દ્રવ્યનો ત્યાગ કરવો નહિ. ખેસ પ્રમુખ ઓઢવાના વસ્ત્રનું ઉત્તરાસંગ કરવું, પણુ પહેરેલા વસ્ત્રનું ઉત્તરાસંગ કરવું ઘટિત નથી. જિન બિંબ દષ્ટિએ પડે કે તરત અંજલિ કરવી એટલે હાથ જોડવા; અને મનને પ્રભુ ભક્તિમાં એકાગ્ર—તલ્લીન કરવું. પાંચ પ્રકારના રાજ્ય ચિન્હોનો રાજાએ ચૈત્યગૃહમાં પ્રવેશ કરતી વખતે ત્યાગ કરવો; કારણુ કે જીન ભગવાન્ રાજાના પણુ રાજા સમાન છે, માટે તેના આગળ રાજાએ પોતાની નમ્રતા તથા ભક્તિ બતાવવા વાહન, મુકુટ, તરવાર છત્ર, અને ચામર એ પાંચ રાજચિન્હ બ્હાર મુકી મંદિરમાં પ્રવેશ કરવો.

तत्र च उचितोपचारकरणमिति ॥

અર્થઃ—ત્યાં ઉચિત ઉપચાર ( સેવા ભક્તિ ) કરવી.

ભાવાર્થઃ—ત્યાં ધૂપ પુષ્પ, વગેરેથી ભગવાનની ભક્તિ કરવી.

तत्तो भावतः स्तवपाठ इति.

અર્થઃ—પછી ભાવથી સ્તોત્રનું પઠન કરવું.

ભાવાર્થઃ—ભક્તિ કર્યા પછી, દરિદ્રી પુરૂષ, દ્રવ્યનો ભંડાર મળતાં જેટલો સંતોષ ધરે તેમ, પ્રભુ પૂજનથી સંતોષ પામી, ભાવથી ગંભીર અર્થવાળા, પ્રભુના દયાત ગુણોના વર્ણનવાળા, ભક્તિભાવ તથા પૂજ્યભાવ દર્શાવનારા સ્તવનો સુસ્વર કંઠથી ગાવાં; સંગીત એ તેની ઉચ્ચ ભવ્યતામાં એક દૈવી શાસ્ત્ર છે. જ્યારે રાવણ ભક્તિમાં તલ્લીન થયો હતો, અને સીતાર સાથે પ્રભુ ગુણ કીર્તન કરતો હતો તેવામાં એકાએક સીતારનો તાર તુટયો, તે સમયે તેણે ભક્તિના આવેશમાં સાથળમાંથી નસ કાઢી તે નસ તે તારની જગ્યાએ સ્થાપી, આથી તેણે ઘણું પુણ્ય ઉપાર્જન કર્યું, માટે ભક્તિને વાસ્તે સંગીત એ ઉત્તમ સાધન છે, પણ હાલના સમયમાં તે સાધન કર્ણને આનંદ આપવા માટે ગણાય છે, તેથી તેની ઉત્તમતા ઘણે ભાગે વિનાશ પામી છે, પણ તેને ફરીથી સારા રૂપમાં સજીવન કરવાની ભક્તિના અંગ તરીકે બહુજ જરૂર છે.

ततः चैत्यसाधुवन्दनमिति ॥

અર્થઃ—પછી અરિહંતના બિંબનું તથા સાધુનું વંદન કરવું.

ભાવાર્થઃ—તે અરિહંતના બિંબ, તેમજ ભાવ અરિહંત, દ્રવ્ય અરિહંત, અને નામ અરિહંત તથા વ્યાખ્યાન વગેરે કારણોથી આવેલા, વંદનીય સાધુ પુરૂષોને વંદન કરવું. પ્રથમ પ્રભુ વંદન કરવું, પછી ગુરૂ વંદન કરવું. ગુરૂ વંદન કર્યા પછી શું કરવું?

ततः गुरुसमीपे प्रत्याख्यानाभिव्यक्तिरिति ॥

અર્થઃ—ગુરૂ સમીપે પ્રત્યાખ્યાન પ્રગટ કરે.

ભાવાર્થઃ—ઉપર જણાવી ગયા કે તે પ્રત્યાખ્યાન કરે, પણ તે ઘરમાં કરેલુ હોય તે ગુરૂને જણાવે, અને ગુરૂની સાક્ષી સહિત ગુરૂ-પાસે પ્રત્યાખ્યાન લે.

ततो जिनवचनश्रवणे नियोग इति ॥

અર્થ:—પછી જીન વચન સાંભળવામાં ધ્યાન લગાવે.

ભાવાર્થ:—શ્રાવકનો અર્થજ એ થાય છે કે જે સાધુ પુરૂ પાસેથી પોતાનું શું કર્તવ્ય છે તે સંબંધી ઉપદેશ સાંભળનાર તે શ્રાવક (શ્રુ સાંભળવું) માટે પ્રતિદિન ધર્મ શ્રવણ કરવું. સંસારના પ્રાપંચિક જીવનની દીવાળ એવી જબરી છે કે તેને તોડવાને એકાદ વાર ઉપદેશ સાંભળવાથી ચાલે નહિ. વારંવાર ઉપદેશના ઢયોડા તે દિવાલ ઉપર પડે ત્યારેજ દિવાલનો કોઈક ભાગ તુટે. જેમ રોગનો નાશ કરવા માટે એક વખત લીધેલુ ઓસડ વારંવાર લેવાય છે, અને તેમ કરવામાં દોષ ગણાતો નથી, તેમ ધર્મભાવના સજીવન રાખવાને, અને પ્રાપંચિક જીવનની અસારતાનો ખ્યાલ આપવાને વારંવાર ઉપદેશ શ્રવણ કરવામાં જરા માત્ર દોષ નથી. માટે શ્રવણ કરવું.

ततः सम्यक् तदर्थालोचनमिति.

અર્થ:—સાંભળ્યા પછી સમ્યક્ પ્રકારે તે સાંભળેલી બાબતના અર્થ ઉપર મનન કરવું.

ભાવાર્થ:—કેવળ સાંભળવાથી બહુ લાભ નથી, સાંભળેલી બાબતો ઉપર મનન કરવું જોઇએ; મનન કરવાથી તે સત્ય બાબતમ રહેલી ખુબીઓ જણાઈ આવે છે; જેટલી વખત સાંભળતાં લાગી હોય તેના કરતાં ત્રણ ગણો સમય તે પર મનન કરવામાં પસાર કરવો, ત્યારેજ તેની સાથે મન તન્મય થઈ જાય છે, અને મન ઉપર તેની સમ્યગ્ છાપ પડે છે, અને તે પ્રમાણે આચારમાં મૂકવા પ્રેરાય છે; જે બાબત ઉપર મનન કરેલુ નથી તે બાબત થોડા દિવસ પછી ભુલી જવાય છે, અને આ રીતે સાંભળવાનો ગુણ થતો નથી. માટે શાંત ચિત્તથી સદ્બોધ ઉપર મનન કરવું.

ततः आगमैकपरतेति.

અર્થ:—આગમનેજ પ્રધાન માને.

ભાવાર્થ:—સર્વ ક્રિયામાં આગમ–સ્યાદ્વાદસિદ્ધાન્ત–અનેકાન્ત મતના ઉપરજ આધાર રાખે. જ્યાં જ્યાં શંકા પડે ત્યાં ત્યાં આગમમાં કહેલા બોધ પ્રમાણે તે માણસ વર્તે.

तत: श्रुतशक्यपालनमिति ॥

અર્થ:—પછી સાંભળેલામાંથી શક્તિ પ્રમાણે પાલન કરે.

ભાવાર્થ:—ગુરૂ પાસેથી સદ્બોધ શ્રવણ કરે, પછી પોતે વિચાર કરે કે આ બોધમાંથી મારાથી શું થઇ શકે એમ છે? જે થઇ શકે એવું હોય તે પાળવાને ઉદ્યમ કરે; શક્તિ છતાં, યોગ્ય કામ જે કરતો નથી, તેને એવી શક્તિ ફરીથી પ્રાપ્ત થતી નથી, અને વીર્યાચારમાં દોષ લાગે છે. માટે યથાશક્તિ પ્રવર્તન કરવું, એટલે કે પૌષધ, સામાયિક વગેરે કરવાં.

तथा अशक्ये भावप्रतिबन्ध इति ॥

અર્થ—અશક્ય અનુષ્ઠાનમાં ભાવ રાખે.

ભાવાર્થ:—જેટલું પોતાનાથી બની શકે તેમાં તો જરૂર ઉદ્યમ કરવો, પણ પોતાનાથી ન બની શકે એવું હોય તે ક્યારે હું કરી શકીશ એવી ભાવના ભાવવી.

માણસે જે વસ્તુની ભાવના ભાવે છે તે ભાવના સિદ્ધ થાય એવા સંજોગો તેને મળી આવે છે. કહ્યું છે કે "જેના ઉપર માણસ વિચાર કરે છે તેવો તે થાય છે", માટે ભાવના નિરંતર ઉચ્ચ પ્રકારની રાખવી. જે ભાવને આપણે આચારમાં ન મૂકી શકતા હોઇએ તેવા સર્વવિરતિ આદિ અનુષ્ઠાનમાં ભાવ રાખવો. તે ભાવનાનો એક ટુંક દાખલો નીચે પ્રમાણે છે.

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે, થઇશું બાહ્યાંતર નિર્ગ્રંથજો;
સર્વ સંબંધના તીક્ષ્ણ બંધન છેદીને, વિચરશું કવ મહત્પુરૂષને પંથજો.

આવી ભાવના ભાવવાથી શાસ્ત્રકાર લખે છે કે તે ભાવનાને લીધે થતા અનુષ્ઠાનનું ફળ મળે છે. કહ્યું છે કે:—

नार्यो यथान्यसक्तायास्तत्रभावे सदा स्थिते ।
तद्योग: पापबन्धाय, तथा धर्मेऽपि दृश्यताम् ॥

જેમ પરપુરૂષમાં આસક્ત થયેલી સ્ત્રી તે પુરૂષનેજ ભાવથી ઇચ્છે છે, પણ ઉપરથી પોતાના પતિની સેવા બજાવે છે, તોપણ તેને પાપબંધજ થાય છે, તેજ રીતે ધર્મમાં પણ સમજવું. તેમ ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં, અને યથાશક્તિ ગૃહસ્થ ધર્મ પાળવા છતાં યતિધર્મમાં જે ખરો ભાવ રાખે છે, તો યતિધર્મ પાળવાનું ફળ મળે છે. આ ઉપર પૃથ્વીચંદ્ર રાજાનું દૃષ્ટાન્ત વિચારવા જેવું છે. કહ્યું છે કેઃ-

સમકિતવંતા જીવડા, કરે કુટુમ્બ પ્રતિપાળ;
અંતરથી ન્યારા રહે, જેમ ધાવ ખેલાવન બાળ.

માટે ભાવ ઉપર ઘણો આધાર છે; અને તેથી ભાવ સર્વદા ઉત્તમ રાખવા.

**तथा तत्कर्तृषु प्रशंसोपचाराविति ॥**

**અર્થઃ**—વળી તે અશક્ય અનુષ્ઠાનને કરનારાઓની પ્રશંસા તથા સહાય કરે.

**ભાવાર્થઃ**—પોતાની અપેક્ષાથી જે અનુષ્ઠાન અશક્ય લાગતું હોય તેનું કરનારા પુરૂષસિંહોની પ્રશંસા કરવી; અને તેમની સેવા કરવી, તથા અન્નપાન વસ્ત્ર વગેરેની તેમને જરૂર હોય તો તેમાં તેમને મદદ કરવી. ગુણાનુરાગ અને ગુણીજનાનુરાગ એ ઉત્તમ ગુણો છે, માટે નિરંતર આપણાથી જ્ઞાનમાં તથા ગુણમાં આગળ વધેલાની પ્રશંસા કરવી. જે ચાર ભાવનાઓ દરેક જૈનને ભાવવાની છે તેમાં **પ્રમોદ**-ભાવના એક છે. આપણાથી જે આગળ વધેલા હોય તેમનાં ઉત્તમ જ્ઞાન, ભક્તિ, ક્રિયા વગેરે જોઈ આપણા હૃદયમાં આનંદ થવો તે પ્રમોદ જાણવો. તેથી આગળ વધેલાની ઇર્ષ્યા કરવાને બદલે આપણે તેવા ગુણો મેળવવાને લલચાઇએ છીએ; પ્રમોદભાવના તેવા ગુણો પ્રાપ્ત કરવાને આપણને ઉત્સાહ આપે છે. માટે જ્ઞાની, ભક્ત અને ઉત્કૃષ્ટ અનુષ્ઠાન કરનારની પ્રશંસા કરવી, અને તેવા લોકોની સેવા કરવી. તેમની સેવા કરવાથી, તેમના આશીર્વાદથી, તેવા ગુણો સહજ પ્રાપ્ત થાય છે.

**तथा निपुणभावचिन्तनमिति ॥**

અર્થ-અતિસૂક્ષ્મ ભાવોનું ચિન્તવન કરવું.

ભાવાર્થઃ—ધર્મની અંદર દ્રવ્ય ગુણ પર્યાયનું સૂક્ષ્મ સ્વરૂપ વિચારવું, અથવા ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય યુક્ત પદાર્થ સત્ કહેવાય, તે લક્ષણ દરેક પદાર્થને લગાડવું, અથવા ચાર નિક્ષેપાથી વસ્તુનું વિવેચન કરવું, અથવા સપ્તભંગીનું સ્વરૂપ વિચારવું. આવા સૂક્ષ્મ ભાવોનું ચિન્તવન કરવાથી બુદ્ધિ ખીલે છે, હૃદયમાં સત્યની અસર થાય છે, અને તે તત્ત્વો વર્તન ઉપર પણ અસર કરે છે. દૃષ્ટાન્ત તરીકેઃ-

अनादिनिधने द्रव्ये स्वपर्यायाः प्रतिक्षणम् ॥
उन्मज्जन्ति निमज्जन्ति जलकल्लोलवज्जले ॥ १ ॥
स्नेहाभ्यक्तशरीरस्य रेणुना श्लिष्यते यथागात्रम् ॥
रागद्वेषादिक्लिन्नस्य कर्मबन्धो भवत्येव ॥

જેમ જળમાં કલ્લોલો ઉત્પન્ન થાય છે, અને તરતજ વિનાશ પામે છે, તેમ જેને આદિ તથા અંત નથી એવા દ્રવ્યમાં ક્ષણે ક્ષણે પર્યાયો ઉત્પન્ન થાય છે, અને નાશ પામે છે.

તેલથી ખરડાયેલા શરીરને જેમ રજ વળગે છે, તેમ રાગદ્વેષથી ખરડાયેલા પુરૂષને કર્મબંધ થાય છે. આવી રીતે શાસ્ત્રવાક્યોનું તાત્પર્ય શું છે તે સમજવું અને વિચારવું.

तथा गुरुसमीपे प्रश्न इति ॥

વળી ઘણીજ બારીકાઇથી વિચાર કરવા છતાં, કોઇ વિષય ઘણો ગંભીર હોવાથી, પોતાની મેળે તેનો યથાર્થ નિશ્ચય ન થઈ શકે તેમ લાગે તો જ્ઞાની ગુરૂ પાસે જઇ વિનય પૂર્વક આ પ્રમાણે કહેવું. "હે ગુરો! આ બાબતનો અર્થ મેં વિચાર્યો, ઘણી મહેનત કરવા છતાં હું તે સમજી શકતો નથી; માટે આપના જ્ઞાનનો પ્રકાશ આ વિષય ઉપર નાંખી મને કૃતાર્થ કરશો." પ્રથમ પોતાની શક્તિ પ્રમાણે વિચાર કરવો, જરા સમજણ ન પડે કે બીજાની સહાય માગવા દોડવાથી પોતાની બુદ્ધિ ખીલતી નથી, અને બાળકને તેની મા ચાવીને ખવરાવે તેવી સ્થિતિ આપણી થાય છે. બહુશ્રમ કરવા છતાં આપણને કોઈ બાબત ન સમજાય તો નમ્રભાવે તે બાબતના જાણકાર ગુરૂને પુછવું, પણ એમને પુછવાથી મારી હલકાઇ થશે એવા ખોટા

ગર્વેથી શંકાને હૃદયમાં દાબી દેવી નહિ; કારણકે તેથી તે બાબતનું એટલું જ્ઞાન ઓછું થશે; અને ગુરૂએ પણ શંકા કરનારને દાબી દેવાને બદલે તેના મનનું યોગ્ય રીતે સમાધાન થાય તેમ જ્વાબ આપવો, અને પોતાને તે બાબતમાં બરાબર ખબર ન હોય તો મૌન રહેવું, પણ પોતાની પ્રતિષ્ઠા જાળવવાના લોભથી આડું અવળું સમજાવવા વ્યર્થ કાળક્ષેપ કરવો નહિ.

तथा निर्णयावधारणमिति ॥

અર્થઃ—ગુરૂએ નિર્ણય કરી કહેલા વચનનું અવધારણ કરવું.

ભાવાર્થઃ—ગુરૂ જે વખતે શંકાનું સમાધાન કરે તે વખતે એક ચિત્તથી શ્રવણ કરવું, અને તે ગ્રહણ કરવું.

सम्मं वियारिव्वं अठ्ठपयं भावणापहाणेण

विसएय वावियव्वं बहुसुयगुरुणो सयासाओ ॥

બહુશ્રુત ગુરૂ પાસેથી સાંભળેલા અર્થ પદનો ભાવના પ્રધાન શ્રાવકે સમ્યક્ પ્રકારે વિચાર કરવો, અને તેના સ્વરૂપનો વિચાર કરવો. એટલે શબ્દમાં તથા શબ્દમાં રહેલા ભાવનો વિચાર કરવો.

तथा ग्लानादिकार्याभियोग इति ॥

અર્થઃ—ગ્લાન પામેલા વગેરેના કાર્યમા સાવધાન રહેવું.

ભાવાર્થઃ—ગ્લાન એટલે માંદા તથા આદિ શબ્દથી બાલક, વૃદ્ધ આગમ ગ્રહણ કરવાને ઉદ્યમી તથા પરોણા વગેરે સાધુ તથા સાધર્મિક પુરૂષોના કાર્યમાં એટલે ઔષધ, અન્ન, પાન, વસ્ત્ર, પુસ્તક, આશ્રય વગેરે આપવામાં સાવધાન રહેવું. કહેવાનો સાર એ છે કે સાધુઓને તથા સાધર્મિક બંધુઓને પોતાથી બનતી, જેમ જેને ઘટે તેવી, મદદ આપવી; તેથી ધર્મમાં ભક્તિ રહે છે, અને તેવા પુરૂષો ધર્મમાં દ્દઢ રહી શકે છે.

तथा कृताकृतमत्युपेक्षेति ॥

અર્થઃ—વળી કરેલા અને નહિ કરેલા કાર્યની તપાસ રાખવી.

ભાવાર્થઃ—દેરાસર સંબંધી અથવા સાધુ સંબંધી, અથવા સાધર્મિ બંધુઓ સંબંધી પોતાની શી શી ફરજો કરવાની છે તેનો વિચાર કરવો.

અર્થઃ—સકળ ઇચ્છિત પદાર્થને આપનાર ધર્મમાં ધનબુદ્ધિ કરવી, તેજ ધન છે. તેમ માનવું धर्मधनाः हि साधवः કહ્યું છે ...ને ધર્મ એજ ધન છે. માટે ધર્મ અથવા પોતાના વર્તનને- ...નો ધનરૂપ લેખે છે. તે ધન શાશ્વતું છે, કારણ કે મરણ ..., લોભો, કીર્તિ પદવી વગેરે સાથે આવનાં નથી, પણ મા- ...રિત્ર ગુણ અને ધર્મ સાથે આવે છે, તેજ ખરી રિદ્ધિ છે, ... શાસ્વત રિદ્ધિને પ્રાપ્ત કરનારા સ્થૂલ ધન અલ્પ હોવા છતાં ...ની રહે છે, અને પરમ આનંદ ભોગવે છે.

तथा शासनोन्नतिकरणमिति ॥

અર્થઃ—જૈનશાસ્ત્રની ઉન્નતિ કરવી.

ભાવાર્થઃ—આ સંસારમાં ત્યાગ કરવા યોગ્ય શું છે, અને ગ્રહણ ...ા યોગ્ય શું છે, એવી રીતે હેય, ઉપાદેય અને જ્ઞેય સર્વે પદાર્થોને ...ની માફક પોતાના જ્ઞાન બળવડે શ્રીજીન પરમાત્માએ પ્રકાશિત કર્યાં ..., તેમણે ઉપદેશ કરેલો બોધ અને તે બોધને અનુસરનારા મળી ...ાસન કહેવાય છે, તે શાસનની ઉન્નતિ કરવી. શાસનની ખરી ઉન્નતિ ...ા શાસનને અનુસરનારા ઉચ્ચ વર્તનથી થઈ શકે, માટેજ ટીકાકાર લખે છે કે ન્યાય પ્રમાણે [illegible] કરવાથી, જેમ ઘટે તેમ લોકનો વિનય કરવાથી, [illegible] લોકોનો ઉદ્ધાર કરવાથી, તેમના દુઃખ

ભાવાર્થઃ—સકળ ઇચ્છિત પદાર્થને આપનાર ધર્મમાં ધનબુદ્ધિ કરવી, એટલે ધર્મ તેજ ધન છે. તેમ માનવું धर्मधनाः हि साधवः કહ્યું છે કે સાધુ પુરૂષોને ધર્મ એજ ધન છે. માટે ધર્મ અથવા પોતાના વર્તનને–ચારિત્રને સજ્જનો ધનરૂપ લેખે છે. તે ધન શાશ્વતું છે, કારણ કે મરણ સમયે ધન, લોભો, કીર્તિ પદવી વગેરે સાથે આવતાં નથી, પણ માણસનું ચારિત્ર ગુણ અને ધર્મ સાથે આવે છે, તેજ ખરી રિદ્ધિ છે, અને તે શાસ્વત રિદ્ધિને પ્રાપ્ત કરનારા સ્યૂલ ધન અલ્પ હોવા છતાં સંતોષથી રહે છે, અને પરમ આનંદ ભોગવે છે.

तथा शासनोन्नतिकरणमिति ॥

અર્થઃ—જૈનશાસ્ત્રની ઉન્નતિ કરવી.

ભાવાર્થઃ—આ સંસારમાં ત્યાગ કરવા યોગ્ય શું છે, અને ગ્રહણ કરવા યોગ્ય શું છે, એવી રીતે હેય, ઉપાદેય અને જ્ઞેય સર્વ પદાર્થોને સૂર્યની માફક પોતાના જ્ઞાન બળવડે શ્રીજીન પરમાત્માએ પ્રકાશિત કર્યા છે, તેમણે ઉપદેશ કરેલો બોધ અને તે બોધને અનુસરનારા મળી શાસન કહેવાય છે, તે શાસનની ઉન્નતિ કરવી. શાસનની ખરી ઉન્નતિ તે શાસનને અનુસરનારા ઉચ્ચ વર્તનથી થઈ શકે, માટેજ ટીકાકાર લખે છે કે ન્યાય પ્રમાણે વ્યવહાર કરવાથી, જેમ ઘટે તેમ લોકનો વિનય કરવાથી, દીન, અનાથ, ગરીબ લોકોનો ઉદ્ધાર કરવાથી, તેમના દુઃખ ટાળવાથી, સુવિહિત યતિ–સાધુ પુરૂષોની પૂજા સત્કાર કરવાથી, પરિશુદ્ધ શીલ પાળવાથી, જીનભવન કરાવવાથી, યાત્રા સ્નાત્રા વગેરે જુદા જુદા પ્રકારના ઉત્સવ કરવાથી, શાસનની ઉન્નતિ થઈ શકે છે. શાસનની ઉન્નતિ કરવી એટલે શાસ્ત્રમાં કહેલો બોધ ઉત્તમ છે, એવી બીજાઓને પ્રતીતિ કરાવવી. તેને માટે ઉત્તમ એકજ ઉપાય છે, અને તે ઉપદેશ નહિ પણ તમારો આચાર છે. જે જ્ઞાનથી તેના પાળનારાનું જીવન ઉચ્ચ થયું તે જ્ઞાન ઉત્તમ પ્રકારનું હોવું જોઈએ એવી તમારા વર્તનથી, તમારા જીવનથી, તમારા ચારિત્રથી, તમારે અન્યને ખાતરી આપવી જોઇએ; બાકી બીજા બધા પુરાવાની બહુજ થોડી અસર થાય છે. આવી રીતે શાસનની ઉન્નતિ કરવાને પ્રયાસ કરવાથી શું ફળ આવે છે તે કહે છેઃ—

ભાવાર્થઃ—સકળ ઇચ્છિત પદાર્થને આપનાર ધર્મમાં ધનબુદ્ધિ કરવી, એટલે ધર્મ તેજ ધન છે. તેમ માનવું ધર્મધનાઃ હિ સાધવઃ કહ્યું છે કે સાધુ પુરૂષોને ધર્મ એજ ધન છે. માટે ધર્મ અથવા પોતાના વર્તનને-ચારિત્રને સજ્જનો ધનરૂપ લેખે છે. તે ધન શાશ્વતું છે, કારણ કે મરણ સમયે ધન, લોભ, કીર્તિ પદવી વગેરે સાથે આવનાં નથી, પણ માણસનું ચારિત્ર ગુણ અને ધર્મ સાથે આવે છે, તેજ ખરી રિદ્ધિ છે, અને તે શાસ્વત રિદ્ધિને પ્રાપ્ત કરનારા સ્થૂલ ધન અલ્પ હોવા છતાં સંતોષથી રહે છે, અને પરમ આનંદ ભોગવે છે.

तथा शासनोन्नतिकरणमिति ॥

અર્થઃ—જૈનશાસ્ત્રની ઉન્નતિ કરવી.

ભાવાર્થઃ—આ સંસારમાં ત્યાગ કરવા યોગ્ય શું છે, અને ગ્રહણ કરવા યોગ્ય શું છે, એવી રીતે હેય, ઉપાદેય અને જ્ઞેય સર્વ પદાર્થોને સૂર્યની માફક પોતાના જ્ઞાન બળવડે શ્રીજીન પરમાત્માએ પ્રકાશિત કર્યા છે, તેમણે ઉપદેશ કરેલો બોધ અને તે બોધને અનુસરનારા મળી શાસન કહેવાય છે, તે શાસનની ઉન્નતિ કરવી. શાસનની ખરી ઉન્નતિ તે શાસનને અનુસરનારા ઉચ્ચ વર્તનથી થઈ શકે, માટેજ ટીકાકાર લખે છે કે ન્યાય પ્રમાણે વ્યવહાર કરવાથી, જેમ ઘટે તેમ લોકનો વિનય કરવાથી, દીન, અનાથ, ગરીબ લોકોનો ઉદ્ધાર કરવાથી, તેમના દુઃખ ટાળવાથી, સુવિહિત યતિ-સાધુ પુરૂષોની પૂજા સત્કાર કરવાથી, પરિશુદ્ધ શીલ પાળવાથી, જીનભવન કરાવવાથી, યાત્રા સ્નાત્રા વગેરે જુદા જુદા પ્રકારના ઉત્સવ કરવાથી, શાસનની ઉન્નતિ થઈ શકે છે. શાસનની ઉન્નતિ કરવી એટલે શાસ્ત્રમાં કહેલો બોધ ઉત્તમ છે, એવી બીજાઓને પ્રતીતિ કરાવવી. તેને માટે ઉત્તમ એકજ ઉપાય છે, અને તે ઉપદેશ નહિ પણ તમારો આચાર છે. જે જ્ઞાનથી તેના પાળનારાનું જીવન ઉચ્ચ થયું તે જ્ઞાન ઉત્તમ પ્રકારનું હોવું જોઈએ એવી તમારા વર્તનથી, તમારા જીવનથી, તમારા ચારિત્રથી, તમારે અન્યને ખાતરી આપવી જોઇએ; બાકી બીજા બધા પુરાવાની બહુજ થોડી અસર થાય છે. આવી રીતે શાસનની ઉન્નતિ કરવાને પ્રયાસ કરવાથી શું ફળ આવે છે તે કહે છેઃ—

દ્રવ્યની જરૂર પડે છે, અને તે દ્રવ્ય મેળવવામાં માણસોનો સઘળો સમય પસાર થઈ જાય છે. આ રીતે પદાર્થોની વધતી જતી તૃષ્ણા માણસોને સંતોષ પામવા દેતી નથી, અને પરિણામ એ આવે છે કે માણસ તે તૃષ્ણાઓ સંતુષ્ટ થાય તે માટે જોઈતું દ્રવ્ય મેળવવામાં પોતાનો બધો સમય ગાળી દે છે. અસલમાં માણસ કેટલા સાધનોમાં પોતાનું ગુજરાન ચલાવી શકતો અને સંતોષી રહેતો તેના વાસ્તે પ્રાચીન શ્લોક અત્રે ટાંકવામાં આવે છે.

अत्युष्णात्सघृतादन्नादच्छिद्रात्सितवाससः ॥
अपरप्रेष्याभावाच्च शेषमिच्छन्पतत्यधः ॥१॥

ઘી સહિત અતિ ઉષ્ણ **અન્ન** છિદ્ર રહિત સફેદ **વસ્ત્ર અને પારકાની સેવાનો અભાવ,** એ ત્રણ સિવાય બીજાની ઇચ્છા કરનાર નીચે પડે છે. કહેવાનો સાર એ છે કે માણસ સ્વતંત્ર રીતે ખાવાને અન્નપાન અને પહેરવાને વસ્ત્ર મેળવે તો તેણે ઘણા સંતોષથી રહેવું. અસંતોષ એ ઉપર જણાવ્યા પ્રમાણે ધર્મનો વિરોધી છે; થોડું મળતાં માણસ વધારેની ઇચ્છા કરે છે અને વધારે મળતાં તેથી વધારેની ઇચ્છા જાગૃત થાય છે, આ રીતે લોભનો અંત આવતો નથી. અને લોભને લીધે વધારે ને વધારે દ્રવ્ય પેદા કરવાની લાલસમાં મરણ ને શરણ થાય ત્યાં સુધી તેને અવકાશ મળતો નથી. વળી કહ્યું છે કેઃ—

सन्तोषामृततृप्तानां यत्सुखं शान्तचेतसाम् ॥
कुतस्तद्धनलुब्धानामितश्चेतश्च धावताम् ॥

સંતોષ અમૃત વડે તૃપ્તિ પામેલા અને શાન્તચિત્તવાળાને જે સુખ મળે છે તે ધનને વિષે લુબ્ધ થયેલા અને ધનને વાસ્તે ચારે પાસે દોડતા પુરૂષોને ક્યાંથી મળી શકે? જેનું ચિત્ત સદા ઉદ્વેગમાં રહેલું હોય તેને સંતોષ ક્યાંથી સંભવે?

तथा धर्मे धनबुद्धिरिति ॥

**અર્થઃ**—વળી ધર્મમાં ધનબુદ્ધિ રાખવી.

ભાવાર્થઃ-સકળ ઇચ્છિત પદાર્થને આપનાર ધર્મમાં ધનબુદ્ધિ કરવી, એટલે ધર્મ તેજ ધન છે. તેમ માનવું ધર્મધનાः हि साधवः કહ્યું છે કે સાધુ પુરૂષોને ધર્મ એજ ધન છે. માટે ધર્મ અથવા પોતાના વર્તનને-ચારિત્રને સજ્જનો ધનરૂપ લેખે છે. તે ધન શાશ્વતું છે, કારણ કે મરણ સમયે ધન, લોભો, કીર્તિ પદવી વગેરે સાથે આવનાં નથી, પણ માણસનું ચારિત્ર ગુણ અને ધર્મ સાથે આવે છે, તેજ ખરી રિદ્ધિ છે, અને તે શાસ્વત રિદ્ધિને પ્રાપ્ત કરનારા સ્થૂલ ધન અલ્પ હોવા છતાં સંતોષથી રહે છે, અને પરમ આનંદ ભોગવે છે.

तथा शासनोन्नतिकरणमिति ॥

અર્થઃ—જૈનશાસ્ત્રની ઉન્નતિ કરવી.

ભાવાર્થઃ-આ સંસારમાં ત્યાગ કરવા યોગ્ય શું છે, અને ગ્રહણ કરવા યોગ્ય શું છે, એવી રીતે હેય, ઉપાદેય અને જ્ઞેય સર્વ પદાર્થોને સૂર્યની માફક પોતાના જ્ઞાન બળવડે શ્રીજીન પરમાત્માએ પ્રકાશિત કર્યા છે, તેમણે ઉપદેશ કરેલો બોધ અને તે બોધને અનુસરનારા મળી શાસન કહેવાય છે, તે શાસનની ઉન્નતિ કરવી. શાસનની ખરી ઉન્નતિ તે શાસનને અનુસરનારા ઉચ્ચ વર્તનથી થઈ શકે, માટેજ ટીકાકાર લખે છે કે ન્યાય પ્રમાણે વ્યવહાર કરવાથી, જેમ ઘટે તેમ લોકનો વિનય કરવાથી, દીન, અનાથ, ગરીબ લોકોનો ઉદ્ધાર કરવાથી, તેમના દુઃખ ટાળવાથી, સુવિહિત યતિ-સાધુ પુરૂષોની પૂજા સત્કાર કરવાથી, પરિશુદ્ધ શીલ પાળવાથી, જીનભવનં કરાવવાથી, યાત્રા સ્નાત્રા વગેરે જુદા જુદા પ્રકારના ઉત્સવ કરવાથી, શાસનની ઉન્નતિ થઈ શકે છે. શાસનની ઉન્નતિ કરવી એટલે શાસ્ત્રમાં કહેલો બોધ ઉત્તમ છે, એવી બીજાઓને પ્રતીતિ કરાવવી. તેને માટે ઉત્તમ એકજ ઉપાય છે, અને તે ઉપદેશ નહિ પણ તમારો આચાર છે. જે જ્ઞાનથી તેના પાળનારાનું જીવન ઉચ્ચ થયું તે જ્ઞાન ઉત્તમ પ્રકારનું હોવું જોઈએ એવી તમારા વર્તનથી, તમારા જીવનથી, તમારા ચારિત્રથી, તમારે અન્યને ખાતરી આપવી જોઇએ; બાકી બીજા બધા પુરાવાની બહુજ થોડી અસર થાય છે. આવી રીતે શાસનની ઉન્નતિ કરવાને પ્રયાસ કરવાથી શું ફળ આવે છે તે કહે છે:-

**कर्तव्या चोन्नतिः सत्यां शक्काविह नियोगतः ॥**
**अवन्ध्यं कारणं ह्येषा तीर्थकृन्नामकर्मणः ॥**

**ભાવાર્થ:**—જ્યારે શક્તિ હોય ત્યારે શાસનની ઉન્નતિ અવશ્ય કરવી કારણ કે તીર્થંકર નામ કર્મ પ્રાપ્ત કરવાનું તે ખરૂં કારણ છે; જે માણુસ સર્વ જીવ હિતમાં તત્પર રહે અને સર્વને સંસાર સમુદ્રથી તારવાને પ્રયત્ન કરે તે તીર્થંકર; તેવા સંજોગો અને તેવી સ્થિતિ જેણે પોતાની શક્તિ પ્રમાણે પરનું કલ્યાણ કરવાને અને પરને સદ્બોધ આપવાને પ્રયત્ન કર્યો હોય તેનેજ મળી શકે. માટે આવું ભવ્ય જગદુદ્ધારક થવાનું ઉચ્ચ-કર્તવ્ય તમે બજાવી શકો તે માટે તમારી હાલની સ્થિતિમાં તમારી શક્તિ પ્રમાણે પરનું કલ્યાણ કરવાના અને તમારા જ્ઞાન પ્રમાણે બીજાને બોધ આપવાના સત્પ્રયત્નનો આરંભ કરવો.

**तथा विभवोचितं विधिना क्षेत्रे दानमिति ॥**

**અર્થ:**—પોતાના વૈભવને ઉચિત દાન વિધિ સહિત ક્ષેત્રમાં દાન કરે.

**ભાવાર્થ:**—પોતાની શક્તિનો વિચાર કરી ભાવપૂર્વક દાન કરવું. ક્ષેત્ર એટલે દાન લેવાને અધિકારી પાત્ર સમજવો. કારણ કે યોગ્યપાત્રને આપેલું દાન બહુજ ફળ આપનારૂં થાય છે. હવે કેવી વિધિથી દાન આપવું તે શાસ્ત્રકાર પોતેજ જણાવે છે.

**सत्कारादिर्विधिर्निसङ्गता चेति ॥**

**અર્થ:**—સત્કાર કરવો એ વગેરે તથા સંગરહિતપણું (નિષ્કામવૃત્તિ) રાખવું તે વિધિ કહેવાય.

**ભાવાર્થ:**—ઉભા થવું, બેસવાને આસન આપવું, વંદન કરવું વગેરે વિનય કરવો તે સત્કાર કહેવાય. સત્કાર સહિત દેશકાળને અનુસરીને શ્રદ્ધા પ્રગટ થાય તેવી રીતે દાન આપવું તે વિધિપૂર્વક દાન કહેવાય. તે દાન નિષ્કામવૃત્તિથી આપવું એટલે દાન આપવામાં આલોક તથા પરલોક સંબંધી સુખની ઇચ્છા ન રાખવી. તેથી આત્માનો આનંદ, સ્વભાવ ખીલશે; કારણ કે ખરો આનંદ આપણી પાસે, જે

વસ્તુ હોય તેનો બીજા સાથે ભાગ કરી વાપરવામાંજ સમાયેલો છે. માટે દાન આપતી વેળા પારકો આપણો ઉપકાર માને, અથવા જગતમાં કીર્તિ મળે, અથવા પરભવમાં સુખ મળે તેવી લાલસા રાખવી નહિ. કારણ કે જ્યાં સુધી માણસમાં અમુક તૃષ્ણા છે, અને તે તૃષ્ણા નાશ ન પામે, ત્યાં સુધી તેને બીજો જન્મ લેવો પડે. આ રીતે તૃષ્ણા માણસને બાંધે છે, અને જે લોકો તૃષ્ણારહિતપણે કામ કરે છે, તેમને સદાનથી ઉત્પન્ન થયેલું કર્મ બાંધતું નથી, પણ જો બીજા કોઇ કર્મના વશથી બીજા જન્મ લેવા પડે તો તે સદાનના પુણ્યનું ફળ તો મળ્યા વિના રહેતું નથી. જેમ ઘઉંની જોડે સાંઠા ઘાસ વગેરે ઉગે તેમ પુણ્યનું ફળ તો મળે, પણ આપણી વૃત્તિ ઉચ્ચ પ્રકારની રાખવી કે જેથી અંતે આત્મજ્ઞાન થાય, અને તેથી સર્વ કર્મ ક્ષય થાય. હવે ક્ષેત્રનો વિચાર કરીએ.

वीतरागधर्मसाधवः क्षेत्रमिति ॥

અર્થઃ—વીતરાગ ધર્મને પાળનારા સાધુએ ક્ષેત્ર ગણવું.

ભાવાર્થઃ—વીતરાગ જીનપરમાત્માએ ઉપદેશ કરેલો ધર્મ જે પ્રધાન ગણે છે તે સાધુઓ ક્ષેત્ર સમજવા. અને તેઓ દાનને પાત્ર છે. મહાપુણ્યોદય વિના નીચે જણાવેલા ગુણવાળા પાત્ર મળી શકે નહિ.

क्षान्तो दान्तो मुक्तो जितेन्द्रियः सत्यवागभयप्रदाता ॥
मौक्तस्त्रिदण्डविरतो विधिग्रहीता भवति पात्रम् ॥१॥

ભાવાર્થઃ-ક્ષમાવાળો, ઇન્દ્રિયોને કાબુમાં રાખનાર, સર્વ સંગરહિત, જીતેંદ્રિય (ઇન્દ્રિયો જીતી છે જેણે તેવો), સત્ય બોલનાર, અભયદાન આપનાર, મનદંડ, વચનદંડ અને કાયદંડ એ ત્રણ દંડરહિત અને વિધિનું ગ્રહણ કરનાર એટલા ગુણવાળો યોગ્યપાત્ર સમજવો. આવા આવા ગુણવાળા સાધુ પુરૂષો દાન આપવાના યોગ્ય પાત્ર છે; માટે તેમને દાન આપવું. અહીંયા કોઇને શંકા થાય કે શું સાધુ પુરૂષોનેજ દાન આપવું, અને બીજાને દાન ન આપવું, તો તેનો જવાબ શાસ્ત્રકારજ આપે છે.

तथा दुःखितेष्वनुकम्पा यथाशक्ति द्रव्यतो भावतश्चेति ॥

અર્થઃ—દુઃખી પુરૂષને વિષે દ્રવ્યથી તથા ભાવથી યથાશક્તિ

ભાવાર્થઃ—પૂર્વે ભવમાં તથા આ ભવમાં કરેલા અશુભ કર્મના ઉદયથી જેની શારીરિક સ્થિતિ રોગગ્રસ્ત થઈ હોય, અથવા જે નિર્ધન હોય, અથવા જેની ધર્મ માર્ગમાં રૂચિ ન હોય તે સઘળા દુઃખી સમજવા. તેમના પર અનુકંપા કરવી. જેટલા જગતમાં દુઃખના પ્રકાર છે તેટલા દયા કરવાના પ્રકાર છે, તો પણ તેના બે મુખ્ય ભાગ પાડી શકાય, એક દ્રવ્યદયા, અને બીજી ભાવદયા. શરીર સંબંધી, અથવા આજીવિકા સંબંધી જે દુઃખ દૂર કરવું તે દ્રવ્યદયા. અને સંસાર ચક્રમાં જે સન્માર્ગના અજ્ઞાનથી ભમતો હોય, તેને સદ્બોધ આપી, સન્માર્ગે વાળવો તે ભાવદયા સમજવી. પરોપકાર જેવો સદ્ગુણ આ જગતમાં બીજો એક પણ નથી. કહ્યું છે કેઃ—

> श्लोकार्धेन मवक्ष्यामि यदुक्तं ग्रन्थकोटिभिः ॥
> परोपकारः पुण्याय पापाय परपीडनं ॥१॥
> अन्योपकारकरणं धर्माय महीयसे च भवतीति ॥
> अधिगतपरमार्थानामविवादो वादिनामत्र ॥२॥

જે કરોડો ગ્રંથમાં કહેવાયું છે તે હું અર્ધા શ્લોકથી કહીશ. **પરોપકાર પુણ્યને** વાસ્તે અને **પરપીડન** (પારકાને પીડા કરવી) તે પાપને વાસ્તે છે. પારકાને ઉપકાર કરવો એ મોટો ધર્મ છે, કારણ કે તત્ત્વને જાણનાર વાદી પુરૂષોના એમાં બે મત નથી. અર્થાત્ **પરોપકાર એ મોટો ધર્મ છે** તેને ભિન્ન ભિન્ન વિચારવાળા પુરૂષો પણ કબુલ કરે છે. મોક્ષ મેળવવાનું ઉત્તમોત્તમ સાધન દાન અને પરોપકાર છે. પરોપકારમાં, નિઃસ્વાર્થ પ્રેમમાં સઘળા ગુણનો સમાવેશ થાય છે. પ્રથમ માનપ્રતિષ્ઠા સારૂ દાન આપે છે, પછી પરભવના સુખની ઇચ્છાથી આપે છે. પણ અંતે પરંતુ દુઃખ દૂર કરવાના ઉચ્ચ અને નિઃસ્વાર્થ અભિલાષથી દાન આપે છે. આ રીતે ક્રમે ક્રમે ચડતાં ચડતાં પરોપકાર, દાન આપવાની બુદ્ધિ તે તેનો સ્વભાવજ થઈ રહે છે. તીર્થંકરો ને કરૂણાસાગર, કૃપાનિધિ વગેરે વિશેષણો આવા તેમના ઉચ્ચ ગુણને લીધેજ આપવામાં આવ્યા છે, માટે આપણે પણ તેમના પગ-

લે ચાલીને તે ગુણને ખીલવવા બનતો પ્રયત્ન કરવો આ સંબંધમાં Voice of silence નામના અધ્યાત્મિક ઉન્નતિના માર્ગદર્શક પુસ્તક માં લખેલું છે કે.

Let thy soul lend its ear to every cry of pain, like as the lotus bares its heart to drink the morning sun. Let not the fierce sun dry one tear of pain, before thyself hast wiped it off from the sufferer's eye. But let each burning human tear drop on thy heart, and there remain, nor ever brush it off, until the pain that caused it is removed. These tears, Oh thou of heart most merciful, these are the streams that irrigate the fields of charity immortal. It is on such soil that grows the midnight blossom of Buddha, Arhat and other Great Ones. It is the seed of freedom from rebirth. It isolates the Arhat both from strife and lust and it leads him unto peace and bliss known only by the spirit.

"જેવી રીતે પ્રાતઃકાળના સૂર્યનાં કિરણ ગ્રહણ કરવાને કમળ પોતાનું હૃદય ઉઘાડે છે, તેવીજ રીતે દુઃખનો દરેક પોકાર સાંભળવાને તારા કાન ઉઘાડા રાખ. તે દુઃખી મનુષ્યની આંખમાંથી તું આંસુ ન લુછી નાંખે ત્યાં સુધી સૂર્યના પ્રચંડ કિરણથી તે આંસુને સુકાવા દેતો નહિ. પણ મનુષ્યનું બળતું દરેક આંસુનું ટીપું તારા હૃદય ઉપર પડવા દેજે અને ત્યાં રહેવા દેજે, અને જે કારણથી તે આંસુ પડયું તે કારણ તું દૂર ન કરી શકે, ત્યાં સુધી તારા હૃદયપટપર પડેલા તે આંસુને ખંખેરી નાંખતો નહિ. હે અત્યંત દયાળુ હૃદયના માનવી ! આ આંસુના ઝરાથી શાશ્વત દયાનું ખેતર પોષાય છે, અને આવી જગ્યા ઉપરજ બુદ્ધ અર્હત્ અને બીજા મહાત્માઓ પુષ્પની માફક ખીલી નીકળે છે. તે અર્હતને પુનર્જન્મના ચક્રમાંથી મુક્ત કરનાર **બીજ** છે. તેથી અર્હત્

વાન્ કલહ અને કામથી છુટા થાય છે અને તેજ, બીજા તેમને કેવળ આત્માથીજ અનુભવી શકાય તેવી શાંતિ અને આનંદના ધામ ભણી લેઈ જાય છે" દયાને પરોપકારની આ ઉચ્ચ ભાવના એકદમ આપણાથી પ્રાપ્ત ન કરી શકાય એ સ્વાભાવિક છે, પણ તેને વાસ્તે હાલ જે સ્થિતિમાં આપણે હોઇએ તે સ્થિતિમાંથી પ્રારંભ કરવો જોઇએ.

तथा लोकापवादभीरुत्वेति ॥

**અર્થઃ**—લોકના અપવાદથી ડરતા રહેવું.

**ભાવાર્થઃ**—સર્વ જનને આપણા ઉપર દ્વેષ થાય તેવું વર્તન ન કરવું. નિપુણ બુદ્ધિથી વિચાર કરી નિરંતર વર્તવું. લોકોમાં અપયશ મળે તેવું અધમ કાર્ય ન કરવું, કારણકે તેથી પ્રતિષ્ઠા ઘટે છે, તેટલુંજ નહિ પણ તે માણસમાં કાંઇ સારૂં હોય તેનો લાભ તે બીજાને આપી શકતો નથી. જેમ સર્પ મણિવાળો હોય પણ તે કરડશે તેવા ભયથી કોઇ તેની મણિ લેવા લલચાતું નથી, તેમ જેને વિષે લોકોમાં ખોટું બોલાતું હોય, જેને વિષે લોકોનો હલકો અભિપ્રાય હોય તેવા માણસમાં બીજા ગુણ હોય પણ તે ગુણનો લાભ બીજા લેઇ શકતા નથી, અને તે આપી શકતો પણ નથી. માટે કાર્યાકાર્યનો વિચાર કરી યોગ્ય માર્ગે પ્રવર્તવું. લોકાપવાદ અપયશ મરણ કરતાં પણ અધિક છે. કહ્યું છે કેઃ—

वचनीयमेव मरणं भवति कुलीनस्य लोकमध्येऽस्मिन् ॥
मरणे तु कालपरिणतिरियं जगतोऽपि सामान्या ॥ १ ॥

**અર્થઃ**—આ લોકમાં કુળવાન પુરૂષોને કલંક-અપયશ તેજ મરણ છે. અને કાળ આવે મરણ થાય તે તો સર્વજનને સામાન્ય છે. માટે હલકા કામમાં પ્રવૃત્તિ ન કરવી.

तथा गुरुलाघवापेक्षणमिति.

**અર્થઃ**—ગુરૂ લાઘવનો વિચાર કરવો.

**ભાવાર્થઃ**—થોડા લાભને આપનાર પક્ષ, લાઘવપક્ષ કહેવાય. અને વધારે લાભને આપનાર પક્ષ ગુરૂપક્ષ કહેવાય. ધર્મ, અર્થ અને

કામ એ ત્રણે પુરૂષાર્થમાં ગુણ કયામાં વધારે રહેલો છે, અને અવગુણ કયામાં વધારે રહેલો છે તેનો બરાબર વિચાર કરવો. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષા ધ્યાનમાં રાખી આ વિચારવું જોઇએ, એ બુદ્ધિમાનોનું આવશ્યક કર્તવ્ય છે. એ પ્રમાણે થોડા લાભવાળા અને વધારે લાભવાળા પક્ષનો વિચાર કરી શું કરવું તે શાસ્ત્રકાર પોતે જણાવે છે.

बहुगुणे प्रवृत्तिरिति ॥

**અર્થઃ—બહુ ગુણવાળામાં પ્રવૃત્તિ કરવી.**

**ભાવાર્થઃ**—ઉત્સર્ગ માર્ગમાં તો આ પ્રશ્નને વાસ્તે અવકાશજ નથી; કારણ કે ઉત્સર્ગ માર્ગ તો સર્વદા લાભકારી છે, પણ જ્યાં અપવાદ માગ હોય ત્યાં ગુણ અને દોષનું વિવેચન મનથી કરવું, અને જે કાર્યમાં લાભ બહુ હોય, અને દોષ થોડો હોય તે કાર્ય કરવું. વણિકની માફક આયવ્યય (આવક અને ખરચ અથવા લાભ અને ગેરલાભ) નો વિચાર કરી વધારે ગુણ પ્રાપ્ત થતો હોય, અને જેમ બને તેમ તેમ ઓછો ગેરલાભ થતો હોય તેવા કાર્યમાં પ્રવર્તન કરવું. મહા મુનિઓ નીચે પ્રમાણે આ સંબંધમાં કહે છે.

अप्पेण वहुमेसेज्जा एयं पंडियलक्खणं ॥
सव्वासु पडिसेवासु एयं अट्ठपदं विऊ ॥ १ ॥

**અર્થઃ**—અલ્પદોષથી ઘણા ગુણની ઇચ્છા કરવી તે પંડિતનું લક્ષણ છે. અને સઘળા અપવાદ માર્ગમાં આજ સૂત્ર ધ્યાનમાં રાખવું. આ અપૂર્ણ જગતમાં એવું એક પણ કાર્ય નથી કે જે સર્વ રીતે સંપૂર્ણ અને શુદ્ધ કહી શકાય, માટે ગુણદોષનો વિચાર કરી વધારે લાભકારી કાર્ય કરવા તત્પર થવું.

तथा चैत्यादिपूजापुरस्सरं भोजनमिति ॥

**અર્થઃ—તથા ચૈત્ય વગેરેની પૂજા કર્યા પછી ભોજન કરવું.**

**ભાવાર્થઃ**—ભોજન કરતાં પહેલાં શ્રાવકે ચૈત્ય એટલે અરિહંત ભગવાનની પ્રતિમાની તથા આદિ શબ્દથી સાધુ, સાધર્મિક વગેરેની સેવા

તા. એટલે ભગવાનની સુખડ, ધૂપ, પુષ્પ વગેરેથી તેમજ સ્તોત્રથી એટલે દ્રવ્યથી અને ભાવથી પૂજા કરવી, તેમજ અન્નપાન, વગેરેનું સાધુને દાન આપવું, તથા પોતાની શક્તિ પ્રમાણે દુઃખથી રીબાતા સાધર્મિક બાંધવોને જમાડવું. પોતાની શક્તિ અલ્પ હોય તો એક અનાથને પણ ભોજન આપવું. આટલું કામ કર્યા પછી પોતે ભોજન લેવું. શાસ્ત્રમાં અન્ય સ્થળે લખેલું છે કેઃ—

जिणपूओचियदाणं परियणसंभालणा उचियकिच्चं ।।
ठाणुववेसो य तहा पचक्खाणस्स संभरणम् ।। १ ।।

અર્થઃ—જિન પૂજા કરવી, નિત્યે દાન આપવું, પરિજનની સંભાળ રાખવી, પોતાને ઉચિત કાર્ય કરવું, પોતાને યોગ્ય સ્થાને બેસવું, તથા કરેલું પચ્ચખાણ સંભારી જવું.

तथा तदन्त्वेव प्रत्याख्यानक्रियेति ।।

અર્થઃ—તે પછી પણ પ્રત્યાખ્યાન કરવું.

ભાવાર્થઃ—ભોજન કરી રહ્યા પછી પણ શ્રાવક નીચે પ્રમાણે પ્રત્યાખ્યાન કરે. અશન, પાન, ખાદિમ, અને સ્વાદિમ એ ચાર પ્રકારના આહાર છે, તેમાંથી કોઇ બે પ્રકારના આહારનો ત્યાગ કરે, કોઇ ત્રણ પ્રકારના આહારનો ત્યાગ કરે, અને કોઇ ચાર પ્રકારના આહારનો ત્યાગ કરે. એ રીતે પોતાની શક્તિ મુજબ દરેકે પ્રત્યાખ્યાન કરવું.

तथा शरीरस्थितौ प्रयत्नेति ।।

અર્થઃ—વળી શરીરની સ્થિતિના સંબંધમાં પ્રયત્ન કરવો.

ભાવાર્થઃ—પછી શરીરની સ્થિતિના સંબંધમાં વિચાર કરે, એટલે શરીર જેથી મજબુત અને નિરોગી રહે, પોતાનું કામ કરવાને સમર્થ સાધન થાય, અને ધર્મ કાર્યમાં તથા જ્ઞાન પ્રાપ્તિના કાર્યમાં વિઘ્નરૂપ ન થાય તેવું શરીર રાખવાને વાસ્તે જે યોગ્ય ઉપાયો હોય તેનો આશ્રય લે. શરીરને તેલ ચોળાવવું, શરીરની ચંપી કરાવવી, અને પછી સ્નાન કરવું, વગેરે ઉપચારો શરીર રક્ષણ અર્થે કરે. પ્રાચીન સમયમાં લોકો ધર્મને મુખ્ય ગણતા, અને જ્ઞાન મેળવવા બુદ્ધિ વાપરતા

પણ શરીરનો તદ્દન અનાદર કરતા ન હતા; અને તેથી ધાર્મિક અને માનસિક ઉન્નતિની સાથે તેઓનાં શરીર પણ સુદૃઢ હતાં. તેઓ સારી રીતે સમજતા હતા કેઃ—

धर्मार्थकाममोक्षाणां शरीरं कारणं यतः ॥
ततो यत्नेन तद्रक्ष्यं यथोक्तैरनुवर्तनैः ॥ १ ॥

અર્થઃ—ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું સાધન શરીર છે, માટે ઉપર જણાવેલી શરીરને સુખકારી વર્તનથી શરીરનું રક્ષણ કરવું જોઇએ.

જૈનોની શારીરિક સ્થિતિ હાલમાં બહુજ અધમ દશામાં આવી પડી છે. ભવ્ય મુખાકૃતિ અને શરીર ઉપર તંદુરસ્તીનું નુર ભાગ્યેજ જોવામાં આવે છે. જ્યાં જોઇએ ત્યાં માંદગી અને શારીરિક નિર્બળતા નજરે પડે છે. સ્થિતિ ઘણી શોચનીય છે. હાલની હિંદુસ્થાનના લોકોની શારીરિક સ્થિતિના સંબંધમાં જે વિચારો એક મીસ્તરનો હિંદુ એમ. એ. લખે છે તે કોઇપણ શબ્દ ફેરવ્યા વિના જૈનોને લાગુ પડી શકે. તે લખે છે કેઃ—

In the past they reached very high on the ladder of intellectual and spiritual progress. The desire for intellectual and spiritual progress became very keen. National physique was neglected They were dragged down from their heights, and now we see the sorry spectacle of a nation with large capacities for intellectual and spiritual life, but with no nerve to take up either with any hope of success. What a sorry spectacle this a nation of weaklings with high aspirations, but with no power to take up work earnestly and persistently. The weakness of the Hindus is due to his fall from the heights of the past, due to the neglect of the laws of the lower planes of life.

"ભૂતકાળમાં હિંદવાસીઓ માનસિક અને આધ્યાત્મિક નીસરણીના ઉચ્ચ પગથીઆપર ચડયા હતા. માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિની ઇચ્છા બહુજ તીવ્ર થઈ, અને તેથી પ્રજાના શરીર તરફ તેઓએ દુર્લક્ષ કર્યું, તેઓ પોતાની ઉચ્ચાસ્થાથી નીચે પડયા, અને તેથી કરીને ધાર્મિક અને માનસિક જીવનને વાસ્તે મોટી શક્તિવાળી, પ્રજા આપણી નજરે પડે છે, પણ તે બેમાંથી એક પણ માર્ગમાં ફતેહ મળે, તે વાસ્તે જોઇતું શરીરબળ તે પ્રજામાં દૃષ્ટિગોચર થતું નથી. ઉંચી અભિલાષાઓ હોવા છતાં, તે તૃપ્ત કરવાને ખંતથી અને એક ચિત્તથી કાર્ય કરવાની શક્તિ ન હોય, તેવા નિર્બળ મનુષ્યોની બનેલી પ્રજા જોઈ કોણ દિલગીર ન થાય! આ સ્થૂળ ભુવનના કાયદાઓની બેદરકારીથી હિંદવાસીઓ પોતાની ઉચ્ચ સ્થિતમાં નીચે આવ્યા છે, અને નિર્બળ બન્યા છે. આવી જૈનોની શારીરિક સ્થિતિ ઘણે ભાગે થયેલી છે, તેનાં મુખ્ય ત્રણ કારણો નીચે પ્રમાણે છે. બાળલગ્ન, શારીરિક કેળવણી (કસરત) વગેરેનો અભાવ અને આરોગ્યવિદ્યા અને શરીરના બંધારણ સંબંધીના નિયમોનું અજ્ઞાન. આ ત્રણ વિષયો ઉપર સવિસ્તર વર્ણન કરવાથી ગ્રન્થ ગૌરવ થાય. માટે તે સૂચવીનેજ આગળ ચલાવીશું; જો જૈનોએ ખરેખરૂં પુરૂષાર્થ પ્રાપ્ત કરવું હોય, તો બાળલગ્ન અટકાવવાની પ્રથમ જરૂર છે, તે સાથે દરેક જૈને કસરત કરવી જોઇએ, અને બીજા વ્યવહારિક વિષયોની સાથે આરોગ્યવિદ્યાના અને શરીર બંધારણના નિયમો સંબંધી જ્ઞાન નિશાળમાં તેમને મળે તેવી ગોઠવણ થવી જોઇએ. આમ થશે ત્યારેજ જૈનો ખરેખરા શૂરવીર નીકળશે, અને કર્મ શત્રુને જીતનાર જીનનું ખરૂં નામ સંપાદન કરશે. માટે શરીર તરફ બહુજ લક્ષ આપવાની હાલમાં જરૂર છે.

तथा तदुत्तरकार्यचिन्तेति ॥

અર્થ—(શરીર સ્થિતિને અર્થે) ભવિષ્યકાળમાં કરવાના કાર્યો સંબંધી વિચાર કરવો.

ભાવાર્થ:—શરીરના નિભાવ અર્થે અન્નપાનની જરૂર છે, તે સઘળું દ્રવ્યથી મળી શકે, તો દ્રવ્ય કેવી રીતે મળે તે સંબંધી વિચાર

કરવો, એટલે પોતાને ઉચિત એવો વ્યાપાર કરવો. શરીર ટકે તેમજ પોતાના ઉપર આધાર રાખતા કુટુમ્બ વર્ગના ગુજરાન અર્થે દ્રવ્ય પ્રાપ્તિ સારૂ વ્યાપાર કરવો, પણ આળસુ નિરૂદ્યમી બેસી રહેવું નહિ, તેમ છતી શક્તિએ બીજાની ઉપર ગુજરાનને સારૂ આધાર રાખવો નહિ.

**तथा कुशलभावनायां प्रबन्ध इति.**

**અર્થ**—સારી ભાવનાઓમાં ચિત્તને પરોવવું.

**ભાવાર્થ**—દુનિયાના તમામ જીવો સુખી થાઓ, સર્વે જીવો મોક્ષ પામો, સંસારમાંથી કલેશ કંકાસ નિર્મૂળ થાઓ,' સર્વત્ર શાંતિ પ્રસરો, લોકોમાં સદ્દજ્ઞાન અને સદ્વિચારો ફેલાવો પામો આવી રીતે અનેક પ્રકારે શુભ ભાવનાઓ ભાવવી. શુભ ભાવનાઓ નિરર્થક જતી નથી. શુભ ભાવનાઓ એ શુભ વિચારો છે, અને શુભ વિચારોની આકૃતિઓ સૂક્ષ્મ ભૂમિકામાં બંધાય છે. તે શુભ વિચારની આકૃતિઓ ચારે તરફ ફેલાય છે, તે અન્ય મનુષ્યોના મનના સંબંધમાં આવે છે, અને તેનામાં પણ એવા વિચારો જાગૃત કરે છે. આવી તે શુભ ભાવનાઓને લીધે જગતમાંથી ઘણે અંશે કલેશ કંકાસ મટી જાય, અને લોકો સુખી થાય, પણ એવી ભાવનાઓ કરનારનું પ્રમાણ તેથી વિરૂદ્ધ વિચાર કરનારાની સંખ્યા તપાસતાં બહુ અલ્પ છે, અને તેથીજ જગતમાં જ્યાં ત્યાં કલહ કંકાસ નજરે પડે છે. વળી જે શુભ ભાવનાઓ કરે છે તે પોતે શુભ વિચારોનું કેન્દ્રસ્થાન ( મધ્યાબિંદુ ) બને છે, અને તેથી જગતમાં જે જે સારા વિચારોનાં રૂપો હોય તે તેના તરફ આકર્ષાય છે, અને તેથી તેના શુભ વિચારોને પુષ્ટ આલંબન મળે છે; વળી આવી ભાવનાઓથી સકળ પ્રાણી માત્ર સાથે તેને મૈત્રી થાય છે, અને ઘણાક પુરૂષો સાથે પૂર્વભવના અશુભ કર્મબંધ વિખરાઈ જાય છે. વળી શુભ ભાવનાઓ માણસને શુભ કર્મ-કાર્ય કરવાને પ્રેરે છે. માટે નિરંતર ઉચ્ચ અને શુભ ભાવનાઓ ભાવવી. દૃષ્ટાન્ત તરિકે:—

सर्वेऽपि सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चित्पापमाचरेत् ॥

સર્વે સુખી થાઓ, સર્વે રોગરહિત થાઓ, સર્વે કલ્યાણને પામો અને કોઇ પણ પ્રાણી પાપ કર્મ કરો નહિ. અથવા બૃહત્શાન્તિમાં લખ્યા પ્રમાણેઃ—

शिवमस्तु सर्व जगतः परहितनिरता भवन्तु भूतगणाः ॥
दोषाः प्रयान्तु नाशं सर्वत्र सुखिनो भवन्तु लोकाः ॥ १ ॥

સર્વ જગતનું કલ્યાણ થાઓ, પ્રાણીનો સમૂહ પારકાના હિતમાં તલ્લીન થાઓ, સર્વે દોષો નાશ પામો અને સર્વત્ર લોકો સુખી થાઓ. આ રીતે નિરંતર ઉચ્ચ ભાવનાઓ ભાવવી, અને તેને વ્યવહારમાં અનુભવવાને યથાશક્તિ યથામતિ પ્રયત્ન કરવો.

तथा शिष्टचरित्रश्रवणमिति ॥

અર્થઃ—વળી શિષ્ટ પુરૂષોના ચરિત્રનું શ્રવણ કરે.

ભાવાર્થઃ—પ્રથમ અધ્યાયમાં શિષ્ટાચાર પ્રશંસનમ્ એ સૂત્રના શિષ્ટ પુરૂષોનો કેવો આચાર હોવો જોઈએ તેનું સવિસ્તાર વર્ણન કરેલું છે. તેવા ગુણવાળા પુરૂષોના ચરિત્રો નિત્ય સાંભળવા. મહાન્ પુરૂષોના જીવનચરિત્રપરથી જે બોધ મળે છે, તે કરોડો નોવેલો અથવા રસિક પુસ્તકો વાંચવાથી મળી શકતો નથી. તેવાં જીવનચરિત્રો વાંચવાથી જો તે મહાન્ પુરૂષપર ભક્તિ જાગૃત થાય, અને તેમનાં અલૌકિક ગુણોમાંથી એકાદ ગુણ પુરેપુરી રીતે પ્રાપ્ત કરવા આપણામાં દૃઢ અભિલાષા ઉત્પન્ન થાય તો આપણી જીંદગી ખરેખરી સાર્થક નીવડે. ચરિત્રો અને ખરા વૃત્તાંતો વાંચવાથી, તેઓનાં કૃત્યનો, જ્ઞાનનો અને ઉમદા ગુણનો કંઈક ખ્યાલ આપણને આવે છે. અને આપણે આત્મનિરીક્ષણ કરતાં શિખીએ છીએ. પોતાનામાં કયા દુર્ગુણો તથા સદ્ગુણો છે તે આ રીતે આપણે સહજ જોઈ શકીએ છીએ. માટે મહાન્ પુરૂષોનાં ચરિત્રો અનુકરણ કરવા લાયક દૃષ્ટાંત તેમજ આપણી સ્થિતિનું ભાન કરાવનાર માનસિક દર્પણ છે.

तथा सांध्यविधिपालनेति ॥

અર્થઃ—પછી સંધ્યાકાળનો જે વિધિ તેનું પાલન કરે.

**ભાવાર્થ:**—સંધ્યાકાળે કરવા યોગ્ય જે અનુષ્ઠાન તે કરવાને તત્પર રહે. દિવસનો આઠમો ભાગ એટલે આશરે ચાર ઘડી બાકી રહે એટલે ભોજન વગેરે કરી લેઈ સાંજને યોગ્ય જે ક્રિયા કરવાની હોય તેને વાસ્તે શ્રાવકે તત્પર થવું જોઇએ.

**यथोचितं तत्प्रतिपत्तिरिति ॥**

**અર્થ:**—યથાયોગ્ય તે વિધિ અંગીકાર કરવો.

**ભાવાર્થ:**—પોતાનું જેટલું સામર્થ્ય હોય, અને પોતાનો જેવો ભાવ વર્તતો હોય તે શક્તિ તથા તે ભાવ ધ્યાનમાં લેઈ સંધ્યાકાળની વિધિ અંગીકાર કરે; હવે સંધ્યા વિધિ કેવા પ્રકારની છે તે શાસ્ત્રકારજ જણાવે છે.

**पूजापुरस्सरं चैत्यादिवन्दनमिति ॥**

**અર્થ:**—પૂજા સહિત ચૈત્ય વગેરેનું વંદન કરવું.

**ભાવાર્થ:**—સંધ્યાકાળને યોગ્ય જે પૂજા તે કર્યા પછી ચૈત્યવંદન કરવું, અને આદિ શબ્દથી યતિનું વંદન કરવું અને માતપિતાને વંદન કરવું.

**तथा साधुविश्रामणा क्रियेति ॥**

**અર્થ:**—વળી સાધુને વિશ્રામ મળે તેવી ક્રિયા કરે.

**ભાવાર્થ:**—મોક્ષ પ્રાપ્ત કરવાનું યોગ્ય સાધન જે યોગ તે યોગ-ક્રિયાને આચરનારા, તેમજ સ્વાધ્યાય, ધ્યાન વગેરેમાં મન તલ્લીન કરવાથી થાકી ગયેલા સાધુઓની, તેમની સેવા કરનાર સાધુઓના અભાવમાં, સેવા કરી વિશ્રામ પમાડવો. સાધુ પુરૂષો યોગ માર્ગમાં પ્રવૃત્ત થવાથી, અથવા સ્વાધ્યાયમાં તલ્લીન થવાથી અથવા ધ્યાનમાં મગ્ન થવાથી થાકી ગયા હોય તો શ્રાવકે તેમની વૈયાવચ્ચ કરી તેમને વિશ્રામ આપવો, એટલે તેમનો થાક ઉતરે તેવી રીતે તેમના શરી-રની સેવા કરવી.

**तथा योगाभ्यास इति ॥**

**અર્થ:**—વળી યોગનો અભ્યાસ કરવો.

**ભાવાર્થ:**—યોગનો અભ્યાસ કરવો. મહર્ષિ પતંજલિ લખે છે કે **योगश्चित्तवृत्तिनिरोधः** ચિત્તની વૃત્તિનો નિરોધ તે યોગ. જે

સર્વે સુખી થાઓ, સર્વે રોગરહિત થાઓ, સર્વે કલ્યાણને પામો અને કોઇ પણ પ્રાણી પાપ કર્મ કરો નહિ. અથવા બૃહચ્છાંતિમાં લખ્યા પ્રમાણે:—

शिवमस्तु सर्व जगतः परहितनिरता भवन्तु भूतगणाः ॥
दोषाः प्रयान्तु नाशं सर्वत्र सुखिनो भवन्तु लोकाः ॥ १

સર્વ જગતનું કલ્યાણ થાઓ, પ્રાણીનો સમૂહ પારકાના હિતમાં તલ્લીન થાઓ, સર્વે દોષો નાશ પામો અને સર્વત્ર લોકો સુખી થાઓ. આ રીતે નિરંતર ઉચ્ચ ભાવનાઓ ભાવવી, અને તેને વ્યવહારમાં અનુભવવાને યથાશક્તિ યથામતિ પ્રયત્ન કરવો.

तथा शिष्टचरितश्रवणमिति ॥

**અર્થ:**—વળી શિષ્ટ પુરૂષોના ચરિત્રનું શ્રવણ કરે.

**ભાવાર્થ:**—પ્રથમ અધ્યાયમાં શિષ્ટાચાર પ્રશંસનમ્ એ સૂત્રમાં શિષ્ટ પુરૂષોનો કેવો આચાર હોવો જોઈએ તેનું સવિસ્તાર વર્ણન કરેલું છે. તેવા ગુણવાળા પુરૂષોના ચરિત્રો નિત્ય સાંભળવા. મહાન્ પુરૂષોના જીવનચરિત્રપરથી જે બોધ મળે છે, તે કરોડો નોવેલો અથવા રસિક પુસ્તકો વાંચવાથી મળી શકતો નથી. તેવાં જીવનચરિત્રો વાંચવાથી જો તે મહાન્ પુરૂષપર ભક્તિ જાગૃત થાય, અને તેમનાં અલૌકિક ગુણોમાંથી એકાદ ગુણ પુરેપુરી રીતે પ્રાપ્ત કરવા આપણામાં દૃઢ અભિલાષા ઉત્પન્ન થાય તો આપણી જીંદગી ખરેખરી સાર્થક નીવડે. ચરિત્રો અને ખરા વૃત્તાંતો વાંચવાથી, તેઓનાં કૃત્યનો, જ્ઞાનનો અને ઉમદા ગુણોનો કંઈક ખ્યાલ આપણને આવે છે. અને આપણે આત્મનિરીક્ષણ કરતાં શિખીએ છીએ. પોતાનામાં કયા દુર્ગુણો તથા સદ્‌ગુણો છે તે આ રીતે આપણે સહજ જોઈ શકીએ છીએ. માટે મહાન્ પુરૂષોનાં ચરિત્રો અનુકરણ કરવા લાયક દૃષ્ટાંત તેમજ આપણી સ્થિતિનું ભાન કરાવનાર માનસિક દર્પણ છે.

तथा सांध्यविधिपालनेति ॥

**અર્થ:**—પછી સંધ્યાકાળનો જે વિધિ તેનું પાલન કરે.

ભાવાર્થઃ—જે ક્રિયા કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય તેવી ક્રિયા કરવી, અને જેથી મન મલીન થાય તેવી ક્રિયાનો ત્યાગ કરવો. મનને શુદ્ધ કરવું એ કામ અતિ કઠિન છે.

The evil passions, rising within the mind,
Hard to be overcome, should manfully be fought,
He who conquers these,
Is the conqueror of the world.

મનની અંદર ઉત્પન્ન થતા દુર્જય દુષ્ટ મનોવિકારોની સામે બહાદુરતાથી લડવું જોઇએ. જે તેમના ઉપર જય મેળવે છે, તે ત્રણ ભુવનનો જીતનાર છે. મનને મલિન કરનાર ચાર કષાયો છે. ક્રોધ, માન, માયા અને લોભ. ક્રોધ પ્રીતિનો નાશ કરે છે, માન વિનયનો નાશ કરે છે, માયા મિત્રના અને સરળતાનો નાશ કરે છે, અને લોભ સર્વનો વિનાશ કરે છે, એ પ્રમાણે તે ચારને અનર્થ રૂપ વિચારી તેનો ત્યાગ કરી અંતઃકરણને શુદ્ધ બનાવવા મથવું. કહ્યું છે કે—

चित्तरत्नमसंक्लिष्टमान्तरं धनमुच्यते ॥
यस्य तन्मुषितं दोषैस्तस्य शिष्टा विपत्तयः ॥

ક્લેશ રહિત ચિત્તરત્ન તે માણસનું અંતર્ધન છે. જેનું આ ધન ક્રોધાદિ દોષોથી ચોરાઇ ગયેલું છે તેને સમગ્ર વિપત્તિઓ આવી મળે છે. માટે અંતઃકરણ જેમ શુદ્ધ રહે તેમ પ્રયત્ન કરવો; જે આદર્શ (આરીસો) મેલ રહિત હોય છે તે ઉપર સૂર્યનું પ્રતિબિંબ યથાર્થ રીતે પડે છે, તેમ જેનું અંતઃકરણ શુદ્ધ હોય છે તેના ઉપર આત્મસૂર્યના કિરણો બરાબર રીતે પડે છે, અને તેથી તે માણસ જ્ઞાની થાય છે.

तथा भवस्थितिप्रेक्षणमिति ॥

અર્થઃ—વળી સંસારની સ્થિતિનો વિચાર કરે.

ભાવાર્થઃ—સંસારનું સુખ કેવું દુઃખગર્ભિત અને ક્ષણિક છે તે ઉપર વિચાર કરવો જોઈએ. જેમકે:—

વસ્તુના સંબંધમાં ઇન્દ્રિયો આવે છે તે તે વસ્તુઓની છાપ તેઓ ચિત્ત ઉપર પાડે છે, તેથી ચિત્તની વૃત્તિઓ તે તે વસ્તુ પ્રતિ દોરાય છે, વળી ઇન્દ્રિયોને વશ કરીને માણસ બેસે, તો પણ પૂર્વે કરેલા વિચારોના તરંગો ચિત્તને દોલાયમાન કરે છે, અને તેથી ક્ષણે ક્ષણે ચિત્તમાં નવા નવા સંકલ્પવિકલ્પો જાગૃત થયાજ કરે છે. એક ક્ષણભર પણ ચિત્ત સ્થિર રહેતું નથી, તેવા ચિત્તને અભ્યાસ અને વૈરાગ્યથી સ્થિર કરવા પ્રયત્ન કરવો, અને આમ તેમ ભટકતા મનને એક વસ્તુ અથવા એક તત્વ ઉપર સ્થિર કરવું તે એકાગ્રતા કહેવાય છે; અને તે એકાગ્રતાથી ચિત્ત તથા તે વસ્તુ અથવા તત્વનો યોગ-સંયોગ થાય છે. આવા યોગના ટીકાકાર બે ભાગ પાડે છે. એક **સાલંબન** યોગ અને બીજો **નિરાલંબન** યોગ. કોઈ પણ પદાર્થની સ્થૂળ અથવા માનસિક મૂર્તિ ઉપર ચિત્તને એકાગ્ર કરવું તે સાલંબન યોગ કહેવાય, અને કોઈ પણ તત્વ અથવા નિરાકાર પદાર્થનું ધ્યાન કરવું તે નિરાલંબન યોગ કહેવાય. કહ્યું છે કેઃ—

सालंबनो निरालंबनश्च योगः परो द्विधा ज्ञेयः ॥
जिनरूपध्यानं खल्वाद्यस्तत्त्वगस्त्वपरः ॥ १ ॥

ઉત્કૃષ્ટ યોગના સાલંબન અને નિરાલંબન એવા બે ભાગ જાણવા. જીનની પ્રતિમા અથવા સમોવસરણ સમયે બેઠેલા અર્હદ્ ભગવાનના સ્વરૂપનું ધ્યાન તે સાલંબન યોગ, અને તત્વને લગતું ધ્યાન તે નિરાલંબન યોગ સમજવો. નિરાલંબન યોગ સહજ પ્રાપ્ત થાય નહિ, માટે તેના પ્રથમ પગથીયા રૂપે સાલંબન ધ્યાન કરવું એજ હિતકારી છે, એટલે ભગવાનની મૂર્તિનું ધ્યાન કરવું.

तथा नमस्कारादिचिन्तनमिति ॥

**અર્થઃ**—નમસ્કાર વગેરેનું ચિન્તવન કરવું.

**ભાવાર્થઃ**—નમસ્કાર એટલે નવકારમાં કહેલા પંચ પરમેષ્ઠિનું ચિંતન કરવું તેમજ આદિ શબ્દથી સ્વાધ્યાય એટલે પોતાને અભ્યાસ કરવાના જ્ઞાનના ગ્રન્થોનું ચિંતન કરવું.

तथा प्रशस्तभावक्रियेति ॥

**અર્થઃ**—વખાણવા લાયક અંતઃકરણ કરવું.

**ભાવાર્થઃ**—સંસાર સાર રહિત છે, એટલે સર્વે પદાર્થો આખરે અસાર છે, કારણ કે તે મરણ સમયે સાથે આવતા નથી, એવી રીતે સંસારની નિઃસારતા ચિંતવવી. જેમકેઃ—

इतः क्रोधो गृध्रः प्रकटयति पक्षं निजमितः ।
शृगाली तृष्णेयं विवृतवदना धावति पुरः ॥
इतः क्रूरः कामो विचरति पिशाचश्चिरमहो ।
श्मशाने संसारः क इह पतितः स्थास्यति सुखम् ॥ १ ॥
एतास्तावदसंशयं कुशदलप्रान्तोदबिन्दूपमा ।
लक्ष्म्यो बन्धुसमागमो न चिरस्थायी खलप्रीतिवत् ॥
यच्चान्यत्किल किंचिदस्ति निखिलं तच्छारदाम्भोधर-
च्छायावच्चलतां बिभर्ति यदतः स्वस्मै हितं चिन्त्यताम् ॥२॥

આ સંસાર ખરેખર શ્મશાન તુલ્ય છે; એક તરફ ક્રોધરૂપ ગીધપક્ષી પોતાની પાંખો ફફડાવે છે, બીજી બાજુ તૃષ્ણા રૂપ શિયાલણ મોઢું પહોળું કરીને આગળ દોડે છે. વળી ત્રીજી બાજુએ ભયંકર કામરૂપ પિશાચ વિચરે છે, આવા શ્મશાન રૂપ સંસારમાં પડેલા કયો માણસ સુખી થઇ શકે? અર્થાત્ ક્રોધ, તૃષ્ણા અને કામ જ્યાં વ્યાપી રહેલાં છે ત્યાં તેમની છાયા નીચે રહેનાર કદાપિ સુખની આશા રાખી શકે નહિ.

આ જુદા જુદા પ્રકારની લક્ષ્મીઓ કુશઘાસના એક ભાગની અણી ઉપર રહેલા જળના ટીપા સમાન છે, એમાં કાંઈ સંશય નથી. જેમ પાણીનું બિન્દુ ક્ષણવારમાં ખરી પડી અદશ્ય થાય છે તેમ વૈભવ અને લક્ષ્મી હતાં નહતાં થઇ જાય છે. ખલ (દુષ્ટ) પુરૂષોની પ્રીતિ જેવો સ્વજનનો સંબંધ છે. હલકા માણસો સાથે બાંધેલી પ્રીતિ લાંબો વખત ટકતી નથી, તેમ બંધુઓનો સમાગમ પણ સમજવો. વળી સંસારમાં જે કાંઈ બીજું હયાતી ધરાવે છે તે સર્વ શરદૃઋતુના વાદળાના છાયાની માફક ચંચળ છે. શરદૃઋતુના વાદળા આકાશમાં પળવાર જણાઇ અદશ્ય થાય છે તેની માફક દુનિયાના સઘળા પદાર્થો

यौवनं नगनदीप्रवाहोपमं शारदाम्बुदविलासि जीवितम् ॥
स्वप्नलब्धधनविभ्रमं धनं स्थावरं किमपि नास्ति तत्त्वतः॥१॥
विग्रहा गदभुजङ्गमालयाः संगमा विगमदोषदूषिताः
संपदोऽपि विपदा कटाक्षिता नास्ति किंचिदनुपद्रवं स्फुटम् ॥२॥

પર્વત ઉપરથી વહેતી મોટી નદીઓના પ્રવાહ જેવું અતિ ચંચળ યૌવન છે; એટલે પ્રવાહમાં પાણી એક જગ્યાએ સ્થિર રહેતું નથી, પણ એક ક્ષણમાં ઘણુંજ દૂર નીચે માલુમ પડે છે તેમ યૌવન પણ અસ્થિર અને ચંચળ છે. શરદ ઋતુમાં દેખાતા વાદળાંના વિલાસ જેવું જીવતર છે. વાદળાં ક્ષણમાં દેખાય છે, અને બીજી ક્ષણે અદ્રશ્ય થઈ જાય છે, તેમ મનુષ્યનું જીવતર એક ક્ષણમાં હતું ન હતું થઈ જાય છે એટલું ચંચળછે. સ્વપ્નમાં મળેલા ધન બરોબર આ ધન છે. સ્વપ્નમાં જોયેલું ધન જાગ્યા પછી દેખાતું નથી, તેમ ધન પણ અચાનક જતું રહેતાં વિલંબ કરતું નથી. માટે તત્ત્વથી એટલે પરમાર્થ દૃષ્ટિથી વિચારીએ તો આ સંસારમાં કોઈ વસ્તુ સ્થાયી નથી, કિંતુ સર્વે પદાર્થો અસ્થિર, ચંચળ અને ક્ષણભંગુર છે.

શરીરો રોગ રૂપ સર્પોને રહેવાના સ્થાન છે, સંયોગો વિયોગરૂપ દોષથી દૂષિત છે, સંપત્તિ તરફ વિપત્તિ કટાક્ષ દૃષ્ટિથી જુએ છે, તેથી આ સંસારમાં ઉપદ્રવ રહિત કાંઈ પણ નથી. વળી ભર્તૃહરિ લખે છે કેઃ—

ભોગમાં રોગનો ભય છે, કુલમાં તે નાશ પામવાનો ભય છે, ધનમાં રાજ્યનો ભય છે, મૌન રહેવામાં દીનતાનો ભય છે, બળમાં શત્રુનો ભય છે, રૂપમાં વૃદ્ધાવસ્થાનો ભય છે, શાસ્ત્રમાં વાદનો ભય છે, ગુણમાં દુષ્ટ પુરૂષનો ભય છે, શરીરમાં યમદેવનો ભય છે. સર્વે વસ્તુઓમાં ભય રહેલો છે; આ જગતમાં વૈરાગ્ય એજ અભયનું કારણ છે, આ રીતે સંસાર સ્વરૂપનો વિચાર કરવો.

सदनु तन्नैर्गुण्यभावनेति ॥

અર્થઃ—પછી સંસાર નિઃસાર છે એમ ચિંતવવું.

બદલાયા કરે છે. માટે પોતાનું હિત જેથી થાય તેવા ઉપાય વિચારવા; અને તે ઉપાયોને અમલમાં મુકવા ઉદ્યમ કરવો.

तथा अपवर्गालोचनमिति ॥

અર્થઃ—પછી મોક્ષનો વિચાર કરે.

ભાવાર્થઃ—સંસારની અનિત્યતા અને અસારતા આપણે પ્રથમ વિચારી ગયા, પણ ઉચ્ચવસ્તુ તરફ લક્ષ ગયા વિના હલકી વસ્તુનો ત્યાગ થઈ શકે નહિ, માટે મોક્ષરૂપ ઉચ્ચપદનો વિચાર કરવો કે જેથી સંસાર તરફ ખરો વૈરાગ્યભાવ ઉત્પન્ન થાય. મોક્ષમાં સર્વ ગુણો છે, અનંત સુખ છે, અને અનંત આનંદ છે, અનંત જ્ઞાન છે, માટે તે મોક્ષ મેળવવા યોગ્ય છે, તેવી ભાવના કરવી. કહ્યું છે કેઃ—

प्राप्ताः श्रियः सकलकामदुघास्ततः किम् ।
दत्तं पदं शिरसि विद्विषतां ततः किम् ॥
संपूरिता प्रणयिनो विभवैस्ततः किम् ।
कल्पं धृतं तनुभृतां तनुभिस्ततः किम् ॥ १ ॥
तस्मादनन्तमजरं परमं प्रकाशम् ।
तच्चित्त चिन्तय किमेभिरसद्विकल्पैः ॥
यस्यानुषङ्गिण इमे भुवनाधिपत्य ।
योगादयः कृपणजन्तुमतो भवन्ति ॥ २ ॥

સકળ ઇચ્છિત પદાર્થને આપનાર લક્ષ્મી મળી તોપણ શું થયું? શત્રુઓના માથાપર પગ મુક્યો તોપણ શું થયું? વૈભવ વડે સ્નેહી પુરૂષોને સંતોષ આપ્યો તોપણ શું થયું? વળી કલ્પાન્તકાળ સુધી માણસોનું શરીર ટકી રહ્યું તો પણ શું થયું? આ સર્વ મળ્યું હોય પણ જો શાસ્વત સુખને આપનારી મુક્તદશા પ્રાપ્ત ન થઈ તો આ સર્વે મળ્યું તે ન મળ્યા બરાબરજ સમજવું, કારણ કે આ વસ્તુઓથી ઉત્પન્ન થતું સુખ નાશવંત અને દુઃખમિશ્રિત છે. જેને પામર જનો બહુજ મહત્વની માને છે, એવી ચક્રવર્તિપણાની, અથવા દેવેન્દ્રપણાની

સૂત્રકૃતાંગ શાસ્ત્રમાં કહ્યું છે તેમ એક વાક્યમાં સમાવી શકે, અને તે વાક્ય એ છે કે મનુષ્ય કોઈ પણ જીવતાં પ્રાણીને હેરાન નહિ કરવાથી અત્યંત શાંતિરૂપ નિર્વાણ પ્રાપ્ત કરી શકે છે; શાંતિ-પ્રેમ; મનુષ્ય અને મનુષ્ય વચ્ચે પ્રેમ, મનુષ્ય અને પ્રાણી વચ્ચે પ્રેમ, સઘળે ઠેકાણે અને સર્વ વસ્તુઓમાં પ્રેમ, જેમાં પ્રાણ છે તે સર્વની ભ્રાતૃતા-આવી જૈનોની ઉચ્ચ ભાવના (ideal) છે; અને તે અનુભવવાને પ્રયત્ન કરે છે."

હાલના પાશ્ચાત્ય માનસિકશાસ્ત્ર જ્ઞાનીઓ જેવી રીતે દરેક મનની વૃત્તિના વિભાગ પાડે છે, તેજ પ્રમાણે આપણા પ્રાચીન આચાર્યોએ પ્રેમની વૃત્તિના યથાર્થ વિભાગ પાડે છે. પ્રેમ એજ મોક્ષ મેળવવાનો ઉત્તમમાં ઉત્તમ માર્ગ છે. આ પ્રેમના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. ઉચ્ચ પુરૂષો પ્રતિ પ્રેમ, સમાન પુરૂષો પ્રતિ પ્રેમ, અને આપણાથી ઉતરતા પુરૂષો પ્રતિ પ્રેમ. આપણાથી ઉચ્ચ પુરૂષો પ્રતિના પ્રેમને **પ્રમોદ** ભાવના કહે છે, આપણા સમાન પુરૂષો તરફના પ્રેમને **મૈત્રી** ભાવના કહે છે, અને આપણાથી હલકા દરેજ્જાના પુરૂષો પ્રતિના પ્રેમને **કારૂણ્ય** ભાવના કહે છે. ચોથી ભાવના **માધ્યસ્થ** અથવા **ઉપેક્ષા** છે.

જેવી ભાવના તેવા વિચારો, અને જેવા વિચારો તેવાં કાર્યો; માટે ભાવનાઓ ઉત્તમ રાખવી. આ ઉપર જણાવેલી ચારે ભાવનાનું યથાર્થ સ્વરૂપ સમજી તેમને હૃદયની સાથે તન્મય બનાવવી જોઇએ. અને આપણા સંબંધમાં આવતા મનુષ્યો તથા પ્રાણિવર્ગ સાથેના આપણા વર્તનમાં તે ચાર ભાવમાંથી એક અથવા બીજી પ્રમાણે આપણું કાર્ય પડે છે. આ ભાવનાઓ જેના હૃદયમાં નિરંતર વાસ કરી રહેલી છે, તે મનુષ્યમાંથી દ્વેષ સર્વથા નાશ પામે છે; અને દ્વેષની સાથે દ્વેષને સગતા સર્વે દુર્ગુણો પણ સ્વયમેવ વિલય થાય છે.

પ્રથમ પ્રમોદ ભાવના, પ્રમોદ એટલે આનંદ. જ્ઞાનમાં, ગુણમાં, વિદ્યામાં, કળામાં અથવા અન્ય કોઈ વિષયમાં કોઇ પણ મનુષ્યને આપણા કરતાં આગળ વધેલો જોઈ, અથવા વધારે નિપુણ દેખી આપણા હૃદયમાં આનંદ થવો જોઇએ; પણ ઈર્ષ્યાને સ્થાન આપવું નહિ.

આચારમાં મુકવા પ્રયત્ન કરવો. રાત્રિએ વિચાર કરવો કે કેટલે અંશે તે ગુણ મારાથી આજના દિવસમાં અમલમાં મુકાયો છે, અને કેટલે અંશે તે ગુણ પ્રમાણે વર્તવામાં ખામી આવી છે. ફરીથી ખામી ન આવે તેને માટે દૃઢ નિશ્ચય કરો. વળી બીજે દિવસે પ્રાતઃકાળે તેજ ગુણ ઉપર મનન કરો, અને રાત્રિના સમયમાં આખા દિવસનો કાર્ય ક્રમ તપાસી જાઓ, આવી રીતે એક બે માસમાં તે ગુણ ખીલશે, પછી બીજો ગુણ ખીલવા પ્રયત્ન કરવો. વળી ગુણો એક બીજા સાથે સંબંધ ધરાવતા હોવાથી એક ગુણ બરાબર ખીલવાથી બીજા અનેક ગુણોના કેટલાક અંશો ખીલશે, અને તેથી માર્ગ ધીમે ધીમે સરળ થતો જશે. આ રીતે પ્રયત્ન કરતાં કરતાં તમારૂં જીવન ઉચ્ચ બનતું જશે, અને આત્મિક આનંદ અને શાંતિ તમે અનુભવશો.

तथा सत्त्वादिषु मैत्र्यादियोग इतीति.

અર્થઃ—સર્વ જીવ પ્રત્યે મૈત્રી આદિ ભાવનાઓ રાખવી.

ભાવાર્થઃ—જૈનધર્મમાં આચાર ભાવનાઓ કહેલી છે, તે ચાર ભાવના જેનામાં નથી તે ધર્મ પાળવાને લાયકજ નથી, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

તે ચાર ભાવનાઓ નીચે પ્રમાણે છેઃ-**મૈત્રી, કરૂણા, પ્રમોદ,** અને **માધ્યસ્થ,** અથવા **ઉપેક્ષા.** તે ચારનું ટુંક સ્વરૂપ એક શ્લોકથી જણાવવામાં આવે છે.

परहितचिन्ता मैत्री परदुःखविनाशिनी तथा करुणा ॥
परसुखतुष्टिर्मुदिता परदोषोपेक्षणमुपेक्षा ॥ १ ॥

પરનાહિતનો વિચાર કરવો તે મૈત્રી, પરના દુઃખનો વિનાશ કરનારી તે કરૂણા, પરના સુખથી સંતોષ પામે તે મુદિતા, અને પારકા દોષ તરફ લક્ષ ન આપવું તે ઉપેક્ષા.

### ચાર ભાવનાનું સ્વરૂપ.

જૈનધર્મના સંબંધમાં વ્યાખ્યાન આપતાં વિદુષી એની બીસેન્ટ લખે કે " કોઈ મનુષ્ય ધારે તો જૈનધર્મનો સાર

આચારમાં મુકવા પ્રયત્ન કરવો. રાત્રિએ વિચાર કરવો કે કેટલે અંશે તે ગુણ મારાથી આજના દિવસમાં અમલમાં મુકાયો છે, અને કેટલે અંશે તે ગુણ પ્રમાણે વર્તવામાં ખામી આવી છે. ફરીથી ખામી ન આવે તેને માટે દ્દઢ નિશ્ચય કરો. વળી બીજે દિવસે પ્રાતઃકાળે તેજ ગુણ ઉપર મનન કરો, અને રાત્રિના સમયમાં આખા દિવસનો કાર્યક્રમ તપાસી જાઓ, આવી રીતે એક બે માસમાં તે ગુણ ખીલશે, પછી બીજો ગુણ ખીલવા પ્રયત્ન કરવો. વળી ગુણો એક બીજા સાથે સંબંધ ધરાવતા હોવાથી એક ગુણ બરાબર ખીલવાથી બીજા અનેક ગુણોના કેટલાક અંશો ખીલશે, અને તેથી માર્ગ ધીમે ધીમે સરળ થતો જશે. આ રીતે પ્રયત્ન કરતાં કરતાં તમારૂં જીવન ઉચ્ચ બનતું જશે, અને આત્મિક આનંદ અને શાંતિ તમે અનુભવશો.

तथा सत्त्वादिषु मैत्र्यादियोग इतीति.

**અર્થઃ**—સર્વ જીવ પ્રત્યે મૈત્રી આદિ ભાવનાઓ રાખવી.

**ભાવાર્થઃ**—જૈનધર્મમાં આચાર ભાવનાઓ કહેલી છે, તે ચાર ભાવના જેનામાં નથી તે ધર્મ પાળવાને લાયકજ નથી, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

તે ચાર ભાવનાઓ નીચે પ્રમાણે છેઃ-**મૈત્રી, કરૂણા, પ્રમોદ,** અને **માધ્યસ્થ,** અથવા **ઉપેક્ષા.** તે ચારનું ટુંક સ્વરૂપ એક શ્લોકથી જણાવવામાં આવે છે.

परहितचिन्ता मैत्री परदुःखविनाशिनी तथा करुणा ॥
परसुखतुष्टिर्मुदिता परदोषोपेक्षणमुपेक्षा ॥ १ ॥

પરનાહિતનો વિચાર કરવો તે મૈત્રી, પરના દુઃખનો વિનાશ કરનારી તે કરૂણા, પરના સુખથી સંતોષ પામે તે મુદિતા, અને પારકા દોષ તરફ લક્ષ ન આપવું તે ઉપેક્ષા.

## ચાર ભાવનાનું સ્વરૂપ.

જૈનધર્મના સંબંધમાં વ્યાખ્યાન આપતાં વિદુષી એની બીસેન્ટ લખે કે "કોઈ મનુષ્ય ધારે તો જૈનધર્મનો સાર

વિચાર કરતો નથી. માટે જેમ બને તેમ સ્વાર્થનો ત્યાગ કરી ખરી મૈત્રી થાય તેમ પ્રયત્ન કરવો; બીજા જીવો તે આપણા મિત્રો છે, અને તેમના સુખે સુખી, અને દુઃખે દુઃખી આવી ભાવના હૃદયમાં રાખવી જોઇએ. કારણકે સર્વ આત્માઓ સ્વરૂપે એક સરખા છે; આથી તેમના ઉપર સમાનભાવ અથવા સમભાવ ઉત્પન્ન થશે.

અને આવી રીતે આપણા સંબંધમાં આવતા મનુષ્યો સાથે સમભાવ રાખવાથી અને ક્રમે ક્રમે સમભાવની વૃદ્ધિ કરવાથી એવો સમય આવશે કે જે સમયે સર્વ મનુષ્યો તથા પ્રાણી વર્ગ સાથે આપણે સમભાવથી વર્તી શકીશું. તે સ્થિતિ વિષે સંબોધસિત્તરી નામના ગ્રન્થમાં એક ઉત્તમ શ્લોક લખેલો છેઃ—

સેયંવરો વા આસંવરો વા, બુદ્ધો અહવા અન્નો કોવા ॥
સમભાવભાવિઅ અપ્પા લહઈ મુક્ખં ન સંદેહો ॥ ૧ ॥

**અર્થઃ**—શ્વેતાંબર હોય કે દિગંબર હોય, બૌદ્ધ હોય કે અન્ય કોઈ ધર્માનુયાયી હોય, પણ જેના આત્મામાં **સમભાવ** વસે છે, તેજ મોક્ષ મેળવે છે, તેમાં જરા માત્ર સંદેહ નથી. આવો ઉત્તમ બોધ હૃદયમાં રાખી સમભાવ તથા મૈત્રી ભાવના વધે તેમ વર્તવું. વંદિતા સૂત્રમાં પણ વર્ણવેલું છે કેઃ—

મિત્તિ મે સવ્વભૂએસુ વેરં મજ્ઝં ન કેણઇ ॥
ખામેમિ સવ્વજીવે સવ્વે જીવા ખમંતુ મે ॥ ૧ ॥

**અર્થ**—મારે સર્વ પ્રાણી સાથે મિત્રતા છે, મારે કોઈ સાથે વેર નથી. હું સર્વ જીવના મારી તરફ થયેલા અપરાધની ક્ષમા આપું છું; અને સર્વે જીવો મારા અપરાધની ક્ષમા આપો. આ વાક્યો આપણે પ્રતિદિન ઉચ્ચારીએ છીએ, પણ તેનો અર્થ સમજવાને, અથવા અર્થમાં કહેલા બોધ પ્રમાણે ચાલવાને જરાપણ શ્રમ લેતા નથી. જીવન-વ્યવહારમાં કોઇ મનુષ્યે આપણું ખોટું કર્યું તો તે મનુષ્યના અપ-રાધની ક્ષમા આપતા નથી, પણ તે મનુષ્યનું વેર લેવાના વિચારો હૃદયમાં કર્યાજ કરીએ છીએ; અને લાગ આવે સામા મનુષ્યને નુક-

તે વધારે જ્ઞાની છે, ધર્મિષ્ટ છે, અથવા કળા કૌશલ્યવાન્ છે તે જોઇ આપણામાં ઉત્સાહ આવવો જોઇએ કે, તે પણ માણસ છતાં આવું કામ કરી શક્યો તો આપણે પણ તે કાર્ય કરી શકીશું; આપણને આ રીતે તે ઉત્સાહનું કારણ થયો માટે તેનો હૃદયથી આભાર માનવો ઘટે છે. જે પદ તેણે પ્રાપ્ત કર્યું તે પદ પ્રાપ્ત કરવાની હૃદયમાં અભિલાષા જાગૃત કરવી; ને તે મનુષ્યને પગલે પગલે ચાલવું; તે આપણો માર્ગદર્શક છે. જે મનુષ્યો ઉચ્ચે ચડી શકતા નથી, તેઓ ઉચ્ચે ચડેલાને નીચે આણી, પોતાના સરખા કરવા માગે છે તે ખરેખર માણસની અદેખાઈ અને દ્વેષ વૃત્તિનુંજ પરિણામ છે; પણ ઇર્ષ્યાથી અથવા દ્વેષથી કદાપિ ઉચ્ચ પદ પમાતું નથી. ઉલટું સામાના જ્ઞાનનો, ગુણનો, ધનનો વૈભવ જોઈ આપણું હૃદય બળે છે, અને તેથી આર્ત તથા રૌદ્ર ધ્યાન થાય છે, અને કર્મ બંધ થાય છે; માટે સુજ્ઞ પુરૂષોએ બીજાનું ઉચ્ચ વર્તન જોઈ આનંદ પામવો જોઇએ, અને ગુણાનુરાગી થવું જોઇએ. કારણ કે ગુણાનુરાગથી તેવા ગુણ મેળવવા આપણું હૃદય દોરવાશે, અને સજ્જન સમાગમથી, અને સન્માર્ગે ચાલવાના પ્રયાસથી ઉત્કૃષ્ટ પદ પામવા આપણે ભાગ્યશાળી થઈશું. બીજી મૈત્રીભાવના છે. આ ભાવના આપણા જેવા શુભકર્મવાળા પુરૂષો સાથે મૈત્રી બાંધવાનું જણાવે છે; પ્રાણી માત્ર તરફ સુહૃદ્‌ભાવ રાખવાનું તે જણાવે છે; પણ હાલમાં ખરો સુહૃદ્‌ભાવ ભાગ્યેજ જોવામાં આવે છે. જગતમાં ચારે બાજુએ દષ્ટિ ફેરવતાં આપણને જણાય છે કે કહેવાના સુધારા વધારા છતાં, દુનિયામાં દિનઉગને એક અનર્થનું મૂળ વધતું જતું જણાય છે અને તે અહંતા અને સ્વાર્થતા છે. પોતાના ક્ષણિક લાભને સારૂ બીજાને ગમે તેવું નુકશાન કરતાં મનુષ્યો આંચકો ખાતા નથી; સ્વાર્થ આંધળો છે તે નિઃસંશય સત્ય છે; સ્વાર્થથી જેટલા બિગાડો થાય છે, તેટલા બીજા કશાથી થતા નથી; દરેક જણ બીજાના નુકશાને પોતાનું ભલું કરવા ઇચ્છે છે; અને તેમ કરતાં પોતાના સહેજ સ્વાર્થને સારૂ આસપાસનાઓને તે કેવું અને કેટલું નુકશાન કરે છે, તેમજ તે કાર્યથી પોતાને આગળ ઉપર કેવાં દુઃખદાયક પરિણામો ભોગવવાં પડશે તેનો તે રતિમાત્ર

વિચાર કરતો નથી. માટે જેમ બને તેમ સ્વાર્થનો ત્યાગ કરી ખરી મૈત્રી થાય તેમ પ્રયત્ન કરવો; બીજા જીવો તે આપણા મિત્રો છે, અને તેમના સુખે સુખી, અને દુઃખે દુઃખી આવી ભાવના હૃદયમાં રાખવી જોઇએ. કારણકે સર્વ આત્માઓ સ્વરૂપે એક સરખા છે; આથી તેમના ઉપર સમાનભાવ અથવા સમભાવ ઉત્પન્ન થશે.

અને આવી રીતે આપણા સંબંધમાં આવના મનુષ્યો સાથે સમભાવ રાખવાથી અને ક્રમે ક્રમે સમભાવની વૃદ્ધિ કરવાથી એવો સમય આવશે કે જે સમયે સર્વ મનુષ્યો તથા પ્રાણી વર્ગ સાથે આપણે સમભાવથી વર્તી શકીશું. તે સ્થિતિ વિષે સંબોધસિત્તેરી નામના ગ્રન્થમાં એક ઉત્તમ શ્લોક લખેલો છેઃ—

સેયંવરો વા આસંવરો વા, બુદ્ધો અહવા અન્નો કોવા ॥
સમભાવભાવિઅ અપ્પા લહઈ મુક્ખં ન સંદેહો ॥ ૧ ॥

અર્થઃ—શ્વેતાંબર હોય કે દિગંબર હોય, બૌદ્ધ હોય કે અન્ય કોઈ ધર્માનુયાયી હોય, પણ જેના આત્મામાં **સમભાવ** વસે છે, તેજ મોક્ષ મેળવે છે, તેમાં જરા માત્ર સંદેહ નથી. આવો ઉત્તમ બોધ હૃદયમાં રાખી સમભાવ તથા મૈત્રી ભાવના વધે તેમ વર્તવું. વંદિતા સૂત્રમાં પણ વર્ણવેલું છે કેઃ—

મિત્તિ મે સવ્વભૂએસુ વેરં મજ્ઝં ન કેણઇ ॥
ખામેમિ સવ્વજીવે સવ્વે જીવા ખમંતુ મે ॥ ૧ ॥

અર્થ—મારે સર્વ પ્રાણી સાથે મિત્રતા છે, મારે કોઈ સાથે વેર નથી. હું સર્વ જીવના મારી તરફ થયેલા અપરાધની ક્ષમા આપું છું; અને સર્વે જીવો મારા અપરાધની ક્ષમા આપો. આ વાક્યો આપણે પ્રતિદિન ઉચ્ચારીએ છીએ, પણ તેનો અર્થ સમજવાને, અથવા અર્થમાં કહેલા બોધ પ્રમાણે ચાલવાને જરાપણ શ્રમ લેતા નથી. જીવન-વ્યવહારમાં કોઇ મનુષ્યે આપણું ખોટું કર્યું તો તે મનુષ્યના અપ-રાધની ક્ષમા આપતા નથી, પણ તે મનુષ્યનું વેર લેવાના વિચારો હૃદયમાં કર્યાજ [illegible] અને લાગ આવે સામા મનુષ્યને નુક-

શાન કરવા પણ આપણે ચુકતા નથી; માટે ઉપર જણાવેલી વંદિતા સૂત્રની ગાથા જેમનો આપણે દિવસમાં બેવાર પ્રતિક્રમણકાળે ઉચ્ચાર કરીએ છીએ તેનું રહસ્ય સમજી જેમ વેર વિરોધ ટળે, અને મૈત્રીભાવ વધે તેમ વર્તન રાખવું.

હવે કારૂણ્ય ભાવનાનો વિચાર કરીએ. તે ભાવના આપણને આપણાથી ઉતરતા સર્વ મનુષ્યો પ્રતિ કરૂણા-દયા રાખવાનું શિખવે છે. જે લોકો આપણાથી બુદ્ધિમાં, જ્ઞાનમાં, સદ્ગુણમાં ઉતરતા હોય, તેમના તરફ તિરસ્કાર વૃત્તિથી જોવાનુ નથી; પણ અજ્ઞાનને લીધે તેઓ શુદ્ધમાર્ગે ચાલી શકતા નથી, માટે તેઓ દયાને પાત્ર છે, આવો વિચાર કરી તેમની તરફ દયા બતાવવાની જરૂર છે. આપણે રસ્તામા પડેલું એક લંગડું કુતરૂં દેખી દયા લાવીએ છીએ તો જેઓ દુરાચારી છે, વ્યસની છે, તેઓ શું નીતિની અપેક્ષાએ લંગડા નથી ! શું તેઓ કુતરા કરતાં પણ હલકા છે ? શું તેઓ કુતરા જેટલી પણ દયાને પાત્ર નથી ! કોઇમાં થોડો દોષ હોય તો કોઇમાં વધારે હોય; પણ જ્યાં સુધી માણસ મુક્ત થયો નથી ત્યાં સુધી તે દોષને પાત્રતો છેજ. માટે બીજાના દોષ જોઇ તેના તરફ તિરસ્કાર બતાવવાને બદલે, તેના તરફ દયા લાવવી જોઇએ. અને બને તેટલા પ્રયાસે શુદ્ધ જ્ઞાન આપી તેને તેના દોષનો ત્યાગ કરતાં શિખવવું જોઈએ; પણ તે મનુષ્યની નિંદા કરવી નહિ. કારણ કે નિંદાથી તેને તેમજ આપણને જરાપણ લાભ થતો નથી. તેથી તે આપણા ઉપર વિરૂદ્ધ દ્રષ્ટિથી જોતાં શિખે છે, અને આપણા ઉપદેશની અસર તેનાપર લાગુ પડતી નથી. પણ જો ખરી દયાની લાગણીથી, તે મનુષ્યના હિતને ખાતર પ્રેમભાવથી, આપણે તેને સદ્જ્ઞાન આપીશું તો તે પ્રમાણે તે ખુશીથી ચાલશે.

વળી કારૂણ્યભાવના જે મનુષ્યના હૃદયમાં વસે છે તે બીજાનું દુઃખ, અજ્ઞાન વગેરે જુએ છે, ત્યારે તેનું હૃદય દયાથી પીગળે છે, અને તે દુઃખ અને અજ્ઞાન દૂર કરવા પોતાનાથી બનતું તે કરે છે. કદાચ આપણી શક્તિ ન હોય, અને તેનું દુઃખ દૂર કરવાને કંઈ આપી શકવાની સ્થિતિમાં ન હોઇએ, તોપણ મધુર અને શાંત વચનથી તેનું

દુઃખ દૂર કરવાના ઉચ્ચ કર્તવ્યથી ચુકવું નહિ. દુનિયા જેટલી ગરીબાઇથી દુઃખી છે તેના કરતાં વિશેષ દુઃખી પ્રેમ ભર્યાં વચનોના અભાવથી છે. આ પ્રેમના શબ્દોના સંબંધમાં એક અંગ્રેજ લેખક લખે છે કેઃ—

જો તમારે આનંદ દાયક સંદેશો પહોંચાડવાનો હોય, અથવા પ્રીતિ ભર્યાં શબ્દો કહેવાના હોય તો તમે ભૂલી જાઓ ત્યાં સુધી બેસી રહેતા નહિ. આજને આજ, આની આ ક્ષણે તે સંદેશો પહોંચાડો, અને તે શબ્દોનો ઉચ્ચાર કરો; આપણે વર્તમાન કાળના મુસાફર છીએ, ભવિષ્ય અગમ્ય છે. આવતી કાલ શું બનશે તે રહસ્ય આપણાથી અજાણ્યું છે; આપણે આ ક્ષણનાજ સ્વામી છીએ. નહિ બોલેલા આનંદકારક શબ્દો સારૂ, નહિ મોકલેલા સ્વજનના પત્ર સારૂ, નહિ ખરચેલા પ્રેમધન સારૂ કેટલાક હૃદયો તલ્પે છે, અને ઝુરી ઝુરી મરે છે. સ્થૂલ ધનના અભાવથી નહિ પણ હૃદયના પ્રેમના અભાવથીજ જગત્ ગરીબ તેમજ દુઃખી છે, માટે તમારા હૃદયના ઉંડામાં ઉંડા કોતરમાંથી પ્રેમનો પ્રવાહ વહેતો કરો.

આ રીતે મનુષ્ય પ્રાણી તરફ દયા બતાવવી એટલુંજ નહિ પણ અનાથ, નિરપરાધી ગરીબ પ્રાણી વર્ગ તરફ પણ દયાની લાગણી રાખવી. ઉત્તરાધ્યયન સૂત્રમાં લખ્યું છે કે–'ભૂત, વર્તમાન અને ભવિષ્ય ત્રણે કાળના અર્હતો અને ભગવંતો ઉપદેશ કરે છે કે સઘળા પ્રકારનાં જીવતાં પ્રાણીનો વધ કરવો નહિ, તેમની તરફ ક્રૂરતા વાપરવી નહિ, તેમનો દુરૂપયોગ કરવો નહિ અને તેમને હાંકી મુકવાં નહિ. સઘળી વસ્તુઓના રહસ્યને જાણનાર સુજ્ઞ પુરૂષોએ આવો નિત્ય, શાશ્વત, સનાતન, સત્ય નિયમ શિખવ્યો છે.' જોકે પ્રાણીવર્ગમાં મનુષ્યના જેટલી બુદ્ધિ ખીલેલી નથી, પણ સુખ દુઃખ અનુભવવાની લાગણીતો મનુષ્યના સરખીજ છે. માટે કારૂણ્યભાવ રાખી સર્વ પ્રાણી તરફ દયાની લાગણીથી વર્તવું.

ચોથી ઉપે[illegible] **મધ્યસ્થ** ભાવના છે. આ ભાવનાનું સ્વરૂપ બહુજ [illegible] સમજવામાં આવેલું છે, અને [illegible]

સમજે છે, તેમાંથી પણ વ્યવહારમાં માનનારા અમુક હિત માલુમ પડે છે; જે મનુષ્યો આપણાથી જુદા મતના હોય, અથવા જુદી રીતે વર્તતા હોય તેમના તરફ મધ્યસ્થ ભાવના રાખવી. અર્થાત્ તેઓની તરફ રાગ તેમજ દ્વેષ કરવો નહિ. જેવું આપણને આપણા ધર્મ વાસ્તે માન છે, તેવું જાણીને તેના પોતાના ધર્મ તરફ માન હોય તે સ્વાભાવિક છે. તો પછી બીજા ધર્મની, અથવા ધર્મ પાળનારાની નિંદા કરવી ઘટતી નથી. સહનશીલતા એ ઉત્તમ ગુણ છે, પણ ધર્માંધતાને લીધે તે ગુણની ખામી ઘણે ભાગે જોવામાં આવે છે. આ જમાનો બુદ્ધિનો છે, અને તેથી બુદ્ધિદ્વારા મનુષ્યો વિવિધ પ્રકારના વિચારો કરે છે; અને એક હજાર પુરૂષ એકઠા કરીએ જ્યાં દરેક બાબતમાં વિચારમાં મળતા થાય તેવા બે પુરૂષ પણ મળવા કઠણ પડશે. માટે વિચારમાં મતભેદનો રહેવાનો. જો આપણને એમ જણાય કે આવા પુરૂષોના વિચાર તદન ખોટા છે, તો તેના ઉપર દ્વેષ કરવાને બદલે આપણી દલીલો તેને મૈત્રીભાવથી સમજાવવી, અને જો તે સમજવા તરફ પણ દુર્લક્ષ કરે તો તેની ઉપેક્ષા કરવી, એટલે તેના ભણી ઉદાસીન ભાવ રાખવો એજ ઉત્તમ પુરૂષનું લક્ષણ છે.

જે મનુષ્ય ઉપર જણાવેલી ચાર ભાવનાઓ હૃદયમાં રાખી વર્તશે તેનું જીવન પ્રેમમય થઈ જશે. આખા જગતને તે પોતાના જેવું સમાન ગણશે, અને વિરોધ ટાળી શાંતિ અને સંપનો ફેલાવો કરવા પ્રયત્ન કરશે; આવો મનુષ્ય છેવટ સર્વ જગત ભણી સમભાવથી વર્તતાં શિખશે, અને સંબોધસિત્તરીમાં લખ્યા પ્રમાણે સમભાવથી અવશ્ય મોક્ષ પામશે; માટે આપણા સંબંધમાં આવતા મનુષ્યો તથા પ્રાણીઓ સાથે ઉપર જણાવેલી ચાર ભાવનાઓ પ્રમાણે વર્તવું.

## ઉપસંહાર.

विशेषतो गृहस्थस्य धर्म उक्तो जिनोत्तमैः ॥
एवं सद्भावनासारः परं चारित्रकारणम् ॥ १ ॥

અર્થઃ—શ્રેષ્ઠ ભાવના જેમાં મુખ્ય છે, અને જે ચારિત્રનું ઉત્કૃષ્ટ કારણ છે તે ગૃહસ્થનો વિશેષ ધર્મ ઉત્તમ જીનોએ

આ પ્રમાણે કહેલો છે. ગૃહસ્થધર્મ ચારિત્રનું કારણ શી રીતે છે, તેનો પ્રત્યુત્તર શાસ્ત્રકાર આપે છે.

पदं पदेन मेधावी यथारोहित पर्वतम् ॥
सम्यक् तथैव नियमाद्धीरश्चारित्र पर्वतम् ॥ २ ॥

અર્થઃ—જેમ કોઇ બુદ્ધિમાન્ પુરૂષ ધીમે ધીમે પગલે ચઢીને પર્વત ઉપર ચઢી શકે છે. તેમ ધીર પુરૂષ નિયમથી ધીમે ધીમે રૂડી રીતે ચારિત્ર પર્વત ઉપર ચઢે છે.

ભાવાર્થઃ—મોટા પર્વત ઉપર એકદમ ચઢી શકાય નહિ, પણ ધીમે ધીમે એક પગ પછી બીજો પગ મુકે, અને દઢતાથી તે કાર્યને વળગી રહે તો પર્વતની ટોચે જઇ પહોંચે તેજ રીતે એકદમ માણસ ચારિત્ર ગ્રહણ કરી શકે નહિ. પ્રથમ માર્ગાનુસારીપણું પ્રાપ્ત કરે, પછી ગૃહસ્થનો વિશેષ ધર્મપાળે, અને પછી ચારિત્ર ગ્રહણ કરવાને યોગ્ય અધિકારી થઈ શકે. એજ બાબત મૂળસૂત્ર જણાવે છે.

स्तोकान्गुणान् समाराध्य बहूनामपि जायते ॥
यस्माराधनायोग्यस्तस्मादादावयं मतः ॥ ३ ॥

અર્થઃ—થોડા ગુણની આરાધના કરવાથી બહુ ગુણ આરાધન કરવાને માણસ લાયક થાય છે; માટે પ્રથમ ગૃહસ્થ ધર્મ પાળવો.

ભાવાર્થઃ—જે માણસ યથાર્થ રીતે ગૃહસ્થ ધર્મ પાળી શકે નહિ તે સાધુના ઉચ્ચ કર્તવ્ય બજાવવાને, અને સંયમનો ભાર વહન કરવાને સમર્થ થઈ શકે નહિ, માટે પ્રારંભ ગૃહસ્થાશ્રમથી થવો જોઇએ. એ સામાન્ય નિયમ છે.

આ રીતે શ્રી હરિભદ્રસૂરિએ રચેલા ધર્મબિન્દુનું ત્રીજું પ્રકરણ સમાપ્ત થયું.

## ચોથું પ્રકરણ.

હવે ચોથા અધ્યાયનો આરંભ કરતા શાસ્ત્રકાર લખે છે કેઃ

**एवं विधिसमायुक्तः सेवमानो गृहाश्रमम् ॥**
**चारित्रमोहनीयेन मुच्यते पापकर्मणा ॥ १ ॥**

**અર્થઃ**—આ પ્રમાણે ગુણ સંપન્ન થયેલો અને ગૃહસ્થાશ્રમને સેવતો માણસ ચારિત્ર મોહનીયરૂપ પાપકર્મથી છુટો થાય છે.

**ભાવાર્થઃ**—જે માણસ યથાર્થ રીતે સામાન્ય ગૃહસ્થ ધર્મ, અને વિશેષ ગૃહસ્થ ધર્મ પાળે છે, અને ગૃહસ્થાશ્રમમાં રહે છે, તે માણસ ચારિત્રને અંતરાય કરનાર ચારિત્ર મોહનીય કર્મથી છુટે છે; એટલે ધીમે ધીમે તેવો મનુષ્ય ચારિત્ર લેવાને યોગ્ય થાય છે. સામાન્યગૃહસ્થધર્મ વિશેષગૃહસ્થધર્મને વાસ્તે તૈયારી રૂપ છે, અને વિશેષ ગૃહસ્થધર્મ ચારિત્રને વાસ્તે તૈયારી રૂપ છે. જે મહાવ્રતો યતિ પાળે છે, તે વ્રતો પાળવાને પોતે સમર્થ થાય માટે ગૃહસ્થાશ્રમમાં શ્રાવક અણુવ્રતો પાળે છે; અને મહાવ્રતનો અધિકારી થતો જાય છે, હવે તે ચારિત્રને અંતરાય કરનાર કર્મથી આત્મા શી રીતે મુક્ત થાય તે બાબત શાસ્ત્રકારજ જણાવે છેઃ—

**सदाज्ञाराधनयोगाद्भावशुद्धेर्नियोगतः ॥**
**उपायसंप्रवृत्तेश्च सम्यक्चारित्ररागतः ॥ २ ॥**

**અર્થઃ**—ભગવાનની શુભ આજ્ઞાનું આરાધન કરવાથી થયેલી ભાવશુદ્ધિથી, અને સમ્યક્ ચારિત્ર ઉપર અનુરાગથી અને તેના સાધનોમાં પ્રવૃત્તિ કરવાથી માણસ ચારિત્ર મોહનીયકર્મથી મુક્ત થાય છે.

**ભાવાર્થઃ**—બીજા તથા ત્રીજા પ્રકરણમાં આપણે વિચારી ગયા કે જે માણસ યતિધર્મ પાળવાને અસમર્થ હોય તેણે સામાન્ય અને વિશેષગૃહસ્થધર્મ પાળવો એવી ભગવાનની આજ્ઞા છે. આ પ્રમાણે

વર્તવાથી ભાવશુદ્ધિ થાય છે, એટલે મન નિર્મળ બને છે. તેમજ બીજે સ્થળે વિચારી ગયા છીએ કે શ્રાવક યતિધર્મ પાળવાને અશક્ત હોય તો પણ યતિપણાનો ભાવ રાખવો. જે પોતાથી બની શકે તેવું હોય તેમાં પ્રવૃત્તિ કરવી, અને જે પોતાનાથી ન બને તેવું હોય તે કરવાનો સમય સમીપ આવે એવી ભાવના ભાવવી. આ રીતે સમ્યક્ ચારિત્રમાં ભાવ રાખવાથી તેના કારણભૂત જે વિશેષગૃહસ્થ-ધર્મ અથવા પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એ રીતે બારવ્રત પાળવાને તે દોરાય છે. આ પ્રમાણે મનની શુદ્ધતાથી, અને અણુવ્રત પાળવાથી ચારિત્રમોહનીયકર્મનો ક્ષય થાય છે. જ્યારે તે ચારિત્રને અંતરાય કરનાર કર્મથી છુટો થાય છે ત્યારે અણુવ્રતને બદલે મહાવ્રત ગ્રહણ કરવાને લાયક થાય છે. તેજ બાબત આ ગ્રન્થ જણાવે છે.

विशुद्धं सदनुष्ठानं स्तोकमप्यर्हतां मतम् ॥

तत्त्वेन तेन च प्रत्याख्यानं ज्ञात्वा सुबह्वपि ॥३॥ इति ॥

અર્થઃ—શુદ્ધ સારી ક્રિયા અલ્પ છતાં, પણ અર્હદ્ ભગવાન્ તેની પ્રસંશા કરે છે; કારણ કે તેથી તત્ત્વથી પ્રત્યાખ્યાનનું સ્વરૂપ સમજીને બહુ કરવાનો પણ વિચાર થાય છે.

ભાવાર્થઃ—શુભ ધર્માદિકનું અનુષ્ઠાન જે અતિચાર વિના પાળવામાં આવે છે, તે થોડું હોય તો પણ અરિહંત ભગવાનને માન્ય છે. એટલે અતિચાર સહિત વિશેષ અનુષ્ઠાન કરતાં અતિચાર રહિત થોડું અનુષ્ઠાન ઉત્તમ છે.

જે માણસ થોડું પણ પ્રત્યાખ્યાન ભાવસહિત કરે છે, તે તેનું સ્વરૂપ, હેતુ, ફળ વગેરે સમજી શકે છે, અને વિશેષ પ્રત્યાખ્યાન કરવાને લાયક થાય છે. આ રીતે જે શ્રાવક પાંચ અણુવ્રત વગેરે ભાવ સહિત આદરે છે, અને અતિચાર ન લાગે તેવી રીતે પાળે છે તે શ્રાવક મહાવ્રત પાળવાને લાયક બને છે; કારણ કે પ્રત્યાખ્યાનથી નવાં કર્મ અટકે છે, આશ્રવનો નિરોધ થાય છે, તે તે સારી રીતે સમજે છે અને તેથી મોટાં પ્રત્યાખ્યાન લેવા તત્પર થાય છે.

इति विशेषतो गृहस्थधर्म उक्तः
सांप्रतं यतिधर्मावसर इति यतिमनुवर्णयिष्याम इति ॥

અર્થ:—આ પ્રમાણે **વિશેષથી ગૃહસ્થધર્મનું** વર્ણન કરવામાં આવ્યું, હવે **યતિધર્મ** કહેવાનો અવસર જાણી યતિધર્મનું વર્ણન કરીશું, એમ શાસ્ત્રકાર કહે છે.

अर्हो अर्हत्समीपे विधिमव्रजितो यतिरिति ॥

અર્થ:—યોગ્ય અધિકારીએ યોગ્ય પુરૂષ પાસે દીક્ષા લીધી હોય તે યતિ કહેવાય.

ભાવાર્થ:—દીક્ષા લેવાને યોગ્ય પુરૂષ, દીક્ષા આપવાને યોગ્ય પુરૂષ પાસે, દીક્ષાની યોગ્યવિધિ વડે દીક્ષા ગ્રહણ કરે ત્યારે તે દીક્ષિત પુરૂષ યતિ કહેવાય છે. આમાં જે યોગ્યના બાબત કહ્યું છે તે યોગ્યતા કેવા પ્રકારની હોવી જોઈએ તે ગ્રન્થકારજ જણાવે છે.

अथ प्रवज्यार्हः, आर्यदेशोत्पन्नः, विशिष्टजातिकुलान्वितः क्षीणप्रायःकर्ममलः, ततएव विमलबुद्धिः, दुर्लभं मानुष्यं जन्म मरणनिमित्तं, संपदश्चपलाः, विषया दुःखहेतवः, संयोगे वियोगः प्रतिक्षणं मरणं, दारुणो विपाकः, इत्यवगतसंसारनैर्गुण्यः तत ए तद्विरक्तः, प्रतनुकषायः, अल्पहास्यादिः कृतज्ञः विनीतः, प्रा राजामात्यपौरजनबहुमतः, अद्रोहकारी, कल्याणाङ्गः, श्राद्ध स्थिरः, समुपसंपन्नश्चेति

અર્થ:—દીક્ષા લેવાને કોણ ખરો અધિકારી છે તે પ્રથમ જાણવું જરૂરનું છે. માટે દીક્ષા લેવા આવનારના ગુણનું વર્ણન કરવામાં આવે છે. ૧. આર્ય દેશમાં ઉત્પન્ન થયેલો. ૨. ઉચ્ચ જાતિ અને કુળવાળો. ૩. ઘણે ભાગે જેના કર્મરૂપ મળ ક્ષય પામ્યો છે તેવો. ૪. અને તેથી નિર્મળ બુદ્ધિવાળો. ૫. મનુષ્યપણું દુર્લભ છે, જન્મ એ મરણનું નિમિત્ત છે, સંપત્તિ

ચંચળ છે, ઇન્દ્રિયોના વિષયો દુઃખના કારણભૂત છે, સંયોગમાં વિયોગ રહેલો છે, મરણ ક્ષણે ક્ષણે થયાંજ કરે છે. કર્મનાં ફળ ભયંકર છે; આ પ્રકારે સંસારની અસારતા જાણનારો. ૬. અને તેથી સંસાર ઉપર વૈરાગ્ય ભાવ ધારણ કરનાર. ૭. અલ્પકષાયવાળો. ૮. હાસ્ય વગેરે છ નોકષાય જેના અલ્પ છે તેવો. ૯. કૃતજ્ઞ (કરેલા ગુણને જાણનાર). ૧૦. વિનયવંત. ૧૧. દીક્ષા લીધા પહેલાં પણ રાજા, પ્રધાન અને શહેરના લોકોમાં પ્રતિષ્ઠા પામેલો. ૧૨. કોઇનો દ્રોહ નહિ કરનાર. ૧૩. કલ્યાણકારી અંગવાળો (પાંચે ઇન્દ્રિયો સહિત, તેમજ ભવ્ય મુખાકૃતિવાળો). ૧૪. શ્રદ્ધાવંત. ૧૫. સ્થિર–(વિઘ્ન આવતાં આરંભેલું કાર્ય મુકી ન દે તેવો.) ૧૬. અને દીક્ષા લેવાને ગુરૂ સમીપે આવેલો. આવા સોળ ગુણવાળો હોય તે દીક્ષા લેવાને યોગ્ય અધિકારી જાણવો.

ભાવાર્થઃ—જૈનધર્મમાં પાત્ર ભેદે બે વિભાગ પાડેલા છે, એક શ્રાવક અને બીજો યતિ. દીક્ષા ગ્રહણ કરે તે યતિ.

યતિવ્રત પાળવું એ અસ્રાની ધાર જેવા દુર્ગમ માર્ગપર ચાલવા બરાબર છે. સંયમનો ભાર વહન કરવો, બ્રહ્મચર્ય પાળવું, પરને ઉપદેશ આપવા, દેશોદેશ વિચરવું, તાઢ તડકા સહન કરવા, પરિષહ ખમવા, જ્ઞાનનો અભ્યાસ કરવો, અને તપ આદરવું, આ વગેરે અનેક વિષમ કાર્યો યતિને કરવાનાં છે; માટે જે તેવા પદને વાસ્તે લાયક હોય તેણે તે પદ ગ્રહણ કરવું. તેવો માણસ સાધુપણાને શોભાવે છે, અને પોતાના આત્માનું કલ્યાણ કરે છે. સંસારની જોખમદારીનો, તેનાથી સ્વતંત્ર થવાને નહિ, પણ સંયમની ભારે જોખમદારી સહન કરવાને તેણે ત્યાગ કરવો જોઇએ. તેટલા વાસ્તેજ ગ્રન્થકાર સોળ વિશેષણો આપી દીક્ષા લેવાને કયો પુરૂષ યોગ્ય છે, તે જણાવે છે. આ સોળમાંના કેટલાક ગુણો સહેલથી સમજાય તેવા છે, માટે તેમનું નામ માત્ર જણાવીશું અને બીજા ઉપર જે કાંઈ લખવું ઘટશે તે અત્રે વર્ણવીશું.

૧. આર્યદેશમાં તે જન્મેલો હોવો જોઇએ. ટીકાકાર જણાવે છે કે મગધ વગેરે સાડી પચીસ દેશને આર્ય દેશમાં ગણવા જોઇએ. એ વાત કાળને અનુસરી ઉચિત હતી, પણ તે ક્ષેત્રની મર્યાદા હાલ રહી નથી; માટે આર્ય કોને કહેવો, અને અનાર્ય કોને કહેવો તેની વચ્ચે હદ બાંધવી અશક્ય લાગે છે; છતાં જે લોકો માંસમદિરાનું ભક્ષણ ન કરતા હોય, વેસ્યાગમન ન કરતા હોય, ચોરી ન કરતા હોય, જુગટું ન રમતા હોય, પુનર્જન્મ અને કર્મના નિયમને, અને આત્માના અસ્તિત્વને માનતા હોય તે લોકો જ્યાં જ્યાં વસતા હોય તે દેશને આર્ય કહેવો, અને તેથી વિરુદ્ધ ગુણવાળા જ્યાં વાસ કરતા હોય તેવા દેશને અનાર્ય કહેવો એમ આ લેખકને લાગે છે; તત્ત્વ તો જ્ઞાની જાણે.

૨. દીક્ષા ગ્રહણ કરનાર વિશિષ્ટ જાતિ કુળવાળો હોવો જોઇએ. જેનો માતાનો તેમજ પિતાનો પક્ષ ઉચ્ચકુળ તથા જાતિવાળા હોય તેવો માણસ વિશિષ્ટ કુળજાતિવાળો કહેવાય છે; ઉચ્ચ કુળ અને ઉચ્ચજાતિમાં પ્રાયઃ ઉદારતા દાક્ષિણ્યતા વગેરે ઉચ્ચ ગુણો સ્વાભાવિક હોય છે, તે ગુણો પણ તેનામાં હોય એમ માનીને આ વિશેષણ આપવામાં આવ્યું છે.

૩. જ્ઞાનાવરણીય, મોહનીય વગેરે કર્મ જેના ઘણે ભાગે ક્ષય પામ્યા છે, અને તેથી કરીને જેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય, અને તેના રાગદ્વેષ ધટી ગયા હોય તેવો માણસ આ કામને વાસ્તે વધારે લાયક ઠરી શકે.

૪. જેનામાં જ્ઞાન હોય, અને જેનામાંથી રાગ દ્વેષ ઓછા થયા હોય તેની બુદ્ધિ પણ નિર્મળ થાય છે. જ્ઞાનથી બુદ્ધિ નિર્મળ થાય છે, તેટલુંજ નહિ પણ મનને ઉદ્વેગ કરનાર રાગ દ્વેષ નાશ પામવાથી મન શાંત થાય છે, અને આત્મ જ્યોતિના પ્રકાશથી તે વિશુદ્ધ થાય છે. આવી રીતે જેનાં મન તથા બુદ્ધિ નિર્મળ થયાં છે, તે દીક્ષાને વાસ્તે લાયક છે.

૫. તેણે સંસારની અસારતા અનુભવેલી હોવી જોઇએ. આ સંસારની અસારતા માણસો બે પ્રકારે શિખે છે, **અનુભવથી** અને

**ઉપદેશથી;** ઉપદેશથી શિખનારા તો પૂર્વભવના સંસ્કારી વિરલા માલુમ પડે છે; પણ ઘણે ભાગે કડવો અનુભવ મેળવીને માણસ શિખે છે; જેણે ગૃહસ્થાશ્રમ સેવ્યો હોય, અને ઇન્દ્રિયોના સુખોની અસારતા અને અનિત્યતા અનુભવી હોય તે વિશેષ વૈરાગ્યવાન્ થઇ શકે. જગતના ઉદ્ધાર અર્થે જ્યારે મહાન્ પુરૂષો જન્મે છે, ત્યારે તેઓ બાળપણમાંથી સાધુપણું ગ્રહણ કરી શકે, પણ સામાન્ય રીતતો એજ છે કે જેણે સંસારનો અનુભવ લીધો હોય, અને સંસારના પદાર્થો અસાર અને ક્ષણભંગુર છે, અને શાસ્વત સુખ આપી શકે તેમ નથી, તેમ ઉપદેશથી તેમજ અનુભવથી જાણ્યું તેજ માણસ વૈરાગ્ય ધારણ કરી શકે અને દીક્ષા લેઇ શકે. તેટલા માટેજ લખ્યું છે કે મનુષ્યપણું દુલર્ભ છે, જન્મનારને વાસ્તે મરણ નિશ્ચિત છે, સઘળા પ્રકારની સંપત્તિઓ વિજળીના ચમકારાની પેઠે ક્ષણિક છે, ઇન્દ્રિયોના વિષયો, સુખ રૂપ જણાવા છતાં અંતે દુઃખથી ભરપૂર છે, સંયોગમાં વિયોગનો ભય છે, ક્ષણે ક્ષણે અવીચિ મરણ થાય છે, અને દુષ્ટ કર્મના ફળ ભયંકર છે, આ સર્વનો દીક્ષા લેનાર પુરૂષને અનુભવ થયેલો હોવો જોઇએ. કેવળ શાસ્ત્રથી તે જાણેલું હોવું જોઇએ નહિ, પણ અનુભવની જરૂર છે. આ અનુભવ જ્ઞાનને વિવેક કહેવામાં આવે છે; નિત્ય અને અનિત્ય વસ્તુ વચ્ચેના ભેદનું જ્ઞાન તે વિવેક છે. એક વાર ખરો વિવેક જાગૃત થતાં સંસારનું સ્વરૂપજ તેને બદલાયેલું ભાસે છે; ભલેને તે સંસાર વ્યવહારમાં જોડાય, પણ સંસારના પદાર્થો પર એક પ્રકારની ઉદાસીનતા છવાયેલી તેને જણાય છે. અને પદાર્થોનું મોહકપણું તેને લાગતું નથી; વસ્તુઓ ઉપરથી મૂર્છા ઉતરી જાય છે; અને પછી.

૬. તેમના ઉપર વૈરાગ્ય આવે છે; આ વૈરાગ્ય તે ખરો વૈરાગ્ય છે; આ વૈરાગ્યવાન્ મનુષ્ય કદાપિ બાહ્ય પદાર્થોથી લેપાતો નથી; આત્મા સિવાયના અન્ય સર્વ પદાર્થો અનિત્ય છે એવા અનુભવ જ્ઞાનથી ઉત્પન્ન થયેલો **જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય** કદાપિ ક્ષય પામતો નથી; અને તેવો માણસ સાધુપણાને આભૂષણરૂપ થાય છે.

૭. ક્રોધ, માન, માયા અને લોભ દીક્ષા લેનારમાં ઓછા પ્રમાણમાં હોવા ઘટે છે. અનંતાનુબંધી કષાયને વાસ્તે તો તેના હૃદયમાં સ્થાન હોવું જોઇએ નહિ; કારણકે તે જેનામાં હોય તે દીક્ષાની પવિત્ર પદવીને કલંકિત કરે.

૮. હાસ્યાદિ છ દુર્ગુણો પણ અલ્પ પ્રમાણમાં હોવા જોઇએ. તેમનાં નામ નીચે પ્રમાણે છે. હાસ્ય, રતિ, અરતિ, ભીતિ, જુગુપ્સા અને શોક તે છ દુર્ગુણો પણ ઓછાં કરવાં જોઇએ છે.

૯. તે કૃતજ્ઞ હોવો જોઈએ: કોઇએ કરેલો ઉપકાર તેણે ભુલવો જોઈએ નહિ. બીજા બધાં દુર્ગુણો કરતાં આ દુર્ગુણ બહુ મોટો છે. કહ્યું છે કે "ચોરી, વ્યભિચાર, ખુન જેવાં પાપો વાસ્તે પણ ઋષિમુનિઓએ પ્રાયશ્ચિત બતાવ્યાં છે, પણ કૃતઘ્નપણાના દોષ માટે કોઇ પણ પ્રકારનું પ્રાયશ્ચિત છેજ નહિ. જે કરેલો ઉપકાર ભુલી જાય છે તે મોટામાં મોટો પાપી છે." માટે જે ગુરૂ પાસે જ્ઞાન મળ્યું હોય અથવા જેનાથી ગુણની પ્રાપ્તિ થઇ હોય તેમને કદી વિસરવા જોઇએ નહિ, આવા ગુણવાળો દીક્ષાનો અધિકારી જાણવો.

૧૦. વિનયવંત તેણે થવું જોઈએ. જૈનધર્મ વિનયને, ગુરૂપાદ શુશ્રૂષાને મુખ્ય પદ આપે છે અને તે વાસ્તવિકજ છે. **વિનયમૂલો ધમ્મો** ધર્મનું મૂળ **વિનય** છે. જે માણસમાં વિનય નથી, પોતાના કરતાં અધિક જ્ઞાન તથા ગુણવાળાને જે માન આપી શકતો નથી, અને જે પોતાના અલ્પ જ્ઞાનને સર્વજ્ઞપણારૂપ માને છે, તે માણસ કદાપિ વિશેષ જ્ઞાન તથા ગુણ મેળવી શકતો નથી. ચાંડાળનો વિનય કરવાથીજ શ્રેણીકરાજા બે વિદ્યા તેની પાસેથી શિખ્યા હતા, એ શાસ્ત્રનું દૃષ્ટાંત પણ વિનયની મહત્વતાજ સૂચવે છે. માટે જ્ઞાન મેળવવાનો ઉત્તમ માર્ગ જે વિનય તે દીક્ષા લેનારમાં હોવો જોઈએ છે.

૧૧. દીક્ષા ગ્રહણ કરતાં પહેલાં પણ તે ઉત્તમ ચારિત્ર-વર્તનવાળો હોવો જોઈએ, બીજા શબ્દોમાં કહીએ તો પોતાના ગુણથી તે લોકપ્રિય હોય જોઈએ; તેવા ગુણવાળો પોતાના ઉપદેશની છાપ બીજાપર સારી પાડી શકે છે; પણ જે વિષયી હોય, દુરાચારી હોય, નાલાયક હોય, તેવો મનુષ્ય એકદમ દીક્ષા ગ્રહણ કરે તો લોકોને તેને વાસ્તે

જોઈએ તેવો પૂજ્યભાવ હૃદયમાં ઉત્પન્ન થતો નથી અને સામાન્ય રીતે લોકો તેના ઉપદેશથી વિમુખ રહે છે; તે પરતું તેમજ પોતાનું હિત યથાર્થ સાધી શકતો નથી.

૧૨. કોઈનો દ્રોહ ન કરે તેવો તે હોવો જોઈએ; 'વિશ્વાસઘાતી મહાપાપી' એ કહેવત સર્વત્ર જાહેર છે; માટે જે માણસમાં તે અવગુણ હોય તે દીક્ષાને લાયક નથી; વિશ્વાસનો ઘાત કરનાર ઉપર કોઈ વિશ્વાસ રાખતું નથી; અને તે નિન્દાપાત્ર થાય છે.

૧૩. પાંચે ઇન્દ્રિઓ સહીત અને ભવ્ય મુખાકૃતિવાળો હોવો જોઇએ; આ જો કે તેના હાથમાં નથી તોપણ તેવી ખોડવાળો શાસનમાં પ્રભાવિક થઇ શકતો નથી; અને તેવા પુરૂષને આચાર્યપદ ન આપવું એવી શાસ્ત્રની આજ્ઞા છે.

૧૪. ધર્મમાં તે શ્રદ્ધાવાળો હોવો જોઈએ, કારણ કે ધર્મ તરફ શ્રદ્ધા ન હોય, અને ઉદર પોષણ અર્થે યતિવ્રત ધારણ કરે તો તે સ્વ તથા પરહિત સાધી શકતો નથી, અને ધર્મનો ફેલાવો કરી શકતો નથી.

૧૫. પોતે જે કામનો આરંભ કર્યો હોય તેમાં ગમે તેટલાં વિઘ્નો આવે છતાં, પોતાના નિશ્ચયથી ડગે નહિ, તેવી સ્થિરતા તેનામાં હોવી જોઇએ. આ ગુણ બહુજ અમૂલ્ય છે. ઘણીવાર એમ બને છે કે માણસોને સંસારમાં મળી આવતા કેટલાક અનિષ્ટ સંજોગોથી વૈરાગ્ય આવે છે, પણ તે વૈરાગ્ય ક્ષણિક છે, અને કાળ જતાં, તેમજ અનિષ્ટ સંજોગો નાશ પામતાં તે વૈરાગ્ય અદૃશ્ય થતો જાય છે, અને પછી સંયમ તે બેડીરૂપ ભાસે છે. તો તેવું પરિણામ નવા દીક્ષા લેવા આવનારના સંબંધમાં ન બને તે માટે તેનો વૈરાગ્ય ક્ષણિક છે કે સ્થિર છે તે બાબતની દીક્ષા આપનારે તપાસ રાખવી ઘટે છે. કહ્યું છે કે,

**धर्माख्याने श्मशाने च रोगिणां या मतिर्भवेत् ॥**

**यदि सा निश्चला बुद्धिः को न मुच्येत बन्धनात् ॥**

ધર્મ શ્રવણ કરતી વખતે, અને સ્મશાનમાં રોગી માણસને જે વિચાર થાય તે નિ[illegible] બુદ્ધિ જો નિશ્ચળ રહે તો બન્ધનથી કોણ મુક્ત ન થાય?

અર્થાત્ સર્વે કોઈ બંધનથી છુટી શકે. પણ તે સ્મશાન વૈરાગ્ય છે; ખરા જ્ઞાનથી, ઉદ્દભવેલો નથી, માટે ગ્રહણ કરેલું વ્રત પાળવાની સ્થિરતા તેનામાં છે કે નહિ તેનો દીક્ષા આપનારે ખાસ વિચાર કરવો.

૧૬. ગુરૂ પાસે દીક્ષા લેવાને આવેલો હોવો જોઈએ. ગુરૂએ શિષ્યની શોધમાં ફરવું નહિ; પણ શિષ્યોએ ગુરૂને શોધી કાઢવા ઘટે છે. જેણે ખરો વૈરાગ્ય થયો હશે તે નિરંતર યોગ્ય ગુરૂની શોધ કરી પોતાનું સર્વસ્વ તેને સ્વાપર્ણ કરશે; અને ગુરૂ આજ્ઞા પ્રમાણે વર્તશે.

તે દીક્ષા ગ્રહણ કરનાર પુરૂષ ગુરૂ તરફ અત્યંત ભક્તિવાળો હોવો જોઈએ. આટલા ગુણ જેનામાં હોય તે દીક્ષા લેવાને સંપૂર્ણ રીતે અધિકારી છે.

હવે દીક્ષા આપનારમાં ખાસ કયા ગુણોની યોગ્યતા હોવી જોઇએ તે શાસ્ત્રાકાર લખે છેઃ—

गुरुपदार्हस्त्वित्थंभूत एव; विधिप्रातिपन्नप्रव्रज्यः, समुपासितगुरुकुलः, अस्खलितशीलः सम्यगधीतागमः, तत एव विमलतरबोधात्तत्ववेदी, उपशान्तः, प्रवचनवत्सलः सत्त्वहितरतः, आदेयः, अनुवर्तकः, गम्भीरः अविपादी, उपशमलब्ध्यादिसंपन्नः प्रवचनार्थवक्ता, स्वगुर्वनुज्ञातगुरुपदश्चेति ॥

**અર્થઃ**—ગુરૂપદને લાયક આવા ગુણવાળો હોયઃ—

૧. વિધિ પ્રમાણે દીક્ષા અંગીકાર કરનાર. ૨. ગુરૂ કુળની સમ્યગ્ રીતે ઉપાસના કરનાર. ૩. અખંડ શીલ પાળનાર. ૪. આગમોનો સમ્યક્ પ્રકારે અભ્યાસ કરનાર. ૫. તેથી નિર્મળ બોધને લીધે તત્ત્વનો જાણકાર. ૬ ઉપશાંત. ૭. સંઘનું હિત કરવા તત્પર. ૮. પ્રાણી માત્રનું કલ્યાણ કરવામાં મશગુલ. ૯. જેનું વચન સર્વ માન્ય રાખે તેવો. [illegible] ગુણી પુરૂષોને અનુસરી વર્તનારો. ૧૧. ગંભીર. ૧૨. [illegible]દ (શોક) રહિત. ૧૩. ઉપશમ લબ્ધિવાળો. ૧૪.

સિદ્ધાંતના અર્થનો ઉપદેશ આપનાર. ૧૫. અને ગુરૂ પાસેથી ગુરૂપદ મેળવનાર. આ પંદર ગુણ દીક્ષા આપનારમાં હોવા જોઇએ.

**ભાવાર્થઃ**—દીક્ષા આપનાર ગુરૂમાં ઉપર જણાવેલાં પંદર ગુણ હોવા જોઇએ, કારણ કે જો ગુરૂમાં તથાપ્રકારના ગુણનો અભાવ હોય તો શિષ્યમાં તે ગુણનાં બીજ ગુરૂ રોપી શકે નહિ. 'બાપ તેવા બેટા, અને ગુરૂ તેવા ચેલા' એ કહેવત ભુલવી જોઇતી નથી. વળી 'જેનો નાયક આંધળો તેનું લશ્કર કુવામાં' એ ઉક્તિમાં રહેલું સત્ય પણ ગુરૂમાં ઉચ્ચ ગુણની આવશ્યકતા સિદ્ધ કરે છે.

૧. ગુરૂ વિધિસહિત દીક્ષા લેનાર હોવા જોઇએ. આગળ વિધિ કહેવામાં આવશે તે યોગ્યવિધિ પ્રમાણે તેણે દીક્ષા લીધી હોય તોજ તે વિધિ સહિત અન્યને દીક્ષા આપવા યોગ્ય થઇ શકે. અર્થાત્ શુદ્ધ ગુરૂ પરંપરાએ દીક્ષા પામેલા પાસે દીક્ષા લેવી. પણ ગુરૂ પાસે દીક્ષા લીધા સિવાય, પોતાની મેળે યતિ વસ્ત્ર ધારણ કરી બેઠો હોય તેવાની પાસે દીક્ષા ગ્રહણ ન કરવી.

૨. ગુરૂ કુળમાં તે રહેલો હોવો જોઇએ. જે ગુરૂની સાથે રહ્યો હોય તે સાધુ પોતાના સંપ્રદાયના આચાર વિચાર બરાબર સમજતો હોય, માટે તેની પાસે દીક્ષા લેવી ઘટે છે.

૩. જ્યારથી તેણે દીક્ષા લીધી હોય ત્યારથી પાંચમાંથી એક પણ વ્રતનો જેણે ભંગ ન કર્યો હોય, તેવા ગુરૂ પાસે દીક્ષા લેવી; કારણકે જેણે વ્રતનો ભંગ કર્યો હોય, તેવા સાધુ ચેલાઉપર પોતાના વર્તનની સારી છાપ પાડી શકે નહિ.

૪. સૂત્ર તેના અર્થ તથા ક્રિયાને જાણનાર ગુરૂની સેવા કરીને તીર્થંકરે બોધ કરેલા સિદ્ધાંતો સંપૂર્ણ રીતે જે સમજ્યો છે તેવા સાધુ પાસે દીક્ષા લેવી. કારણકે જે જ્ઞાની છે તેજ પુરૂષ પોતાના સંબંધમાં આવતા પુરૂષોને જ્ઞાની બનાવી શકે.

૫. શાસ્ત્રનો સમ્યક્ પ્રકારે અભ્યાસ કરવાથી જેને બહુ સારૂં જ્ઞાન થયેલું છે તે તત્વોને સારી રીતે સમજી શકે છે, અને પ્રરૂપી પણ શકે છે, માટે તેવા જ્ઞાની ગુરૂ પાસે દીક્ષા ગ્રહણ કરવી

૬. તે ઉપશાન્ત હોવો જોઈએ; એટલે જેણે મન, વચન અને કાયાના વિકારો શમાવ્યા છે, અને તે ત્રણેને પોતાના નિગ્રહમાં આણ્યા છે, તેવો ગુરૂ દીક્ષા આપવાને યોગ્ય અધિકારી છે.

૭. સંઘ ઉપર ભક્તિ રાખનાર ગુરૂ હોવો જોઇએ. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ રૂપ ચતુર્વિધ સંઘ સમજવો. તેઓનું કલ્યાણ કેમ થાય તેવા વિચાર જેના મનમાં નિરંતર સ્ફુરતા હોય અને તેમનું કલ્યાણ જે રીતે થાય તે રીતનો સદ્બોધ આપતો હોય, તે ગુરૂ દીક્ષા આપવાનો અધિકારી છે; કારણકે દીક્ષા સ્વ તેમજ પરહિતને વાસ્તે ગ્રહણ કરવામાં આવે છે; પણ જો દીક્ષા આપનાર સંઘ તરફ પ્રેમભાવ ન રાખતો હોય તો તે અવગુણ શિષ્યમાં પણ ઉતરી આવવાનો ભય રહે છે; માટે યોગ્ય રસ્તે શાસનની ઉન્નતિ કરનાર ગુરૂ પાસે દીક્ષા ગ્રહણ કરવી.

૮. સર્વે પ્રાણી માત્રના હિતમાં તે મશગુલ હોવો જોઇએ. જે જે માર્ગે જેનું કલ્યાણ થઇ શકે તે તે માર્ગ બતાવીને પ્રાણીમાત્રનું જેથી હિત થતું હોય તેવા કાર્યમાં પ્રવૃત્તિ કરનાર તે હોવો જોઇએ. સર્વે પ્રાણી ઉપર મૈત્રીભાવ હોવો જોઇએ; અને કોઈ પણ પ્રાણીનું અહિત થાય તેવા માર્ગનો ઉપદેશક હોવો ન જોઇએ.

૯. વળી તેના વર્તનની તેમજ વિચારની એવી ઉત્તમતા હોવી જોઇએ કે દરેક માણસ તેનું વચન માન્ય રાખે; તે જે કહે છે તે આપણા હિતનું અને સત્યજ હોવું જોઇએ એવો જેના વિષે લોકોનો ઉચ્ચભાવ હોય તે દીક્ષા આપવાને લાયક છે.

૧૦. આ જગતમાં મનુષ્યો વિચિત્ર વિચિત્ર સ્વભાવના છે. બધાના વિચાર એકસરખા હોઈ શકે નહી. માટે પોતાના વિચારથી કોઈ વિરૂદ્ધ વિચારવાળો આવે તો તેને એકદમ તોડી પાડવાને બદલે પ્રથમ શાંતચિત્તથી તેની વાત સાંભળવી, તેના વિચારમાં જે [illegible] હોય તે પ્રથમ જણાવવી, અને પછી અસત્ય ભાગ કેટલો છે [illegible]વવો, અને આ પ્રમાણે તેની પ્રીતિ મેળવીને તેને બીજાગુણો [illegible] આવો ગુરૂ અનુવર્તક કહેવાય છે. એટલે સર્વે સાથે મૈત્રી[illegible]ાવ રાખે અને સદ્બોધ આપે.

૧૧. તે ગંભીર હોવો જોઇએ. જો ગંભીર હૃદયનો સાધુ ન હોય, અને કોઇએ પ્રાયશ્ચિત્ત નિમિત્તે કહેલી પોતાની છાનીવાત બીજા આગળ પ્રકટ કરે તો તેમાં આપઘાત વગેરે મહા અનર્થ થવાનો સંભવ રહે છે; વળી સુખ દુઃખ વખતે તેણે ફુલાઇ જવું તેમજ અતિ ખિન્ન થવું જોઇતું નથી, પણ તે સર્વ ક્ષણિક છે એમ વિચારી મનનું સમતોલપણું જાળવી રાખવું જોઇએ.

૧૨. વિષાદ રહિત હોવો જોઇએ. પરિસહ સહન કરતાં તેના મનમાં વિષાદ ઉત્પન્ન ન થવો જોઇએ, તેમજ વ્રત પાળવામાં જોઇતું ધૈર્ય તેનામાં હોવું જોઇએ; વળી તેનો ચ્હેરો તથા તેનું મન સદા પ્રફુલ્લિત હોવાં જોઇએ. આત્મમાર્ગમાં જે પુરૂષો આગળ ચઢેલા છે તેઓનાં મુખ ઉપર નિરંતર આનંદની ઉર્મિઓ ઉછળવી જોઇએ. આ તેની એક ખાસ નિશાની છે. જેના મનમાં નિરંતર ચિંતા અને ઉદ્વેગ છે, તે ગમે તેવો વિદ્વાન્ હોય તો પણ તેની વિદ્વતા તેને પરિણમી નથી એમ કહેવામાં અતિશયોક્તિ નથી; આત્માનો સ્વભાવજ **આનંદ** છે, અને તે આત્મા તે હું છું, તો પછી બહારની ઉપાધિઓ અને સંજોગો ગમે તેવા વિપરીત અને પ્રતિકૂળ હોય છતાં આત્મિક આનંદમાં ભંગ થવો જોઇતો નથી. સહનશીળતાથી સુખ દુઃખ ભોગવવાં જોઇએ, માટે ગુરૂ વિષાદ રહિત હોવો જોઇએ.

૧૩. બીજાને શાંત પમાડવાનો ગુણ ગુરૂમાં હોવો ઘટે છે. જે શાંત હોય તે બીજાને શાંત કરી શકે, માટે ગુરૂ શાંત, અને અલ્પકષાયવાળા હોવા જોઇએ.

૧૪ ગુરૂ કેવળ શાસ્ત્રનો અભ્યાસ કરનાર નહિ પણ તેનો બીજાને બોધ કરનાર હોવા જોઇએ. આ જગતમાં એવાં ઘણા માલૂમ પડે છે કે જેઓ ઘણી બાબતો જાણતા હોય, પણ તે જ્ઞાનના ગર્વિષ્ટ હોય છે, અને બીજાને પોતાના જ્ઞાનનો લાભ આપતા નથી, અને તે જ્ઞાનનો ઉપયોગ જો કરે તો તે વાદવિવાદમાંજ કરે છે, માટે તેવા મનુષ્યો ગુરૂપણાને લાયક નથી. જે માણસ જ્ઞાન મેળવે છે, તેનો જેમ જેમ બીજાઓના હિતને સારૂ બોધ આપવામાં સદુપયોગ કરે છે, તેમ

હોય તો ચાલે નહિ એવો વાયુનામના આચાર્યનો દ૮ મત છે. તેનું કારણ તે નીચે જણાવે છે.

**समग्रगुणसाध्यस्य तदर्द्धभावेऽपि तत्सिद्धयसंभवादिति**

**અર્થ—જે સકળ ગુણથી સાધ્ય હોય તે કાર્યની સિદ્ધિનો અર્ધોગુણ હોય ત્યારે અસંભવ છે.**

**ભાવાર્થ:**—જે કાર્ય સમગ્ર ગુણ હોય ત્યારેજ સિદ્ધ થઇ શકે તેવું હોય તે કાર્ય અર્ધા ગુણથી, અથવા ચોથા ભાગના ઓછા ગુણ વડે થઇ શકે નહિ, જો એમ માનીએ કે તે થઇ શકે તો કારણ કાર્ય વચ્ચેના સંબંધની અવ્યવસ્થા થઈ જાય; સઘળા કારણોની સામગ્રી મળે જે કાર્ય ઉત્પન્ન થાય તે કાર્ય અર્ધા કારણોથી પણ ઉત્પન્ન થઈ શકે તો સઘળા કારણોની સામગ્રીનો કોણ ખપ કરે ? માટે અર્ધા ગુણવાળો દીક્ષા લેવાને આપવા યોગ્ય નથી.

**नैतदेवामिति वाल्मीकिरिति ॥**

**અર્થ—તે પ્રમાણે નથી એવા વાલ્મીકિનો મત છે.**

**ભાવાર્થ:**—વાયુ નામના આચાર્યે જે મત દર્શાવ્યો તે વાસ્તવિક નથી, એવો વાલ્મીકિનો અભિપ્રાય છે, તેનું કારણ શું ? તે કહે છે.

**निर्गुणस्य कथंचिद्गुणभावोपपत्तेरिति ॥**

**અર્થ:—નિર્ગુણને પણ કોઇક પ્રકારે ગુણની પ્રાપ્તિનો સંભવ છે.**

**ભાવાર્થ:**—માણસ નિર્ગુણી હોય, છતાં તેનામાં જો યોગ્યતા હોય તો તે ગુણ પ્રાપ્ત કરી શકે. તેજ રીતે યોગ્યતાવાળા દીક્ષા લેનાર અને આપનારમાં ગુણની ખામી હોય, છતાં જો યોગ્યતા હોય તો યોગ્યતાના બળથી તેઓ ગુણની ન્યૂનતા દૂર કરશે. ટીકાકાર લખે છે કે ‘ કોઈ માણસ નિર્ગુણ હોય તો પણ વિશિષ્ટ કાર્યના કારણભૂત ગુણો પ્રથમ મેળવે છે, તેવીજ રીતે ગુણના અભાવમાં પણ વિશેષ કાર્ય થઇ શકે; તેમાં વિરોધ જેવું નથી, દરિદ્રી પણ અકસ્માત્ રાજ્યાદિ વિભૂતિનો લાભ મેળવે છે. ’

તેમ તે વધારે જ્ઞાનનો અધિકારી થાય છે. માટે જ્ઞાનને સંતાડી નહિ રાખતાં તેનો બોધ બીજાને આપવો એ પણ ગુરૂનું લક્ષણ હોવું જોઇએ.

૧૫. પોતાના ગચ્છનાયકે તેને ગુરૂપદ આચાર્યપદ આપેલું હોવું જોઇએ. એટલે પોતાની મેળે કોઇ આચાર્ય પદ લેઈ બેસે તો તે માન્ય થઇ શકે નહિ, એમ ટીકાકારનો કહેવાનો આશય છે. આ રીતે દીક્ષા આપનારના પંદર ગુણનું વર્ણન કરવામાં આવ્યું છે. દીક્ષા લેનારના સોળ ગુણ તથા દીક્ષા આપનારના પંદર ગુણ જે કહેવામાં આવ્યા તે ઉત્સર્ગ માર્ગ છે, પણ એવા ગુરૂ અને એવા શિષ્યનો સંગમ થવો દુર્લભ છે, માટે શાસ્ત્રકાર આ સબંધમાં અપવાદ માર્ગ બતાવે છે.

पादार्द्धगुणहीनौ मध्यमावराविति ॥

**અર્થ:**—ચોથા ભાગના અને અર્ધા ભાગના ગુણરહિત હોય તે મધ્યમ અને અવર ( જઘન્ય ) જાણવા.

**ભાવાર્થ:**—પૂર્વે જે ગુણો કહ્યા તે સર્વગુણ હોય તો તો દીક્ષા આપનાર તથા લેનાર ઉત્તમ જાણવા, પણ જો તેમાંથી ચોથા ભાગના ગુણ ઓછા હોય તો મધ્યમ જાણવા અને અર્ધા ભાગનાગુણ ઓછા હોય તો જઘન્ય જાણવા. હવે આ સંબંધમાં ધર્મશાસ્ત્રોમાં ભિન્ન ભિન્ન મત છે; કેટલાક કહે છે કે જો ઉપર જણાવેલા સર્વે ગુણ દીક્ષા આપનાર તથા લેનારમાં હોય તોજ તેઓ દીક્ષા આપવા તથા લેવાને અધિકારી છે, વળી બીજાઓના વિચાર પ્રમાણે ઓછા ગુણ પણ મળી શકે; આમ જુદા જુદા દશ વિદ્વાનોના અભિપ્રાય નીચે ટાંકવામાં આવ્યા છે અને તે પછી ગ્રંથકાર પોતાનો અભિપ્રાય જણાવે છે.

नियम एवायमिति वायुरिति

**અર્થ**—દીક્ષા લેનાર તથા દીક્ષા આપનારમાં ઉપર જણાવેલા સોળ તથા પંદર ગુણ અવશ્ય હોવાજ જોઇએ. એવો વાયુ નામના આચાર્યનો મત છે.

**ભાવાર્થ:**—ઉપર જણાવેલા સઘળા ગુણો દીક્ષા આપનાર તથા લેનારમાં હોવા જોઇએ; ચોથો ભાગ, ઓછો હોય અથવા કેવળ અર્ધો

હોય તો ચાલે નહિ એવો વાયુનામના આચાર્યનો ૯૯ મત છે. તેનું કારણ તે નીચે જણાવે છે.

**समग्रगुणसाध्यस्य तदर्द्धभावेऽपि तत्सिद्ध्यसंभवादिति**

**અર્થ**—જે સકળ ગુણથી સાધ્ય હોય તે કાર્યની સિદ્ધિનો અર્ધોગુણ હોય ત્યારે અસંભવ છે.

**ભાવાર્થ**:—જે કાર્ય સમગ્ર ગુણ હોય ત્યારેજ સિદ્ધ થઇ શકે તેવું હોય તે કાર્ય અર્ધા ગુણથી, અથવા ચોથા ભાગના ઓછા ગુણ વડે થઇ શકે નહિ, જો એમ માનીએ કે તે થઇ શકે તો કારણ કાર્ય વચ્ચેના સંબંધની અવ્યવસ્થા થઈ જાય; સઘળા કારણોની સામગ્રી મળે જે કાર્ય ઉત્પન્ન થાય તે કાર્ય અર્ધા કારણોથી પણ ઉત્પન્ન થઈ શકે તો સઘળા કારણોની સામગ્રીનો કોણ ખપ કરે? માટે અર્ધા ગુણવાળા દીક્ષા લેવાને આપવા યોગ્ય નથી.

**नैतदेवामिति वाल्मीकिरिति ॥**

**અર્થ**—તે પ્રમાણે નથી એવા વાલ્મીકિનો મત છે.

**ભાવાર્થ**:—વાયુ નામના આચાર્યે જે મત દર્શાવ્યો તે વાસ્તવિક નથી, એવો વાલ્મીકિનો અભિપ્રાય છે, તેનું કારણ શું? તે કહે છે.

**निर्गुणस्य कथंचिद्गुणभावोपपत्तेरिति ॥**

**અર્થ**:—નિર્ગુણને પણ કોઇક પ્રકારે ગુણની પ્રાપ્તિનો સંભવ છે.

**ભાવાર્થ**:—માણસ નિર્ગુણી હોય, છતાં તેનામાં જો યોગ્યતા હોય તો તે ગુણ પ્રાપ્ત કરી શકે. તેજ રીતે યોગ્યતાવાળા દીક્ષા લેનાર અને આપનારમાં ગુણની ખામી હોય, છતાં જો યોગ્યતા હોય તો યોગ્યતાના બળથી તેઓ ગુણની ન્યૂનતા દૂર કરશે. ટીકાકાર લખે છે કે 'કોઈ માણસ નિર્ગુણ હોય તો પણ વિશિષ્ટ કાર્યના કારણભૂત ગુણો પ્રથમ મેળવે છે, તેવીજ રીતે ગુણના અભાવમાં પણ વિશેષ કાર્ય થઇ શકે; તેમાં વિરોધ જેવું [illegible] પણ અકસ્માત્ રાજ્યાદિ [illegible]તિનો લાભ મેળવે છે.'

अकारणमेतदिति व्यास इति.

અર્થઃ—ઉપર જણાવેલું નિષ્કારણ છે એમ વ્યાસ કહે છે.

ભાવાર્થઃ—કૃષ્ણ દૈપાયન વ્યાસ કહે છે કે વાલ્મીકિએ કહેલો માર્ગ ન્યાયયુક્ત નથી. કારણકે તેમને બતાવેલું કારણ અયોગ્ય છે. અયોગ્ય કેવી રીતે છે તે જણાવે છે.

गुणमात्रासिद्धौ गुणान्तरभाव नियमाभावादिति ॥

અર્થઃ—ગુણમાત્રની અસિદ્ધિ હોય તો બીજા વિશેષ ગુણની ઉત્પત્તિ નિશ્ચે થઈ શકે નહિ.

ભાવાર્થઃ—જે મનુષ્યમાં સામાન્ય ગુણ પણ નથી તેમાં અસામાન્ય (વિશેષ) ગુણ ઉત્પન્ન થઈ શકે એ માની શકાય નહિ. કારણ કે કાર્ય કારણપૂર્વક થઈ શકે છે. કહ્યું છે કેઃ—

नाकारणं भवेत्कार्यं नान्यकारणकारणम् ॥
अन्यथा न व्यवस्था स्यात्कार्यकारणयोः क्वचित् ॥

અર્થઃ—કારણ વિના કાર્ય થઈ શકે નહિ; અને એક કાર્યનું કારણ બીજા કાર્યના કારણ રૂપે થઈ શકે નહિ. જો એમ માનીએ તો કાર્ય કારણ વચ્ચેની વ્યવસ્થા કદાપિ ઘટી શકે નહિ. દાખલા તરીકે વસ્ત્રનું ઉપાદાન કારણ સૂત્રના તંતુઓ છે; તે ઘડારૂપ અન્ય કાર્યના કારણરૂપે આવી શકે નહિ. અર્થાત્ ઘડાનું ઉપાદાન કારણ સૂત્રના તંતુઓ થઈ શકે નહિ.

नैतदेवमिति सम्राडिति ॥

અર્થઃ—વ્યાસનું કહેવું યથાર્થ નથી એમ સમ્રાડ્ નામનો કોઈ રાજર્ષિ કહે છે.

ભાવાર્થઃ—સુગમ છે. શા કારણથી વ્યાસનું કહેવું યથાર્થ નથી તેનો ઉત્તર આપે છે.

संभवादेव श्रेयस्त्वासिद्धेरिति ॥

અર્થ—યોગ્યતાથીજ શ્રેયપણાની સિદ્ધિ થાય છે.

ભાવાર્થ:— ખરેખર યોગ્યતાથીજ કલ્યાણની પ્રાપ્તિ થાય છે, પણ યોગ્યતા વિના કેવળ ગુણથી કલ્યાણ મળતું નથી; માણસમાં ગુણ ભલે હોય પણ દીક્ષા લેવાની યોગ્યતા ન હોય તો તે આરંભેલા કાર્યમાં સિદ્ધિ પામતો નથી; કારણ કે જે યોગ્ય છે તેજ અધિકારી છે, અને જે લોકો યોગ્ય નથી, તેમનો સર્વે કાર્યોમાં નિષેધ કરેલો છે; માટે યોગ્યતા—અધિકારીપણું તેજ સર્વે કાર્યોમાં કલ્યાણને અર્પનાર છે. Deserve before you desire. કોઈ પણ વસ્તુની તમે ઇચ્છા કરો તે પૂર્વે તે મેળવવાને તમે લાયક બનો એ કહેવત પણ આ વિષયને પુરતું અનુમોદન આપે છે.

यत्किंचिदेतादिति नारद इति.

અર્થ—સમ્રા નું કહેવું વાસ્તવિક નથી એમ નારદ કહે છે.

ભાવાર્થ:—અર્થ સુગમ છે. સમ્રાડનું કહેવું કેમ વાસ્તવિક નથી તેનો ઉત્તર આપે છે.

गुणमात्राद्गुणान्तरभावेऽप्युत्कर्षायोगादिति ॥

અર્થ—યોગ્યતા ગુણ માત્રથી બીજા ગુણોની ઉત્પત્તિ થાય તે છતાં ઉત્કર્ષની પ્રાપ્તિ થાય નહિ.

ભાવાર્થ:—યોગ્યતા હોય તો કેટલાક ગુણો મળી શકે, પણ કેવળ યોગ્યતાથી ઉત્કૃષ્ટ ગુણ મળી શકે નહિ. કેવળ યોગ્યતાથી સર્વે કાર્યની સિદ્ધિ થતી નથી; જો એમ ન માનીએ, અને યોગ્યતાનેજ પ્રધાન પદ આપીએ તો યોગ્યતા સર્વે મનુષ્યોમાં ઘણે ભાગે પોતાની સ્થિતિ અનુસાર જણાય છે; તો સર્વે ઉત્કૃષ્ટ ગુણવાળા બને, અને કોઈ પણ સામાન્ય ગુણવાળો આ જગતમાં રહે નહિ; માટે કેવળ યોગ્યતા નહિ પણ વિશિષ્ટ (ઉચ્ચ પ્રકારની) યોગ્યતા ઉત્કૃષ્ટ ગુણોને આપનારી છે એમ માનવું છે.

सोऽप्येवमेव भवतीति वसुरिति ॥

અર્થ—ગુણોત્કર્ષ પણ એમને એમ થાય છે, એવો વસુ રાજાનો મત છે.

**ભાવાર્થ:**—ગુણથી ગુણની વૃદ્ધિ થાય છે. સામાન્ય ગુણમાંથી વિશેષ ગુણ થાય છે, પણ કેવળ યોગ્યતાથી ઉચ્ચ ગુણ પ્રાપ્ત થતા નથી, કારણ કે બીજ વિના વૃક્ષ ઉગે એ માનવું તે અઘટિત છે. માટે ગુણ હોય તો તે વૃદ્ધિ પામે એવો જરા વ્યાસના મતને અનુસરનારા વસુરાજાનો અભિપ્રાય છે.

अयुक्तं कार्पापणधनस्य तदन्यविटणनेऽपि ।
कोटिव्यवहारारोपणामिति क्षीरकदम्ब इति ॥

અર્થઃ—હલકા રૂપાના ધનમાં બીજા હલકા રૂપાના ધનનો ઉમેરો કરીએ તો પણ તે તો માલિક કોટીધ્વજ (ક્રોડાધિપતિ) ની ઉપમાને લાયક થાય નહિ. એવો ક્ષીરકદમ્બનો મત છે.

**ભાવાર્થ:**—કોઈ પાસે હલકું નાણું હોય, તેમાં બીજા હલકા નાણાનો ઉમેરો કરવામાં આવે તો હલકું નાણું વધે, પણ તેથી ઉચ્ચ પ્રકારના નાણાવાળો તે કહી શકાય નહિ. જેમ કોઈ પાસે સોમણ લોઢું હોય, તેમાં તે બીજું હજાર મણ લોઢું ઉપાર્જન કરી ભેગું કરે છતાં તે સોનાવાળો કહેવાય નહિ; તેમ સામાન્ય ગુણ મેળવ્યા કરે પણ તેથી ઉચ્ચ ગુણવાળો કહેવાય નહિ. કારણકે આ રીતે તો બહુ સમય પસાર થઇ જાય અને જીવિતવ્યનો અંત આવી જાય. ઉચ્ચ ગુણોતો યોગ્યતાથીજ આવી શકે એવો ક્ષીરકદમ્બક ઋષિનો અભિપ્રાય છે. નારદના અને આ ઋષિના કહેવાના શબ્દોમાં ભેદ છે, પણ અર્થમાં ભેદ જણાતો નથી.

न दोषो योग्यतायामिति विश्व इति ॥

અર્થ:—યોગ્યતાને વિષે દોષ નથી એમ વિશ્વનામનો આચાર્ય કહે છે.

**ભાવાર્થ:**—હલકું રૂપાનાણું માણસ ભાગ્યથી બહુજ ભેગું કરે, ... તે બહુ હલકા નાણાનો વિક્રય કરી ઉચ્ચ પ્રકારનું નાણું મેળવી ... ક ઘણા નાના વ્યાપારીઓ પણ ભાગ્યવશથી કોટિધ્વજની

ઉપમા પામવાને લાયક બન્યા છે. ઘણા નાના ગુણોથી મોટા ગુણ ઉત્પન્ન થવાનો સંભવ છે એવો વિશ્વ નામના આચાર્યનો અભિપ્રાય છે, અને તે કેટલેક અંશે સમ્રાડના મતને મળતો આવે છે

अन्यतरवैकल्येऽपि गुण बाहुल्यमेव
सा तत्त्वतः इति सुरगुरुरिति ॥

અર્થઃ—કોઈ ગુણની ખામી હોય છતાં બહુ ગુણ વિદ્યમાન હોય તો તેજ ખરી રીતે યોગ્યતા છે, એવો સુર ગુરૂનો મત છે.

ભાવાર્થઃ—દરેક માણસ સર્વ ગુણ સંપૂર્ણ નથી. દીક્ષા લેનાર તથા આપનારમાં બન્નેને કોઈ ગુણની ખામી હોય, પણ જો ગુણ બહુ હોય તો તે યોગ્યજ ગણવો. કારણકે બહુ ગુણથી તે અવગુણ સ્વયમેવ નાશ પામશે. માટે ચોથો ભાગ ઓછો હોય, અથવા અર્ધાગુણ હોય તો તેની ચિન્તા કરવી નહિ. એવો સુરગુરૂ બૃહસ્પતિનો અભિપ્રાય છે.

सर्वमुपपन्नमिति सिद्धसेन इति.

અર્થઃ—જે જેને ઘટે તેણે તે આદરવું એવો સિદ્ધસેન સૂરિનો મત છે.

ભાવાર્થઃ—બુદ્ધિમાન્ પુરૂષો દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ વિચારી જે યોગ્ય ધારે તે કરવું; અર્થાત્ જો બુદ્ધિમાન્ પુરૂષોને અમુક બાબત ઠીક લાગતી હોય તો તે પ્રમાણે ચાલવામાં કાંઈ બાધ નથી. એવો સિદ્ધસેન નામના આચાર્યનો અભિપ્રાય છે. આવી રીતે દશ અન્ય ધર્મવાળાના અભિપ્રાય જણાવી હવે શાસ્ત્રકાર પોતાનો મત દર્શાવે છેઃ—

भवान्ति त्वल्पा अपि असाधारणगुणाः
कल्याणोत्कर्षसाधका इति ॥

અર્થઃ—અસાધારણ ગુણ અલ્પ હોય તો કલ્યાણ અને ઉત્કર્ષને સાધવાવાળા છે.

ભાવાર્થ:—જે સામાન્ય મનુષ્યમાં માલૂમ પડતા નથી તે અસામાન્ય અથવા અસાધારણ ગુણ કહી શકાય. તેવા ગુણ બહુ થોડા હોય તો પણ તેઓ ઘણું કલ્યાણ સાધી શકે. કારણકે તેમનામાં બીજા ગુણોને આકર્ષવાનું સામર્થ્ય રહેલું છે; માટે પ્રથમ જે જણાવ્યું કે ચોથા ભાગના ગુણ એવા હોય અથવા અર્ધાગુણ હોય તેવો પુરૂષ પણ યોગ્ય થઈ શકે.

આ સ્થળે વાયુ, વાલ્મીકિ, વ્યાસ, સમ્રાટ્, નારદ, વસુ અને ક્ષીરકદમ્બક, આ સાત મતવાળાએ એક બીજાના મતનું ખંડન કર્યું છે; પણ આ ગ્રન્થકાર લખે છે કે અમે તો તટસ્થ રહ્યા છીએ; એટલે અમારે તેનું ખંડન કરવાનો વિચાર નથી. વળી વિશ્વ, સુરગુરૂ અને સિદ્ધસેને અસાધારણ ગુણનો અનાદર કરી યોગ્યતાને અંગીકાર કરી છે તો તે યોગ્ય નથી, કારણકે કેવળ યોગ્યતાથી સર્વ કાર્યની સિદ્ધિ થવાનો અસંભવ છે. જો કોઈ તેમના શબ્દોપરથી એમ ધારે કે કેવળ યોગ્યતાનુંજ પ્રતિપાદન તેઓએ કર્યું નથી, પણ અસાધારણ ગુણને પણ મુખ્યતા આપી છે તો અમારો મત પણ તેવાજ પ્રકારનો છે. આ સર્વનો સાર એ છે કે માણસમાં ભલે સર્વે ગુણ ન હોય, છતાં જો તેનામાં કેટલાક સાધારણ ગુણ હોય અને વધારે ગુણ મેળવવાની યોગ્યતા હોય તો ખરેખર તે દીક્ષા લેવાને યોગ્ય થાય છે. હવે આવો કોઈ માણસ દીક્ષા લેવા આવે તો ગુરૂએ એકદમ દીક્ષા આપી દેવી કે તેની થોડા સમય કસોટી કરવી, તેનો નિર્ણય કરતા શાસ્ત્રકાર લખે છે:—

उपस्थितस्य प्रश्नाचारकथनपरीक्षादिर्विधिरिति ।

અર્થ:—દીક્ષા લેવા આવનારને પ્રશ્ન, આચારકથન તથા પરીક્ષા કરવી વગેરે વિધિ જાણવો.

ભાવાર્થ:—પોતાની મેળે જે મનુષ્ય દીક્ષા લેવાને ગુરૂ સમીપે આવે તેની તરફ ગુરૂએ કેમ વર્તવું તે બતાવે છે. સદ્ધર્મની કથાથી જેનું મન સંસાર ઉપરથી વૈરાગ્ય પામ્યું છે એવા દીક્ષા લેવાને આતુર શિષ્યને પ્રથમ ગુરૂએ પુછવું કે, હે વત્સ ! તું કોણ છે ? તું શા કારણથી દીક્ષા લેવા ઉત્સુક થયો છે ? તેના જવાબમાં જો તે દીક્ષા

લેનાર એવો ઉત્તર આપે કે હે ભગવન્ ! હું અમુક કુળમાં ઉત્પન્ન થયેલો છું, આર્ય દેશના અમુક ભાગમાં રહું છું, અને આ સંસાર તદ્દન અસાર મને અનુભવથી જણાવાથી હું સંસાર બંધનથી મુક્ત થવાને દીક્ષા ગ્રહણ કરવા ઇચ્છા રાખું છું, તો તે શુદ્ધ પ્રશ્ન થયો સમજવો. પછી ગુરૂએ નીચે પ્રમાણે શિષ્યને બોધ આપવો. આ દીક્ષાના માર્ગ કાયરને વાસ્તે નથી પણ શૂરવીરને વાસ્તે છે; માટે તારે વીરત્વ દેખાડવું; પણ હીંમત હારવી નહિ. જે લોકોએ વ્રત લીધાં છે તે લોકોને આ ભવમાં તથા પરભવમાં અનેક પ્રકારનો લાભ થાય છે; પણ આ સંબંધમાં એક બાબત અવશ્ય બહુ મનન કરવા જેવી છે કે જીનરાજની આજ્ઞા અનુસાર વર્તન કરવામાં આવે તો જેમ અનંત લાભ મળે, એટલે મોક્ષ પ્રાપ્તિ થાય, તેમ જો સંયમ ગ્રહણ કરી તે પ્રમાણે ન ચાલવામાં આવે તો અનંત દુઃખને ઉત્પન્ન કરવાવાળી તે આજ્ઞા થાય છે. એક માણસને કોડનો રોગ થયેલો છે, તેથી તે બહુ હેરાન થાય છે, હવે તે રોગને દૂર કરવાને ઔષધનું ભક્ષણ કરે છે; પણ ઔષધ ભક્ષણ કરી પછી ચરી ન પાળે તો સામાન્ય રીતે ધીમે ધીમે તેનો નાશ થાત; તેના કરતાં ઔષધ ખાધેલું હોવાથી તેનો ઝટ નાશ થાય છે; તેવી રીતે કર્મરૂપ વ્યાધિનો નાશ કરવાને માણસ સંયમરૂપ ઔષધનું પાન કરે, પણ પછી જો અસંયમરૂપ અપથ્ય વસ્તુ ગ્રહણ કરે તો તે અધિક કર્મને ઉપાર્જન કરે છે. એટલે દીક્ષા લીધા અગાઉ જે કર્મ તે ઉપાર્જન કરતો હતો તેના કરતાં દીક્ષા લેઈ અસંયમ માર્ગ સેવન કરવાથી વધારે કર્મ ઉપાર્જન કરે છે.* આ પ્રકારે સાધુના આચારનું તેના આગળ વર્ણન કરવું. આ સાંભળ્યા છતાં તેનું મન

*When once the threshold of nature is reached, the confusion and vaccilation about the initiate begins to lessen, and calm decision to take their place. It this decision be for good and for higher ideal, the forces of will and mentality increase enormously An occult student, if true, can never be faint nor half-hearted, nor can he return, when once he has passed the threshold,

જો ડગે નહિ એમ લાગતું હોય તો પણ તેની નિપુણ રીતે પરીક્ષા કરવી. કહ્યું છે કેઃ—

असत्याः सत्यसंकाशाः सत्याश्चासत्यसंन्निभाः
दृश्यन्ते विविधा भावास्तस्माद्युक्तं परीक्षणं ॥

કેટલાક અસત્ય પદાર્થો સત્ય જેવા ભાસે છે, અને કેટલાક સત્ય પદાર્થો અસત્ય તુલ્ય જણાય છે.

આ પ્રમાણે વિવિધ પ્રકારના તત્ત્વ જણાય છે, માટે (સત્ય શું અને અસત્ય શું તેની) પરીક્ષા કરવી.

अतथ्यान्यपि तथ्यानि दर्शयन्त्यतिकौशलाः ॥
चित्रे निम्नोन्नतानीव चित्रकर्मविदो जनाः ॥

જેમ ચિત્ર કર્મને જાણનારાઓ (ચિતારાઓ) ચિત્ર વિષે નીચા તથા ઉંચા ભાવ દેખાડી શકે છે; તેવી રીતે કુશળ પુરૂષો અસત્ય બાબતોને પણ સાચી કરી દેખાડે છે. ચિત્રમાં કોઇ ઉચ્ચ ભાગ તથા નીચાણવાળો ભાગ નથી, છતાં ચિતારા એવી ખુબીથી ચિતરે છે કે પ્રેક્ષકને અમુક ભાગ ઉંચો અને અમુક ભાગ નીચાણવાળો જણાય છે, તેવીજ રીતે કપટકળામાં પ્રવીણ મનુષ્યો એવો ડોળ રાખે કે જે ગુણ પોતાનામાં ન હોય તે ગુણ પોતે ધરાવે છે એવું બીજા સમજે. માટે એકદમ દીક્ષા ન આપતાં પરીક્ષા કરવી. તેનામાં જ્ઞાન, દર્શન, અને ચારિત્રના અંતર્ગત કેવા ભાવ વર્તે છે, તેની જુદા જુદા ઉપાયોથી પરીક્ષા કરવી. પરીક્ષાનો કાળ શાસ્ત્રકારે છ માસનો રાખ્યો છે. પાત્ર અપેક્ષાએ તે સમયમાં ઘટાડો તથા વધારો કરી શકાય. એટલે કોઇની બાર માસ સુધી પણ પરીક્ષા કરવી પડે, અને કોઇને બે માસમાં પણ દીક્ષા આપી શકાય. પણ સામાન્ય નિયમ આ કામ સારૂ છ માસનો છે.

વળી ઉપધાન ન વહન કર્યું હોય તો પણ મોઢેથી સામાયિક સૂત્ર ભણાવવું. અને પાત્ર અપેક્ષાએ બીજું સૂત્ર પણ ભણાવી શકાય.

तथा गुरुजनाद्यनुज्ञेति ॥

અર્થઃ—ગુરૂજનની આજ્ઞા ગ્રહણ કરવી.

**ભાવાર્થ:**—દીક્ષા ગ્રહણ કરનારે માતપિતા, બ્હેન, ભાઇ, સ્ત્રી, પુત્ર વગેરેની સંમતિથી દીક્ષા લેવી એવો વિધિ છે. આપણા પરમ પૂજ્ય ચોવીસમા તીર્થંકર શ્રીમન્ મહાવીર સ્વામી ભગવાને માતપિતાને દીક્ષા લેવાથી દુઃખ થશે એવા ભયથી જ્યાં સુધી તેઓ જીવતા રહ્યા ત્યાં સુધી દીક્ષા લેવાનો શબ્દ સરખો ઉચ્ચાર્યો ન હતો, અને માતપિતાના મરણ પછી પોતાના ભાઇની આજ્ઞા માગી, અને જ્યારે ભાઇએ કહ્યું કે "માતપિતાનો વિયોગ તાજોજ છે, અને તેથી હું દુઃખી છું, તે દુઃખમાં આપના વિયોગથી ઉમેરો થશે, માટે હાલમાં દીક્ષા લેવાનો વિચાર માંડી વાળો" ત્યારે વડિલ બંધુની આજ્ઞા પાળવાને બીજા બે વર્ષ ગૃહસ્થાશ્રમમાં રહ્યા; મોટા પુરૂષ જે માર્ગે ચાલે તે પ્રમાણે બીજાઓ ચાલવાને દોરાય, તે હેતુથીજ મહાવીર ભગવાને પોતાના આચારથી લોકોને દૃષ્ટાન્ત આપ્યું કે માતપિતા તથા સ્વજનની અનુમતિથી દીક્ષા લેવી. આ ગ્રન્થકારેજ રચેલા અષ્ટકમાં માતૃપિતૃભક્તિના અષ્ટકમાં શ્રી હરિભદ્રસૂરિ લખે છે કેઃ—

"દીક્ષા સર્વ પ્રાણીને હિત કરનારી ગણવામાં આવેલી છે માટે જે દિક્ષા માતપિતાને ઉદ્વેગ કરાવનારી હોય તે ન્યાયયુક્ત ગણાય નહિ." માટે માતૃપિતૃ તથા સ્વજનની અનુમતિ મેળવીનેજ દીક્ષા લેવી.*

**तथा गुरुनिवेदनमिति ॥**

**અર્થ:**—દીક્ષા લેનારે સર્વ બાબત ગુરૂને નિવેદન કરવી.

---

* अत्र श्रीहरिभद्रसूरिः दीक्षाप्रतिबंधकेषु मातृपितृस्वजनादिषु दीक्षाभिच्छुना पुत्रेण किं कर्तव्यम् तद् वर्णयाते । दुरुपयोग संभवात्तु तन्न विशदीक्रियते । किंतु ग्रन्थकर्तुर्वचनानि टीकाकारेण भाषांतरकारेण वा त्यक्तुं न युज्यन्ते । तस्मात्तान्यत्र टिप्पण्यां लिख्यन्ते तथातथोपधायोगः । दुःस्वप्नादिकथनम् । विपर्ययलिङ्गसेवा । दैवज्ञैस्तथातथा निवेदनम् । न धर्मे माया । उभयहितमेतद् । यथाशक्तिसौविहित्यापादनम् । ग्लानौषधादिज्ञातास्याप्त इति ।

**ભાવાર્થ:**—ગુરૂથી કાંઈ પણ વાત છાની રાખવી નહિ. પોતાનો આત્મા ગુરૂને સ્વાધીન કરવો. ગુરૂ કહે તે માર્ગે વર્તવું, અને ગુરૂ આજ્ઞા એજ સર્વસ્વ શિષ્યને મન હોવું જોઇએ. ગુરૂ એજ માતા, ગુરૂ એજ પિતા, ગુરૂ એજ બંધુ, ગુરૂ એજ સખા, ગુરૂ એજ વિદ્યા, ગુરૂ એજ ધન, ટુંકમાં ગુરૂ એજ સર્વસ્વ—આવો ભાવ શિષ્યે ગુરૂપ્રત્યે રાખવો જોઇએ.

अनुग्रहधियाऽभ्युपगम इति।

**અર્થ:**—અનુગ્રહ બુદ્ધિથી ગુરૂએ શિષ્યનો સ્વીકાર કરવો જોઇએ.

**ભાવાર્થ:**—આ આત્મા મારા હાથ તળે આવ્યો છે, માટે હું તેનું કલ્યાણ કરૂં, અને તેનામાં યોગ્ય ગુણ ખીલવું એવી ઉપકાર કરવાની બુદ્ધિથી ગુરૂએ શિષ્યને અંગીકાર કરવો જોઇએ. વળી ટીકાકારના શબ્દોમાં કહીયે તો 'પોતાની પર્ષદા વધશે એ હેતુથી' શિષ્યનો સ્વીકાર કરવાનો નથી.

तथा निमित्तपरीक्षेति ॥

**અર્થ:**—વળી નિમિત્ત શાસ્ત્રથી તેની પરીક્ષા કરવી.

**ભાવાર્થ:**—ભાવી કાર્યની સૂચના કરનાર શકુનાદિ નિમિત્તથી શિષ્યની પરીક્ષા કરવી. નિમિત્ત શુદ્ધિની પણ જરૂર છે.

तथा उचितकालापेक्षणमिति ॥

**અર્થ:**—દીક્ષા આપવાને ઉચિત કાળની અપેક્ષા રાખવી.

**ભાવાર્થ:**—દીક્ષા આપવાનું શુભ મુહુર્ત જોવું. તેમાં તીથિ, નક્ષત્ર વગેરેનો અનુકુળ યોગ હોય તેવો સમય પસંદ કરવો. ગણિતવિદ્યા નામના જ્યોતિષ વિદ્યાને લગતા ગ્રન્થમાં આ સંબંધમાં કહેલું છે કે:—

ત્રણ ઉત્તરા નક્ષત્ર ( એટલે ઉત્તરા ષાઢા, ઉત્તરા ભાદ્રપદ, અને ઉત્તરા ફાલ્ગુણી ) અને રોહીણી એ ચાર નક્ષત્રને વિષે શિષ્યને દીક્ષા આપવી. તથા ગણીપદ, અથવા વાચકપદની અનુજ્ઞા તથા મહાવ્રતની, આરોપણા પણ એ તીથિમાં જાણવી. વળી દીક્ષા ગ્રહણ કરવામાં ચતુર્દશી,

પૂર્ણિમા અષ્ટમી, નવમી, ષષ્ઠી, ચતુર્થી, દ્વાદશી ( બારસ ) એટલી શુક્લ તથા કૃષ્ણ બે પક્ષની તિથિઓનો ત્યાગ કરી અન્ય તિથિઓ અનુકૂળ છે.

तथा उपायतः कार्यपालनमिति ॥

**અર્થ**:—પૃથ્વીકાય વગેરેનું રક્ષણ કરે તેવો ઉપાય જણાવવો.

**ભાવાર્થ**:—જે માણસ દીક્ષા લેવાને તત્પર થયેલો છે તે માણસ છકાયના જીવોની રક્ષા કરવા આતુર હોવો જોઇએ. માટે પૃથ્વી, પાણી, તેજ, વાયુ, વનસ્પતિ અને ત્રસકાયના જીવોની રક્ષા તે કરે, તેવો અભ્યાસ પડાવવો જોઇએ કે દીક્ષા લીધા પછી તેને તે બાબત સુગમ થાય; અને દીક્ષા લીધા પછી તે પાળી શકશે કે નહિ તેની પણ ખાતરી આ રીતે થઈ શકે.

तथा भावदृद्धिकरणमिति ॥

**અર્થ**—વળી દીક્ષા લેવાના ભાવની વૃદ્ધિ કરવી.

**ભાવાર્થ**:—દીક્ષાથી આવા પ્રકારનો ઉત્તમ લાભ છે; એવાં વચનો કહી તેના દીક્ષા લેવાના ભાવની વૃદ્ધિ કરવી. સાધ્ય અથવા ફળ સમજ્યા વિના આ જગતમાં કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિ થતી નથી. માટે દીક્ષાનું ફળ બતાવી તે ફળ મેળવવાના કારણ રૂપ દીક્ષા લેવામાં તેનો ઉત્સાહ વધારવો.

तथा अनन्तरानुष्ठानोपदेश इति ॥

**અર્થ**:—પછી કરવા યોગ્ય અનુષ્ઠાનનો ઉપદેશ આપે.

**ભાવાર્થ**:—દીક્ષા લીધા પછી શિષ્યે ગુરૂ પ્રત્યે કેમ વર્તવું, ધર્મક્રિયા કેમ કરવી, ગુરૂ સમીપે રહી ગુરૂની આજ્ઞા અનુસાર કેવી રીતે વર્તવું, વગેરે બાબતો જે આગળ સવિસ્તર કહેવામાં આવશે તેનો બોધ પ્રથમથીજ આપવો.

આમ કરવાનું કારણ એ લાગે છે કે જો આ સર્વ સાંભળી તે દીક્ષા લેવા આવનારનું મન ડગી જાય તો સમજવું કે તેનામાં હજુ ખરો વૈરાગ્ય જાગૃત થયેલો નથી, અને વખત જતાં તે વૈરાગ્યને ઉપજાવનારાં કારણો અદૃશ્ય થતાં વૈરાગ્ય પણ અદૃશ્ય થઈ જવાનો ઘણે ભાગે સંભવ [illegible] રીતે શિષ્યની પરીક્ષા પણ કરવી.

तथा शक्तितस्त्यागतपसीति ॥

અર્થઃ—શિષ્યની શક્તિ પ્રમાણે ત્યાગ તથા તપ કરાવવાં.

ભાવાર્થઃ—ત્યાગ એટલે દાન. દીક્ષા લેનાર શિષ્યની શક્તિ અનુસાર સન્માર્ગમાં ધન વ્યય કરાવવો. દેવ, ગુરૂ, સંઘની ભક્તિના કાર્યમાં તેમજ જ્ઞાનના કાર્યમાં, તેમજ સ્વામી ભાઇઓનું દુઃખ દૂર કરવામાં વગેરે જે જે સન્માર્ગો લાગે તેમાં દીક્ષા લેનારે પોતાની સ્થિતિ અને શક્તિ પ્રમાણે ધનનો સદ્વ્યય કરવો. જે થોડા પણ ધનનો ત્યાગ કરી શકે નહિ, તે માણસથી અપરિગ્રહ વ્રત જે સર્વ વસ્તુના ત્યાગરૂપ છે તે કેમ પાળી શકાશે એ શંસય રહે છે. માટે ત્યાગ કરવાની બુદ્ધિ તેનામાં સતેજિત કરવી જોઇએ. તેમજ તેના શરીરની સ્થિતિ અનુસાર ઉપવાસ આંબિલ આદિ તપ કરાવવો કે જેથી તેનો તેના શરીર તથા ઇન્દ્રિયો ઉપર કેટલે અંશે સંયમ છે તેની યથાર્થ ખબર પડે.

तथा क्षेत्रादिशुद्धौ वन्दनादिशुद्ध्या शीलारोपणमिति ॥

અર્થઃ—વળી ક્ષેત્ર વગેરેની શુદ્ધિ કરી, વન્દન આદિની શુદ્ધિથી શીળનું આરોપણ કરવું.

ભાવાર્થઃ—પ્રથમ જે સ્થળે દીક્ષા આપવાની હોય તે ભૂમિની તથા દિશાઓની શુદ્ધિ કરવી; પછી ચૈત્યવંદન તથા કાયોત્સર્ગ કરાવવાં અને પછી સાધુનો વેષ આપવો. આવી રીતના સુંદર આચારથી શીળનું આરોપણ કરવું. શીળ એટલે આ સ્થળે સામાયિક સમજવું. ગુરૂએ દીક્ષા લેનારને 'કરેમિભન્તે સામાયિક' વગેરે દંડકના પાઠ કહી દીક્ષા આપવી. ક્ષેત્રશુદ્ધિથી શેરડીનું વન વગેરે જ્યાં આવેલું હોય તેવી જગ્યા સમજી લેવી. શાસ્ત્રમાં કહ્યું છે કે:-શેલડીનું વન, ડાંગરનું ક્ષેત્ર, પદ્મસરોવર, ફુલવાળો વનનો ભાગ, ગંભીર શબ્દ કરતું અને પ્રદક્ષિણાકારે વ્હેતું-જળાશય, આટલા સ્થળોની સમીપમાં દીક્ષા આપવી. પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિમુખ શિષ્યને બેસારી દીક્ષા આપવી. અથવા જે દિશામાં કેવળજ્ઞાની વિચરતા હોય, અથવા જીનેશ્વર ભગવાનનાં ચૈત્ય આવેલાં હોય તે દિશા સંમુખ દીક્ષા લેનારનું મુખ રાખી દીક્ષા આપવી.

असङ्गतया समशत्रुमित्रता शीलमिति ॥

**અર્થ:**—અસંગપણે ( પ્રતિબન્ધ રહિતપણે ) શત્રુ તથા મિત્ર પ્રતિ સમભાવ રાખવો તેનું નામ શીળ સમજવું.

**ભાવાર્થ:**—સંગ એટલે આસક્તિ-મમત્વ, રાગ, એટલે મારાપણાને લીધે ઉપજતો રાગદ્વેષ ત્યાગ કરી સાધુએ મિત્ર તથા શત્રુને સરખા ગણવા. એટલે આ મારા સંબંધના છે, માટે તેમને મિત્ર ગણવા, અને આ મારા સંબંધના નથી માટે તેમને શત્રુ ગણવા. આવા વિચારો સાધુએ રાખવા નહિ. તેને મન તો સર્વે સરખા હોવા જોઇએ. કારણકે સર્વેમાં આત્મા છે. આવો જે સમાનભાવ તે શીલ સમજવું. આ શીળતો પોતાના મનના ભાવ ઉપર આધાર રાખે છે, અને પ્રથમ કહ્યું કે ક્ષેત્રની શુદ્ધિવડે શીળનું આરોપણ કરવું માટે તે શી રીતે ઘટી શકે ? તેનો પ્રત્યુત્તર શાસ્ત્રકાર આપે છે:—

अतोऽनुष्ठानात्तद्भावसंभव इति ॥

**અર્થ:**—એ અનુષ્ઠાનથી શીળના ભાવનો સંભવ છે.

**ભાવાર્થ:**—દ્રવ્યક્રિયા તે ભાવક્રિયાના કારણભૂત છે; અને તેથી શીળ આરોપણની ક્રિયાથી શીળના ભાવની ઉત્પત્તિ થાય છે, અને પ્રથમ જો મનમાં તેવા ભાવ હોય તો તેમાં વૃદ્ધિ થાય છે. માણસ સારી ક્રિયા કરવા બેસે તો સારા ભાવ ઉત્પન્ન થાય, એવું ઘણે ભાગે બને છે. જે માણસ બીજાને દાન આપે તે વખતે ઘણે ભાગે પરનું ભલું કરવાની ઉદારવૃત્તિ તેનામાં ખીલે છે અને જો તે વૃત્તિ પ્રથમથીજ હોય તો તેને પુષ્ટિ મળે છે. બાહ્યશુદ્ધ કારણો પણ કેટલેક અંશે અંતરશુદ્ધિ રૂપ કાર્યને સહાયકારક થાય છે એ બાબત વિસરવી જોઇતી નથી.

तथा तपोयोगकारणं चेतीति ॥

**અર્થ:**—તે શિષ્ય પાસે તપોયોગ કરાવવો.

**ભાવાર્થ:**—વિધિ પ્રમાણે દીક્ષા લીધેલા શિષ્ય પાસે આંબિલ, ઉપવાસ એવો તપ કરાવવો; કારણ કે તે તપ જો હદમાં રહી કરાવવામાં આવે છે તો તે ઇન્દ્રિયોને મનને સ્વાધીન કરે છે અને ઇચ્છાનો રોધ થાય છે.

આ રીતે યતિવ્રત ધારણ કરવાની વિધિની સમાપ્તિ કરતા ગ્રંથકાર લખે છે કેઃ—

एवं यः शुद्धयोगेन परित्यज्यगृहाश्रमम् ॥
संयमे रमते नित्यं स यतिः परिकीर्तितः ॥ १ ॥

॥ इति ॥

અર્થઃ—આ રીતે જે પુરૂષ શુદ્ધ આચારથી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સંયમમાં નિત્ય રમે છે તે યતિ કહેવાય છે.

ભાવાર્થઃ—यततेऽसौ यतिः જે પ્રયત્ન કરે તે યતિ. ધર્મ શ્રવણ કરી જે બેસી રહેતો નથી, પણ ज्ञानस्यफलं विरतिः જ્ઞાનનું ફળ વિરતિ છે એ સૂત્રને માન આપી જે વિરતિ ગ્રહણ કરે છે, અથવા સંયમ-ચારિત્ર ધારણ કરે છે, અને તેમાં જે આનંદ માને છે તેજ ખરો યતિ સમજનો. આજ વાતને સમર્થન કરતા શાસ્ત્રકાર બીજો શ્લોક કહે છેઃ—

एतत्तु संभवत्यस्य सदुपायप्रवृत्तितः ॥
अनुपायात्तु साध्यस्य सिद्धिं नेच्छन्ति पण्डिताः ॥ २ ॥

॥ इति ॥

અર્થઃ—સાચા ઉપાય વડે પ્રવૃત્તિ કરવાથી આ યતિપણું સંભવે છે. પામવા યોગ્ય પદાર્થની પ્રાપ્તિ ઉપાય સિવાય થઈ શકતી નથી.

ભાવાર્થઃ—સદુપાયથી દીક્ષા લેનાર યતિપણાને લાયક થાય છે. ઉપર આપણે વિચારી ગયા છીએ કે યોગ્ય પુરૂષે યોગ્ય ગુરૂ પાસે યોગ્યવિધિ સહિત દીક્ષા ગ્રહણ કરવી. આ સર્વ સદુપાય છે: અને તેવા સદુપાયથી જેણે દીક્ષા લીધી હોય તેજ ખરેખરો યતિ કહેવાય, અને તેજ યતિવ્રતને દીપાવે, અને શાસનને શોભા આપે. જ્યાં ઉપાય, સાધનો સારાં ન હોય ત્યાં સત્ફળની આશા રાખી શકાય નહિ. જેવાં કારણો તેવાં કાર્યો. માટે જે માણસમાં ઉપર જણાવેલા ગુણો હોય, તે

પુરૂષ વિધિ પ્રમાણે યોગ્ય ગુરૂ પાસે દીક્ષા લેતો તે ખરેખરો યતિ છે, અને તેજ સાધ્ય વસ્તુ મેળવી શકશે એ નિઃશંસય છે. આથી વિરૂદ્ધ જે ચાલે તેનો દોષ બતાવતા શાસ્ત્રકાર આ ચોથા પ્રકરણની સમાપ્તિ કરે છેઃ—

यस्तु नैवंविधो मोहाच्चेष्टते शास्त्रबाधया ॥
स तादृग्लिङ्गयुक्तोऽपि न गृही न यतिर्मतः ॥ ३ ॥
॥ इति ॥

અર્થઃ—જે ઉપર જણાવ્યા પ્રમાણે નથી વર્તતો, અને મોહથી શાસ્ત્રનું ઉલ્લંઘન કરી વર્તે છે, તે યતિલિંગ ધારી હોય તો પણ તે યતિ પણ ન કહેવાય તેમ ગૃહસ્થ પણ ન કહેવાય.

ભાવાર્થઃ—જે પુરૂષમાં ઉપર જણાવેલા ગુણો નથી, તેવો કોઈ પુરૂષ ઉપર કહેલી વિધિથી વિરૂદ્ધ પ્રમાણે ચાલતો હોય, અને મોહના આવેશથી શાસ્ત્રોના અર્થોનું ઉલ્લંઘન કરતો હોય, તે પુરૂષે શુદ્ધ યતિ વસ્ત્ર ધારણ કર્યા હોય અને ખરા સંયતિમાં ને તેનામાં બાહ્ય-વેષથી જરા પણ ભેદ ન હોય, છતાં તે યતિ નથી; પણ કેવળ નામ-ધારી યતિ છે. ભાવચારિત્ર રહિત છે, માટે તે યતિ નથી, અને તે ગૃહસ્થી પણ નથી. કારણકે ગૃહસ્થને યોગ્ય આચાર રહિત છે; આ રીતે યતિના ગુણ જેનામાં નથી તે યતિવ્રત મોહગર્ભિત વૈરાગ્યથી ધારણ કરે તો તે ઉભય ભ્રષ્ટ થાય છે. ગૃહસ્થાવાસ તેનો બગડે છે, અને યતિવ્રતનો તે લાયકજ હોતો નથી. આવાં ખેદકારક પરિણામ કેટલીક વાર આવે છે. તેથી જૈનધર્મની અને તેના અનુયાયિઓની હેલના થાય છે; અને લોકોમાં તેનું બહુમાન ઘટી જાય છે. માટે દીક્ષા આ-પતાં તેની યોગ્યતા સંબંધમાં ગુરૂએ બહુ વિચાર કરવો; અયોગ્ય શિષ્યના ઉપર સંયમનો ભાર મૂકવામાં તેમાંથી જે અનિષ્ટ પરિણામ આવે અથવા જૈનશાસનની અપકીર્તિ થાય તેની જોખમદારી તે દીક્ષા આપનારને શિર છે. આ બાબત યથાર્થ રીતે સ્મરણમાં રાખી દીક્ષાની મોટી જોખમદારી શિષ્યને માથે મુકવી. સુજ્ઞેષુ કિંબહુના!

આ રીતે યતિવિધિને નિરૂપણ કરનારૂં ધર્મબિન્દુનું ચોથું પ્રક-રણ સમાપ્ત થયું.

## પ્રકરણ ૫ મું.

દીક્ષા લેનારમાં ક્યા ગુણો જોઇએ ? દીક્ષા આપનારમાં ક્યા ગુણો જોઇએ ? અને કેવી વિધિથી દીક્ષા લેવી ? તે આપણે ચોથા પ્રકરણમાં વિચારી ગયા. હવે દીક્ષા લીધા પછી યતિએ શું શું કરવું તે યતિધર્મનું વર્ણન આ પાંચમા પ્રકરણમાં કરવામાં આવશે. તેનું પ્રથમ સૂત્ર આ પ્રમાણે છે.

बाहुभ्यां दुस्तरो यद्वत्क्रूरनक्रो महोदधिः ॥
यतित्वं दुष्करं तद्वदित्याहुस्तत्त्ववेदिनः ॥ १ ॥

અર્થઃ—ક્રૂર મગરમચ્છો જે સમુદ્રમાં છે તેવા મહા સમુદ્રને બે ભુજાવડે તરવું જેટલું મુશ્કેલ છે, તેવું યતિપણું દુષ્કર છે, એવી રીતે તત્ત્વના જાણનાર પંડિતો કહે છે. કોઈ પણ મોટું ફળ, મોટા પુરૂષાર્થ વિના પ્રાપ્ત થઇ શકે નહિ, તેજ વાતને જણાવતાં શાસ્ત્રકાર બીજો શ્લોક કહે છેઃ—

अपवर्गफलं यस्य जन्ममृत्य्वादिवर्जितः ॥
परमानन्दरूपश्च दुष्करं तन्न चाद्भुतम् ॥ २ ॥

અર્થઃ—જન્મ અને મરણ રહિત, પરમ આનન્દરૂપ મોક્ષ જેનું ફળ છે, તે માર્ગ દુષ્કર હોય તો તેમાં આશ્ચર્ય જેવું નથી.

ભાવાર્થઃ—સામાન્ય રીતે એવો નિયમ છે કે પોતાની પ્રવૃત્તિનું શું ફળ આવશે તે જ્યાં સુધી ધ્યાનમાં ન આવે ત્યાં સુધી માણસ પ્રવૃત્તિ કરવાને પ્રેરાતો નથી. માટે શાસ્ત્રકાર યતિપણાનું ફળ કહે છે, તે ફળ મોક્ષ છે. મોક્ષ પ્રાપ્ત કર્યા પછી જન્મમરણના ચક્રમાંથી તે આત્મા મુક્ત થાય છે, અને પરમ આનંદ મેળવે છે. જે પ્રાપ્ત થયા પછી બીજા સુખની આકાંક્ષા રહેતી નથી. આવું ઉચ્ચ ફળ છે, તો તે મેળવતાં જરા માર્ગ વિકટ લાગે તો પણ સાધ્યબિન્દુ લક્ષમાં રાખી માર્ગથી ભ્રષ્ટ થવું નહિ. વિદ્યામંત્ર વગેરે સાધવામાં પણ મહા

પ્રયાસની જરૂર પડે છે, તો પછી આત્મિક ઉન્નતિ સાધવામાં વધારે પ્રયાસ, પુરૂષાર્થ, અને આત્મબળની જરૂર પડે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. જો કે બ્હારથી આટલું બધું દુષ્કર લાગે છે, પણ ખરી રીતે તે એટલું બધું દુષ્કર નથી, કારણ કે, આત્મશક્તિનું સામર્થ્ય અત્યન્ત છે. વળી આ દુષ્કર માર્ગ શી રીતે સાધી શકાય એવી આશંકા દૂર કરવા શાસ્ત્રકાર લખે છે કેઃ—

भवस्वरूपविज्ञानात्तद्विरागाच्च तत्त्वतः ॥
अपवर्गानुरागाच्च स्यादेतन्नान्यथा क्वचित् ॥ ३ ॥ इति ॥

**અર્થઃ**—સંસારનું સ્વરૂપ સમજવાથી, પરમાર્થથી (ખરી રીતે) સંસાર ઉપર વૈરાગ્ય આવવાથી અને મોક્ષ તરફ અનુરાગથી યતિમાર્ગ પાળી શકાય. આ સિવાય બીજા કોઈ પણ કારણથી પાળી શકાય નહિ.

ભાવાર્થઃ—સંસારના પદાર્થ માત્ર અનિત્ય છે, ક્ષણભંગુર છે, અને સુખરૂપ જણાવા છતાં દુઃખગર્ભિત છે. એવો જેને પરોપદેશથી નહિ પણ જાતનો અનુભવ થયો છે તે માણસને ખરી રીતે સંસાર પદાર્થો ઉપરથી રાગ– મોહ છુટી જાય છે. પૂર્વભવના ગાઢ સંસ્કાર હોય તેવો પુરૂષ કદાચ અનુભવ સિવાય ઉપદેશથી પણ સમજી શકે, પણ સામાન્ય રીતતો એજ કહી શકાય કે જે સંસારમાં રહેલો હોય, જે ગૃહસ્થવાસમાં રહી ધીમે ધીમે પોતાની વૃત્તિઓ અને ઇન્દ્રિયોને સંયમમાં લાવતાં શિખ્યો હોય, અને જેણે જગતના પદાર્થોની અસારતા અને અનિત્યતા અનુભવી હોય, તેવો પુરૂષજ આ સંયમ માર્ગને લાયક થાય છે.

અનિત્ય વસ્તુ તરફ વૈરાગ્ય થવાથી પણ બસ નથી. નિત્યવસ્તુ ઉપર અનુરાગની પણ જરૂર છે. કારણ કે જે મનુષ્યો ઉચ્ચ આલંબન ગ્રહણ કર્યા વિના હલકા આલંબનનો ત્યાગ કરે છે, તેઓ ઉભય ભ્રષ્ટ થાય છે. અને નિત્યવસ્તુ તરફનો રાગજ મનુષ્યને અનિત્ય વસ્તુનો રાગ છોડવવા ખરી રીતે સમર્થ છે. માટે શાસ્ત્રકાર લખે છે કે.

સંસારનું સ્વરૂપ વિચારી તેના ઉપર વૈરાગ્ય ધારણ કરવો, પણ તેની સાથે સાથે મોક્ષતરફ અનુરાગ રાખવો. આ પ્રમાણે જેનું મન વૈરાગ્ય સહિત છે, અને પરમાત્મસ્વરૂપ અનુભવવાને અનુરાગ વાળું છે તેજ મનુષ્ય ખરી રીતે યતિવ્રત પાળી શકે. બીજાં બધાં કારણો નિરર્થક ન કહીયે તો પણ બહુજ ઓછા લાભકારી છે.

इत्युक्तो यति रघुनाऽस्य धर्ममनुवर्णयिष्यामः ॥
यतिधर्मो द्विविधः सापेक्षयतिधर्मो निरपेक्षयतिधर्मश्चेति ॥

અર્થઃ—આ પ્રકારે યતિનું વર્ણન કર્યું. હવે યતિધર્મનું વર્ણન કરીએ છીએ. તે યતિધર્મ બે પ્રકારનો છે; ૧ સાપેક્ષ યતિધર્મ. ૨ નિરપેક્ષ યતિધર્મ.

ભાવાર્થઃ—અર્થ સુગમ છે. ગુરુ તથા ગચ્છ વગેરેની સહાયતાની અપેક્ષા રાખી જે દીક્ષા પાળે છે તે સાપેક્ષ યતિ કહેવાય, અને તેનાથી જુદાગુણવાળો નિરપેક્ષયતિ કહેવાય. તેનાં બીજાં નામ ગચ્છવાસ અને જીનકલ્પ છે.

तत्र सापेक्ष यतिधर्म इति ॥

અર્થઃ—તેમાં સાપેક્ષ યતિધર્મનું પ્રથમ વર્ણન કરે છે.

यथा गुर्वन्ते वासितेति ॥

અર્થઃ—ગુરૂના શિષ્યપણે રહેવું.

ભાવાર્થઃ—પોતે જેની પાસે દીક્ષા ગ્રહણ કરી હોય, તેવા આચાર્યનો જીવનપર્યન્ત શિષ્યભાવ રાખવો. ગુરૂકુલમાં રહી સંયમ પાળવાથી બહુ લાભ શાસ્ત્રમાં વર્ણવેલા છે. કહ્યું છે કેઃ—

नाणस्स होइ भागी थिरयरओ दंसणे चरित्ते य ॥
आवकहाए गुरुकुलवासं न मुञ्चन्ति ॥ १ ॥

[illegible] યાવજ્જીવ (જીવનાં સુધી) ગુરૂકુળ વાસનો ત્યાગ કરતા [illegible] પુરૂષો જ્ઞાન મેળવ છે, અને દર્શન તથા ચારિત્રમાં બહુજ [illegible] થાય છે; માટે તેવા પુરૂષોને ધન્ય છે.

એક બીજાના સહવાસથી, તેમજ ગુરૂપરંપરાથી જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે; ગુરૂકુલમાં વસવાથી અન્યાય માર્ગે પગ મૂકતાં ડર રહે છે, તેથી ચારિત્રશુદ્ધિ રહે છે. અને મોટા ગુરૂ વગેરેની શ્રદ્ધા શિષ્યમાં શ્રદ્ધા (દર્શન) ની વૃદ્ધિ કરે છે. આ રીતે ગુરૂકુલ વાસથી જ્ઞાન, દર્શન અને ચારિત્રની અધિકતા થાય છે.

तथा तद्भक्तिबहुमानाविति ॥

અર્થ:—વળી ગુરૂની ભક્તિ તથા બહુમાન કરવાં.

ભાવાર્થ:—ભક્તિ આ સ્થળે બાહ્યક્રિયા આશ્રયી કહેલી છે, અને બહુમાન હૃદયનો પ્રેમ બતાવવાને મુકેલો છે. કહેવાનો ભાવાર્થ એ છે કે ગુરૂનો બ્હારથી વિનય કરવો, અને હૃદયથી પણ તેમનાપર અત્યંત પ્રેમ દર્શાવવો. ગુરૂને ઘટિત અન્નપાન વગેરે લાવી આપવાં તથા તેમના પગ દાબવા, અને ગુરૂ આવે ઉભા થવું, તેમનું આસન પાથરવું વગેરે ભક્તિના ભેદ છે, અને આ સર્વ બ્હાર બતાવવાને નહિ પણ ખરા હૃદયથી કરવું તે બહુમાન સમજવું.

तथा—सदाज्ञाकरणमिति ॥

અર્થ:—સર્વદા તેમની આજ્ઞા પાળવી.

ભાવાર્થ:—ગુરૂ જે જે આજ્ઞા કરે તે નિરંતર પાળવી. પોતાને કોઇક સમયે ગુરૂ આજ્ઞાનો હેતુ ન સમજાય તો પણ તે સમયે તે કરવી, અને પછી એકાન્તમાં ગુરૂ પાસે તેનું કારણ જાણવું. आज्ञा गुरूणामविचारणीया. ગુરૂની આજ્ઞાનો વિચાર કરવાનો નથી, અર્થાત્ આજ્ઞા થતાં તે અમલમાં મૂકવી.

तथा विधिना प्रवृत्तिरिति ॥

અર્થ:—વિધિસહિત પ્રવર્તન કરવું.

ભાવાર્થ:—શાસ્ત્રમાં જે વિધિ વર્ણવેલી છે તદનુસાર પડિલેહણ, પુંજવું, (પ્રમાર્જન) ગોચરી વગેરે સાધુના આચારમાં પ્રવર્ત થવું. પોતાની ઇચ્છા પ્રમાણે નહિ વર્તતાં જે શુદ્ધ માર્ગે ચાલ્યો આવતો હોય તે પ્રમાણે વર્તન કરવું.

तथा आत्मानुग्रहचिन्तनमिति ॥

**અર્થ**—પોતાના ઉપર કરેલા ઉપકારનું ચિન્તન કરવું.

**ભાવાર્થ:**—ગુરુએ પોતાના ઉપર જે જે ઉપકાર કર્યા હોય તેનું ચિંતન કરવું કે જેથી ગુરુ ઉપર પૂજ્ય બુદ્ધિ વધે.

ટીકાકાર આ શબ્દનો એમ અર્થ કરે છે કે ગુરુ જ્યારે આજ્ઞા કરે ત્યારે પોતાના ઉપર ઉપકાર થયો એમ સમજવું. કહ્યું છે કેઃ—

धन्यस्योपरि निपतत्यहितसमाचरणधर्मनिर्वापी ।
गुरुवदनमलयनिसृतो वचनरसश्चन्दनस्पर्शः ॥

અહિત આચરણરૂપ ગરમીને શાંત પાડનાર, ગુરુના મુખરૂપ મલયાચલથી નીકળેલો વચનરસ તે ચન્દનના સ્પર્શ સમાન છે; અને તે વચનરસ જેના ઉપર પડે તેણે પોતાને ભાગ્યશાળી માનવો. જેમ બાવના ચંદન ગરમીને શાંત કરે છે, તેમ દુષ્કામ કરવા રૂપ ગરમીને શાંત પાડનાર ગુરુનો વચન રસ છે, અને ભાગ્યશાળી મનુષ્યો ઉપરજ એવા વચન રસનો વરસાદ વરસે છે.

तथा मतपरिणामरक्षेति ॥

**અર્થ**—મતના પરિણામની રક્ષા કરવી.

**ભાવાર્થ:**—ચારિત્રના માર્ગમાં ચાલતાં ઉપસર્ગ પરિષહ રૂપ કંટકો આવે તો તેથી ડરી ન જતાં તેમના ચુરેચુરા કરી સન્માર્ગે આગળ ચાલ્યા જવું. પોતાના મત પાળવાના પરિણામ ન બગડે તેની નિરંતર ક્ષણે ક્ષણે સંભાળ રાખવી. તે બાબતમાં જરાપણ પ્રમાદ કરવો નહિ. મત તે ચિન્તામણિ રત્નરૂપ છે અને ચિન્તામણિ રત્નનું ગમે તેવા સંકટો વેઠી રક્ષણ કરીએ છીએ તેમ મતનું રક્ષણ કરવું.

तथा आरम्भत्याग इति ॥

**અર્થ**—વળી આરંભનો ત્યાગ કરવો.

જેથી ૭ કાયજીવની વિરાધના થાય તેવો આરંભ કરવો નહિ.

पृथिव्याद्यसंघट्टनमिति ॥

**અર્થ**—પૃથ્વીકાયાદિક જીવનો સંઘટો કરવો નહિ.

**ભાવાર્થ:**—પૃથ્વીકાયાદિક જીવનો સ્પર્શ કરવો નહિ. કહેવાનો ભાવાર્થ એ છે કે તેવા જીવોને પરિતાપ ઉપજે નહિ, તેઓની વિરાધના ન થાય, તેમજ તેઓને નાસવું ન પડે, તેવી રીતે વર્તન રાખવું. ટુંકમાં છકાયના જીવોની રક્ષા કરવી.

तथा त्रिधेर्याशुद्धिरिति ॥

**અર્થ**—ત્રણ પ્રકારની ઈર્યા શુદ્ધિ કરવી.

**ભાવાર્થ:**—રસ્તામાં જતાં આવતાં કોઈ જીવ પગ તળે ચંપાય નહિ માટે ઈર્યાશુદ્ધિ રાખવી. ઉંચી નીચી અને તિર્ચ્છી એ ત્રણ દિશાની અપેક્ષાએ તે ત્રણ પ્રકારની છે; ગાલ્લાંના ધુંસરાની માફક દૃષ્ટિ રાખી ચાલવું તે ઈર્યાશુદ્ધિ સમજવી.

तथा भिक्षाभोजनमिति ॥

**અર્થ**—વળી ભિક્ષા માગી ભોજન કરવું.

**ભાવાર્થ:**—ભિક્ષાના ત્રણ પ્રકાર છે. સર્વ સંપત્કરી, પૌરૂષઘ્ની અને ત્રીજી વૃત્તિ ભિક્ષા તેની વ્યાખ્યા નીચે પ્રમાણે છે.

यतिर्ध्यानादियुक्तो यो गुर्वाज्ञायां व्यवस्थितः ॥
सदानारंभिणस्तस्य सर्वसंपत्करी मता ॥
वृद्धाद्यर्थमसङ्गस्य भ्रमरोपमयारतः ॥
गृहिदेहोपकाराय विहितेति शुभाशयात् ॥
प्रव्रज्यां प्रतिपन्नो यस्तद्विरोधेन वर्तते ॥
असदारम्भिण स्तस्य पौरुषघ्नी प्रकीर्तिता ॥
निःस्वान्धपङ्गवो [illegible] वै क्रियान्तरे ॥
भिक्षामटन्ति [illegible] यमुच्यते ॥

ભાવાર્થ:—ગ્લાન એટલે તાવ વગેરે રોગથી પીડાયેલો સમજવો, અને વગેરે શબ્દથી બાળ વૃદ્ધ પુરૂષ, બહુ શ્રુત, પ્રાહુણો વગેરે સમજવાં. એ સર્વની સેવા કરવી એટલે આ સર્વને સારૂ યોગ્ય અન્ન પાન વગેરે વસ્તુઓ લાવી આપવી તે સેવા—વૈયાવૃત્યનો ગુણ અમૂલ્ય છે. રોગથી પીડાતો હોય તેને ઉચિત અન્નપાન લાવી આપવાથી તેનું શરીર નિરોગી થાય, અને તેના જીવને શાંતિ વળે, તથા તે ધર્મ કાર્ય કરવા લાયક બને, તેથી તે જે શુભ કર્મ કરે, તેના કારણ ભૂત તે સાધુ થયો. માટે મહા પુણ્ય તેને થાય. જે સાધુ વયે બાળ અથવા વૃદ્ધ હોય તેમને સારૂ પણ યોગ્ય આહાર વગેરે લાવી આપવો. તેમજ જે બહુ વિદ્વાન સાધુ છે, અને ભણવાના કાર્યમાં મશગુલ રહે છે, તેને સારૂ પણ ઉચિત આહાર લાવી આપવાથી તે વિદ્વાન્ સાધુની કૃપાને પાત્ર થાય છે, અને જ્ઞાન મેળવી શકે છે. આવી રીતે સેવા કરવી તે મહાફળને આપનારી છે. શાસ્ત્રમાં કહ્યું છે કે.

"ચારિત્રના પરિણામથી ભ્રષ્ટ થયેલો મરણ પામે તો તેનું ચારિત્ર નાશ પામે છે. અને ગણ્યા વિના શાસ્ત્ર નાશ પામે છે, એટલે વિસરી જવાય છે. શુભ ઉદયવાળું વૈયાવૃત્ય કર્મ ( સેવા ) નાશ પામતું નથી. કેમકે તે ગુણ અપ્રતિપાતી છે, એટલે આ સ્થૂળ શરીરના મરણ સાથે તેનો નાશ થતો નથી, પણ આત્માની સાથે તે ગુણ રહે છે. વળી પુષ્પથી પ્રફુલ્લિત થયેલા વનના ભાગમાં જેમ ભ્રમર અને ભ્રમરીઓનાં ટોળાં આવી વસે છે, તેમ ગ્લાન વગેરેની સેવા નિમિત્તે કપટ રહિત ભાવથી, હર્ષ સાથે સાધુઓએ જવું જોઇએ. માંદા વગેરેની સારવાર આદર સહિત કરવી કે જેથી તેના ચારિત્રના પરિણામ બગડે નહિ.

### तथा परोद्वेगाहेतुतेति ॥

અર્થ:—પરને ઉદ્વેગ થવાનું કારણ પોતે ન બને.

ભાવાર્થ:—પોતાના પક્ષમાં રહેલા તથા પર પક્ષમાં રહેલા ગૃહસ્થ અથવા પાખંડી લોકને જે કાર્યથી ઉદ્વેગ થાય તેવું કાર્ય ન

કરે, અથવા ઉદ્વેગ કરનારૂં વચન પણ ન બોલે. સાધુ પુરૂષો જ્યાં જાય ત્યાં તેમના પ્રભાવથી શાંતિ વ્યાપવી જોઇએ; અને ઉદ્વેગનાં કારણો હોય તે પણ નાશ પામવા જોઇએ. તેને બદલે જે સાધુ પુરૂષો ઉદ્વેગના કારણ ભૂત થાય તે ખરા સાધુ પદને લાયક નથી. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

" ધર્મ કાર્યમાં ઉદ્યમવન્ત થયેલા પુરૂષે પરને અપ્રીતિ થાય તેવું કાર્ય કરવું નહિ પરને અપ્રીતિ થવાનું કારણ દૂર કરવાથી સંયમ અધિક શોભે છે; આ સ્થળે મહાવીર સ્વામી ભગવાનનું ચરિત્ર વિચારવા લાયક છે. કોઇક સમયે મહાવીર ભગવાન્ કોઈ તાપસનાં આશ્રમમાં ઉતર્યા; પણ ત્યાં પોતાના વસવાથી તે તાપસ લોકોને અપ્રીતિ થશે, અને તેથી બીચારા બોધિબીજ મેળવી શકશે નહિ એવું જણાવાથી સાધુને જે કાળમાં વિહાર કરવો ઘટતો નથી તેવા અકાળમાં પણ મહાવીર ભગવાને ત્યાંથી વિહાર કર્યો. તેજ રીતે સંયમના અર્થી સાધુ પુરૂષોએ ભાવ શુદ્ધિ રાખવાને સારૂ લોકોને અપ્રીતિ થાય તેવા સ્થાનનો ત્યાગ કરવો, અને જો તે સ્થાનેથી બીજા સ્થળે વિહાર કરવાનું કોઇ કારણ વિશેષથી અશક્ય લાગે તો પોતાનો દોષ ચિન્તવવો." આ પ્રમાણે તે સાધુએ વિચાર કરવો.

" લોકો મારા ઉપર અપ્રીતિ રાખે છે તેનું ખરૂં કારણ હું પોતેજ છું, કારણકે શાસ્ત્રમાં લખ્યું છે કે સુખ દુઃખનો કર્તા તથા ભોક્તા પોતેજ છે, બીજાતો નિમિત્ત માત્ર છે. માટે મારામાં કાંઇ અપરાધ હોવો જોઇએ કે જેથી લોકો મારા ઉપર દ્વેષ રાખે છે. મેં ગયા ભવમાં પુન્ય ઉપાર્જન કર્યું નહિ હોય, તેથીજ લોકો મારા ઉપર દ્વેષની નજરથી જુએ છે, પણ જો મેં શુભકર્મ કર્યું હોત તો નક્કી લોકોની અપ્રીતિનો પાત્ર હું થાત નહિ; કારણ કે બીજાઓ શા સારૂ મારા ઉપર મત્સર કરત? માટે મારો પોતાનોજ અપરાધ છે" આવો વિચાર કરવો. પણ અન્ય ઉપર ક્રોધ

इति ॥

કરવો.

ભાવાર્થઃ—પરને ઉદ્વેગ ટાળવાને પ્રથમ કાયથી વ્યાપાર કરવો એટલે જે સ્થાને પોતે હોય તે સ્થાનનો ત્યાગ કરી, બીજી જગ્યાએ જઈ વસવું અથવા મધુર વચનથી સામા મનુષ્યને શાંત પાડવો. કારણકે સાધુ પુરૂષના મધુર વચનથી સામા પુરૂષનો ક્રોધ શમી જાય છે પણ કાયથી તેમજ વચનથી આ કામ બની શકે તેવા સંજોગો હોય તો ભાવથી પણ બીજાને ઉદ્વેગ થવાનાં કારણો ટાળવા પ્રયત્ન કરવો. કહ્યું છે કેઃ—

Hatred ceases by Love and not by hatred

**દ્વેષ દ્વેષથી નાશ પામતો નથી પણ પ્રેમથી નાશ પામે છે**

આપણે જો સામા મનુષ્ય ઉપર ખરા હૃદયથી પ્રેમજ રાખીએ અને તેનું કલ્યાણ થાય તેવા શુભ વિચારોજ તેના સંબંધી કર્યા કરીએ તો ઘણા થોડા સમયમાં સામા મનુષ્યનો દ્વેષ આપણા તરફથી ટળી જશે બે જણની વચ્ચે ઉભી થયેલી દ્વેષની દીવાલ પ્રેમના ઘાથી તુટી જશે કેટલા સમયમાં તે દીવાલ તુટશે તેનો આધાર દીવાલના બળ, અને આપણા પ્રેમના સામર્થ્ય ઉપર આધાર રાખે છે. જેમ દ્વેષની દીવાલનું બળ ઓછું, અને આપણા પ્રેમનું સામર્થ્ય વધારે તેમ દ્વેષનો વ્હેલો અંત આવવાનો. માટે અપ્રીતિનું કારણ જો કાયિક તથા વાચિક વ્યાપારથી ન ટળે તો હૃદયના શુદ્ધ પ્રેમથી તે ટાળવું જોઇએ. ઉત્તમ ભાવ એ અપ્રીતિનો નાશ કરવામાં સબળ કારણ છે. કહ્યું છે કેઃ—

**अभिसन्धेः फलं भिन्नमनुष्ठाने समेपि हि ॥**
**परमोतः स एवेह वारीव कृषिकर्मणि ॥ १ ॥**

અનુષ્ઠાન સરખાં છતાં અંતઃકરણના પરિણામ પ્રમાણે ફળ જુદું આવે છે. જેમ ખેતી સંબંધી કાર્યમાં પાણી એજ પરમકારણ

**तथा अशक्ये बहिश्चार इति ॥**

અર્થઃ—અશક્ય અનુષ્ઠાનનો ત્યાગ કરવો.

ભાવાર્થઃ—દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના પ્રતિકૂળપણાથી તપોવિશેષનું અનુષ્ઠાન પોતાનાથી ન બની શકે તેવું લાગે તો તેનો આરંભ કરવો નહિ; કેમકે તેનું પરિણામ સારૂં આવતું નથી. હૃદય

ક્લેશ થાય છે, અને તેથી સાધ્ય વસ્તુ સિદ્ધ થતી નથી. અને મનુષ્યને પોતાની આત્મશક્તિમાં ખામી લાગતાં શક્ય અનુષ્ઠાનનો પણ આરંભ કરી શકતો નથી. માટે પોતાનું સામર્થ્ય વિચારી દરેક ધર્મકાર્યનો પ્રારંભ કરવો એજ સાર છે.

तथा अस्थानाभापणमिति ॥

અર્થ:—ન બોલવાની જગ્યાએ ન બોલવું.

ભાવાર્થ:—પોતાને જે ઉચિત હોય તે બોલવું. અને યોગ્ય જગ્યાએ તે બોલવું. કારણ કે અયોગ્ય જગ્યાએ બોલવાથી, અથવા અયોગ્ય બોલવાથી ભાષા સમિતિ રહી શકતી નથી; પોતે જે બોલે તે વચન સત્ય, પ્રિય અને હિતકારી હોવું જોઇએ. તેથી વિરૂદ્ધ ગુણવાળું વચન બોલવાથી અપકીર્તિ થાય છે, અને ભાષા સમિતિને દોષ લાગે છે.

तथा स्खलितप्रतिपत्तिरिति ॥

અર્થ:—દોષનું પ્રાયશ્ચિત્ત લેવું.

ભાવાર્થ:—કોઈપણ મૂળ ગુણમાં અથવા આચાર વિશેષમાં પ્રમાદને લીધે દોષ લાગ્યો હોય તો પ્રથમ પોતાનો દોષ કબુલ કરવો, અને શાસ્ત્રમાં તે દોષનું જે પ્રાયશ્ચિત્ત વર્ણવ્યુ હોય તે પ્રાયશ્ચિત લેવું; માણસ ભુલ તો કરે, પણ જો તે ભુલને ભુલ તરીકે કબુલ ન કરે, અને તેનું પ્રાયશ્ચિત ન લે તો તે ભુલ ન કબુલ કરવાથી અનન્ત ગણો દોષ લાગે છે. માણસ માત્ર ભુલને પાત્ર છે, પણ ભુલ થાય તે ભુલ તરીકે કબુલ કરે તેને સુધરવાનો સમય સમીપ છે. પણ ભુલ કરીને, પોતાની લઘુતા થવાના ભયથી તે ભુલનો બચાવ કરવા જે પ્રયત્ન કરે છે, તેવો માણસ કદાપિ સુધરી શકે નહિ. દોષ હજારવાર થાય તો પણ દરેક વખતે તે દોષને દોષરૂપજ માનવો, અને તેનું પ્રાયશ્ચિત્ત લેવું, અને ફરીથી તેવો દોષ નહિ કરવાને દ્દઢ સંકલ્પ કરવો. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

"પોતાના પ્રમાદ દોષથી મૂળગુણની જે વિરાધના થઇ હોય તેની આલોયણા, [illegible] ગર્હણાથી તથા તે ફરીથી નહિ કરવાથી તે [illegible]" [illegible]

પ્રાયશ્ચિત લેઇ શુદ્ધ થવું. શુદ્ધ બુદ્ધિવાળો, સુંદરભાવવાળો; વિષયાદિકથી નહિ બંધાયેલો અને જીતેંદ્રિય પુરૂષ કદાચ પાપ કર્મ સેવે તો પણ ગુરૂ પાસે તત્કાળ તેનું પ્રાયશ્ચિત લે, પરંતુ તે બાબત છાની રાખે નહિ.

तथा पारुष्यपरित्याग इति ॥

**અર્થ:**—વળી કઠોરપણાનો ત્યાગ કરે.

**ભાવાર્થ:**—જે મનુષ્યના હૃદયમાં આર્દ્રતા નથી, પ્રેમ નથી, તે મનુષ્યો સ્વભાવે બહુ કઠોર હોય છે. તેમની કઠોરતા તેમના ચ્હેરા-પર તેમજ ચક્ષુમાં સ્પષ્ટ જણાઇ આવે છે. તેઓનાં વચન પણ સાંભળનારના હૃદયમાં ઝેરી બાણની માફક વાગે છે. અને આવો પુરૂષ ગમે તેટલા દિવસનો સંબંધ ક્ષણવારમાં તોડી નાંખે છે. આવા પુરૂષ ઉપર લોકો વિશ્વાસની નજરથી જોતા નથી. કારણ કે તેનાં કાર્યો દરેક સ્થળે અશાંતિ-ઉદ્વેગ ઉત્પન્ન કરનારાં હોય છે. મનુષ્યોનો તેના ઉપરથી ભાવ તથા વિશ્વાસ ઉડી જાય છે; અને વિશ્વાસ એનો સર્વે સિદ્ધિનું મૂળ છે. કહ્યું છે કે:—

सिद्धेर्विश्वासितामूलं यद्यूथपतयो गजाः ॥
सिंहो मृगाधिपत्येऽपि न मृगैरनुगम्यते ॥ १ ॥

વિશ્વાસ બેસાડવો એજ સિદ્ધિનું મૂળ છે, વિશ્વાસથીજ હાથીઓ યૂથપતિ થઈ ફરે છે, અને સિંહ સર્વે જાનવરોનું અધિપતિ ભોગવે છે, છતાં જાનવરો તેની પછવાડે જતાં નથી. વનનાં જાનવરોને હાથી ઉપર વિશ્વાસ છે કે એ નહિ મારે; તેથી તેઓ તેને અનુસરે છે; પણ સિંહ જો કે મૃગેન્દ્ર છે, એટલે સર્વ જાનવરોનો રાજા છે છતાં તેના ક્રૂર સ્વભાવથી પ્રાણી માત્ર તેનાથી બીહે છે, અને તેથી તેની પછવાડે કોઈ ભમતું નથી. માટે મીલનસાર સ્વભાવ રાખી મનુષ્યોને પોતાના ઉપર વિશ્વાસ બેસાડવો કે જેથી મનુષ્યો આપણા ઉપદેશ તરફ રૂચિવાળા થાય.

तथा सर्वत्रापिशुनतेति ॥

**અર્થ**—સર્વ સ્થળે ચાડીયાપણાનો ત્યાગ કરવો.

**ભાવાર્થ:**—પોતાના પક્ષના મનુષ્યના તેમજ પરપક્ષના મનુષ્યના દોષ તરફ સાધુએ દૃષ્ટિ કરવી નહિ; તેમજ કોઈની ગુપ્ત વાત પોતાના જાણવામાં આવી હોય તે બીજા સન્મુખ પ્રગટ કરવી નહિ. સાધુએ હમેશાં ગંભીર પેટ રાખવું જોઇએ. જેનામાં ગંભીરતા નથી તેવા સાધુ પાસે કોઈ શ્રાવક પોતાના પાપની આલોચણા (પ્રાયશ્ચિત) લેઈ શકે નહિ. ગુણગ્રાહીપણાના લાભ ઉપર પ્રથમ બહુજ વિવેચન કરવામાં આવ્યું છે, છતાં ટુંકમાં એ જાણવું આવશ્યક છે કે જે લોકો બીજાના દોષ જોવા દૃષ્ટિ રાખે છે, અને તે પ્રગટ કરવા તત્પર થાય છે તેઓ પોતાના આત્માનેજ મલિન કરે છે. કહ્યું છે કે,

**लोओ परस्सदोसे हत्थाहत्थि गुणेय गिण्हंतो ॥**

**अप्पाणमप्पणच्चिय कुणइ सदोसं च सगुणं च ॥१॥**

જે માણસ પારકાના દોષને પોતાની મેળે ગ્રહણ કરે છે તે પોતાનેજ દોષવાળો બનાવે છે, અને જે પોતાની મેળે બીજાના ગુણ ગ્રહણ કરે છે તે પોતાના આત્માને ગુણવાળો બનાવે છે. એકના દોષ બીજાને કહેવારૂપ ચાડીયાપણું તે બહુજ અધમ ગુણ છે, માટે તેનો સાધુ પુરૂષે ત્યાગ કરવો ઉચિત છે.

**तथा विकथावर्जनमिति ॥**

**અર્થ**—વળી વિકથાનો ત્યાગ કરે.

**ભાવાર્થ:**—વિકથા ચાર પ્રકારની છે. સ્રીકથા, ભક્ત (ભોજનની) કથા, દેશકથા, અને રાજકથા; આ કથાઓનો સાધુ પુરૂષે ત્યાગ કરવો. કારણ કે સ્વભાવથીજ તે કથાઓમાં અશુભ આશ્રય મળેલો હોય છે. સ્ફટિકમણિ નિર્મળ છે છતાં જે જે રંગના સંબંધમાં આવે તેવા તેવા રંગવાળો તે દેખાય છે, તેમ આત્મા સ્વભાવે નિર્મળ-પવિત્ર છે, છતાં સ્ત્રી વગેરેની કથાઓ સાંભળી તેમાં તલ્લીન થાય છે, અને તેના ભાવ પણ તેવા પ્રકારના થાય છે. માટે જે કથાઓ કરવાથી આત્માને કાંઈ પણ લાભ ન થાય અને કષાયનો ઉદય થાય તેવી કથાઓ સાધુએ કરવી નહિ તેમ સાંભળવી પણ નહિ એજ સાર છે.

**तथा उपयोगप्रधानतेति ॥**

**અર્થ**—વળી ઉપયોગની પ્રધાનતા રાખવી.

ભાવાર્થ:—જે જે ધર્મક્રિયા અથવા અનુષ્ઠાન કરવામાં આવે તેમાં ઉપયોગ રાખવો. એટલે બરાબર ભાવસહિત તે ક્રિયા કરવી. દાન, શીળ, તપ અને ભાવ એ ચાર ધર્મના પ્રકારમાં ભાવ મુખ્ય છે, બાકીના ત્રણ ગુણને પોષનાર ભાવ છે. માટે ખરા ભાવસહિત ધર્મક્રિયામાં પ્રવૃત્ત થવું. અનુયોગદ્વાર સૂત્રમાં લખ્યું છે કે ઉપયોગ વગરની જે ક્રિયા છે તે માત્ર દ્રવ્યક્રિયા છે; તેથી વિશેષ લાભ મળતો નથી માટે ઉપયોગ રાખવો.

तथा निश्चित्तहितोक्तिरिति ॥

અર્થ:—વળી નિશ્ચિત હિત વચન બોલવું.

ભાવાર્થ:—જ્યારે સાધુના મનમાં બરાબર ખાતરી થાય કે અમુક વચન એકાંતહિતકારી છે, ત્યારે તેનો તેણે ઉચ્ચાર કરવો. જે વચનમાં *સંશય વિપર્યય અને અનધ્યવસાય એ નામના ત્રણ દોષ ન હોય તેજ વાક્ય નિશ્ચિત્ત કરેલું સમજવું. કહેવાનો ભાવાર્થ એ છે કે જે બાબતનું પોતાને યથાર્થ જ્ઞાન નહોય તે બાબતનો બીજાને ઉપદેશ આપવાની ખોટી મગરૂબી કરવી નહિ. બરાબર નિશ્ચિત કરેલું વચન હોય, છતાં તે શ્રોતા વર્ગને હિતકારી હોય તોજ બોલવું. જે સાંભળવાથી શ્રોતા વર્ગમાં કલેશ ઉત્પન્ન થાય, વૈરવિરોધ વધે, તેવું વાક્ય સત્ય હોય તો પણ ખરા સાધુ પુરૂષે બોલવું નહિ. કહ્યું છે કે.

कुदृष्टं कुश्रुतं चैव कुज्ञातं कुपरीक्षितम् ॥
कुभावजनकं सन्तो भाषन्ते न कदाचन ॥

જે ખરા સન્ત પુરૂષો છે તે જોયેલી, સાંભળેલી, જાણેલી, પરીક્ષા કરેલી અને નિન્દિત ભાવને ઉત્પન્ન કરનારી ખરાબ વાતને કદાપિ પ્રગટ કરતા નથી.

तथा प्रतिपन्नानुपेक्षेति ॥

અર્થ:—વળી અંગીકાર કરેલા સદાચારની ઉપેક્ષા ? નહિ.

* સંશય, વિપર્યય અને અનધ્યવસાય એ ત્રણ શબ્દની વ્યાખ્યા સારૂ જુઓ પાનું. (     )

**ભાવાર્થ:**—ગુરૂનો વિનય, સ્વાધ્યાય વગેરે સાધુનો સમ્યગાચાર જે એકવાર અંગીકાર કર્યો હોય તેની ઉપેક્ષા ન કરવી, પણ તે યથાર્થ રીતે પાળવા જે ઉત્તમ પુરૂષો છે તે પ્રારંભેલા કાર્યમાં વિઘ્ન આવતાં તેનો ત્યાગ કરતા નથી, પણ તે કામમાં મંડયા રહે છે, કારણકે **निर्व्यूढं प्रतिपन्नवस्तुषु सतां यतद्धि गोत्रव्रतम् ॥** અંગીકાર કરેલી બાબતમાં મંડયા રહેવું તે સત્પુરૂષોનો કુલીન ધર્મ છે. અને ટીકાકાર લખે છે કે જે પુરૂષો સાધુના આચારનો તિરસ્કાર કરે છે તેમને પરભવમાં તે મળવો દુર્લભ થાય છે.

असत्प्रलापाश्रुतिरिति ॥

**અર્થ:**—અસત્ (દુષ્ટ) પુરૂષોના પ્રલાપ (બકવાદ) સાંભળવા નહિ.

**ભાવાર્થ:**—સાંભળવા નહિ એ શબ્દ ઉપરથી આ સ્થળે એમ સમજવાનું છે કે તે ઉપર લક્ષ આપવું નહિ; દુષ્ટ પુરૂષોના અનર્થકારી વચનો સાંભળવામાં આવે તો પણ તે બોલનાર ઉપર દ્વેષ કરવો નહિ પણ અનુગ્રહ કરવો કારણકે તે આપણા ઉપર એક પ્રકારનો ઉપકાર કરે છે. અનર્થકારી અથવા અપમાન કરનારાં વચનોનો બોલનાર આપણા ઉપર કેવી રીતે ઉપકાર કરે છે તે નીચેના શ્લોકથી સ્પષ્ટ સમજાશે.

**निराकरिष्णुर्यदि नोपलभ्यते भविष्यति क्षान्तिरनाश्रया कथम् ॥**
**यदाश्रयात्क्षान्तिफलं मयाप्यते स सत्कृतिं च नाम नार्हति ॥१॥**

**વિશેષાર્થ:**—જો કોઈ અપમાન કરનાર પુરૂષ ન મળી આવે તો આશ્રય વગરની ક્ષાન્તિ (ક્ષમા) નું શું થશે! જો મારૂં સર્વ કોઇ સન્માન કરે, અને અપમાન ન કરે તો મારે ક્ષમાને કયે સ્થળે આશ્રય આપવો! તેણે અપમાન કર્યું તે ઠીક થયું, કારણકે તેથી ક્ષમાને રહેવાનું આશ્રય સ્થાન મળ્યું. માટે તેણે મારા ઉપર ખરેખરો ઉપકાર કર્યો. ક્ષમાને આશ્રય મળવા [illegible] ફળ મને મળે છે. તે ફળ બે પ્રકારનું છે એકતો આ[illegible] તે સર્વ કોઈ જાણતું થયું તે આ લૌકિક લાભ [illegible]ર ફળતો મોક્ષ છે. વળી અપ[illegible] માન કરનાર પુરૂષનો [illegible]ર નહિ થાય, અને[illegible]

લોકમાં પણ તે કામ સતકર્મનાં ગણવામાં નહિ આવે માટે એ બિચારાની શી ગતિ થશે એવો વિચાર કરી તેના ઉપર દયા લાવવી.

तया अभिनिवेश त्याग इति ॥

અર્થ—વળી મિથ્યા આગ્રહનો ત્યાગ કરવો.

ભાવાર્થ:—ખોટો આગ્રહ ન રાખવો. પોતાની ભુલ કોઇ વધારે જ્ઞાની સમજાવે તો તરત કબુલ કરી તે ભુલને સુધારવા પ્રયત્ન કરવો; જે લોકો ખોટો આગ્રહ લેઇ બેસે છે, અને બીજાના કથન ઉપર લક્ષ આપતા નથી, તેઓ કોઇ દિવસ સન્માર્ગ પ્રાપ્ત કરી શકતા નથી. સત્ય ગ્રહણ કરવાને વાસ્તે હૃદયદ્વાર ખુલ્લાં રાખવાં જોઇએ, અને પોતાનું તે સારૂં નહિ ગણતાં સારૂં તે પોતાનું માનતાં શિખવું જોઇએ.

तया अनुचिताग्रहणमिति ॥

અર્થ—વળી અયોગ્યનું ગ્રહણ ન કરે.

ભાવાર્થ:—સાધુ જનના આચારને જે બાધ કરે તે અયોગ્ય કહેવાય, અયોગ એવા અશુદ્ધપિંડ, શય્યા, વસ્ત્ર વગેરે ધર્મના ઉપકરણોનો ત્યાગ કરવો. વળી દીક્ષા લેવાને અયોગ્ય એવા બાળ, વૃદ્ધ અને નપુંસકને દીક્ષા ન આપવી. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

"પિંડ, શય્યા, વસ્ત્ર અને પાત્ર, એ સર્વે અકલ્પિત હોય તેને ગ્રહણ ન કરે, અને પોતાને કલ્પે એવું હોય તેમાંથી પણ પોતાને જેટલું ખપતું હોય તેટલું ગ્રહણ કરે."

"પુરૂષોને વિષે અઢાર પ્રકારના પુરૂષો દીક્ષાને યોગ્ય નથી અને સ્ત્રીઓને વિષે વીસ પ્રકારની સ્ત્રીઓ દીક્ષાની અધિકારી નથી અને નપુંસકને વિષે દશ પ્રકારના નપુંસક દીક્ષાને લાયક નથી એમ વીતરાગે કહ્યું છે."

૧ બાલક, ૨ વૃદ્ધ, ૩ નપુંસક, ૪ ક્લીબ, ૫ જડ, ૬ રોગી, ૭ ચોર, ૮ રાજાનો અપકાર કરનાર, ૯ ઉન્મત્ત, ૧૦ આંધળો, ૧૧ દાસ, ૧૨ દુષ્ટ, ૧૩ મૂઢ, ૧૪ કરજદાર, ૧૫ જાતિકર્મ અને શરીરથી દૂષિત, ૧૬ કાંઇ પણ સ્વાર્થથી બંધાયેલો, ૧૭, અમુક દ્રવ્યના ઠરાવથી ચાકર અને ૧૮ માતાપિતાદિકની રજા વગર આવનાર એ

અઢાર પ્રકારના પુરૂષો દીક્ષા લેવાને લાયક નથી. આવાજ દોષવાળી અઢાર પ્રકારના દોષવાળી સ્ત્રીઓ તથા સગર્ભા અને નાના છોકરાવાળી એ રીતે વીસ પ્રકારની સ્ત્રીઓ દીક્ષાને લાયક નથી.

૧૦ પ્રકારના નપુંસકો પણ દીક્ષાને લાયક નથી. તેની વિશેષ હકીકત શાસ્ત્રમાંથી જોઇ લેવી.

तथा उचिते अनुज्ञापनेति ॥

**અર્થ**—વળી યોગ્ય વસ્તુ ગ્રહણ કરવામાં પણ ગુરૂની અનુજ્ઞા માગવી.

**ભાવાર્થઃ**—ઉચિત પિંડાદિક ગ્રહણ કરતાં પહેલાં ગુરૂની તથા દ્રવ્યના સ્વામીની રજા માગવી. "મને આ વસ્તુ ગ્રહણ કરવાની રજા આપો" એમ કહી તે તે વસ્તુ ગ્રહણ કરવી, નહિ તો અદત્તાદાનનો પ્રસંગ આવે. શાસ્ત્રમાં કહેલા ગુરૂ અદત્તનો દોષ લાગે.

तथा निमित्तोपयोग इति ॥

**અર્થ**—શકુન વગેરે નિમિત્તનો વિચાર કરવો.

**ભાવાર્થઃ**—ઉચિત એવો આહાર ગ્રહણ કરવાને ઇચ્છતા સાધુ પુરૂષે શુદ્ધિ અને અશુદ્ધિને સુચવનારાં, સાધુજનને વિષે પ્રસિદ્ધ, એવા શકુનનો વિચાર કરવો. જો નિમિત્ત અશુદ્ધ લાગે તો ચૈત્યવન્દન આદિ શુભક્રિયા કરવી. તે પછી ફરીથી નિમિત્ત શોધવું, એમ કરવા છતાં જો ત્રણવાર નિમિત્ત અશુદ્ધજ લાગે તો સાધુએ તે દિવસે કાંઈ પણ ગ્રહણ કરવું નહિ; જો બીજો કાંઈ લાવ્યો હોય તો ભોજન કરવામાં બાધ નથી. નિમિત્ત શુદ્ધ ભલે હોય પણ—

अयोग्यग्रहणम् ॥

**અર્થ**—અયોગ્યનું ગ્રહણ ન કરવું.

અયોગ્ય આહાર ગ્રહણ ન કરે, કારણ કે તેથી પોતાના ઉપર ઉપકાર થતો નથી. શાસ્ત્રમાં જે પ્રકારનો આહાર ગ્રહણ કરવાનો વિધિ બતાવ્યો છે, તે વિધિ પ્રમાણે બેતાલીસ દોષરહિત આહાર ગ્રહણ કરવો.

तथा अन्ययोग्यस्य ग्रहः ॥

**અર્થ**—વળી બીજાને યોગ્ય હોય એવી વસ્તુ ગ્રહણ કરે.

લોકમાં પણ તે કામ સત્કર્મનાં ગણત્રામાં નહિ આવે માટે એ મિથ્યા- ત્વીની શી ગતિ થશે એવો વિચાર કરી તેના ઉપર દયા લાવવી.

तथा अभिनिवेश त्याग इति ॥

અર્થ—વળી મિથ્યા આગ્રહનો ત્યાગ કરવો.

ભાવાર્થ:—ખોટો આગ્રહ ન રાખવો. પોતાની ભુલ કોઇ વધારે જ્ઞાની સમજાવે તો તરત કબુલ કરી તે ભુલને સુધારવા પ્રયત્ન કરવો; જે લોકો ખોટો આગ્રહ લેઇ બેસે છે, અને બીજાના કથન ઉપર લક્ષ આપતા નથી, તેઓ કોઇ દિવસ સન્માર્ગ પ્રાપ્ત કરી શકતા નથી. સત્ય ગ્રહણ કરવાને વાસ્તે હૃદયદ્વાર ખુલ્લાં રાખવાં જોઇએ, અને પોતાનું તે સારૂં નહિ ગણતાં સારૂં તે પોતાનું માનતાં શિખવું જોઇએ.

तथा अनुचितात्रहणमिति ॥

અર્થ—વળી અયોગ્યનું ગ્રહણ ન કરે.

ભાવાર્થ:—સાધુ જનના આચારને જે બાધ કરે તે અયોગ્ય કહેવાય, અયોગ એવા અશુદ્ધપિંડ, શય્યા, વસ્ત્ર વગેરે ધર્મના ઉપકરણોનો ત્યાગ કરવો. વળી દીક્ષા લેવાને અયોગ્ય એવા બાળ, વૃદ્ધ અને નપુંસકને દીક્ષા ન આપવી. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

"પિંડ, શય્યા, વસ્ત્ર અને પાત્ર, એ સર્વે અકલ્પિત હોય તેને ગ્રહણ ન કરે, અને પોતાને કલ્પે એવું હોય તેમાંથી પણ પોતાને જેટલું ખપનું હોય તેટલું ગ્રહણ કરે."

"પુરૂષોને વિષે અઢાર પ્રકારના પુરૂષો દીક્ષાને યોગ્ય નથી અને સ્ત્રીઓને વિષે વીસ પ્રકારની સ્ત્રીઓ દીક્ષાની અધિકારી નથી અને નપુંસકને વિષે દશ પ્રકારના નપુંસક દીક્ષાને લાયક નથી એમ વીતરાગે કહ્યું છે."

૧ બાલક, ૨ વૃદ્ધ, ૩ નપુંસક, ૪ કલીબ, ૫ જડ, ૬ રોગી, ૭ ચોર, ૮ રાજાનો અપકાર કરનાર, ૯ ઉન્મત્ત, ૧૦ આંધળો, ૧૧ દાસ, ૧૨ દુષ્ટ, ૧૩ મૂઢ, ૧૪ કરજદાર, ૧૫ જાતિકર્મ અને શરીરથી દૂષિત, ૧૬ કાંઇ પણ સ્વાર્થથી બંધાયેલો, ૧૭, અમુક દ્રવ્યના ઠરાવથી ચાકર અને ૧૮ માતાપિતાદિકની રજા વગર આવનાર એ

અઢાર પ્રકારના પુરૂષો દીક્ષા લેવાને લાયક નથી. આવાજ દોષવાળી અઢાર પ્રકારના દોષવાળી સ્ત્રીઓ તથા સગર્ભા અને નાના છોકરાવાળી એ રીતે વીસ પ્રકારની સ્ત્રીઓ દીક્ષાને લાયક નથી.

૧૦ પ્રકારના નપુંસકો પણ દીક્ષાને લાયક નથી. તેની વિશેષ હકીકત શાસ્ત્રમાંથી જોઇ લેવી.

तथा उचिते अनुज्ञापनेति ॥

**અર્થ**—વળી યોગ્ય વસ્તુ ગ્રહણ કરવામાં પણ ગુરૂની અનુજ્ઞા માગવી.

**ભાવાર્થઃ**—ઉચિત પિંડાદિક ગ્રહણ કરતાં પહેલાં ગુરૂની તથા દ્રવ્યના સ્વામીની રજા માગવી. "મને આ વસ્તુ ગ્રહણ કરવાની રજા આપો" એમ કહી તે તે વસ્તુ ગ્રહણ કરવી, નહિ તો અદત્તાદાનનો પ્રસંગ આવે. શાસ્ત્રમાં કહેલા ગુરૂ અદત્તનો દોષ લાગે.

तथा निमित्तोपयोग इति ॥

**અર્થ**—શકુન વગેરે નિમિત્તનો વિચાર કરવો.

**ભાવાર્થઃ**—ઉચિત એવો આહાર ગ્રહણ કરવાને ઇચ્છતા સાધુ પુરૂષે શુદ્ધિ અને અશુદ્ધિને સૂચવનારાં, સાધુજનને વિષે પ્રસિદ્ધ, એવા શકુનનો વિચાર કરવો. જો નિમિત્ત અશુદ્ધ લાગે તો ચૈત્યવન્દન આદિ શુભક્રિયા કરવી. તે પછી ફરીથી નિમિત્ત શોધવું, એમ કરવા છતાં જો ત્રણવાર નિમિત્ત અશુદ્ધજ લાગે તો સાધુએ તે દિવસે કાંઈ પણ ગ્રહણ કરવું નહિ; જો બીજો કાંઈ લાવ્યો હોય તો ભોજન કરવામાં બાધ નથી. નિમિત્ત શુદ્ધ ભલે હોય પણ—

अयोग्यऽग्रहणम् ॥

**અર્થ**—અયોગ્યનું ગ્રહણ ન કરવું.

અયોગ્ય આહાર ગ્રહણ ન કરે, કારણ કે તેથી પોતાના ઉપર ઉપકાર થતો નથી. શાસ્ત્રમાં જે પ્રકારનો આહાર ગ્રહણ કરવાનો વિધિ બતાવ્યો છે, તે વિધિ [illegible] બેંતાલીસ દોષરહિત આહાર ગ્રહણ કરવો

तथा [illegible]हः ॥

**અર્થ** [illegible] ય હોય એવી વસ્તુ ગ્રહણ [illegible]

ભાવાર્થઃ—પોતાને ખપ ન હોય છતાં બાલ, વૃદ્ધ, માંદા સાધુને જે વસ્તુ ઉપયોગી હોય, તે તેમનાપર ઉપકાર કરવા વાસ્તે ગ્રહણ કરે. આ પ્રમાણે ગ્રહણ કરી લાવ્યા પછી શું કરે ? તે કહે છે.

गुरोर्निवेदनमिति ॥

અર્થ—ગ્રહણ કરેલી વસ્તુનું ગુરૂને નિવેદન કરવું.

ભાવાર્થઃ—ઉપાશ્રયથી સો હાથ ઉપર દૂર જઈ લાવેલી વસ્તુનું નિવેદન જવા આવવાની શુદ્ધિ સારૂ આલોયણા લીધા પછી કરવું. અને જો સો હાથની અંદરથી તે વસ્તુ લાવવામાં આવી તો તરતજ ગુરૂને નિવેદન કરવું. જેના હાથથી જે રીતે વસ્તુ મળી હોય, તે સર્વે નિવેદન કરી તે વસ્તુ ગુરૂને સોંપવી.

स्वयमदानम् ॥

અર્થ—પોતે કોઇને આપે નહિ.

ભાવાર્થઃ—પોતે લાવેલો છતાં તે વસ્તુ જાતે કોઇને આપે નહિ. કારણ કે તે વસ્તુ ગુરૂને સ્વાધીન કરેલી છે, માટે ગુરૂ આજ્ઞા સિવાય કોઇને તે આપી શકે નહિ. જો તેમાંથી બાળ, વૃદ્ધ, માંદા સાધુ વગેરેને પોતાની મેળે ગુરૂ આપે તો બહુ સારૂં કાર્ય; જો ગુરૂ કોઈ પણ કારણથી વ્યગ્ર ચિત્તને લીધે પોતે આપે નહિ અને લાવનાર શિષ્ય પાસે અપાવે તો—

तदाज्ञया प्रवृत्तिरिति ॥

અર્થ—તેમની આજ્ઞાથી પ્રવૃત્તિ કરે.

ભાવાર્થઃ—ગુરૂની આજ્ઞા લેઇને શિષ્યે સર્વે વસ્તુઓ વ્હેંચી આપવી.

उचितच्छन्दनामिति ॥

અર્થઃ—યોગ્ય પુરૂષની નિમંત્રણા કરવી.

ભાવાર્થઃ—પોતાની સાથે ભોજન કરવાવાળા બાલ સાધુ વગેરેને અન્ન ગ્રહણ કરવામાં અભિલાષા ઉત્પન્ન કરાવી તે તે વસ્તુ આપવી; પણ બીજાને ન આપવી, કારણ કે તેમને આપવાનો તેનો અધિકાર નથી, આ પ્રમાણે સાધુઓને વ્હેંચી આપતાં જે બાકી રહે તેનું શું કરે તે કહે છે.

## धर्मायोपभोग इति.

**અર્થ**:—ધર્મ સારૂ ઉપભોગ કરે.

**ભાવાર્થ**:—શરીર એ ધર્મનું પ્રથમ સાધન છે, તે વાસ્તે ધર્મકાર્યમાં શરીર યોગ્ય સાધનરૂપ થાય તે સારૂ બાકી રહેલો આહાર પોતે ખાય પણ શરીર, આકૃતિ અથવા બળવીર્ય વધારવાને પોતે અન્ન ખાય નહિ. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે.

"ભુખની વેદના શમાવવાને અર્થે, વૈયાવચ્ચ ( સેવા ) કરવા અર્થે, ઇર્યા સમિતિ શોધવાને અર્થે, સંયમ ધારણ કરવાને અર્થે, પ્રાણ ધારણ કરવાને અર્થે અને ધર્મ ચિંતવન કરવાને અર્થે અન્નાદિકનો ઉપભોગ કરવો."

## तथा विविक्तवसतिसेवेति ॥

**અર્થ**:—વળી એકાંત સ્થળમાં નિવાસ કરવો.

**ભાવાર્થ**:—જ્યાં સ્ત્રી, પશુ અને નપુંસક વાસના કરના હોય તેવા એકાંત સ્થળમાં સાધુએ બ્રહ્મચર્યના રક્ષણ અર્થે રહેવું. બ્રહ્મચર્ય એ સાધુઓનું ઉત્તમોત્તમ વ્રત છે. તે વ્રતનો જે ભંગ કરે છે, તે પાંચે મહાવ્રતનો ભંગ કરે છે, એમાં જરામાત્ર સંશય નથી. આ પછીના જે આઠ સૂત્ર કહેવામાં આવશે તે સર્વે બ્રહ્મચર્યના રક્ષણ અર્થે છે. બાહ્ય કારણો પણ શરૂઆતના પગથીયામાં અંતરમાં તેવા પ્રકારના ભાવ ઉપન્ન કરવા સમર્થ થાય છે, માટે નિમિત્ત કારણો પણ શુદ્ધ અને પવિત્ર રાખવા.

## तत्र स्त्रीकथापरिहार इति ॥

**અર્થ**:—સ્ત્રી કથાનો ત્યાગ કરવો.

**ભાવાર્થ**—બ્રહ્મચારી પુરૂષે તો સ્ત્રીકથાનો તદ્દન પરિહાર કરવો. હાલમાં લખાતાં નોવેલો તેમજ કથાઓ ઘણીખરી સ્ત્રીઓના વર્ણનથી ભરપૂર હોય છે; કામને ઉદ્દીપન કરનારા તે ગ્રન્થો નીવડે છે. માટે સ્ત્રીકથા સાંભળવી નહિ તેમ વાંચવી નહિ.

તે કથા ચાર પ્રકારની ટીકાકાર લખે છે. જાતિકથા, કુળકથા, રૂપકથા, અને વસ્ત્ર કથા.

આ કથાઓ મનને વિહ્વલ કરી નાંખે છે, અને મન ઇન્દ્રિયોને વિષય ભણી પ્રેરે છે, અને બ્રહ્મચર્યનો ભંગ થવાનો અથવા સ્વપ્નમાં વીર્યસ્રાવ થવાનો પ્રસંગ ભય રહે છે. માટે જે લોકોએ અખંડ બ્રહ્મચર્ય વ્રત પાળવાનું મહાવ્રત અંગીકાર કર્યું છે, તેવા પુરુષોએ કામને વિષયવાસનાને ઉદ્દીપન કરનારી સ્ત્રી કથાનો ત્યાગ કરવો.

निषद्यानुपवेशनम् ॥

**અર્થઃ**—સ્ત્રીના આસન વિષે બ્રહ્મચારીએ બેસવું નહિ.

**ભાવાર્થઃ**—પાટ, પાટલો પ્રમુખ વગેરે સ્ત્રીને બેસવાની જગા ઉપર, સ્ત્રી ઉઠી ગયા પછી પણ બે ઘડી સુધી સાધુએ બેસવું નહિ કારણ કે જો તત્કાળ સાધુ તે સ્થાને બેસે તો સ્ત્રીના શરીરના સંયોગથી પાટલામાં આવેલા ઉષ્ણ સ્પર્શથી મનને વિહ્વલ થવાનો ભય રહે છે. શરીરમાંથી પરમાણુઓ સમયે સમયે ખરે છે, અને નવા નવા આવે છે, માટે જે સ્ત્રી વિષયી હોય તેના વિચારના પરમાણુઓ તેજ સ્થળે ખરેલા હોય. પરમાણુઓ અદૃશ્ય છે, પણ શરીરના સંબંધમાં આવતા તેવા પ્રકારનો વિચાર ઉત્પન્ન કરવા સમર્થ થાય છે. માટે બ્રહ્મચારીએ તેજ સ્થળે તરતજ ન બેસવું.

इन्द्रियाऽप्रयोग इति ॥

**અર્થઃ**—સ્ત્રીના શરીરના અવયવો તરફ પોતાની ઇંદ્રિયનો પ્રયોગ ન કરે.

**ભાવાર્થઃ**—સ્ત્રીના અંગના અવયવો બ્રહ્મચારીએ ધારી ધારીને ન જોવાં. ત્યારે શું બ્રહ્મચારીએ દૃષ્ટિબંધ રાખી વર્તવું? ના. કહેવાનો ભાવાર્થ એવો છે કે સ્ત્રી આદિને બ્રહ્મચારી દેખે તો ખરો પણ આ સારી છે, આ નરતી છે, આ અવયવ મનોહર છે, આ અવયવ અસુન્દર છે એવો વિચાર તેણે કરવો નહિ. તેમજ કોઇ પ્રકારે સ્ત્રીઓનાં કોઈ અંગ ઉપર સહજ દૃષ્ટિ પડી તો ફરીથી તે અંગ જોવાને નેત્રનો ઉપયોગ કરે નહિ. કોઈ પણ ઇન્દ્રિયનો સ્ત્રીના અંગ સાથે વ્યાપાર ન કરવો એ નિયમ બ્રહ્મચારીએ પાળવાનો છે. શાસ્ત્રમાં લેખ છે કે જે સ્થળે સાધુઓ વસતા હોય તે સ્થળે ચિત્રામણની પૂતળી

પણ હોવી જોઈએ નહિ. કારણ કે તેના અંગ ઉપર દષ્ટિ પડવાથી મન પણ ચક્ષુની પાછળ ખેંચાય, અને તેથી વિષયની જાગૃતિ થતાં અનર્થ થવાનો સંભવ રહે.

कुड्यान्तरदांपत्यवर्जनम् ॥

**અર્થઃ**—એક ભીંતને અંતરે સ્ત્રી પુરૂષ વસતા હોય તેવા સ્થાનનો સાધુએ ત્યાગ કરવો.

**ભાવાર્થઃ**—જે સ્થાનમાં સ્ત્રી પુરૂષ સુતાં હોય તે સ્થાનથી ફક્ત એક ભિંતનું અંતર હોય તેવી જગ્યાએ સાધુ પુરૂષે વસવું ઘટિત નથી. કારણ કે સ્ત્રી પુરૂષ કામ ક્રીડાની વાર્તા કરતાં હોય તે જો તે સાધુના સાંભળવામાં આવે તો તેનું મન વિક્ષિપ્ત થાય, અને ધ્યાન સ્વાધ્યાય વગેરે થઇ શકે નહિ. માટે તેવા સ્થાનમાં બ્રહ્મચારીએ વસવું ઉચિત નથી.

पूर्वक्रीडास्मृतिरिति ॥

**અર્થઃ**—સ્ત્રી સાથે પ્રથમ ક્રીડા કરી હોય તે સંભારે નહિ.

**ભાવાર્થઃ**—સાધુ થતાં પહેલાં સ્ત્રી સાથે જે જે અનેક પ્રકારના વિલાસ વગેરે કર્યા હોય તે સાધુ પુરૂષે સંભારવા નહિ; કારણ કે તે સંભારવાથી નહિ વશ થયેલું મન તેનું ચિંતન કરવા પ્રેરાય છે. અને ध्यायतो विषयान्पुसः संगस्तेषूपजायते વિષયનું ધ્યાન કરનાર પુરૂષને તે તે વિષયો પ્રતિ આસક્તિ છે; અને આસક્તિથી તે મેળવવાની ઈચ્છા થાય છે, અને પછી એક ઉપર બીજો અનર્થ થાય છે. માટે જેમ સર્પ કાંચળીનો ત્યાગ કર્યા પછી તે કાંચળી સામું જોતા સરખો પણ નથી, તે રીતે પૂર્વના વિલાસો કદાપિ સંભારવા નહિ. જેણે ભોગ ભોગવી સંસારની અસારતા સમજી સાધુવેષ ગ્રહણ કર્યો હોય તેને ઉદ્દેશીને આ બોધ છે.

प्रणीताभोजनमिति ॥

**અર્થઃ**—અતિ સ્નિગ્ધ ભોજનનો ત્યાગ કરવો.

**ભાવાર્થઃ**—જેમાંથી ઘીના બિન્દુઓ ટપકે છે તેવા સ્નિગ્ધ પદાર્થોનો બ્રહ્મચારીએ ત્યાગ કરવો. ઉપલક્ષણ થકી કામ વિકારની

આ કથાઓ મનને વિહ્વલ કરી નાંખે છે, અને મન ઇન્દ્રિયોને વિષય ભણી પ્રેરે છે, અને બ્રહ્મચર્યનો ભંગ થવાનો અથવા સ્વપ્નમાં વીર્યસ્રાવ થવાનો ઘણોજ ભય રહે છે. માટે જે લોકોએ અખંડ બ્રહ્મચર્ય વ્રત પાળવાનું મહાવ્રત અંગીકાર કર્યું છે, તેવા પુરુષોએ કામને વિષયવાસનાને ઉદ્દીપન કરનારી સ્ત્રી કથાનો ત્યાગ કરવો.

निषद्यानुपवेशनम् ॥

અર્થઃ—સ્ત્રીના આસન વિષે બ્રહ્મચારીએ બેસવું નહિ.

ભાવાર્થઃ—પાટ, પાટલો પ્રમુખ વગેરે સ્ત્રીને બેસવાની જગા ઉપર, સ્ત્રી ઉઠી ગયા પછી પણ બે ઘડી સુધી સાધુએ બેસવું નહિ. કારણ કે જો તત્કાળ સાધુ તે સ્થાને બેસે તો સ્ત્રીના શરીરના સંબંધથી પાટલામાં આવેલા ઉષ્ણ સ્પર્શથી મનને વિહ્વલ થવાનો ભય રહે છે. શરીરમાંથી પરમાણુઓ સમયે સમયે ખરે છે, અને નવા નવા આવે છે, માટે જે સ્ત્રી વિષયી હોય તેના વિચારના પરમાણુઓ તેજ સ્થળે ખરેલા હોય. પરમાણુઓ અદૃશ્ય છે, પણ શરીરના સંબંધમાં આવતા તેવા પ્રકારનો વિચાર ઉત્પન્ન કરવા સમર્થ થાય છે. માટે બ્રહ્મચારીએ તેજ સ્થળે તરતજ ન બેસવું.

इन्द्रियाऽप्रयोग इति ॥

અર્થઃ—સ્ત્રીના શરીરના અવયવો તરફ પોતાની ઇંદ્રિયનો પ્રયોગ ન કરે.

ભાવાર્થઃ—સ્ત્રીના અંગના અવયવો બ્રહ્મચારીએ ધારી ધારીને ન જોવાં. ત્યારે શું બ્રહ્મચારીએ દૃષ્ટિ બંધ રાખી વર્તવું? ના. કહેવાનો ભાવાર્થ એવો છે કે સ્ત્રી આદિને બ્રહ્મચારી દેખે તો ખરો પણ આ સારી છે, આ નરતી છે, આ અવયવ મનોહર છે, આ અવયવ અસુન્દર છે એવો વિચાર તેણે કરવો નહિ. તેમજ કોઇ પ્રકારે સ્ત્રીઓનાં કોઈ અંગ ઉપર સહજ દૃષ્ટિ પડી તો ફરીથી તે અંગ જોવાને નેત્રનો ઉપયોગ કરે નહિ. કોઈ પણ ઇન્દ્રિયનો સ્ત્રીના અંગ સાથે વ્યાપાર ન કરવો એ નિયમ બ્રહ્મચારીએ પાળવાનો છે. શાસ્ત્રમાં લેખ છે કે જે સ્થળે સાધુઓ વસતા હોય તે સ્થળે ચિત્રામણની પૂતળી

પણ હોવી જોઈએ નહિ. કારણ કે તેના અંગ ઉપર દૃષ્ટિ પડવાથી મન પણ તેની પાછળ ખેંચાય, અને તેથી વિષયની જાગૃતિ થતાં અનર્થ થવાનો સંભવ રહે.

कुड्यान्तरदांपत्यवर्जनम् ॥

અર્થઃ—એક ભીંતને અંતરે સ્ત્રી પુરૂષ વસતા હોય તેવા સ્થાનનો સાધુએ ત્યાગ કરવો.

ભાવાર્થઃ—જે સ્થાનમાં સ્ત્રી પુરૂષ સુતાં હોય તે સ્થાનથી ફક્ત એક ભિંતનું અંતર હોય તેવી જગ્યાએ સાધુ પુરૂષે વસવું ઘટિત નથી. કારણ કે સ્ત્રી પુરૂષ કામ ક્રીડાની વાર્તા કરતાં હોય તે જો તે સાધુના સાંભળવામાં આવે તો તેનું મન વિહ્વલ થાય, અને ધ્યાન સ્વાધ્યાય વગેરે થઇ શકે નહિ. માટે તેવા સ્થાનમાં બ્રહ્મચારીએ વસવું ઉચિત નથી.

पूर्वक्रीडास्मृतिरिति ॥

અર્થઃ—સ્ત્રી સાથે પ્રથમ ક્રીડા કરી હોય તે સંભારે નહિ.

ભાવાર્થઃ—સાધુ થતાં પહેલાં સ્ત્રી સાથે જે જે અનેક પ્રકારના વિલાસ વગેરે કર્યા હોય તે સાધુ પુરૂષે સંભારવા નહિ; કારણ કે તે સંભારવાથી નહિ વશ થયેલું મન તેનું ચિંતન કરવા પ્રેરાય છે. અને ध्यायतो विषयान्पुसः संगस्तेपूपजायते વિષયનું ધ્યાન કરનાર પુરૂષને તે તે વિષયો પ્રતિ આસક્તિ છે; અને આ[illegible] તે મેળવવાની ઇચ્છા થાય છે, અને પછી એક ઉપર બીજે [illegible] થાય છે. માટે જેમ સર્પ કાંચળીનો ત્યાગ કર્યા પછી તે [illegible] જોતો સરખો પણ નથી, તે રીતે પૂર્વના વિલાસો કદાપિ [illegible] નહિ. જેણે ભોગ ભોગવી સંસારની અસારતા સમજી [illegible] કર્યો હોય તેને ઉદ્દેશીને આ બોધ છે.

[illegible] ॥

અર્થઃ—અતિ [illegible]નો ત્યાગ [illegible]

ભાવાર્થઃ—જેમાં [illegible] કર્યે [illegible]

પદાર્થોનો બ્રહ્મચારીએ [illegible]

વૃદ્ધિ કરે તેવા સર્વ પદાર્થોનો ત્યાગ કરવો એજ સાર છે. શરીર અને મનને નિકટનો સંબંધ છે, અને શરીરનો સંબંધ આહાર ઉપર આધાર રાખે છે; માટે જેથી કામોદ્દીપક વીર્યની વૃદ્ધિ થાય તેવો આહાર બ્રહ્મચારીએ લેવો નહિ.

अतिमात्राभोग इति ॥

**અર્થઃ**—અતિશય આહારનો ભોગ ન કરવો.

**ભાવાર્થઃ**—જો કે અતિ સ્નિગ્ધ ન હોય તોપણ બત્રીસ કોળીઆનું જે શાસ્ત્રમાં પ્રમાણ બતાવવામાં આવ્યું છે, તેના કરતાં વધારે આહાર કરવો નહિ. ઇન્દ્રિયોરૂપી ઘોડા બ્હેકી ન જાય, અને તેમના સ્વામીને વશ રહે તે માટે આહાર યોગ્યપ્રમાણમાં લેવાનો ઉપદેશ છે.

विभूषापरिवर्जनमिति ॥

**અર્થઃ**—સાધુએ શણગારનો ત્યાગ કરવો.

**ભાવાર્થઃ**—જે સાધુ પુરૂષો છે તેમણે શરીરને શોભાવવા નિમિત્તે કોઈ પણ પ્રકારનો શૃંગારી વેષ ધારણ કરવો નહિ. આ જે નવ ભાવનો છે, તે બ્રહ્મચર્યનું રક્ષણ કરવાની નવ વાડો છે, માટે તેમાં અતિચાર ન લાગે તે રીતે પાળવી. કારણ કે મોહને ઉત્પન્ન કરવાનાં આ નવ પ્રબળ સાધનો છે.

तथा तत्त्वाभिनिवेश इति ॥

**અર્થઃ**—વળી તત્ત્વને વિષે અત્યંત આદર રાખે.

**ભાવાર્થઃ**—જ્ઞાન, દર્શન અને ચારિત્રની જેથી પુષ્ટિ થાય તેવાં ધર્મ કાર્યોમાં બહુજ ભાવ રાખે. પોતાનાથી જે બની શકે તેવાં હોય તે કરવાને તે તત્પર થાય, અને જે પોતાને હાલ અશક્ય લાગતાં [illegible] તેમાં ભાવ રાખે, એટલે તે આદરવાને હું ક્યારે શક્તિમાન [illegible] ઉચ્ચ ભાવના ભાવે. શક્ય અનુષ્ઠાનમાં પ્રમાદ ન કરવો [illegible] અશક્ય અનુષ્ઠાનનો પ્રારંભ ન કરવો, પણ તે સંબંધી ભાવ રાખવો એજ સાર છે.

तथा युक्तोपाधिधारणमिति ॥

અર્થ:—વળી પોતાને ઉચિત ઉપધિ (ઉપકરણ) ધારણ કરે.

ભાવાર્થ:—શાસ્ત્રમાં જેટલું પ્રમાણ વર્ણવેલું તેટલાં પ્રમાણવાળાં ઉપકરણ હોવાં જોઇએ. લોકો જેની નિંદા ન કરે, અને પોતાને તથા પરને રાગ-મમતા ઉત્પન્ન ન થાય તેવાં વસ્ત્ર, પાત્ર વગેરે ઉપકરણો સાધુ રાખે; જેટલાં ઉચિત હોય તેટલાં રાખે, વધારે હોય તો તેનો ત્યાગ કરે. જેથી સંયમને બાધ ન આવે તેટલાં સાધનો રાખવાં.

तथा मूर्च्छात्याग इति ॥

અર્થ:—વળી મૂર્છાનો ત્યાગ કરવો.

ભાવાર્થ:—પોતાના સંયમ પાળવાને સાધનભૂત એવાં ઉપકરણો સાધુ ભલે રાખે, પણ તેમાં મૂર્છા ન રાખે; તે મારાં છે એવી મમત્વ ભાવનાનો ત્યાગ કરે, કારણ કે પાંચમું વ્રત અપરિગ્રહનું તેણે લીધેલું છે, તેથી મૂર્છાનો-મમત્વ ભાવનો ત્યાગ કરવો ઘટે છે; કારણ કે થોડાં સાધનો હોય પણ જો તેમાં મૂર્છા ભાવ છે, અત્યંત આસક્તિ છે તે ત્યાં પરિગ્રહ પણ છે. આ સમજવા જેવી બાબત છે.

तथा अप्रतिबद्धाविहरणमिति ॥

અર્થ:—વળી પ્રતિબંધ રહિતપણે વિહાર કરે.

ભાવાર્થ:—સાધુઓનો વિહાર પ્રતિબંધ રહિત છે. દેશ, ગામ, કુલ ઇત્યાદિકને વિષે મમત્વ ભાવ રાખ્યા સિવાય જૂદે જૂદે સ્થળે વિહાર કરવો. અમુક શહેરમાં મારા બહુ ભક્તો છે, અથવા અમુક શહેરમાં મને માનપૂજા બહુ મળશે એવો ભાવ રાખ્યા સિવાય લોકના કલ્યાણ અર્થે વિવિધ ગામમાં સાધુએ વિહાર કરવો.

तथा परकृतविलवास इति ॥

અર્થ:—વળી અન્ય પુરૂષે કરેલા સ્થાનમાં વાસ કરવો.

ભાવાર્થ:—ગૃહસ્થે સાધુ નિમિત્તે કરેલું ન હોય, પણ ગૃહસ્થને પોતાને નિમિત્તેજ જે ઉપાશ્રય આદિ સ્થાન બંધાવ્યું હોય, ત્યાં

સાધુએ વાસ કરવો, તે સ્થાન સર્પને રહેવાના બિલ જેવું એટલે કોઇ પણ સંસ્કાર વિનાનું, શોભા વિનાનું હોવું જોઇએ. તેવા સ્થાનમાં સાધુ વાસ કરે.

तथा अवग्रहशुद्धिरिति ॥

અર્થઃ—ગ્રહણ કરેલી ભૂમિની શુદ્ધિ કરી ત્યાં વાસ કરવો.

ભાવાર્થઃ—સાધુની પોતાની તો કોઇ જમીન નથી, માટે જમીનમાં વાસ કરતા પહેલાં સાધુએ દેવેન્દ્ર, રાજા, ગૃહપતિ, શય્યાતર (ઘરનો સ્વામી) અને સાધર્મિક આ પાંચેની અનુજ્ઞા માગવી. દક્ષિણ દિશાનો ધણી સૌ ધર્મેન્દ્ર છે, માટે ભરતખંડના યતિએ તેની આજ્ઞા પ્રથમ માગવી, તેમજ ભરતક્ષેત્રનો રાજા ચક્રવર્તી વગેરે હોય તેની આજ્ઞા માગવી, પછી ગૃહપતિની એટલે તે દેશના નાયકની રજા માગવી. પછી તે નિવાસના આપનાર ઘરના સ્વામીની રજા માગવી, અને છેવટે જે નગરમાં વાસ કરે તેની આસપાસ પંચકોશ પર્યન્તમાં રહેલા આચાર્ય ઉપાધ્યાયાદિકની રજા માગે. પોતાને જેટલા જમીનના ભાગની જરૂર હોય તેટલા ભાગને સારૂં આ રીતે આજ્ઞા માગવી એ અવગ્રહ શુદ્ધિ કહેવાય. આ રીતે અવગ્રહ શુદ્ધિ કરી સાધુ ત્યાં વાસ કરે.

मासादिकल्प इति ॥

અર્થઃ—માસાદિક કલ્પ પ્રમાણે વિહાર કરે.

ભાવાર્થઃ—માસકલ્પ અને આદિ શબ્દથી ચતુર્માસકલ્પ સમજવો. એક માસ સુધી એકજ સ્થળે રહે, પછી બીજે સ્થળે વિહાર કરે, ત્યાં એક માસ રહી ત્રીજે સ્થળે વિહાર કરે, શાસ્ત્રમાં જે રીતે માસકલ્પ તથા ચતુર્માસકલ્પ કરવાનો કહ્યો છે તે રીતે કરે. પણ જો દુષ્કાળ પડે, રાજાઓનું પરસ્પર યુદ્ધ ચાલે, પોતાને પગે ચાલી વિહાર કરવાનું બળ ઓછું થયું હોય, તેવા સમયમાં જુદા જુદા દેશમાં ફરી સકલ્પ વગેરે કરવાનું ન બને તો શું કરવું! તેનો શાસ્ત્રકાર ..બ આપે છે.

एकत्रैव तत्क्रियेति ॥

અર્થઃ—એકજ ક્ષેત્રને વિષે તે માસકલ્પ વગેરે કરે.

**ભાવાર્થ:**—એક માસ થાય ત્યારે તેમણે એક નગર છોડી બીજા નગરમાં જવું એવો ઉત્સર્ગ નિયમ માસકલ્પ કરનાર સાધુને વાસ્તે છે. ઉપર જણાવેલા કારણોથી તેમ ન બની શકે તેમ હોય તો જે સ્થાનમાં પોતે રહેતા હોય તે બદલી બીજા સ્થાનમાં રહેવા જવું, તે ન બનતું હોય તો એક શેરી બદલી બીજી શેરીમાં વાસ કરવો, તે પણ કરવાને અસમર્થ હોય તો એકને એક સ્થળ વિષે રહી સંથારાભૂમિને બદલે, જે ભૂમિમાં પોતે સંથારો કર્યો હોય તે ભૂમિને છોડીને બીજી ભૂમિમાં સંથારો કરે; પણ પોતાના કલ્પને દૂષણ ન લાગે તેમ વર્તવું. શાસ્ત્રમાં કહ્યું છે કે "જિનશાસન વિષે રહેલા મુનિઓ વિહાર અને પડિમા વહેવાના સંબંધમાં છેવટે સંથારાનું પરિવર્તન પણ કરે."

तत्र च सर्वत्राममत्त्वमिति ॥

**અર્થ:**—ત્યાં પણ સર્વ સ્થળે મમતાનો ત્યાગ કરે.

**ભાવાર્થ:**—વૃદ્ધાવસ્થા વગેરે ઉપર જણાવેલાં કારણોથી એક સ્થળે વાસ કરવો પડે છતાં તે સ્થળમાં રહેલી વસ્તુઓ, અથવા ઉપાશ્રય, અથવા પુસ્તકો ઉપર મમત્વભાવ ધારણ કરવો સાધુને કલ્પે નહિ. મમત્વભાવનો ત્યાગ કરવાના અને લોકોને બોધ આપવાના કારણથી જુદે જુદે સ્થળે વિહાર કરવાની શાસ્ત્રાજ્ઞા છે. પણ શરીરની અશક્તિને લીધે વિહાર થઇ ન શકે તોપણ તે સ્થળ આશ્રયી મમત્વભાવ ન રાખવાનો ઉપદેશ છે.

तथा निदानपरिहार इति ॥

**અર્થ:**—વળી નિયાણાનો ત્યાગ કરવો.

**ભાવાર્થ:**—ધર્મરૂપી કલ્પવૃક્ષ છે. તેનું મૂળ સમ્યગ્દર્શન છે; જ્ઞાન અને વિનય વગેરે તેનો સ્કન્ધ ભાગ છે; દાન, શીળ, તપ અને ભાવ રૂપ શાખા ઉપશાખા છે. દેવ અને મનુષ્ય સંબંધી સુખો રૂપ પુષ્પ છે, અને પરમ કલ્યાણનું સ્થાન મોક્ષ તે રૂપ ફળ છે. આવા ધર્મરૂપ કલ્પવૃક્ષને છેદનાર નિયાણું છે; માટે ધર્મકરણી કરી કદાપિ દેવતાની અથવા રાજાદિકની ઋદ્ધિની વાંચ્છના કરવી નહિ. હમેશાં લક્ષ્યબિન્દુ મોક્ષ હોવું જોઇએ. જેમ અનાજ ઉગાડવા જતાં ઘાસ

સાધુએ વાસ કરવો, તે સ્થાન સર્પને રહેવાના બિલ જેવું એટલે કોઇ પણ સંસ્કાર વિનાનું, શોભા વિનાનું હોવું જોઇએ. તેવા સ્થાનમાં સાધુ વાસ કરે.

तथा अवग्रहशुद्धिरिति ॥

**અર્થઃ**—ગ્રહણ કરેલી ભૂમિની શુદ્ધિ કરી ત્યાં વાસ કરવો.

ભાવાર્થઃ—સાધુની પોતાની તો કોઇ જમીન નથી, માટે જમીનમાં વાસ કરતા પહેલાં સાધુએ દેવેન્દ્ર, રાજા, ગૃહપતિ, શય્યાતર ( ઘરનો સ્વામી ) અને સાધર્મિક આ પાંચેની અનુજ્ઞા માગવી. દક્ષિણ દિશાનો ધણી સૌ ધર્મેન્દ્ર છે, માટે ભરતખંડના યતિએ તેની આજ્ઞા પ્રથમ માગવી, તેમજ ભરતક્ષેત્રનો રાજા ચક્રવર્તી વગેરે હોય તેની આજ્ઞા માગવી, પછી ગૃહપતિની એટલે તે દેશના નાયકની રજા માગવી. પછી તે નિવાસના આપનાર ઘરના સ્વામીની રજા માગવી, અને છેવટે જે નગરમાં વાસ કરે તેની આસપાસ પંચકોશ પર્યન્તમાં રહેલા આચાર્ય ઉપાધ્યાયાદિકની રજા માગે. પોતાને જેટલા જમીનના ભાગની જરૂર હોય તેટલા ભાગને સારૂં આ રીતે આજ્ઞા માગવી એ અવગ્રહ શુદ્ધિ કહેવાય. આ રીતે અવગ્રહ શુદ્ધિ કરી સાધુ ત્યાં વાસ કરે.

मासादिकल्प इति ॥

**અર્થઃ**—માસાદિક કલ્પ પ્રમાણે વિહાર કરે.

ભાવાર્થઃ—માસકલ્પ અને આદિ શબ્દથી ચતુર્માસકલ્પ સમજવો. એક માસ સુધી એકજ સ્થળે રહે, પછી બીજે સ્થળે વિહાર કરે, ત્યાં એક માસ રહી ત્રીજે સ્થળે વિહાર કરે, શાસ્ત્રમાં જે રીતે માસકલ્પ તથા ચતુર્માસકલ્પ કરવાનો કહ્યો છે તે રીતે કરે. પણ જો દુષ્કાળ પડે, રાજાઓનું પરસ્પર યુદ્ધ ચાલે, પોતાને પગે ચાલી વિહાર કરવાનું બળ ઓછું થયું હોય, તેવા સમયમાં જુદા જુદા દેશમાં ફરી માસકલ્પ વગેરે કરવાનું ન બને તો શું કરવું! તેનો શાસ્ત્રકાર જવાબ આપે છે.

एकत्रैव तत्क्रियेति ॥

**અર્થઃ**—એકજ ક્ષેત્રને વિષે તે માસકલ્પ વગેરે કરે.

ભાવાર્થ:—એક માસ થાય ત્યારે તેમણે એક નગર છોડી બીજા નગરમાં જવું એવો ઉત્સર્ગ નિયમ માસકલ્પ કરનાર સાધુને વાસ્તે છે. ઉપર જણાવેલા કારણોથી તેમ ન બની શકે તેમ હોય તો જે સ્થાનમાં પોતે રહેતા હોય તે બદલી બીજા સ્થાનમાં રહેવા જવું, તે ન બનતુ હોય તો એક શેરી બદલી બીજી શેરીમાં વાસ કરવો, તે પણ કરવાને અસમર્થ હોય તો એકને એક સ્થળ વિષે રહી સંથારાભૂમિને બદલે, જે ભૂમિમાં પોતે સંથારો કર્યો હોય તે ભૂમિને છોડીને બીજી ભૂમિમાં સંથારો કરે; પણ પોતાના કલ્પને દૂષણ ન લાગે તેમ વર્તવું. શાસ્ત્રમાં કહ્યું છે કે " જિનશાસન વિષે રહેલા મુનિઓ વિહાર અને પડિમા વહેવાના સંબંધમાં છેવટે સંથારાનું પરિવર્તન પણ કરે. "

तत्र च सर्वत्राममत्वमिति ॥

અર્થ:—ત્યાં પણ સર્વ સ્થળે મમતાનો ત્યાગ કરે.

ભાવાર્થ:—વૃદ્ધાવસ્થા વગેરે ઉપર જણાવેલાં કારણોથી એક સ્થળે વાસ કરવો પડે છતાં તે સ્થળમાં રહેલી વસ્તુઓ, અથવા ઉપાશ્રય, અથવા પુસ્તકો ઉપર મમત્વભાવ ધારણ કરવો સાધુને કલ્પે નહિ. મમત્વભાવનો ત્યાગ કરવાના અને લોકોને બોધ આપવાના કારણથી જુદે જુદે સ્થળે વિહાર કરવાની શાસ્ત્રાજ્ઞા છે. પણ શરીરની અશક્તિને લીધે વિહાર થઇ ન શકે તોપણ તે સ્થળ આશ્રયી મમત્વભાવ ન રાખવાનો ઉપદેશ છે.

तथा निदानपरिहार इति ॥

અર્થ:—વળી નિયાણાનો ત્યાગ કરવો.

ભાવાર્થ:—ધર્મરૂપી કલ્પવૃક્ષ છે. તેનું મૂળ સમ્યગ્દર્શન છે; દાન અને વિનય વગેરે તેનો સ્કન્ધ ભાગ છે; દાન, શીળ, તપ અને ભાવ રૂપ શાખા ઉપશાખા છે. દેવ અને મનુષ્ય સંબંધી સુખો રૂપ પુષ્પ છે, અને પરમ કલ્યાણનું સ્થાન મોક્ષ તે રૂપ ફળ છે. આવા ધર્મરૂપ કલ્પવૃક્ષને છેદનાર નિયાણું છે; માટે ધર્મકરણી કરી કદાપિ દેવતાની અથવા રા[illegible]ની વાંચ્છના કરવી નહિ. હમેશાં લક્ષ્યબિન્દુ મોક્ષ [illegible]મ અનાજ ઉગાડવા જતાં

વગેરે ઉગે છે, તેમ મોક્ષરૂપ ઋદ્ધિ મેળવવા જતાં દેવના તથા મનુષ્ય સંબંધીનાં સુખ તો ઘાસ રૂપે સ્વયમેવ મળી જશે. માટે નિરંતર નિષ્કામ વૃત્તિથી કામ કરવું. જ્યાં સુધી મનુષ્યને કોઈ પણ પ્રકારે કોઈ પણ વસ્તુની ઇચ્છા છે, ત્યાં સુધી તે વસ્તુ મેળવવાને તેણે જન્મ લેવોજ પડે. પણ જે ઇચ્છા વગર શુભ કામ કરે છે, તેને શુભ કામો બન્ધનરૂપ થતાં નથી. અને કદાચ કોઈ પણ બીજા બાકી રહેલા કાર્યના ઉદયથી જન્મ લેવો પડે તે શુભ કર્મથી બંધાયેલું પુણ્ય સમૃદ્ધિરૂપે તેને મળે છે. માટે કોઇ પણ પ્રકારનું નિયાણું બાંધવું નહિ. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

यः पालयित्वा चरणं विशुद्धं करोति भोगादिनिदानमज्ञः ॥
हि वर्द्धयित्वा फलदानदक्षं स नन्दनं भस्मयते वराकः ॥

જે મૂર્ખ માણસ વિશુદ્ધ ચારિત્ર પાળીને, ભોગાદિક પાળવાનું નિયાણું કરે છે, તે મંદ પુરૂષ ફળ આપવાને ચતુર એવા નન્દવનને ને વૃદ્ધિ પમાડીને બાળી દે છે. ત્યારે હવે કરવું શું તેનો જવાબ આપે છે.

विहितमिति प्रवृत्तिरिति ॥

**અર્થઃ**—શાસ્ત્રમાં કહ્યું છે એમ ધારી પ્રવૃત્તિ કરવી.

**ભાવાર્થઃ**—ભગવંતે કરૂણા કરી આપણને જણાવ્યું છે કે આ આપણું કર્તવ્ય છે, માટે તે કર્તવ્ય બજાવવું. ભગવદ્‌ગીતા પણ તેજ સિદ્ધાન્તને પુષ્ટિ આપતાં કહે છે કેઃ—

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥

તારો અધિકાર કર્મમાં છે, પણ કર્મના ફળમાં નથી. માટે આપણે તો નિષ્કામ વૃત્તિથી કર્તવ્ય કરવું, ફળ શું આવે છે તે આપણે વિચારવાનું નથી; કારણ કે નિષ્કામ વૃત્તિથી કરેલું કામ બન્ધનકારક નથી. પુણ્ય અને પાપ બન્ને બન્ધનકારક છે. એક સોનાની બેડી છે, બીજી લોઢાની બેડી છે, પણ બેડી તો છે. પણ આસક્તિ રહિત કરેલું કાર્ય પુણ્ય પાપને બદલે સંવર અને નિર્જરા કરે છે.

तथा विधिना स्वाध्याययोग इति ॥

**અર્થઃ**—વળી વિધિ પ્રમાણે સ્વાધ્યાય કરવો.

**ભાવાર્થઃ**—શાસ્ત્રમાં જ્ઞાન ભણવાનો જે વિધિ બતાવવામાં આવ્યો છે, તદનુસાર અતિચાર ન લાગે તેવી રીતે સ્વાધ્યાય કરવો. એટલે શાસ્ત્રના પુસ્તકોનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવું. યોગ્ય કાળે ભણવું, ગુરુનો વિનય કરવો, બહુમાન કરવું, આ વગેરે નિયમો ધ્યાનમાં રાખી સ્વાધ્યાય કરવો.

તથા આવશ્યકાપરિહાણિરિતિ ॥

**અર્થઃ**—વળી અવશ્ય કરવા યોગ્યની હાનિ ન કરવી.

**ભાવાર્થઃ**—જે જે કાળે જે જે અનુષ્ઠાન સાધુને કરવા યોગ્ય છે તે તે સાધુએ તે તે કાળે કરવાં તે આવશ્યક કર્મ કહેવાય છે, તે કર્યા સિવાય છુટકોજ નહિ. તે સાધુપણાનાં ચિન્હો છે. વળી દશવૈકાલિક સૂત્રમાં લખ્યું છે કેઃ—

"સંવેગ એટલે મોક્ષાભિલાષ રાખવો; નિર્વેદ એટલે ભવથી વૈરાગ્ય રાખવો. વિષયવિવેક એટલે પ્રશસ્ત અને અપ્રશસ્ત વિષયનો ભેદ સમજવો. વળી સારા શીળવંત સાધુજનની સંગતિ કરવી. જ્ઞામાદિક ગુણની આરાધના કરવી, બાહ્ય અને અભ્યંતર તપ કરવો. જ્ઞાન, દર્શન અને ચારિત્રનો વિનય કરવો. વળી ક્ષમા રાખવી, મૃદુતા રાખવી એટલે માનનો નાશ કરવો. આર્જવભાવ રાખવો એટલે માયાનો ત્યાગ કરવો. વિમુક્તતા એટલે લોભનો ત્યાગ કરવો. અદીનતા એટલે દીનપણાનો ત્યાગ કરવો

નિતિક્ષા એટલે પરિસહ ઉપસર્ગ વગેરે સહન કરવાં, અને આસ્યક કર્મની શુદ્ધિ કરવી; એટલે જે રીતે કરવાં જોઈએ તે રીતે ધર્માનુષ્ઠાનો કરવાં એ સર્વે સાધુના લિંગ એટલે ચિન્હો છે.

તથા યથાશક્તિ તપઃસેવનમિતિ ॥

**અર્થઃ**—વળી પોતાની શક્તિ અનુસાર તપનું સેવન કરવું.

**ભાવાર્થઃ**—શાસ્ત્રમાં દરેક સ્થળે કહેલું છે પોતાની શક્તિ પ્રમાણે તપ કરવું. હાલમાં જે તપ કરવામાં આવે છે, તેમાં ઘણીવાર પોતાની શક્તિનો જરાપણ [illegible] ાં આવતો નથી, અને શરીર એટલું બધું ગળીને સુકાઈ [illegible] ત્કાર્ય કરવાને યોગ્ય સા

રહેતું નથી. તેમ બીજી બાજુએ શરીરનું એટલું બધું લાલનપાલન ન કરવું કે તે આપણે વશ ન રહે; આજ બાબત ખુલ્લા શબ્દોમાંથી શ્રી મુનિચંદ્રસૂરિ (ટીકાકાર) લખે છે, તે દરેક જૈને હૃદયમાં કોતરી રાખવા લાયક છેઃ—

कायो न केवलमयं परितापनीयो।
मिष्टैरसैर्बहुविधैर्न च लालनीयः॥
चित्तेन्द्रियानि न चरन्ति यथोत्पथेन।
वश्यानि येन च तदाचरितं जिनानाम्॥१॥

આ શરીરને કેવળ પરિતાપજ ઉપજે તેવો તપ ન કરવો, તેમજ બીજી બાજુએ મધુર વિવિધ પ્રકારના રસ વડે તેનું લાલનપાલન પણ ન કરવું (ત્યારે શું કરવું? તે કહે છે.) ચિત્ત તથા ઇન્દ્રિઓ જેનાથી ઉન્માર્ગે ન ચાલે, અને વશ થાય, એવું જીન પરમાત્માનું આચરેલું તપ છે.

શરીર એ સાધન છે. અને તે સાધનનો નાશ કરવાથી આત્મકલ્યાણ કદાપિ થવાનું નથી. તે સાધન સ્વેચ્છાએ ચાલી મનને તથા આત્માને પોતાના સ્વાધીન ન કરી લે તે સારૂ તેને વશ કરવાનું છે. આ બાબત ઘણીવાર પ્રસંગે પ્રસંગે આ પુસ્તકમાં વર્ણવવામાં આવી છે, ત્યાં તેની એટલી બધી જરૂર છે કે ફરીથી તે કહેવામાં પુનરુક્તિદોષ લાગતો નથી.

तथा परानुग्रहक्रियेति॥

અર્થઃ—વળી પરનો અનુગ્રહ થાય તેવી ક્રિયા સાધુએ કરવી.

ભાવાર્થઃ—જેમ બને તેમ જ્ઞાનદાન આપી અન્યને ઉપકાર કરવો. કારણ કે વિદ્યાદાન અન્નદાન કરતાં અધિક છે, અને ધર્મના જ્ઞાનનું દાન તો તેથી પણ અધિક લાભકારી છે, કારણ કે ધર્મના ઉચ્ચ સિદ્ધાન્તનું જ્ઞાન–અને કેવળ તેજ જ્ઞાન–મનુષ્યને જન્મ મરણના ચક્રમાંથી મુક્ત કરવા સમર્થ છે, માટે અનુગ્રહ બુદ્ધિથી લોકોને ઉપ-

દેશ આપવો. સાંભળનારને લાભ થાય યા ન થાય પણ અનુગ્રહ બુદ્ધિથી ઉપદેશ આપનારને તો એકાન્ત લાભ છે; માટે જેમ જેમ જ્ઞાનની વૃદ્ધિ થતી જાય તેમ તેમ વધારે વધારે નમ્રતા ધારણ કરવી, અને તે જ્ઞાનનો ફેલાવો થાય તેમ પ્રયત્ન કરવો એજ સાધુ પુરૂષોનો પરમધર્મ છે.

तथा गुणदोषनिरूपणमिति ॥

**અર્થઃ**—વળી સર્વ ક્રિયાને વિષે ગુણ દોષનું નિરૂપણ કરવું.

**ભાવાર્થઃ**—કોઈ પણ કાર્ય કરતાં પણ તેના ગુણ દોષનું પોતાના મન સાથે વિવેચન કરે. આ કાર્યથી લાભ કેટલો થશે, અને હાનિ કેટલી થશે તેનો પ્રથમ નિર્ણય કરે. પછી શું કરે તે જણાવે છે.

ततो वहुगुणे प्रवृत्तिरिति ॥

**અર્થ**—બહુ ગુણવાળી ક્રિયામાં પ્રવૃત્તિ કરવી.

**ભાવાર્થઃ**—બહુ ગુણવાળું એટલે કેવળ ગુણમય જે કાર્ય ભાસતું હોય તે કાર્યમાં સાધુ પુરૂષે પ્રવૃત્તિ કરવી, પણ જે કાર્યમાં ગુણ કરતાં દોષ બહુજ હોય અથવા કેવળ દોષમય હોય તેવા કાર્યમાં પ્રવૃત્તિ કરવી સાધુને ઘટિત નથી. આ અપૂર્ણ જગતનું એવું એક પણ કાર્ય નથી કે જે કાંઈ પણ દોષ મિશ્રિત ન હોય. માટે લાભાલાભનો વિચાર કરી જેમાં અધિક લાભ જણાતો હોય તેવા કાર્યમાં સાધુ પુરૂષે પ્રવૃત્તિ કરવી એ કહેવાનું તાત્પર્ય છે.

तथा क्षान्तिमार्दवमार्जवमलोभतेति ॥

**અર્થઃ**—વળી ક્ષમા, મૃદુતા, સરલતા, અને સંતોષ રાખવાં.

**ભાવાર્થઃ**—ક્રોધ, માન, માયા, અને લોભ રૂપ ચાર મહાશત્રુઓ છે, અને સંસાર સમુદ્રમાં રખડાવનારા મોહરાજાના તે સુભટો છે. તેમને હરાવવાને, તેમનો નાશ કરવાને તેમના પ્રતિસ્પર્દ્ધિ વધારે સામર્થ્યવાળા ચાર સુભટો સાધુએ રાખવા. ક્રોધનો નાશ કરવાને ક્ષમા, માનનો નાશ કરવાને મૃદુતા, માયાનો નાશ કરવાને સરલતા, અને લોભનો નાશ કરવાને સંતોષ. આ ચાર ગુણો સાધુ ધર્મની મૂળ ભૂમિકા રૂપ છે, આધાર રૂપ છે, માટે નિરંતર તે હૃદયમાં રાખવા.

ભાવાર્થઃ—જેથી ગુણની વૃદ્ધિ થાય, અને પ્રમાદનો નિગ્રહ થાય તેવું ઉચિત અનુષ્ઠાન અંગીકાર કરવું ઘટે છે.

तथा प्रतिपक्षसेवनामिति ॥

અર્થઃ—દોષના શત્રુ-ગુણોનું આસેવન કરવું.

ભાવાર્થઃ—દોષનો નાશ કરવાનો સૌથી ઉત્તમ ઉપાય એજ છે કે જે દોષ આપણને પીડાકારી લાગતો હોય તેનાથી વિરૂદ્ધ ગુણનું આસેવન કરવું. અંધકારને વજ્ર મારવાથી નાશ ન પામે, પણ કેવળ દીપકથીજ નાશ પામે છે. જેમ ઠંડીને નાશ કરવાનો ઉપાય અગ્નિ છે, તેમ દોષને નાશ કરવાનો ઉપાય તેથી વિરૂદ્ધ ગુણનું સેવન છે. Hatred ceases by Love and not by hatred, દ્વેષ દ્વેષથી નાશ પામતો નથી, પણ પ્રેમથી નાશ પામે છે, તેમજ ક્રોધ ક્રોધથી નાશ પામતો નથી પણ ક્ષમાથી નાશ પામે છે. તેજ રીતે સર્વે દુર્ગુણોનું સમજવું. જેમ જેમ પ્રેમ વધતો જશે તેમ તેમ દ્વેષ સ્વયમેવ નાશ પામશે. જેમ જેમ ક્ષમા ગુણ વૃદ્ધિ પામશે તેમ તેમ ક્રોધ વિનાશ પામતો જશે. માટે જે દુર્ગુણનો ત્યાગ કરવા આપણે માગતા હોઇએ તેના વિરોધી સદ્‌ગુણનો આશ્રય સેવો.

तथा आज्ञानुस्मृतिरिति ॥

અર્થઃ—વળી ભગવંતની આજ્ઞાનું સ્મરણ કરવું.

ભાવાર્થઃ—ક્ષણે ક્ષણે દરેક કાર્ય કરતી વખતે ભગવંતની આજ્ઞા શી છે તેનું સ્મરણ કરવું. ભગવંતના વચનનું સ્મરણ કરવું એ ભગવંતને સ્મરણ કર્યા તુલ્ય હોવાથી બહુ લાભકારી છે. જે પુરુષો ભગવંતને પૂજે છે, પણ તેમની આજ્ઞા પ્રમાણે ચાલતા નથી તે ખરી રીતે ભગવંતના ભક્ત કહી શકાય નહિ. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

अस्मिन् हृदयस्थे सति हृदयस्थस्तत्त्वतो मुनीन्द्र इति ॥
हृदयस्थिते च तस्मिन्नियमात्सर्वार्थसंसिद्धिः ॥१॥

જ્યારે ભગવંતનું વચન હૃદયમાં રહ્યું ત્યારે પરમાર્થથી ભગવંતજ હૃદયમાં રહ્યા છે એમ સમજવું. અને જ્યારે ભગવંત હૃદયમાં

રશા ત્યારે નિશ્ચે સર્વ અર્થની સિદ્ધિ થઈ એમ સમજવું; માટે ભગવંતની આજ્ઞા હૃદયમાં રાખી દરેક કાર્ય કરવું.

तथा समशत्रुमित्रतेति ॥

અર્થઃ—શત્રુ તથા મિત્ર તરફ સમાન ભાવ રાખવો.

ભાવાર્થઃ—શત્રુ નિરસ્કાર કરે, અને મિત્ર સ્તુતિ કરે છતાં સાધુ પુરૂષોને તો બન્ને ઉપર સમભાવ રહે છે; કારણ કે શત્રુ તથા મિત્રને તે રીતે ભલે સંતોષ મળો, એવો ભાવ સાધુ પુરૂષના હૃદયમાં વર્તે છે. એક ઉપર રાગ નથી, અને બીજા ઉપર દ્વેષ નથી, પણ બન્નેને સમ ગણી બન્નેનું જેથી કલ્યાણ થાય તેવી પ્રવૃત્તિ સાધુ પુરૂષો રાખે છે.

तथा परीषहजय इति ॥

અર્થઃ—વળી પરીષહનો જય કરવો.

ભાવાર્થઃ—ક્ષુધા, તરસ વગેરે બાવીસ પરીષહો છે, તેનો ઉદય આવે સમભાવે સહન કરવા અને કર્મની નિર્જરા કરવી. આ બાવીસ પરીષહમાં જે દર્શન પરીષહ છે, તેનો હેતુ સમ્યગ્માર્ગેથી પતિત થતાં બચાવવાનો છે, અને બાકીના એકવીસ પરીષહનો હેતુ કર્મની નિર્જરા કરવાનો છે. તેટલા માટેજ લખ્યું છે કે मार्गाच्यवननिर्जरार्थं परिषोढव्या परीषहा इति ॥ માર્ગ થકી પડી ન જવાય અને કર્મની નિર્જરા થાય તે માટે પરીષહોને સહન કરવા.

तथा उपसर्गातिसहनमिति ॥

અર્થઃ—વળી ઉપસર્ગને અતિશય સહન કરવા.

ભાવાર્થઃ—ધર્મ માર્ગે પ્રયાણ કરતાં માર્ગમાં જે જે સંકટો આવે તે ઉપસર્ગો કહેવાય. જે મનુષ્ય સમ્યગ્માર્ગે ચાલી થોડા સમયમાં પોતાની સંસારની પેઢી ઉપાડી નાંખવા માંગતો હોય તેના લેણદારો એકદમ તેના ઉપર હલ્લો કરે, તેજ રીતે જે ધર્માત્માઓ થોડા જન્મમાં કર્મઋણથી મુક્ત થવા માગતા હોય તેમનાપર કર્મના લેણદારો એકદમ તરાપો કરે છે; અને તેથી તેમના માર્ગમાં અનેક ઉપસર્ગો-વિઘ્નો આવે છે. કેટલાંક ઉપસર્ગો આ કારણથી આવે છે, વળી સન્માર્ગે ચાલનારને કેટલાક ઉપસર્ગો તેમના સદ્ગુણોની કસોટી કરવા આવી પડે

છે; કારણ કે વિઘ્ન આવે માણસના ધૈર્યની પરીક્ષા થાય છે. ઉપસર્ગો ચાર પ્રકારના હોય છે. દેવો સંબંધી, મનુષ્ય સંબંધી, તિર્યંચપ્રાણી સંબંધી અને ચોથા પોતાના અંતર્ગત. આ ચારે પ્રકારના ઉપસર્ગો આવે ત્યારે મનનું સમાધાનપણું ખોવું નહિ, પણ સહનશીલતાથી, અને સમભાવથી, પૂર્વોપાર્જિત કર્મના ઉદયાનુસાર તે આવેલો છે એમ સમજી તેમને સહન કરી તેમનાપર જય મેળવવો, પણ જે સન્માર્ગે આપણે ચાલવાનો દૃઢ નિશ્ચય કર્યો હોય છે તેથી જરા માત્ર પણ ડગવું નહિ. કારણ કે સકળ સંસારજ દુઃખમય છે. કહ્યું છે કેઃ—

संसारवर्त्यपि समुद्विजते विपद्भ्यो
यो नाम मूढमनसां प्रथमः स नूनम् ॥
अंभोनिधौ निपतितेन शरीरभाजा
संसृज्यतां किमपरं सलिलं विहाय ॥१॥

જે પુરૂષ સંસારમાં રહ્યો છતો દુઃખથી ઉદ્વેગ પામે છે. તે માણસ ખરેખર મૂઢ મનવાળામાં પ્રથમ છે, એટલે મહા મૂઢ છે. જે પુરૂષ સમુદ્રમાં પડેલો છે, તેને જળ વિના બીજું શું અડકવાનું છે? સમુદ્રમાં પડેલા મનુષ્યે જેમ જળનો ભય રાખવો ઘટતો નથી, તેજ રીતે આ સંસારમાં સમુદ્રમાં પડેલા મનુષ્યે વિપત્તિનો ભય રાખવો જોઈએ નહિ, કારણ કે સંસારમાં વિપત્તિ તો સર્વ સ્થળે છેજ; કારણ કે સંસારના પદાર્થોથી ઉપજતા સુખ કિંપાક ફળ જેવા છે, એટલે દુઃખ ગર્ભિત છે; માટે તે દુઃખથી જરા પણ ઉદ્વેગ પામ્યા વિના તે સહન કરવું, અને તેના પર જય મેળવવો.

तथा सर्वथाभयत्याग इति ॥

**અર્થઃ**—વળી સર્વ પ્રકારે ભયનો ત્યાગ કરવો.

**ભાવાર્થઃ**—જે લોકોને કર્મના અચળ અને સનાતન નિયમમાં વિશ્વાસ છે તેઓએ કોઈ પણ રીતે ભયને પોતાના હૃદયમાં સ્થાન આપવું જોઇએ નહિ. કારણકે જે કર્મ પોતે કરેલાં છે તેનું ફળ ભોગવ્યા સિવાય છુટકો નથી, અને જે કર્મ પોતે કરેલાં નથી, તેનું ફળ

ક્દાપિ પોતાને ભોગવવાનું નથી;માટે આપણી હાલની સ્થિતિ આપણા પૂર્વ જન્મના કર્માનુસાર થયેલી છે, અને સુખ દુઃખ પણ તદનુસાર મળે છે; તેથી કરીને કોઈ પણ પ્રકારના નિષ્કારણ ભયને વાસ્તે સ્થાન નથી. વળી ભવિષ્ય આપણા હાથમાં છે. જે જે કાર્યો આપણે હાલ કરીએ છીએ, જે જે ઇચ્છાઓ રાખીએ છીએ, અને જે જે વિચારો ધારીએ છીએ, તે તે કાર્યો, ઇચ્છાઓ અને વિચારોને અનુસારે આપણો બીજો ભવ નિર્મિત થવાનો છે; તો તેમાં ભયને વાસ્તે સ્થાન ક્યાં છે? વળી જે સાધુઓએ નિરતિચાર યતિધર્મ પાળેલો છે, અને તેથી કરીને અનંત સુખ મળે તેવું કર્મ જેમણે ઉપાર્જન કર્યું છે તેમને મૃત્યુનો પણ ભય હોતો નથી, તો પછી બીજા સામાન્ય ભયની તો ગણત્રીજ શી? મૃત્યુનો ભય આ જગતમાં મોટામાં મોટો છે, તે ભય પણ જેણે જીત્યો છે તે બીજા ભયથી શું કરવા ઉદ્વેગ ધરે? શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

प्रायेणाकृतकृत्यत्वान्मृत्योरुद्विजते जनः ॥
कृतकृत्याः प्रतीक्षन्ते मृत्युं प्रियमिवातिथिम् ॥

જે લોકોએ કરવા યોગ્ય કામ કર્યું નથી, તેઓ મૃત્યુથી ઉદ્વેગ પામે છે, પણ જે પુરૂષોએ કરવા યોગ્ય કાર્ય કર્યું છે તેવા પુરૂષો તો પ્રિય મેમાનની વાટ જુએ તેમ મૃત્યુની વાટ જુએ છે; કારણ કે મૃત્યુ ઉચ્ચ જીવનનો દરવાજો છે.*

तथा तुल्याश्मकाञ्चनतेति ॥

**અર્થ**—પત્થર અને સુવર્ણ સાધુને સરખાં હોવાં જોઇએ.

**ભાવાર્થ**—'સમગણે સુવર્ણ પાષાણરે' એ સાધુનું ચિન્હ છે; જેને મમત્વ ભાવ નથી તેના મનને સુવર્ણ સરખું છે, અને પાષાણ પણ સરખો છે. સાધુ પુરૂષોએ સુવર્ણને પણ પાષાણ તુલ્ય ગણી તેના ઉપરથી મમત્વ ભાવ છાંડવો; ધનની મૂર્છા ન રાખવી એ હિતબોધ આ વાક્યમાં સમાયેલો છે.

* Death is a [illegible] life.

## तथा अभिग्रहग्रहणमिति ॥

અર્થઃ—વળી સાધુએ અવગ્રહ ગ્રહણ કરવો.

ભાવાર્થ—અનેક પ્રકારના અભિગ્રહ લેવાના શાસ્ત્રમાં કહેલા છે. આજે મારે અમુક દ્રવ્ય મળે તો લેવું નાહ તો નહિ લેવું; અમુક દ્રવ્ય અમુક વસ્તુવડે કોઇ આપે તો મારે આજે ગ્રહણ કરવું, અથવા છ પ્રકારની વિગઇમાંથી અમુક પ્રકારની વિગઇનો મારે આજે ત્યાગ છે, અથવા અમુક વખત સુધી આજે હું મૌનવ્રત ધારણ કરીશ. એવાં જુદા જુદા પ્રકારનાં અભિગ્રહો શાસ્ત્રમાં વર્ણવેલાં છે, તેમાંથી પોતે અમુક ગ્રહણ કરે. આ અભિગ્રહ લેવાનો મુખ્ય ઉદ્દેશ એ છે કે તે લેનારે સાવધ રહેવું. જરા પણ પ્રમાદ કરે તો અભિગ્રહ ભંગ થવાનો ભય રહે છે; આથી શરીર તથા વાણી મનને અનુસરતાં શિખે છે. તે મનુષ્ય વિચાર કર્યા સિવાય બોલતો નથી, તેમજ વિચાર કર્યા સિવાય કોઇ પણ કાર્ય કરતો નથી. નિરંતર સાવધ રહે છે, તેવો ઉચ્ચ ઉદ્દેશ આ અભિગ્રહોમાં રહેલો છે.

## तथा विधिवत्पालनमिति ॥

અર્થઃ—વિધિ પ્રમાણે તે પાળવા.

ભાવાર્થ—કેવળ અભિગ્રહો લેઈ બેસી રહેવાનું નથી, પણ તે બરાબર પાળવા અને તે યથાર્થ પળાયા છે કે નહિ, તે સાંજરે સંભારી જવું, અને જે પાળવામાં અતિચાર લાગ્યો હોય તેની આલોયણા લેવી, અને ફરીથી અતિચાર ન લાગે તેવો નિશ્ચય કરવો.

## तथा अन्तसंलेखनेति ॥

અર્થ—અંતકાળે સંલેખણા કરે.

ભાવાર્થ—જ્યારે સાધુને એમ લાગે કે અંતકાળ નજીક છે, જ્યારે પોતાનો આત્મા એવી સ્થિતિએ પહોંચે કે શરીર નકામું થાય અથવા શરીર એવી સ્થિતિવાળું થાય કે આત્માના સાધનરૂપ ન રહે ત્યારે અંત સમયે સાધુ સંલેખણા કરે. એટલે તપથી શરીરને કૃશ કરે, અને ભાવનાથી કષાયને પાતળા કરે. શું આ કામ દરેક સાધુ એક સરખી રીતે કરી શકે? તેના જવાબમાં કહે છે કેઃ—

संहननाद्यपेक्षणामिति ॥

**અર્થ**—પોતાના સંઘયણ વગેરેની અપેક્ષા રાખવી.

**ભાવાર્થ**—શરીરના સામર્થ્યની, પોતાની ચિત્તવૃત્તિની, તથા આસપાસના સાધુઓની સહાયનો વિચાર કરી સંલેખણા કરવી એ ભાવ છે.

દ્રવ્ય સંલેખણા અને ભાવ સંલેખણા એ બેમાંથી કયી ઉત્તમ છે? તેનો ઉત્તર શાસ્ત્રકાર આપે છે.

भावसंलेखनायां यत्न इति ॥

**અર્થ**—ભાવ સંલેખના કરવાનો પ્રયત્ન સાધુએ કરવો.

**ભાવાર્થ**—કષાય તથા ઇન્દ્રિયોના વિકારને મન્દ કરવા માટે ભાવ

વર્ષમાં ચતુર્થ કરે, અને પારણે આંબિલ કરે. આ બાબતમાં મતભેદ છે; માટે પોતાના સંપ્રદાયની પરંપરા પ્રમાણે કરે. બારમા વર્ષમાં આંબિલ કરે તે ભોજનનો કોળીઓ ઓછો કરતાં કરતાં એક કોળીઆ સુધી આવે. પછી એક કોળીઆમાંથી કણીઆ ઓછા કરતે કરતે એક કણિઆ સુધી આવે. દીવામાં તેલ અને દીવેટનો સમકાળે નાશ થાય તેવી રીતે શરીર અને આયુષ્યનો સમકાળે નાશ થાય. વળી બારમા વર્ષમાં જ્યારે છેલ્લા ચાર માસ રહે ત્યારે એકાંતરે તેલનો કોગળો ભરી ઘણી વખત સુધી મુખમાં રાખી રાખમાં નાંખી દે; પછી ઉષ્ણ-જળથી કોગળા કરે. જો એમ ના કરે તો મુખ ઘણું લુખું પડે અને તેથી નવકાર મંત્રનો ઉચ્ચાર થઇ શકે નહિ. એ રીતે બાર વર્ષની સંલેખના કરી પર્વતની ગુફામાં અથવા જ્યાં ષટ્ જીવનિકાયની રક્ષા થાય તેવા સ્થાનમાં જઇને પાદપોપગમન નામે અનશન અંગીકાર કરે, જ્યારે કોઈ પ્રકારે શરીરના અસામર્થ્યથી એટલા બધા કાળ સુધી સંલેખના થઈ શકે તેમ ન હોય તો જઘન્યપણાથી ૭ માસની સંલેખણા કરવી; કેમકે જેણે શરીરનું તથા કષાયનું ઓછાપણું નથી કર્યું એવો સાધુ જો અનશન કરે તો એકદમ ધાતુનો ક્ષય થાય અને તેથી સમાધિ મરણ અને તેના પરિણામ રૂપે સુગતિ પ્રાપ્ત કરી શકે નહિ."

## ततो विशुद्धं ब्रह्मचर्यमिति ॥

**અર્થઃ**—સંલેખણ કર્યા પછી વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળવું.

**ભાવાર્થઃ**—સાધુએ શુદ્ધબ્રહ્મચર્ય પાળવાનું છે એ તો વાત સુવિદિત છે, કારણ કે ચોથું મહાવ્રત તે પાળવાને આજ્ઞા કરે છે. છતાં સંલેખણ કર્યા પછી પણ વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળવાનો ઉપદેશ આપવાનો હેતુ શરીર શુષ્ક થઇ ગયું હોય છતાં પુરૂષ વેદનીય (મૈથુ-નાભિલાષા) વશ કરવું તે કામ સરલ નથી તે બતાવવાનો છે.

હવે સંલેખના કર્યા પછી શરીરનો શીઘ્ર નાશ કરનાર વિષવિ-શુચિકા (કોલેરા) ઇત્યાદિક કોઇ દોષ ઉત્પન્ન થાય ત્યારે શું કરવું તે જણાવે છે.

विधिना देहत्याग इतीति ॥

અર્થઃ—વિધિ પ્રમાણે દેહનો ત્યાગ કરવો.

ભાવાર્થ—આલોયણા કરવી, વ્રતનો ઉચ્ચાર કરવો, સર્વ જીવને ખમાવવા, અનશન કરવું, શુભભાવના ભાવવી, પંચ પરમેષ્ઠિનું સ્મરણ કરવું. વગેરે વિધિ સહિત દેહનો ત્યાગ કરવો. પંડિત મરણની આરાધના કરવી. આ રીતે સાપેક્ષ યતિધર્મનું વર્ણન કરવામાં આવ્યું.

હવે નિરક્ષેપ યતિધર્મનું વર્ણન કરે છે.

निरपेक्षयतिधर्मस्त्विवति ॥

અર્થઃ—નિરપેક્ષ યતિધર્મ આ પ્રમાણે છે.

ભાવાર્થ—જેને ગુરૂકુળવાસની જરૂર નથી એવા જીનકલ્પી સાધુનો નિરપેક્ષ યતિધર્મ હવે વર્ણવામાં આવે છે.

वचनगुरुतेति ॥

અર્થઃ—આગમને ગુરૂ માને.

ભાવાર્થ—જેમ સાપેક્ષ યતિધર્મને પાળનાર સાધુ સર્વ બાબતોમાં ગુરૂને પુછી ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તે; તેમ નિરપેક્ષ યતિધર્મ પાળનારા સાધુ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રવૃત્તિ તથા નિવૃત્તિ કરે. શાસ્ત્ર એજ તેનો ગુરૂ સમજવો.

तथा अल्पोपधित्वमिति ॥

અર્થઃ—ઉપકરણ અલ્પ રાખે.

ભાવાર્થ—સાપેક્ષ યતિધર્મ પાળનારની અપેક્ષાએ નિરપેક્ષ યતિધર્મ પાળનાર બહુજ થોડાં ઉપકરણો (વસ્ત્ર પાત્ર વગેરે) રાખે છે.

तथा निःप्रतिकर्मशरीरतेति ॥

અર્થઃ—પ્રતિકાર રહિતપણે શરીરને ધારણ કરે.

ભાવાર્થ—નિરપેક્ષ યતિધર્મ પાળનાર માંદો થાય તોપણ રોગનો પ્રતિકાર કર્યો સિવાય જેવી સ્થિતિમાં શરીર હોય તેવી સ્થિતિમાં રાખે છે.

अपवादत्याग इति ॥

અર્થ:--અપવાદ માર્ગનો ત્યાગ કરે.

ભાવાર્થ—જે સાપેક્ષ યતિધર્મ પાળનાર સાધુ છે, તે સામાન્ય રીતે ઉત્સર્ગ માર્ગ પાળે છે, અને ઉત્સર્ગ માર્ગે ન ચલાયતો બહુ લાભ અને અલ્પદોષવાળો અપવાદ માર્ગ ગ્રહણ કરે છે, પણ જે નિરપેક્ષ યતિધર્મ પાળનાર છે તે જીવ જાય તો ભલે પણ અપવાદ માર્ગ ગ્રહણ કરે નહિ. કેવળ ગુણમય ઉત્સર્ગ માર્ગજ ગ્રહણ કરે.

तथा ग्रामैकरात्रादिविहरणमिति ॥

અર્થ—તથા ગામમાં એક રાત્રિ વિહાર કરે, ઇત્યાદિ પ્રકારે વિહાર કરે.

ભાવાર્થ—ગામને વિષે તથા ઉપલક્ષણથી નગર વિષે એક રાત્રિ રહે; કોઈ સમયે બે રાત્રિ રહે, અને વધારામાં વધારે માસ કલ્પ કરે. આનો સ્પષ્ટપણે અર્થ આ પ્રમાણે છે. પ્રતિમા કલ્પરૂપ નિરપેક્ષ યતિધર્મ પાળનારો ચોમાસા વિનાના કાળમાં ગામમાં જ્ઞાતપણે એક રાત્રિ રહે, અને જો અજ્ઞાત હોય તો એક રાત્રિ પણ રહે અથવા બે રાત્રિ પણ રહે. પડિમાધર મુનિ આવ્યા એવું ગામના લોકો જાણે ત્યાં એક રાત્રિ રહે, અને લોકો ન જાણે તો એક રાત અથવા બે રાત રહે. જીનકલ્પિક અને તેના જેવા બીજા નિરપેક્ષ સાધુઓ જ્ઞાતપણે કે અજ્ઞાતપણે એક માસ પર્યન્ત રહે.

तथा नियतकालचारितेति ॥

અર્થ—નિયમ કરેલા કાળને વિષે ભિક્ષાચરણ કરે.

ભાવાર્થ—શાસ્ત્રમાં લખ્યું છે કે ત્રીજી પોરસીને સમયે સાધુએ ગોચરી વાસ્તે નીકળવું તો તેજ પ્રમાણે આ નિરપેક્ષ યતિધર્મ પાળનાર તે સમયેજ ભિક્ષા માગવા નીકળે.

तथा प्राय ऊर्ध्वस्थानमिति ॥

અર્થ—વળી પ્રાયઃ કાયોત્સર્ગ મુદ્રાએ રહે.

ભાવાર્થ—જે નિરપેક્ષ યતિધર્મ પાળનાર છે તે ઘણેભાગે કાયોત્સર્ગ મુદ્રામાં રહે.

तथा देशनायामप्रबन्ध इति ॥

અર્થ—વળી દેશના દેવામાં બહુ ભાવ ન રાખે.

ભાવાર્થ—નિરપેક્ષ યતિ ધર્મકથા કરવાને બહુ ભાવ રાખતો નથી. છતાં સાંભળવાને જ્યારે શ્રોતાવર્ગ બહુ આગ્રહ કરે તો એક બે વચનમાં શાસ્ત્રનો સાર સમજાવે. કારણકે ઘણે ભાગે તો આ મુનિ કાયોત્સર્ગ ધ્યાનમાંજ મગ્ન રહે છે.

तथा सदाऽप्रमत्तता ॥

અર્થ—વળી નિરંતર પ્રમાદરહિતપણે વર્તે.

ભાવાર્થ—દિવસે તેમજ રાત્રે પાંચ પ્રકારના પ્રમાદનો ત્યાગ કરી સાવધાન રહે. તે એક ક્ષણવાર પણ અસાવધ ન રહે. નિરંતર મન તથા ઇન્દ્રિયોને પોતાને સ્વાધીન રાખે. તેમનાપરનો પોતાનો સંયમ એક ક્ષણવાર પણ જવા દે નહિ.

तथा ध्यानैकतानत्वमितीति ॥

અર્થ—વળી ધ્યાનને વિષે એકાગ્રપણું રાખે.

ભાવાર્થ—ધર્મધ્યાનમાં મનને તલ્લીન રાખે. મનને બાહ્ય વિષયોમાં ભટકવા દે નહિ, પણ ધર્મધ્યાનમાં અથવા સ્વાધાયમાં સ્થિર-એકાગ્ર રાખે.

હવે યતિ ધર્મની સમાપ્તિ કરતાં શાસ્ત્રકાર લખે છે કેઃ—

सम्यग्यतित्वमाराध्य महात्मानो यथोदितम् ॥
संप्राप्नुवन्ति कल्याणमिह लोके परत्र च ॥ १ ॥

અર્થ—મહાત્મા પુરૂષો સમ્યગ્ પ્રકારે પૂર્વે કહ્યા પ્રમાણે યતિધર્મ પાળે છે, તે આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણ પામે છે; એટલે પરંપરાએ મોક્ષ સુખ મેળવવા ભાગ્યશાળી થાય છે. આ લોકમાં શું કલ્યાણ મેળવે છે તે શાસ્ત્રકારજ જણાવે છેઃ—

क्षीराश्रवादिलब्ध्योघमासाद्य परमाक्षयम् ॥
कुर्वन्ति भव्यसत्त्वानामुपकारमनुत्तमम् ॥ २ ॥ इति ॥

અર્થઃ—તે મહાપુરૂષો ક્ષીરાશ્રવ વગેરે ઉત્તમ અને અક્ષય લબ્ધિના સમૂહને મેળવીને ભવ્ય પ્રાણીઓ ઉપર અતિશય ઉત્તમ ઉપકાર કરે છે.

ભાવાર્થ—જેનું વચન સાંભળનારના કાનરૂપ પડીયામાં દુધની માફક સ્રવે, એટલે દુધની પેઠે શ્રોતા વર્ગને મધુર લાગે તે લબ્ધિને ક્ષીરાશ્રવ લબ્ધિ કહે છે. વગેરે શબ્દથી મધુ, ઘી, અમૃત ઈત્યાદિક સ્રવનારી લબ્ધિઓ સમજવી. આવી ઉત્તમ લબ્ધિઓ પ્રાપ્ત કરી ભવ્ય પ્રાણીઓ ઉપર તેઓ ઉપકાર કરે છે, જે ઉપકારનું ફળ મોક્ષ છે. પોતાને જે જે સિદ્ધિઓ અથવા લબ્ધિઓ શુદ્ધ માર્ગે પ્રયાણ કરતાં મળે છે, તેનો સત્પુરૂષો ગર્વને સારૂ અથવા માનમહત્તા મેળવવા ઉપયોગ કરતા નથી, પણ અન્ય જીવોના ઉપકાર સારૂ પોતાની શક્તિઓનો ઉપયોગ કરે છે.

मुच्यन्ते चाशु संसारादत्यन्तमसमञ्जसात् ॥
जन्ममृत्युजराव्याधिरोगशोकाद्युपद्रुतात् ॥ ? ॥ इति ॥

અર્થઃ—વળી તે મહાપુરૂષો જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, રોગ અને શોક વગેરે ઉપદ્રવ યુક્ત અને અત્યન્ત અયોગ્ય સંસારથી તરત મુક્ત થાય છે.

ભાવાર્થ—આ સંસાર જે અનેક પ્રકારના દુઃખથી પૂર્ણ છે તેના બંધનથી મહા પુરૂષો ઉચ્ચ યતિધર્મ પાળી મુક્ત થાય છે; કારણ કે તેઓ નિષ્કામ વૃત્તિથી સર્વકાર્ય કરે છે; પાછલાં કર્મ ઉદયમાં આવે તે સમભાવે ભોગવી નિર્જરા કરે છે, અને નવાં કર્મ ઉપાર્જન કરતા નથી. આ રીતે પૂર્વકૃત કર્મનો ક્ષય થતાં, અને આત્માનું સંપૂર્ણ સ્વરૂપ યથાર્થ ખીલતાં તેઓ સચ્ચિદાનંદ સ્વરૂપી પરમાત્મા બને છે.

આ રીતે શ્રી હરિભદ્રસૂરિએ રચેલા ધર્મબિન્દુ ગ્રંથમાં પાંચમું પ્રકરણ સમાપ્ત થયું.

# પ્રકરણ ૬ ઠું.

નિરપેક્ષ અને સાપેક્ષ યતિધર્મનું કેટલુંક વર્ણન પાંચમા પ્રકરણમાં કરવામાં આવ્યું. હવે તે સંબંધી વિશેષ વર્ણન કરવાને ઇચ્છતા શાસ્ત્રકાર નીચે પ્રમાણે આ પ્રકરણનો આરંભ કરે છેઃ—

आशयाद्युचितं ज्यायोऽनुष्ठानं सूरयो विदुः ॥
साध्यसिद्ध्यङ्गमित्यस्माद्याति धर्मो द्विधा मतः ॥ १ ॥

અર્થઃ—આશય વગેરેને ઉચિત અનુષ્ઠાનને આચાર્યો અતિ શ્રેષ્ઠ કહે છે. કેમકે સાધવા યોગ્ય સિદ્ધિનું તે અંગ છે; માટે યતિધર્મ બે પ્રકારનો છે.

ભાવાર્થ—હૃદયનો આશય, જ્ઞાન, શરીરબળ, પરને ઉપકાર કરવાની શક્તિ અથવા અશક્તિ; આ સર્વ ધ્યાનમાં લેઈ જે અનુષ્ઠાન જીનધર્મની સેવા અર્થે કરવામાં આવે છે તે પ્રશસ્ય છે, એમ આચાર્યો કહે છે. તે સકલ ક્લેશને નાશ કરનાર જે મોક્ષ તેની પ્રાપ્તિનું કારણ છે. આ કારણથી સાધુ પુરૂષની યોગ્યતા આશ્રયી બે વિભાગ પાડવામાં આવેલા છે. સાપેક્ષ યતિધર્મ, અને નિરપેક્ષ યતિધર્મ. જે પ્રશસ્ય અનુષ્ઠાન છે તે સાધ્ય વસ્તુ સિદ્ધ કરવાનું ઉમદા કારણ છે. તેજ બાબત ગ્રંથકાર બીજા શ્લોકથી જણાવે છેઃ—

समग्रा यत्र सामग्री तदक्षेपेण सिध्यति ॥
दवीयसाऽपि कालेन वैकल्ये तु न जातुचित् ॥ २ ॥

અર્થઃ—જે કાર્યમાં સર્વ સામગ્રી હોય છે તે તરતજ સિદ્ધ થાય છે, પણ સામગ્રીના અભાવમાં તો ઘણા કાળ પછી પણ કાર્યની સિદ્ધિ કદાચ ન પણ થાય.

ભાવાર્થ—જો ઘટ બનાવવો હોય તો માટી, ચાક, દંડ, કુંભાર વગેરે સામગ્રીની જરૂર છે. જેમ સામગ્રીની ન્યૂનતા તેમ વખત વધારે લાગે, અને સામગ્રીનો તદ્દન અભાવજ હોય તો ઘણો કાળ વ્યતીત થાય છતાં, પણ ઘટરૂપ કાર્ય સિદ્ધ ન થાય. તેવી રીતે અહીંયાં પણ મોક્ષ રૂપ કાર્યને વાસ્તે સામગ્રીની જરૂર છે. હવે તે સામગ્રી કયી તે જણાવે છે.

तस्माद्यो यस्य योग्यः स्यात्तत्तेनालोच्य सर्वथा ॥
आरब्धव्यमुपायेन सम्यगेष सतां नयः ॥ २ ॥

અર્થઃ—તેટલા માટે જે જેને યોગ્ય હાય, તેને તેણે વિચાર કરીને ઉપાયથી આરંભ કરવો, એ સત્પુરૂષોને સમ્યગ્નીતિ માર્ગ છે.

ભાવાર્થ—ઉપર આપણે સાપેક્ષ અને નિરપેક્ષ યતિધર્મનું વર્ણન કર્યું તેમાંથી જેને જે ઉચિત લાગે તેને પ્રથમ બહુજ વિચાર કરવો, અને પછી યોગ્ય સાધનોદ્વારા તેના આરંભ કરવો; કારણ કે આપણને જે યોગ્ય હોય તેનો આરંભ કરવો, એવો નીતિનો માર્ગ સત્પુરૂષોએ પ્રરૂપેલો છે.

इत्युक्तो यतिधर्म इदानीमस्य विषयविभागमनुवर्णयिष्यामः ॥

અર્થઃ—એ પ્રમાણે યતિધર્મ કહ્યો, હવે તેના વિષય વિભાગનું વર્ણન કરીશું.

तत्र कल्याणाशयस्य, श्रुतरत्नमहोदधेः उपशमादिलब्धिमतः परहितोद्यतस्य, अत्यन्तगम्भीरचेतसः, प्रधानपरिणतेर्विधूतमोहस्य, परमसत्त्वार्थकर्तुः सामायिकवतः विशुद्ध्यमानाशयस्य, यथोचितप्रवृत्तेः सात्मीभूतशुभयोगस्य श्रेयान् सापेक्षयतिधर्म एवेति ॥

અર્થ—સાપેક્ષ અને નિરપેક્ષ યતિ ધર્મમાં શુભ આશયવાળો, સિદ્ધાંતરૂપ રત્નોને રાખવાને રત્નાકર (સમુદ્ર) જેવો, ઉપશમ વગેરે બુદ્ધિવાળો, પરનું હિત કરવામાં તત્પર, અત્યંત ગંભીર ચિત્તવાળો, ઉત્તમ મનના પરિણામવાળો, મૂઢ સ્વભાવનો ત્યાગ કરનાર, ઉત્તમ મોક્ષરૂપ પ્રયોજનનો સાધનાર, સામાયિકવાળો, પવિત્ર આશયવાળો, ઉચિત પ્રવૃત્તિ કરવાવાળો, આત્મા સાથે શુભ યોગને જોડનારો—આવા ગુણવાળો જે સાધુ હોય, તેને સારૂ સાપેક્ષ યતિધર્મજ ઉત્તમ છે.

**ભાવાર્થ:**—યતિધર્મ બે પ્રકારના છે. તેમાં સાક્ષેપ યતિધર્મ પાળવાને જે મનુષ્ય લાયક છે તેના ગુણનું પ્રથમ વર્ણન કરવામાં આવે છે. સર્વે જીવોનું કલ્યાણ કરવાના આશયવાળો તે હોવો જોઇએ. જેમ રત્નાકર–સમુદ્રમાં રત્નો રહે છે તેમ સિદ્ધાંતના રત્નો તેના હૃદયમાં હોવાં જોઇએ. બીજા શબ્દોમાં કહીએ તો તે જ્ઞાની હોવો જોઇએ; ઉપશમ વગેરે લબ્ધિઓ તેનામાં હોવી જોઇએ; તે સર્વદા પરને બોધ આપી પરંતુ કલ્યાણ કરવા તત્પર હોવો જોઇએ. તેના મનનો ભાવ શું છે તે એકદમ બીજા કળી શકે નહિ તેવા ગંભીર હૃદયનો હોવો જોઇએ. વળી બીજાએ કહેલી ગુપ્ત વાતો પ્રકાશ ન કરે તેવું મોટું તેનું દિલ હોવું જોઇએ. તેના મનના ભાવ ઉચ્ચ પ્રકારના હોવા જોઇએ. મોહ એટલે મૂઢભાવ અને આલસ્યથી રહિત તે હોવો જોઇએ. ઉચ્ચમાં ઉચ્ચ દષ્ટિબિન્દુ રૂપ મોક્ષ મેળવવાનાં કારણો જે સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્ર તે બીજાને પમાડવામાં તેનું મન સદા મશગુલ રહેવું જોઇએ. સર્વ પ્રાણી ઉપર સમભાવ અને મધ્યસ્થદષ્ટિપણું તેનામાં હોવું જોઇએ. તેની પ્રવૃત્તિ કાળને ઉચિત હોવી જોઇએ. જેમ લોહપિંડ અગ્નિથી તપતાં અગ્નિ સદશ થઇ જાય છે, તેમ તેના આત્મામાં શુભભાવ વસેલા હોવા જોઇએ બીજા શબ્દોમાં કહીએ તો શુભભાવનામય હોવો જોઇએ. આવા ગુણવાળો ખરેખર સાક્ષેપ યતિધર્મને વાસ્તે લાયક છે. આવો માણસ નિરપેક્ષ યતિધર્મ કેમ ન પાળે તેવી શંકાના સમાધાનાર્થે શાસ્ત્રકાર લખે છે કેઃ—

वचनप्रामाण्यादिति ॥

**અર્થ:**—જીનવચનના પ્રમાણપણાથી.

**ભાવાર્થ:**—ભગવંતની એવી આજ્ઞા છે કે ઉપર જણાવેલા ગુણવાળો નિરપેક્ષ યતિધર્મ પાળવાને લાયક નથી. આમ તમે શાથી કહો છો તેનો જવાબ આપે છે.

संपूर्णदशपूर्वविदो निरपेक्षधर्मप्रतिपत्तिप्रतिषेधादिति ॥

**અર્થ:**—સંપૂર્ણ દશપૂર્વ જાણનાર યતિને નિરપેક્ષયતિધર્મ અંગીકાર કરવાનો નિષેધ કહેલો છે માટે.

ભાવાર્થઃ—અર્થ સુગમ છે. સંપૂર્ણ દશ પૂર્વ જાણનાર 'અમોઘ-વચની' છે. એટલે એમનું વચન તીર્થંકરના વચન સદશ છે. માટે એવા પુરૂષો તો ધર્મ દેશનાથી મનુષ્ય માત્રને ઉપકાર કરી તીર્થની વૃદ્ધિ કરે છે; માટે પ્રતિમા વહેવી વગેરે આચાર પાળના નથી. આવા પુરૂષો માટે નિરપેક્ષ યતિધર્મનો પ્રતિષેધ કર્યો છે, તેનું કારણ શાસ્ત્રકારજ નીચેના સૂત્રથી જણાવે છેઃ—

परार्थसंपादनोपपत्तेरिति ॥

અર્થઃ—પરોપકાર કરવાના કારણથી.

ભાવાર્થઃ—જે દશ પૂર્વધારી છે, તે તીર્થના આધારભૂત છે, માટે તેમણે સાપેક્ષ યતિધર્મ પાળી જગતના કલ્યાણનો માર્ગ સ્વીકારવો જોઇએ. પણ પારકાનું કલ્યાણ કરવાનો માર્ગ ગ્રહણ કરવાથી ફળ શું? એવી આ શંકાનો જવાબ શાસ્ત્રકાર આપે છેઃ—

तस्यैव च गुरुत्वादिति ॥

અર્થઃ—પરનું કલ્યાણ કરવું તેજ ઉત્તમપણું છે.

ભાવાર્થઃ—'ચ' શબ્દ ભાર રૂપે મુકવામાં આવ્યો છે. સર્વધર્માનુષ્ઠાન કરતાં પારકાને ઉપકાર કરવો એજ ઉત્તમ અનુષ્ઠાન છે. જે મહાન્ પુરૂષો છે, તે સ્વાર્થનો ત્યાગ કરીને પણ પરમાર્થ કરવા પ્રેરાય છે.[1] પરોપકારમાંજ ખરો સ્વાર્થ સધાય છે. પરોપકાર આટલો બધો ઉત્તમ કેમ ગણવામાં આવે છે? તેનો જવાબ આપે છે.

सर्वथा दुःखमोक्षणादिति ॥

અર્થઃ—સર્વ પ્રકારના દુઃખથી છુટા થવાય છે તેથી.

ભાવાર્થઃ—પરોપકારથી સર્વ રીતે પોતાનાં તથા પરનાં શારીરિક તેમજ માનસિક દુઃખોનો નાશ થઈ શકે છે. માટે પરોપકાર એજ ઉત્તમ માર્ગ છે.

तथा संतानप्रवृत्तेरिति ॥

અર્થઃ—વળી તેથી સંતાનની પ્રવૃત્તિ થાય છે.

---

૧ स्वार्थान् सतां गुरुतरा प्रणयिक्रियैव ॥ कालिदास.

**ભાવાર્થ:**—પરોપકાર કરવાથી, એટલે જ્ઞાનનો બોધ બીજાને આપવાથી શિષ્યો થાય, વળી તેના શિષ્યો થાય, એ રીતે તીર્થની પરંપરા ચાલી જાય. માટે પરોપકાર એ ઉત્તમ માર્ગ છે. જો સર્વ સાધુઓ નિરપેક્ષ યતિધર્મ પાળે, અને પોતાનું હિતજ સાધે તો તીર્થનો વિચ્છેદ જાય.

तथा योगत्रयस्याप्युदग्रफलभावादिति ॥

**અર્થ:**—વળી ત્રણ યોગનું પણ મોટું ફળ મળે તે હેતુથી.

**ભાવાર્થ:**—બીજાઓને ધર્મના ઉચ્ચ જ્ઞાનનો બોધ આપવો, તેના જેવો ઉત્તમ માર્ગ આ જગતમાં બીજો એક પણ નથી. કારણ કે તેમાં મન, વચન અને કાયા જેવા શુદ્ધ વ્યાપારમાં પ્રવર્તે છે, તેવા બીજા કશા અનુષ્ઠાનમાં વર્તતા નથી. આ પરોપકારથી અનેક કર્મની નિર્જરા થાય છે; માટે જેનામાં જ્ઞાનની શક્તિ છે તેમણે બીજાને સદ્બોધ આપવો. જ્ઞાન મેળવવું એ પણ ઉત્તમ છે, પણ મેળવેલા જ્ઞાનનો બીજાને લાભ આપવો તે વિશેષ ઉત્તમ છે.

तथा निरपेक्षधर्मोचितस्यापि तत्प्रतिपत्तिकाले परपरार्थसिद्धौ तदन्यसंपादकाभावे प्रतिपत्तिप्रतिषेधाच्चेति ॥

**અર્થ:**—વળી નિરપેક્ષ યતિધર્મ પાળવાને યોગ્ય એવા પુરૂષને પણ તે ધર્મ અંગીકાર કરવાના સમયે બીજા જીવોના ઉત્કૃષ્ટ અર્થને સિદ્ધ કરવાને અન્ય પુરૂષનો અભાવ હોય તો નિરપેક્ષ યતિધર્મ અંગીકાર કરવાનો પ્રતિષેધ છે, માટે પારકાનું હિત કરવું એજ અતિ ઉત્તમ માર્ગ છે.

**ભાવાર્થ:**—કોઈ સાધુ નિરપેક્ષ યતિધર્મ પાળવાને યોગ્ય, પણ બીજા જીવો સમ્યગ્દર્શન વગેરે મેળવવાને આતુર હોય, અને સદ્બોધથી તેમને સમ્યગ્દર્શન પમાડે તેવા પુરૂષોનો અભાવ હોય તો નિરપેક્ષ યતિધર્મ તે સાધુ અંગીકાર કરી શકે નહિ એવી શાસ્ત્રની આજ્ઞા છે. તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે પરોપકાર એ જ ઉત્તમ માર્ગ છે. મહાવીર ભગવંતે તીર્થ પ્રવર્તાવ્યું તેનો હેતુ એ જ કે તેમાં જે

વિશેષ જ્ઞાનીઓ હોય તે અલ્પજ્ઞાનીઓને પોતાના જ્ઞાનનો લાભ આપી તેમને બીજાઓને બોધ આપવા લાયક અધિકારી બનાવે; પણ જે વિશેષ જ્ઞાનીઓ છે તે પોતાનું જ હિત સાધવા નિરપેક્ષ યતિધર્મ પાળવા મંડી જાય તો જ્ઞાનપરંપરા ચાલે નહિ, અને ખરા જ્ઞાનીઓના અભાવે તીર્થની લઘુતા થાય, અને છેવટે વિચ્છેદ જવાનો પણ ભય લાગે. આ રીતે સાપેક્ષ યતિધર્મને યોગ્ય પુરૂષોનું વર્ણન કર્યું. હવે નિરપેક્ષ યતિધર્મને યોગ્ય પુરૂષોનું વર્ણન કરે છે.—

**नवादिपूर्वधरस्य तु यथोदितगुणस्यापि, साधुशिष्यनिष्पत्तौ साध्यान्तराभावतः सति कायादि सामर्थ्ये सद्वीर्याचारसेवनेन, तथा प्रमादजयाय सम्यगुचितसमये आज्ञाप्रामाण्यतस्तथैव योगवृद्धेः प्रायोपवेशनवच्छ्रेयान्निरपेक्षयतिधर्म इति ॥**

**અર્થઃ**—પૂર્વ કહેલા ગુણવાળો અને નવથી પણ વધારે પૂર્વનો જાણકાર સાધુ સારા શિષ્યો મેળવ્યા પછી અને કાંઈ પણ સાધવા યોગ્ય વસ્તુ નહિ રહેવાથી, શરીર સામર્થ્ય હોવાથી, સદ્વીર્યાચાર સેવીને યોગ્ય સમયે, પ્રમાદ ઉપર જય મેળવવાને, અને યોગની વૃદ્ધિ અર્થે, આજ્ઞાના પ્રમાણપણાથી અનશનની પેઠે નિરપેક્ષ યતિધર્મ અંગીકાર કરે તે ઉત્તમ છે.

**ભાવાર્થઃ**—સાપેક્ષ યતિધર્મને વાસ્તે જણાવેલા ગુણો નિરપેક્ષ યતિધર્મ પાળનારમાં હોવા જોઇએ, તે ઉપરાંત નવમા પૂર્વની ત્રીજી વસ્તુથી આરંભીને કોઈક ન્યૂન દશપૂર્વ સુધી જ્ઞાનવાળો તે હોવો જોઇએ. વળી પોતે નિરપેક્ષ યતિધર્મ ગ્રહણ કરે તે પૂર્વે આચાર્ય, ઉપાધ્યાય પ્રવર્તક, સ્થવિર અને ગણાધિપતિના પદ ઉપર સારા શિષ્યોને તેણે સ્થાપેલા હોવા જોઇએ. નિરપેક્ષ યતિધર્મ સિવાય બીજું કાંઇ સાધવા યોગ્ય રહેલું હોવું જોઇએ નહિ. નિરપેક્ષ યતિધર્મ પાળવાને જેવું શરીરબળ, અને મનોબળ જોઇએ તેવું તેનામાં હોવું જોઇએ, અને પોતાનામાં તે સામર્થ્ય છે તેનો વિશ્વાસ તે સામર્થ્યનો ઉપયોગ કરવાથી તેનામાં બેઠેલો હોવો જોઇએ. તેવો સાધુ નિદ્રા વગેરે પ્રમાદ ઉપર જય મેળવવાને,

સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રના વ્યાપાર રૂપ યોગ તેની વૃદ્ધિને અર્થે નિરપેક્ષ યતિધર્મ અંગીકાર કરી શકે. આ ધર્મ અંગીકાર કરવાનો સમય યોગ્ય નક્ષત્ર તીથિ વગેરેનો રાખવો ઘટે છે. યોગ્ય સમયે જેમ અનશન ગ્રહણ કરે તેમ જીનકલ્પ વગેરે નિરપેક્ષ યતિધર્મ સાધુ ગ્રહણ કરે એ અર્થ છે.

**तथा तत्कल्पस्य परार्थलब्धिविकलस्येति ॥**

**અર્થઃ**—પૂર્વના જેવો ગુણવાળો હોય, અને પારકાને ઉપકાર કરવાની શક્તિ ન હોય તે પણ યતિધર્મને વાસ્તે લાયક છે.

**ભાવાર્થઃ**—જે સાધુ નિરપેક્ષ યતિધર્મ પાળે તેજ જેવા ગુણવાળો બીજો કોઈ હોય, અને કોઈ પણ પ્રકારના અન્તરાય કર્મના ઉદયથી પારકાનું હિત કરવા અને તે દ્વારા શિષ્યો–પ્રશિષ્યો મેળવવા અસમર્થ હોય તે નિરપેક્ષ યતિધર્મ ગ્રહણ કરે. બીજાનું જેનાથી ભલું ન થઈ શકતું હોય તે છેવટે પોતાનું હિત સાધે એવો ભાવાર્થ સમજાય છે. આ પ્રમાણે બે વિભાગ પાડવાનું શું કારણ ? તેનો જવાબ શાસ્ત્રકારજ આપે છેઃ—

**उचितानुष्ठानं हि प्रधानं क्षयकारणमिति ॥**

**અર્થઃ**—ઉચિત અનુષ્ઠાન એ કર્મ ક્ષય કરવાનું મુખ્ય કારણ છે.

**ભાવાર્થઃ**—જેને વાસ્તે જે લાયક હોય તેને વાસ્તે તે ઉચિત અનુષ્ઠાન કહેવામાં આવે છે. પોતાના ગુણ તથા સ્વભાવને ઉચિત પ્રવૃત્તિમાંજ પ્રયાસ કરનાર હમેશાં વિજયી નીવડે છે. માટે ઉચિત અનુષ્ઠાનજ કર્મક્ષય કરવાનું મુખ્ય કારણ છે.

ઉચિત અનુષ્ઠાનથી કર્મક્ષય શી રીતે થાય તેનો જવાબ આપે છે.–

**उदग्रविवेकभावाद्रत्नत्रयाराधनादिति ॥**

**અર્થઃ**—મોટા વિવેકના સદ્ભાવથી રત્નત્રયનું આરાધન થાય છે, અને તેથી કર્મનો ક્ષય થાય છે.

ભાવાર્થઃ—જે મનુષ્યો ઉચિત અને અનુચિત વચ્ચેનો ભેદ યથાર્થ સમજે છે તેનામાં વિવેક જાગૃત થાય છે અને જેનામાં વિવેક ગુણ બરાબર ખીલેલો છે તે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નોને આરાધી શકે છે; અને તે રત્નત્રયથી કર્મનો ક્ષય થઈ શકે છે. માટે કર્મ ક્ષય કરવાનું પરંપરા કારણ ઉચિત અનુષ્ઠાન છે. માટે પોતાને ઉચિત કયો માર્ગ છે, તેનો પ્રથમ સંપૂર્ણ વિચાર કરવો. અને અનુચિતનો ત્યાગ કરી ઉચિત માર્ગે પ્રવર્તવું. પોતાની બુદ્ધિપૂર્વક કબુલ કરેલા ઉચિત માર્ગમાં મન પણ તલ્લીન થાય છે, અને પ્રવૃત્તિ પણ શુદ્ધ અને યથાર્થ થાય છે. તેથી જ્ઞાન, દર્શન અને ચારિત્ર ખીલે છે, અને તેથી કર્મનો ક્ષય થાય છે. માટે ઉચિત માર્ગે પ્રવર્તવું. જો કોઈ ઉચિત માર્ગે ન પ્રવર્તે, અર્થાત્ જે સાપેક્ષ યતિધર્મને યોગ્ય છે તે નિરપેક્ષ યતિધર્મ ગ્રહણ કરે અને નિરપેક્ષ યતિધર્મને લાયક સાપેક્ષ યતિધર્મ પાળવામાંજ મચ્યો રહે તો શું પરિણામ આવે તે શાસ્ત્રકાર દર્શાવે છે—

अननुष्ठानमन्यदकामनिर्जराङ्गमुक्तविपर्ययादिति ॥

અર્થઃ—પૂર્વે કહેલાં તેથી વિપરીત અનુષ્ઠાન તે અનુષ્ઠાન જ નથી, કારણ કે તે અકામ નિર્જરાના અંગ છે.

ભાવાર્થઃ—જે જેને ઉચિત ધર્મ પાળે તે યોગ્ય અનુષ્ઠાન કહેવાય. પણ પોતાને જે ઉચિત નથી તેવો ધર્મ પાળે તો તે અનુષ્ઠાનના નામને પાત્ર નથી, પણ અકામ નિર્જરાનું અંગ છે. જેવી રીતે બળદ વગેરે પ્રાણીઓ તથા વનસ્પતિ અનેક પ્રકારના કલેશ વેઠી અકામ નિર્જરા કરે છે, તેમ પોતાને જે ઉચિત નથી તેવો ધર્મ પાળનાર અકામ નિર્જરાજ કરે છે, પણ કર્મનો ક્ષય કરનારી ખરી નિર્જરા થતી નથી, કારણ કે તેનામાં વિવેકની ખામી છે, અને વિવેક વિના રત્નત્રયની આરાધના થતી નથી. અને રત્નત્રયની આરાધના વિના કર્મ ક્ષય થતો નથી. માટે તે અનુચિત અનુષ્ઠાન તે અનનુષ્ઠાનજ સમજવું. તેજ બાબતને સ્પષ્ટ કરતાં શાસ્ત્રકાર લખે છે કેઃ—

निर्वाणफलमत्र तत्त्वतोऽनुष्ठानमिति ॥

અર્થઃ—જેનું ફળ મોક્ષ છે તે જ અનુષ્ઠાન પરમાર્થથી (ખરી રીતે) અનુષ્ઠાન કહી શકાય.

ભાવાર્થઃ—મોક્ષ સિવાય બીજા કોઇ પણ ફળની આશા વગરનું અનુષ્ઠાન તેજ ખરી રીતે અનુષ્ઠાનના નામને પાત્ર છે. જો કે સ્વર્ગ વગેરે પદાર્થો મળે છતાં પણ સાધ્ય દૃષ્ટિ તો મોક્ષનીજ હોવી ઘટે છે. જે અનુષ્ઠાનનું ફળ મોક્ષ હોય તેવું જ અનુષ્ઠાન યોગ્ય છે, એમ કહેવાથી લાભ શો? તેનો શાસ્ત્રકાર જવાબ આપે છે.—

न चासदभिनिवेशवत्तादिति ॥

અર્થઃ—તે અનુષ્ઠાન મિથ્યા અભિનિવેશવાળું હોતું નથી

ભાવાર્થઃ—જેનું ફળ નિર્વાણ છે તેવું અનુષ્ઠાન ખોટા આગ્રહવાળું હોતું નથી. આકરૂં અનુષ્ઠાન કરવામાં આવ્યું હોય છતાં જો ખોટો આગ્રહ હોય તો તે મોક્ષફળ મેળવવામાં વિઘ્નરૂપ થાય છે. માટે ખોટા આગ્રહનો નિર્વાણ ફળની ઇચ્છા રાખનારા મુનિએ ત્યાગ કરવો. ખોટો આગ્રહજ માણસની વિવેક દૃષ્ટિ અંધ કરી નાંખે છે, અને તેથી ઉચિત અને અનુચિત અનુષ્ઠાન વચ્ચેનો ભેદ બરાબર સમજાતો નથી.

અનુચિત અનુષ્ઠાન પણ મિથ્યા આગ્રહ વિના સંભવી શકે એવી શંકાના જવાબ રૂપે શાસ્ત્રકાર લખે છે.

अनुचितप्रतिपत्तौ नियमादसदभिनिवेशोऽन्यत्रानाभोगमात्रादिति॥

અર્થઃ—અજાણપણા સિવાય જો અનુચિતમાં પ્રવૃત્તિ થાય તો જરૂર તે દુરાગ્રહ છે એમ વિચારવું.

ભાવાર્થઃ—માણસ ભુલથી અનુચિત અનુષ્ઠાનનો આદર કરે તો તે કાર્ય ક્ષમાપાત્ર ગણી શકાય, પણ જાણીજોઇને તે અનુચિત માર્ગમાં પ્રવૃત્તિ કરે તો તે મિથ્યા આગ્રહથીજ કરે છે એમ જરૂર વિચારવું. અજાણપણાથી જો અનુચિત અનુષ્ઠાનનું સેવન કરવામાં આવે તો તેમાં ચારિત્ર રહે કે તેનો નાશ થાય તે જણાવે છે.

संभवति तद्वतोऽपि चारित्रमिति ॥

અર્થઃ—અજાણપણાથી અનુચિત માર્ગમાં પ્રવૃત્તિ કરનારને પણ ચારિત્રનો સંભવ છે.

**ભાવાર્થઃ**—જે સાધુ સાપેક્ષધર્મ પાળવાને યોગ્ય છે, તે પોતાની સ્થિતિ બરાબર ન સમજી શકવાથી એટલે અજાણપણે નિરપેક્ષ ધર્મરૂપ તેને વાસ્તે-અનુચિત માર્ગમાં ચાલે તોપણ ચારિત્ર પાળનારો ગણવામાં આવે છે. આ સંબંધમાં કાંઈક વિશેષાર્થ શાસ્ત્રકાર જણાવે છેઃ—

**अनभिनिवेशवांस्तु तद्युक्तः खल्वतत्त्वे इति ॥**

**અર્થઃ**—જે ચારિત્રવાન્ પુરૂષ છે તે અતત્ત્વમાં આગ્રહ વગરનો જરૂર હોય છે.

**ભાવાર્થઃ**—અજાણપણે માણસ અનુચિત અનુષ્ઠાન કરવા પ્રેરાય, પણ અજાણપણે પણ જે ચારિત્રવાળો પુરૂષ છે તે કદાપિ અતત્ત્વ માનવાનો દુરાગ્રહ કરતો નથી. અજાણપણે પણ ખોટાં તત્ત્વોને સ્વીકારવા તે પ્રેરાતો નથી. આમ શાથી કહો છો ! તેનો જવાબ આપે છેઃ—

**स्वस्वभावोत्कर्षादिति ॥**

**અર્થઃ**—પોતાના સ્વભાવના ઉત્કર્ષપણાથી.

**ભાવાર્થઃ**—જેમને ચારિત્ર ગ્રહણ કરેલું છે, તેઓ પણ છદ્મસ્થ છે, તેથી કરીને તેમની કોઇ અનુચિત બાબતમાં અજાણપણે પ્રવૃત્તિ થઈ જાય, પણ અતત્ત્વને તત્ત્વ માનવારૂપ અજ્ઞાનના તો તેમનામાં સંભવી શકતી નથી.

કારણ કે સમ્યગ્દર્શનમય તેમનો સ્વભાવ બનેલો છે; તેમાં ન્યૂનતા આવતી નથી. કહેવાનો ભાવાર્થ એ છે કે ચારિત્રમાં ન્યૂનતા આવે પણ સમ્યગ્દર્શનમાં ન્યૂનતા આવતી નથી, કારણ કે તત્ત્વોની સાથે તેનો સ્વભાવ તન્મય થઈ ગયેલો છે; અને તેથી તેની ઉચ્ચતા છે.

સ્વભાવની ઉચ્ચતા શી રીતે થઇ શકે? તે જણાવે છેઃ—

**मार्गानुसारित्वादिति ॥**

**અર્થઃ**—માર્ગાનુસારીપણાથી સ્વભાવની ઉચ્ચતા થાય છે.

**ભાવાર્થઃ**—જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ જે મોક્ષનો ત્રિવિધ માર્ગ છે; તેનું જે આસેવન કરે છે તેનો આત્મા ઉચ્ચ સ્વભાવવાળો

થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો માર્ગાનુસારીપણાથી આત્મા ઉચ્ચ સ્વભાવવાળો થાય છે.

પણ આ રત્નત્રયના માર્ગે માણસો શાથી અનુસરે? તેનો જવાબ શાસ્ત્રકાર આપે છેઃ—

**तथा रुचिस्वभावत्वादिति ॥**

**અર્થઃ—માર્ગને અનુસરવાની રૂચિવાળો સ્વભાવ થવાથી.**

**ભાવાર્થઃ**—જ્યારે માણસને કોઈ માર્ગ પસંદ પડે છે, ત્યારે તે માર્ગે ચાલવાની રૂચિ થાય છે; અને પછી તે માર્ગે તે ચાલે છે, માટે માર્ગ ઉપર ચાલવામાં આવે તે પહેલાં તે માર્ગે ચાલવાની રૂચિ થવાની જરૂર છે; કારણ કે રૂચિ વિના યથાર્થ પ્રવૃત્તિ થતી નથી.

હવે સન્માર્ગે ચાલવાની રૂચિ શાથી થાય? તે જણાવે છેઃ—

**श्रवणादौ प्रतिपत्तेरिति ॥**

**અર્થઃ—શાસ્ત્ર શ્રવણ વગેરેથી (પોતાની ભુલ) અંગીકાર કરવાથી (માર્ગપર ચાલવાની રૂચિ થાય છે.)**

**ભાવાર્થઃ**—શાસ્ત્ર શ્રવણથી અથવા બીજાના ઉપદેશથી મનુષ્ય પોતાની ભુલ કબુલ કરે છે; હું અત્યાર સુધી જે કામ કરતો હતો તે ખોટું છે એવું તેના હૃદયમાં ભાન થાય છે; ભાન થવાની સાથેજ સન્માર્ગ શો છે, તે શોધવા મન તલપે છે; અને તે શોધી કાઢી તે માર્ગે ચાલવાને પ્રેરાય છે; આ રીતે સન્માર્ગે ચાલવાની રૂચિ થાય છે.

શાસ્ત્ર શ્રવણથી મનુષ્ય પોતાની ભુલ કબુલ કરે છે એમ પણ તમે શાથી કહો છો? તેનો જવાબ શાસ્ત્રકાર આપે છેઃ—

**असदाचारगर्हणादिति ॥**

**અર્થઃ**—અસદાચારની નિન્દા કરવાથી.

**ભાવાર્થઃ**—જ્યારે માણસ પોતે પૂર્વે કરેલાં અનુચિત અનુષ્ઠાનની નિન્દા કરે, અને તેનું પ્રાયશ્ચિત લે, ત્યારેજ તેણે પોતાની ભુલ કબુલ કરી છે; એમ ખરી રીતે કહી શકાય. જે ખરેખર પોતાની ભુલ સમજેલો છે, તે તે ભુલની નિન્દા કરી સન્માર્ગે તરફ રૂચિવાળો થાય

છે; અને પછી સન્માર્ગે ચાલે છે; અને તેથી તેનો આત્મા ઉચ્ચ સ્વભાવવાળો થાય છે. તેથી તે ઉચ્ચ સ્વભાવવાળો અતત્ત્વમાં દુરાગ્રહ રાખતો નથી. અને જેનામાં દુરાગ્રહ નથી તે સદ્અનુષ્ઠાનજ અંગીકાર કરે છે. શાસ્ત્રકાર પણ ચાલુ વિષયની સમાપ્તિ કરતાં લખે છેઃ—

इत्युचितानुष्ठानमेव सर्वत्र श्रेय इति ॥

**અર્થઃ**—માટે ઉચિત અનુષ્ઠાનજ સર્વત્ર શ્રેયકારી છે.

**ભાવાર્થઃ**—આપણે ગૃહસ્થ ધર્મ પાળતા હોઈ કે યતિધર્મ પાળતા હોઈએ, પણ ઉચિત અનુષ્ઠાન સર્વત્ર શ્રેયકારી છે; કારણ કે તેમાં દુરાગ્રહ નથી. ઉચિત અનુષ્ઠાનમાં હિતકારીપણું આ કારણથી રહેલું છે તે શાસ્ત્રકાર દર્શાવે છે.

भावनासारत्वात्तस्येति ॥

**અર્થઃ**—ભાવનાના પ્રધાનપણાથી ઉચિત અનુષ્ઠાન શ્રેયકારી છે.

**ભાવાર્થઃ**—જ્યારે આપણે ઉચિત અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરીએ છીએ ત્યારે ભાવના પણ ઉચ્ચ પ્રકારની હોય છે; અને જ્યાં ઉચ્ચ ભાવના ત્યાં પરિણામ શ્રેયકારી આવવાનું એ નિઃસંદેહ છે. કોઇ પણ કાર્ય કરતાં પહેલાં માણસ તે સંબંધી વિચાર કરે છે. ચિતારો ચિત્ર દોરતાં પહેલાં મનમાં છબી દોરે છે; પત્ર ઉપર જે છબી તે દોરે છે તે તેના ઉચ્ચ માનસિક ચિત્રને અનુરૂપ કદાપિ હોઇ શકતી નથી. જ્યાં ઉચ્ચ ભાવના ઉચ્ચ કાર્ય કરવાને પ્રેરે છે, એ નિયમ વિસરવો જોઇતો નથી. માણસ જેવો વિચાર કરે છે, તેવો તે થાય છે. જેમ વિચાર વધારે પ્રબળ, તેમ ટુંક સમયમાં તે અનુભવવામાં આવે છે. માટે નિરંતર ઉચ્ચ અને પ્રબળ ભાવનાઓ રાખવી. કારણ કે ઉચ્ચ ભાવનાથીજ ઉચિત અનુષ્ઠાન શ્રેયકારી થાય છે.

इयमेव प्रधानं निःश्रेयसाङ्गमिति ॥

**અર્થઃ**—ભાવના એજ મોક્ષનું મુખ્ય કારણ છે.

**ભાવાર્થઃ**—ભાવના એટલે ઉચ્ચ વિચારો. તેજ ખરેખર મોક્ષનું મુખ્ય કારણ છે. मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः મન એજ

માણસોના બંધ અને મોક્ષનું કારણ છે. જો હલકા વિચારોમાં મન રમે છે તો તે બંધનું કારણ થાય છે, અને જો ઉચ્ચ વિચારોમાં મન તલ્લીન થાય છે, તો તે મોક્ષનું કારણ થાય છે; માટે ભાવનારૂપ ઉચ્ચ વિચારો નિરંતર હૃદયમાં રાખવા. કારણ કે ઉચ્ચ ભાવના પ્રમાણે ઉચ્ચ વચનો બોલાય છે, અને ઉચ્ચ કાર્યો થાય છે; આ રીતે ઉચ્ચ વિચારો, વચનો અને કાર્યો એ મોક્ષનાં મુખ્ય કારણો છે. એજ બાબત શાસ્ત્રકાર બીજા સૂત્રથી વર્ણવે છે:—

एतत्स्थैर्याद्धि कुशलस्थैर्योपपत्तेरिति ॥

**અર્થ**:—ભાવનાના સ્થૈર્યપણાથી સર્વ કુશળ આચરણનું સ્થૈર્યપણું થાય છે, તે કારણથી ( ભાવના એ મોક્ષનું કારણ છે).

**ભાવાર્થ**:—જો ભાવના ઉચ્ચ હોય, તો વિચારો પણ ઉચ્ચ થાય, અને કાર્ય પણ ઉચ્ચ થાય; માટે ભાવનાપર સર્વ કાર્યોનો આધાર છે. જો ભાવના ઉચ્ચવિચારમાં સ્થિર હોય તો શુભ કાર્યો પણ નિશ્ચે થઇ શકે. ભાવના અને કાર્ય વચ્ચે આવો સંબંધ છે તે શી રીતે તમે કહી શકો છો? તેનો જવાબ શાસ્ત્રકાર આપે છે:—

भावनानुगतस्य ज्ञानस्य तत्त्वतो ज्ञानत्वादिति ॥

**અર્થ**:—ભાવનાને અનુસરતું જ્ઞાન તેજ ખરી રીતે જ્ઞાન છે ( માટે ભાવના પ્રમાણે કાર્ય થાય છે).

**ભાવાર્થ**:—જ્ઞાનના ત્રણ પ્રકાર શાસ્ત્રકારોએ બતાવેલો છે. શ્રુતજ્ઞાન, ચિંતાજ્ઞાન અને ભાવનાજ્ઞાન. તે ત્રણની વ્યાખ્યા ટીકાકાર નીચે પ્રમાણે આપે છે:—

वाक्यार्थमात्रविषयं कोष्ठकगतबीजसंनिभम् ज्ञानम् ॥
श्रुतमयमिह विज्ञेयं मिथ्याभिनिवेशरहितमलम् ॥ १ ॥
यत्तु महावाक्यार्थजमतिसूक्ष्मसुयुक्तिचिन्तयोपेतम् ॥
उदक इव तैलबिन्दुर्विसर्पि चिन्तामयं तत्स्यात् ॥ २ ॥
ऐदंपर्यगतं यद्विध्यादौ यत्नवत्तथैवोच्चैः ॥
एतत्तु भावनामयमशुद्धसद्रत्नदीप्तिसमम् ॥ ३ ॥

વાસ્યના અર્થ માત્રને બતાવનારૂં, મિથ્યા અભિનિવેશ (આગ્રહ) રહિત, અને કોઠારમાં રહેલા ધાન્યના બીજ જેવું શ્રુતજ્ઞાન સમજવું. જે જ્ઞાન સર્વે ધર્માત્મક વસ્તુને પ્રતિપાદન કરનારૂં, સૂક્ષ્મ બુદ્ધિવાળાથી જાણી શકાય તેવું, સુયુક્તિથી ચિન્તવેલું, અને જેમ તેલબિંદુ જળમાં પ્રસરી જાય તેવું છે તે જ્ઞાન તે ચિન્તાજ્ઞાન છે. વિધિ, દ્રવ્ય, દાન, પાત્ર વગેરેને બતાવનારૂં, યત્નથી સાધ્ય થાય એવું, અને ઉચ્ચ જે તાત્પર્યજ્ઞાન તે ભાવનાજ્ઞાન કહેવાય છે, અને તે અશુદ્ધ સદ્રત્નના પ્રકાશ સરખું છે. જેમ સદ્રત્ન (જાતિવંત રત્ન) બીજાં રત્નો કરતાં અધિક પ્રકાશ આપનારૂં છે, તેમ આ ભાવનાજ્ઞાન તે બીજા બે પ્રકારનાં જ્ઞાન કરતાં અધિક છે. બીજા શબ્દોમાં આ સ્વરૂપને વેદાંત પણ કહે છે. શ્રવણ, મનન અને નિદિધ્યાસન, પ્રથમ સાંભળવામાં આવે છે, તે ઉપર જણાવેલા કોઠારમાં રહેલા ધાન્યના બીજ સમાન છે, જેમ તે બીજ વૃદ્ધિ પામતું નથી, તેમ શ્રુતજ્ઞાન વૃદ્ધિ પામતું નથી. તેથી તો જેટલું સાંભળ્યું તેટલું ગ્રહણ કરવામાં આવે છે; પછી તે ઉપર મનન કરવામાં આવે છે; સંકલ્પ વિકલ્પાત્મક મન પોતાનું લક્ષ તે તરફ દોરવે છે; અને તેનો વિશેષાર્થ શોધી કાઢે છે. જેમ તેલનું બિન્દુ જળમાં પ્રસરે છે, તેમ મનના વ્યાપારથી તે સાંભળેલા જ્ઞાન સંબંધી વિશેષ જાણ થાય છે. પણ તેનું ખરૂં રહસ્ય તો ભાવનાથીજ-નિદિધ્યાસનથીજ પ્રાપ્ત થાય છે. જ્યારે આત્માનું સર્વે સામર્થ્ય તે તરફ ફેરવવામાં આવે છે, ત્યારે જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય ત્રણેનું ઐક્ય થાય છે, અને વસ્તુનું યથાર્થ જ્ઞાન મળે છે. આ ભાવનાજ્ઞાન છે.

વળી બીજી રીતે કહીએ તો પ્રથમ શ્રવણ ગ્રહણ કરે છે, પછી મગજ-બુદ્ધિ કબુલ કરે છે, અને પછી હૃદય તેનો સ્વીકાર કરે છે. જ્યારે હૃદય સ્વીકાર કરે ત્યારેજ યથાર્થ જ્ઞાન છે એમ વિશ્વાસથી કહી શકાય. માટે હૃદયથી, ખરા અનુભવથી સ્વીકારાયેલું જ્ઞાન તેજ ભાવનાજ્ઞાન; અને તેજ ખરૂં જ્ઞાન, અને તેજ ખરી શ્રદ્ધા. કહ્યું છે કે: Right belief leads to right thoughts, and right thoughts lead to right actions. શુદ્ધ શ્રદ્ધા શુદ્ધ વિચારોને

પ્રેરે છે, અને શુદ્ધ વિચારો શુદ્ધ કાર્યોને પ્રેરે છે. માટે ભાવનાજ્ઞાન (શ્રદ્ધા) તેજ ખરૂં જ્ઞાન છે. તેજ બાબત ઉલટાવીને શાસ્ત્રકાર લખે છે.

नहि श्रुतमय्या प्रज्ञया भावनादृष्टज्ञातं ज्ञातमिति ॥

**અર્થઃ**—શ્રુતમય બુદ્ધિથી જાણેલું તે જ્ઞાન નહિ પણ ભાવનાથી દેખેલું અને જાણેલું તેજ જ્ઞાન.

**ભાવાર્થઃ**—શ્રુતમય બુદ્ધિએ જે દીઠું અથવા જાણ્યું, અથવા શ્રુતમય બુદ્ધિથી જે જાણવામાં તથા દેખવામાં આવ્યું તે જ્ઞાન કહી શકાય નહિ, પણ ભાવના વડે જે જાણવામાં તથા દેખવામાં આવે છે તેજ ખરૂં જ્ઞાન છે. કહેવાનો ભાવાર્થ એ છે કે જેવી રીતે ભાવનાથી વસ્તુનું જ્ઞાન થાય છે, તેવી રીતે કેવળ શ્રુતજ્ઞાનથી થતું નથી. જે વસ્તુને સાંભળી, મનન કરી, અને નિદિધ્યાસન કરી હોય, તેનું જ જ્ઞાન યથાર્થ કહી શકાય. શ્રુતજ્ઞાને કરી જાણેલું તે ન જાણ્યા બરાબર કેમ ગણવું તેનો જવાબ શાસ્ત્રકાર આપે છેઃ—

उपरागमात्रत्वादिति ॥

**અર્થઃ**—શ્રુતજ્ઞાનથી ફક્ત બાહ્યથી રંગાવાપણું છે તે કારણથી (શ્રુતજ્ઞાને કરી જાણેલું ન જાણ્યા સમાન છે).

**ભાવાર્થઃ**—જેમ સ્ફટિક મણિના નીચે કોઇ પણ રંગનું પુષ્પ મુકવામાં આવે તો તે સ્ફટિક મણિ તેવા રંગનો દેખાય છે; પણ ખરેખર તે તેવો થતો નથી, કારણ કે બંનેનો સંબંધ બાહ્યનો છે. તેજ રીતે શ્રુતજ્ઞાનથી આત્માને જે બોધ થાય છે, તે કેવળ ઉપરનો છે, તેથી હૃદયની પરિણતિને એકદમ અસર થતી નથી. માટે શ્રુતજ્ઞાનથી જાણેલું તે નહિ જાણ્યા સમાન અને ભાવના જ્ઞાનથી જાણેલું તેજ ખરૂં જ્ઞાન છે.

શ્રુતજ્ઞાન કેવળ ઉપર ઉપરનું છે એમ શી રીતે કહોછો તો તેનો જવાબ શાસ્ત્રકાર આપે છેઃ—

दृष्टवदपायेभ्योऽनिवृत्तेरिति ॥

**અર્થઃ**—દી[illegible] (અનર્થ)થી માણસ નિવૃત્તિ પામતો નથી માટેજ [illegible] ઉપર ઉપરનું છે.)

ભાવાર્થઃ—જે માણસ યથાર્થ રીતે અનર્થને દેખે તથા જાણે તો તેનાથી તે પાછો હઠે; પણ જેવી રીતે ભાવનાજ્ઞાનથી જાણેલાં તથા દીઠેલા અનર્થ ઉપજાવનારાં કાર્યોથી પાછો હઠે છે, તેવો તે શ્રુતજ્ઞાનથી જાણેલાં તથા દીઠેલાં અનર્થકારી કાર્યોથી પાછો હઠતો નથી; માટે શ્રુતજ્ઞાન ઉપર ઉપર ઉપરનું છે.

જો ખરૂં જ્ઞાન થયું હોય તો તદનુસાર વર્તન થવું જોઇએ. જ્યાં પ્રકાશ હોય ત્યાં અંધકાર રહી શકતો નથી, તેમ સમ્યગ્જ્ઞાન થતાં દ્વેષનો ઉદ્‌ભવ સંભવી શકતો નથી. અને જો દ્વેષ થાય તો દ્વેષ કરનારને સમ્યગ્જ્ઞાન થયું છે એમ કદાપિ કહી શકાય નહિ. ભાવનાજ્ઞાનજ માણસને સદ્‌માર્ગે પ્રેરે છે, અને અસદ્‌માર્ગથી પાછા ખેંચે છે. તેજ બાબત આગળ સૂત્રથી શાસ્ત્રકાર દર્શાવે છેઃ—

एतन्मूले च हिताहितयोः प्रवृत्तिनिवृत्ती इति ॥

અર્થઃ—હિતમાર્ગમાં પ્રવૃત્તિ કરવી અને અહિતથી નિવૃત્તિ પામવી તેનું મૂળજ ભાવનાજ્ઞાન છે.

ભાવાર્થઃ—જેને ભાવનાજ્ઞાન થયું છે તેજ બુદ્ધિમાન્ પુરૂષ હિત અને અહિત વચ્ચેનો ભેદ સમજી શકે છે, અને હિત માર્ગમાં પ્રવૃત્તિ કરે છે, અને અહિતકારી માર્ગથી વિમુખ થાય છે, એજ બાબતની પુષ્ટિ આપતાં શાસ્ત્રકાર લખે છે કેઃ—

अत एव भावनादृष्टज्ञाताद्विपर्ययायोग इति ॥

અર્થઃ—તે કારણથીજ ભાવનાવડે દેખેલા તથા જાણેલાથી વિપરિત પ્રવૃત્તિ થતી નથી.

ભાવાર્થઃ—હિત માર્ગ અને અહિત માર્ગનો ભેદ સમજાવનારજ ભાવનાજ્ઞાન છે, માટે ભાવનાજ્ઞાન વડે દેખેલા તથા જાણેલા પદાર્થોના સંબંધમાં વિપરિત પ્રવૃત્તિ કદાપિ સંભવતી નથી; એટલે જેનામાં ભાવનાજ્ઞાન છે તેવો પુરૂષ કદાપિ અહિત માર્ગમાં પ્રવૃત્તિ કરતો નથી, તેમ હિત માર્ગથી પાછો હઠતો નથી. ભાવના જ્ઞાનવાળાનાં કાર્યો નિરાશ હોતાં નથી.

तद्वन्तो हि दृष्टापाययोगेऽप्यदृष्टापायेभ्यो
निवर्तमाना दृश्यन्त एवाऽन्यरक्षादाविर्तीति ॥

અર્થ—જે ભાવના જ્ઞાનવાળા છે તે દેખવામાં આવતાં કષ્ટોની પ્રાપ્તિ થવાથી, જે કષ્ટો નથી દેખવામાં આવતાં તેનાથી પણ નિવૃત્તિ પામે છે, અને અન્ય જીવોની રક્ષા કરવાના કામમાં પ્રવૃત્ત થાય છે.

ભાવાર્થઃ—જે ભાવનાજ્ઞાનવાળા પુરૂષો છે તે મરણ વગેરે કષ્ટો જે જોવામાં આવે છે તે મરણાદિકની પ્રાપ્તિ થતાં નરકાદિક કુગતિને પમાડનારાં એવાં હિંસાદિક કર્મોથી નિવૃત્તિ પામે છે. તેઓ આ પ્રમાણે અનર્થકારી કાર્યો કરતાં અટકે છે, એટલુંજ નહિ પણ અન્ય જીવોની રક્ષા કરવા સર્વદા તત્પર રહે છે. આ સ્થળે ટીકાકાર મેતાર્ય મુનિનો દૃષ્ટાન્ત આપે છે. મેતાર્ય મુનિ કોઈ સોનીને ત્યાં ભિક્ષા અર્થે ગયા હતા. સોની સોનાના જવ ઘડતો હતો, તે કામ પડતું મુકી તેણે તે સાધુને ભિક્ષા આપી, તેવામાં તેનો પાળેલો ક્રૌંચ નામનો પક્ષી કેટલાક સોનાના જવ ગળી ગયો. મુનિએ આ સર્વ નજરે દેખ્યું. પણ મૌનવ્રત ધારણ કરી ચાલ્યા ગયા. પાછળથી તે જવ ગણતાં ઓછા જણાયા તેથી સોનીને તે મેતાર્ય મુનિપર શંકા પડી. મુનિને પુછતાં મુનિ તે ક્રૌંચ પક્ષીનું નામ દેતાં મૌન રહ્યા, તે ઉપરથી તે સોનીએ મેતાર્ય મુનિને તાડન કર્યું. પોતે કષ્ટ વેઠયું છતાં બીજા પ્રાણીને હેરાન થવા ન દીધો. એવા મહા સત્ત્વવંત મુનિરાજો ભાવજ્ઞાનવાળા હોય છે. વળી કોઈ ધર્મ માર્ગથી પતિત થયો હોય તો તેને ધર્મમાં સ્થિર કરે છે, એવી રીતે અનેક પ્રકારનો ઉપકાર કરે છે. પોતાને મરણ કષ્ટ સહન કરવું પડે તો તે સહન કરીને પણ બીજાનાપર ઉપકાર કરવા નિરંતર પ્રયત્નશીળ હોય છે.

આ વિષયની સમાપ્તિ કરતા શાસ્ત્રકાર લખે છે કેઃ—

इति मुमुक्षोः सर्वत्र भावनायामेव यत्नः श्रेयानिति ॥

અર્થઃ—એ રીતે મુમુક્ષુએ સર્વત્ર ભાવનામાંજ પ્રયત્ન કરવો તેજ શ્રેય છે.

ભાવાર્થ:—યતિ ગમે તે કાર્ય કરતો હોય, ગમે તે અનુષ્ઠાનમાં પ્રવૃત્ત થયેલો હોય ત્યાં હૃદયમાં તો ઉચ્ચ પ્રકારની ભાવનાજ રાખવી એજ શ્રેય માર્ગ છે. આપણે ઉપર વિચારી ગયા છીએ કે ભાવનાજ્ઞાનજ સદ્વિચારોને પ્રેરનાર છે, અને સદ્વિચારોજ સત્કાર્યના નિયામક છે. માટે સત્કાર્યને ખરી રીતે બળ આપનાર ભાવના છે. માણસને જ્યારે સન્માર્ગે ચાલતાં વિઘ્ન આવી પડે છે, ત્યારે તેનું મન તે માર્ગથી વિમુખ થવા પ્રેરાય છે, અને તે વખતે જો ભાવના જ્ઞાનનો અખંડ વહેતો બળનો પ્રવાહ ન હોય તો વિચારો પણ અસન્માર્ગ તરફ આકર્ષાય છે. માટે સત્કાર્યો કરતાં પણ ભાવનાજ્ઞાન હૃદમાંથી વિસારવું નહિ.

तद्भावे निसर्गत एव सर्वथा दोषोपरतिसिद्धेरिति ॥

અર્થ:—ભાવનાના સદ્ભાવેજ સ્વભાવથીજ સર્વ પ્રકારે દોષથી પાછા ફરાય છે.

ભાવાર્થ:—જ્યારે ભાવના હૃદયમાં વર્તતી હોય છે, ત્યારેજ સ્વભાવથી રાગાદિક દોષો ટળી જાય છે. બીજા શબ્દોમાં કહીએ તો ભાવનાજ્ઞાનથીજ સર્વ પ્રકારના મનોવિકાર અને વૃત્તિઓ ટળી જાય છે. ભાવનાનો આટલો બધો પ્રતાપ વર્ણવવામાં આવ્યો; પણ તે ભાવના શી રીતે ઉત્પન્ન થઈ શકે? તે ભાવનાનું કારણ શું? તેનો જવાબ શાસ્ત્રકાર આપે છે:—

वचनोपयोगपूर्वा विहितप्रवृत्तिर्योनिरस्या इति ॥

અર્થ:—વચનના ઉપયોગપૂર્વક શાસ્ત્રમાં કહેલા અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરવી તે ભાવનાનું કારણ છે.

ભાવાર્થ:—આ બાબત શાસ્ત્રમાં આ પ્રમાણે વર્ણવેલી છે, માટે તે પ્રકારે આદરવા લાયક છે એવી આલોચના કરવી અને આલોચના ઉપયોગપૂર્વક શાસ્ત્રોક્ત અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ થાય તે ભાવનાનું કારણ છે.

महागुणत्वाद्वचनोपयोगस्येति ॥

અર્થ:—વચનનો ઉપયોગ કરવો તે મહાગુણકારી છે, માટે (વચનોપયોગપૂર્વક શાસ્ત્રોક્ત પ્રવૃત્તિ તે ભાવનાનું કારણ છે).

**ભાવાર્થ:**—શાસ્ત્રમાં કહેલા વચનોનો વિચાર કરવો તે મહા ગુણકારી છે, કારણ કે શાસ્ત્રમાં જ્ઞાનીઓના અનુભવનું, તેમજ કયે માર્ગે ચાલવાથી ઇષ્ટસિદ્ધિ થઈ શકે તે માર્ગનું વર્ણન કરેલું હોય છે. માટે તદનુસાર વિચારપૂર્વક પ્રવૃત્તિ કરવાથી ભાવનાજ્ઞાન થાય છે.

એજ બાબતને વધારે સ્પષ્ટ રીતે સૂચવતા શાસ્ત્રકાર લખે છેઃ-

**तत्र ह्यचिन्त्यचिन्तामणिकल्पस्य भगवतो बहुमानगर्भं स्मरणमिति ॥**

**અર્થ:**—(શાસ્ત્રમાં કહેલા વચનની આલોચનાપૂર્વક પ્રવૃત્તિ કરવાથી) અચિંત્યચિંતામણિ તુલ્ય ભગવાનનું બહુ માનપૂર્વક સ્મરણ થાય છે.

**ભાવાર્થ:**—શાસ્ત્રમાં જે વચનો કહ્યાં છે તેનો પ્રથમ વિચાર કરી તદનુસાર પ્રવૃત્તિ કરવામાં આવે તો તે શાસ્ત્રના પ્રણેતાનું પણ સ્મરણ થાય છે. જેનો પ્રભાવ ચિન્તવવો અશક્ય છે, એવા ચિંતામણિ રત્નસદશ ભગવાન છે. જેમ ચિંતામણિ રત્ન ઇચ્છિત પદાર્થ આપે છે, તેમ ભગવાનનું સ્મરણ પણ ઇચ્છિત પદાર્થને આપનારૂં છે. શાસ્ત્રનો વિચાર આવતાંજ તે શાસ્ત્રના પ્રરૂપક ભગવંતનું પણ સ્મરણ થાય છે. અને ભગવંતનું સ્મરણ થવું તે કાંઈ જેવો તેવો લાભ નથી, માટે શાસ્ત્રોક્ત વચન વિચારીનેજ નિરંતર પ્રવૃત્તિ કરવી.

**भगवतैवमुक्तमित्याराधनायोगादिति ॥**

**અર્થ:**—ભગવંતે આ પ્રકારે કહ્યું છે, એ પ્રકારના આરાધના યોગથી (ભગવંતનું સ્મરણ થાય છે).

**ભાવાર્થ:**—જ્યારે શાસ્ત્રમાં કહેલા વચનોનો આપણે વિચાર કરીએ છીએ, મનન કરીએ છીએ ત્યારે ભગવંતે આ સંબંધમાં આ પ્રકારે કહ્યું છે, એવો સ્વાભાવિક વિચાર સ્ફુરે છે. અને તેથી શાસ્ત્ર તરફ તથા શાસ્ત્રના પ્રણેતા તરફ અનુકૂળ ભાવ જાગૃત થાય છે, અને આ અનુકૂળ ભાવથી ભગવંતનું સ્મરણ થાય છે.

**एवं प्रायो भगवत एव चेतसि समवस्थानमिति ॥**

**અર્થ:**—આ રીતે ઘણે ભાગે ભગવંતનીજ સ્થાપના સારી રીતે હૃદયમાં થાય છે.

**ભાવાર્થ:**—આ રીતે બહુમાન પૂર્વક ભગવંતનું સ્મરણ કરવાથી ભગવંત સ્થાપના હૃદયમાં ઘણેભાગે થાય છે. ઘણેભાગે આ શબ્દો કહેવાનો અર્થ એ છે કે ક્રિયાકાળમાં ક્રિયામાંજ ચિત્તની સ્થાપના કરવી. જો ક્રિયા કરતી વખતે ક્રિયામાંજ ચિત્ત ન રાખે તો કેવળ દ્રવ્યક્રિયા થવાનો દોષ આવે. ઘણીક ધાર્મિક ક્રિયાઓ હાલમાં દ્રવ્યક્રિયાઓ થઈ પડી છે, કારણ કે ભાવ વિના તે કરવામાં આવે છે, તે કરતી વખતે ચિત્ત બીજે રખડતું હોય છે; તેથી તે ક્રિયાઓ જીવ વગરનાં ખોખાં રૂપે ભાસે છે. માટે આ સ્થળે કહેવામાં આવ્યું છે કે જેજે ક્રિયા કરતા હોઇએ તે તે ક્રિયા ભાવ સહિત અને ચિત્ત તેમાં પરોવીને કરવી.

આ સ્થળે કોઈ આશંકા કરે છે કે ભગવંતનું કહેલું કરવાથી શું સિદ્ધ થાય ? તેનો જવાબ શાસ્ત્રકાર આપે છે.

तदाज्ञाराधनाच्च तद्भक्तिरेवेति ॥

**અર્થ:**—ભગવંતની આજ્ઞાનું આરાધન કરવાથી ભગવાનની ભક્તિજ થાય છે.

**ભાવાર્થ:**—જો ભગવંત તરફ ખરી રીતે ભક્તિ દર્શાવવી હોય તો ભગવંતની આજ્ઞા પ્રમાણે ચાલવું જરૂરનું છે; કારણ કે તેમની આજ્ઞા પ્રમાણે વર્તન એજ તેમની ભક્તિ. તે બાબતજ વિશેષ ખુલ્લી રીતે શાસ્ત્રકાર લખે છે:—

उपदेशपालनैव भगवद्भक्तिर्नान्या कृतकृत्यत्वादिति ॥

**અર્થ:**—ઉપદેશ પાળવો તેજ ભગવંતની ભક્તિ છે, પણ બીજી નથી, કારણ કે તે કૃતકૃત્ય છે.

**ભાવાર્થ;**—ભગવંત પોતાને જે કરવા યોગ્ય હતું તે કરી ગયા છે, પોતાની સાધ્ય વસ્તુ તેમણે સિદ્ધ કરેલી છે; માટે તેમની તરફ ભક્તિ દર્શાવવાનો ઉત્તમ માર્ગ એકજ છે. અને તે એ છે કે તેમનો ઉપદેશ પાળવો. **જે ભગવંતની આજ્ઞા પ્રમાણે વર્તે છે તે ખરેખરો ભગવંતનો ભક્ત છે એમ નક્કી સમજવું.** જો ભગવંત કૃતકૃત્ય છે તો પછી તેમની પુષ્પાદિવડે પૂજા કરવાથી શું પ્રયોજન છે? એવી શંકાના સમાધાનાર્થે શાસ્ત્રકાર લખે છે કે:—

उचितद्रव्यस्तवस्यापि तद्रूपत्वादिति ॥

**અર્થ:**—ઉચિત દ્રવ્યસ્તવ પણ ઉપદેશ પાળવારૂપ છે, માટે તે પણ ભક્તિ કહેવાય.

**ભાવાર્થ:**—યોગ્ય દ્રવ્ય સ્તુતિથી પણ ભગવંત આજ્ઞાનું પાલન થાય છે. કારણ કે શાસ્ત્રમાં ઉપદેશ છે કે "યોગ્ય અવસરે પવિત્ર થઇને સારાં પુષ્પોવડે તેમજ ઉત્તમોત્તમ સ્તુતિ સ્તોત્રવડે જીન પૂજન કરવી." આવી ભગવંતની આજ્ઞા છે; અને તે આજ્ઞા પ્રમાણે વર્તવાથી ભક્તિ થાય છે; માટે નિરંતર જિન પ્રતિમાનું પૂજન કરવું. દ્રવ્યસ્તવને ઉપદેશ પાળવારૂપ ગણવામાં આવ્યું છે તો ભાવસ્તવને ગણવામાં આવે તેમાં આશ્ચર્ય જેવું શું છે?

દ્રવ્યસ્તવથી પરમાત્માની ભક્તિ થાય છે એમ તમે શી રીતે કહી શકો છો? તેનો ઉત્તર શાસ્ત્રકારજ આપે છે.

भावस्तवाङ्गतया विधानादिति ॥

**અર્થ:**—દ્રવ્યસ્તવ ભાવસ્તવનું અંગ છે, એમ કહેલું હોવાથી (દ્રવ્યસ્તવથી પણ ભગવંતની ભક્તિ થાય છે.)

**ભાવાર્થ:**—શુદ્ધ યતિધર્મના કારણરૂપે દ્રવ્યસ્તવ શાસ્ત્રમાં રહેલું છે. વિષયતૃષ્ણાદિક કારણોથી સાધુધર્મરૂપ મંદિરના શિખરપર ચઢવાને અસમર્થ અને ધર્મ કાર્યને કરવા ઇચ્છતા પ્રાણી સારૂ મોટા સાવદ્ય વ્યાપારથી નિવૃત્ત થવાનો બીજો માર્ગ ન જણાવાથી ભગવંતે સદ્ આરંભરૂપ દ્રવ્યસ્તવનો ઉપદેશ કર્યો.

जिनभवनं जिनबिम्बं जिनमतं च यः कुर्यात् ॥
तस्य नरामराशिवसुखफलानि करपल्लवस्थानि ॥ १ ॥

જિન ભવન, જિન બિંબ, અને જીનમત જે કરે છે. તે પુરૂષના હસ્તપલ્લવને વિષે મનુષ્યનાં, દેવનાં અને મોક્ષનાં સુખ આવી રહેલાં છે, અર્થાત્ સર્વ પ્રકારનાં ઉત્તમ સુખો તેને સહજ મળે છે. માટે દ્રવ્ય સ્તવ એ ભગવંતની આ પ્રમાણેની આજ્ઞાનું પાલન છે. અને આજ્ઞા પાલન એ ભક્તિ છે, માટે દ્રવ્યસ્તવથી પણ ભક્તિ થાય છે એ નિઃસંદેહ છે.

हृदि स्थिते च भगवति क्लिष्टकर्मविगम इति ॥

**અર્થ:**—ભગવંત હૃદયમાં સ્થિર થયે ક્લેશકારક કર્મોનો ક્ષય થાય છે.

**ભાવાર્થ:**—સંસારમાં વાસ કરાવનાર જે જે કર્મો છે તે ક્લિષ્ટ કર્મો છે. જ્યારે ભગવંત આપણા હૃદયમાં વાસ કરે છે, ત્યારે તે ક્લેશકારક કર્મનો ક્ષય થાય છે. કલ્યાણ મંદિરમાં પણ આજ ઉદ્દેશથી લખેલું છે કે:—

हृद्वर्तिनि त्वयि विभो शिथिलीभवन्ति ।
जन्तोः क्षणेन निविडा अपि कर्मबन्धाः ॥
सद्यो भुजङ्गममया इव मध्यभाग—
मभ्यागते वनशिखंडिनि चन्दनस्य ॥ १ ॥

જ્યારે હે પ્રભો ! તું અમારા હૃદયમાં વાસ કરે છે, ત્યારે ક્ષણવારમાં પ્રાણીના સખ્તકર્મ બન્ધન પણ ઢીલાં પડી જાય છે. દાખલા તરીકે વનનો મોર વનના મધ્યભાગમાં આવવાથી ચંદન વૃક્ષને વિંટળાઈ વળેલા સર્પોના બન્ધન શિથિલ થઇ જાય છે, એટલે કે સર્પ એકદમ પલાયન કરી જાય છે.

મનુષ્ય એકજ વખતે એક વસ્તુનું ધ્યાન કરી શકે, એકજ વસ્તુમાં ચિત્ત રાખી શકે, એ નિયમ સહેજ પણ વિચાર કરનારને તરત સમજાશે. તો પછી જેનું ચિત્ત પ્રભુમાં લાગ્યું હોય તેનું ચિત્ત બીજા દુષ્ટ અધ્યવસાયોમાં પરોવાય નહિ; અને તેથીજ કરીને આ સ્થળે કહેવામાં આવ્યું છે કે ભગવંતનો વાસ હૃદયમાં જ્યાં સુધી હોય છે, ત્યાં સુધી ક્લિષ્ટ કર્મનો ક્ષય થાય છે, અને નવાં ક્લિષ્ટ કર્મ ઉપાર્જન થતાં નથી. આ બાબત શાસ્ત્રકાર પણ દૃષ્ટાન્તથી સમજાવે છે કે:—

जलानलवदनयोर्विरोधादिति ॥

**અર્થ:**—જળ અને અગ્નિની માફક એ બન્ને (ક્લિષ્ટ કર્મને, અને ભગવંતનું ચિત્તને વિષે રહેવું) વિરોધ છે.

**ભાવાર્થ:**—જળ અને અગ્નિને પરસ્પર વિરોધ છે. જ્યાં જળ હોય ત્યાં અગ્નિ રહી શકે નહિ, અને જ્યાં અગ્નિ હોય ત્યાં જળ રહી શકે નહિ. કેમકે તે બન્ને એક બીજાના નાશ કરનારાં છે. તેજ રીતે ભગવંતનો હૃદયમાં વાસ અને ક્લિષ્ટ કર્મ એક બીજાને પરસ્પર વિરોધી હોવાથી એકજ સમયે સાથે રહી શકે નહિ. જો ભગવંતનો હૃદયમાં વાસ હોય તો ક્લિષ્ટ કર્મ ત્યાં રહી શકે નહિ, અને જો ક્લિષ્ટ કર્મ રહી શકે તો ભગવંતનો હૃદયમાં વાસ નથી એમજ સમજવું.

આરંભ કરેલા વિષયની સમાપ્તિ કરતાં શાસ્ત્રકાર લખે છે કે:—

इत्युचितानुष्ठानमेव सर्वत्र प्रधानमिति ॥

**અર્થ:**—આ પ્રકારે ઉચિત અનુષ્ઠાન એજ સર્વ સ્થળે મુખ્ય છે.

**ભાવાર્થ:**—આ સૂત્રનો ભાવાર્થ આગળ કહેલો છે ત્યાંથી જોઈ લેવો.

ઉચિત અનુષ્ઠાન મુખ્ય છે, એ શી રીતે કહી શકાય! તેનો જવાબ શાસ્ત્રકાર આપે છે:—

प्रायोऽतिचारासंभवादिति ॥

**અર્થ:**—ઘણુંકરીને (ઉચિત અનુષ્ઠાનમાં) અતિચારનો સંભવ નથી માટે (ઉચિત અનુષ્ઠાન એજ મુખ્ય છે.)

**ભાવાર્થ:**—જે માણસ પોતાને ઉચિત અનુષ્ઠાન કરવા તત્પર થાય છે, તે પુરૂષને ઘણે ભાગે અતિચાર લાગતો નથી. પોતાની બુદ્ધિથી જે માર્ગ યોગ્ય લાગ્યો હોય છે તે માર્ગે માણસ પોતાના સઘળા સામર્થ્યથી વળે છે; અને કદાપિ પોતાના જ્ઞાનપૂર્વક તેમાં અતિચાર થવા દેતો નથી. જેમ માર્ગે જતાં કોઇને કાંટો વાગે, અથવા જ્વર આવે, અથવા બે માર્ગથી કયે માર્ગે જવું એવો દિગ્મોહ થાય તેમ સન્માર્ગે ચાલતાં, અથવા સદનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરતાં પૂર્વના નિકાચિત કર્મના ઉદયથી અથવા અજાણપણાથી માણસને અતિચાર દોષ કદાચ લાગી જાય, એ હેતુથીજ કહેવામાં આવ્યું છે કે ઘણે ભાગે અતિચાર લાગતો નથી.

ચિત્ત અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરનાર ઘણે ભાગે અતિચાર લાગતો નથી, એમ શી રીતે કહી શકો છો? તેનો જવાબ આપે છેઃ—

यथाशक्तिप्रवृत्तेरिति ॥

અર્થઃ—પોતાની શક્તિ પ્રમાણે પ્રવૃત્તિ કરે છે તે કારણથીઃ—

ભાવાર્થઃ—જે માણસ પોતાની શક્તિનો વિચાર કરી સત્કાર્યમાં પ્રવૃત્તિ કરે છે, તેને અતિચાર લાગતો નથી. જે માણસને બુદ્ધિપૂર્વક વિચાર કરતાં એમ લાગે છે કે આટલું કામનો મારાથી થઇ શકશે. તે કાર્યને અવશ્ય યથાર્થ રીતે કરી શકે છે; અને તેથી તેના માર્ગમાં દૂષણ લાગતું નથી.

सद्भावप्रतिबन्धादिति ॥

અર્થઃ—સદ્‌ભાવમાં ચિન્તને રોકવાથી (યથાશકિત પ્રવૃત્તિ થઇ શકે છે.)

ભાવાર્થઃ—જે પોતાનાથી કરી શકાય તેવું સત્કાર્ય છે, તેને વિષે ચિત્તને રોકવાથી માણસ પોતાની શક્તિ પ્રમાણે પ્રવર્તી શકે છે; કહેવાનો સાર એ છે કે જે માણસ પોતાનાથી થઇ શકે તેવા કાર્યમાં ચિત્ત રાખે છે, તો તેમાં તે પ્રવૃત્તિ પણ બરાબર રીતે કરી શકે છે.

इतरथार्तध्यानापत्तिरिति ॥

અર્થઃ—(અનુચિત કાર્યનો આરંભ કરવાથી) આર્તધ્યાનનો પ્રસંગ આવે છે.

ભાવાર્થઃ—જે માણસો અનુચિત કાર્યનો આરંભ કરે છે, અથવા જે કામ કરવાની પોતાની શક્તિ છે તે ઉપરાંતનું, કાર્ય કરવાને પ્રવૃત્તિ કરે છે તે મનુષ્યને આર્તધ્યાન કરવાનો પ્રસંગ આવે છે. પોતાની શક્તિ પંચ મહાવ્રત પાળવાની નથી, છતાં પંચ મહાવ્રત પાળવાનો આરંભ કરે છે, તો પરિણામ એ આવે છે કે બ્હારથી અનિચ્છાએ તે મહાવ્રત પાળવા છતાં અંતરમાં વિચારો તેનાથી વિરૂદ્ધ વર્તે છે; અને તેથી આર્તધ્યાન થાય છે. તેજ બાબતને જણાવતાં શાસ્ત્રકાર લખે છે કેઃ—

अकालौत्सुक्यस्य तत्त्वतस्तत्त्वादिति ॥

**અર્થ:**—અનુચિતકાળે જે ઉત્સુકપણું છે તે પરમાર્થથી (ખરી રીતે) આર્તધ્યાનપણુંજ છે.

**ભાવાર્થ:**—જે કાર્ય કરવા આપણે ધારીએ, અથવા ઇચ્છા રાખીએ, તે કાર્ય કરવાનો સમય થયો ન હોય, છતાં તે કાળને ઉચિત કાર્યનો ત્યાગ કરીને, અનુચિત કાર્યનો પ્રારંભ કરીએ તો તે કાર્ય વ્યવહારથી ધર્મધ્યાન ગણવા છતાં પરમાર્થથી ( ખરી રીતે ) આર્તધ્યાન સ્વરૂપીજ છે; અર્થાત્ અનુચિત કાર્યના આરંભથીજ આર્તધ્યાનજ થાય છે. જેની ઇંદ્રિયો પોતાને સ્વાધીન નથી, અને જેનું મન પોતાને વશ નથી, તે ચતુર્થવ્રત અંગીકાર કરે તો પરિણામ આર્તધ્યાન સિવાય બીજું કશું આવી શકેજ નહિ. ભગવદ્ગીતામાં લખ્યું છે કેઃ—

कर्मेन्द्रियाणि संयम्य यस्त्वास्ते मनसा स्मरन् ॥
इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ १ ॥

જે પુરૂષ કર્મેન્દ્રિયોને દબાવી રાખે છે, પણ મનથી ઇન્દ્રિયના વિષયોનું સ્મરણ કરતો બેસે છે, તે વિમૂઢ આત્મા મિથ્યા આચારવાળો કહેવાય છે. તે કેવળ અજ્ઞાન શરીર કષ્ટ છે; મન વશ થયેલું નથી, ત્યાં સુધી મિથ્યાચાર છે, અને આર્તધ્યાનના હેતુ રૂપ છે.

આ સ્થળે કોઇ શંકા કરે કે જે માણસ ઉત્સુક છે તે પ્રવૃત્તિકાળ પામી શકશે, પણ અનુત્સુક છે તેવો પુરૂષ પ્રવૃત્તિકાળ શી રીતે પામી શકશે ? તેનો ઉત્તર શાસ્ત્રકારજ આપે છે.

नेदं प्रवृत्तिकालसाधनमिति ॥

**અર્થ:**—ઉત્સુકપણું પ્રવૃત્તિકાળનું સાધન નથી.

**ભાવાર્થ:**—માણસ કોઇ કામ કરવા ઉત્સુક થાય તે ઉપરથી તેને તે કામ કરવાને અવસર પ્રાપ્ત થયો છે એમ માનવાનું નથી. કોઇ માણસ અતિ ભુખ્યો થાય તે ઉપરથી તેને ભોજનના અવસર સિવાય ભોજન મળતું નથી; ભોજન તો ભોજનના અવસરેજ મળે છે;

તેમ જે ધર્મ સાધન કરવાનો અવસર છે, તે અવસર પામ્યા સિવાય તે ધર્મ સાધન કરવા કોઈ પ્રવૃત્તિ કરે તો તેમાં તે નિષ્ફળ જાય છે, એટલુંજ નહિ પણ જે કાર્ય કરવાને પોતે લાયક હતો તે પણ ચૂકી જાય છે. આ રીતે અનુચિત કાર્યનો આરંભ કરનાર ઉભય ભ્રષ્ટ થાય છે.

કોઇ કહેશે આ બધું કહ્યું તેનો સાર શો ? તો તે જણાવે છે:—

इति सदोचितमिति ॥

**અર્થ**:—નિરંતર ઉચિત કર્તવ્ય કરવું.

**ભાવાર્થ**:—ઉત્સુકપણાનો ત્યાગ કરીને પોતાને જે ઉચિત હોય તેનો આરંભ સદા કરવો. પોતાને કયું કામ કરવાની હૃદયમાં ઉત્સુકતા છે તેનો વિચાર ન કરતાં પોતાને કરવાનું કયું કામ ઉચિત છે તે ધ્યાનમાં રાખી તેનો આરંભ કરવો.

तदा तदसत्त्वादिति ॥

**અર્થ**:—તે સમયે તે ( ઉત્સુકપણું ) અસત્ છે ( માટે નિરંતર ઉચિત કાર્ય કરવું. )

**ભાવાર્થ**:—પ્રવૃત્તિકાળને વિષે ઉત્સુકપણાનો અભાવ છે; માટે જે બુદ્ધિમાન્ પુરૂષો છે તે કાર્યમાં પ્રવૃત્તિ કરતી વખતે ઉત્સુકતાનો આશ્રય લેતા નથી, એટલે ઉત્સુકતાપર આધાર રાખતા નથી. જે સદુપાય છે, તે કાર્યને સિદ્ધ કર્યા વિના અટકતો નથી; અને કાર્યમાં પણ તે કારણનો ભાવ જણાઈ આવે છે; જેમ ઘડાનું ઉપાદાન કારણ માટી છે, તે ઘડો બનાવવાની પ્રવૃત્તિકાળને વિષે જણાય છે; પણ સદ્ધર્મ કાર્યને વાસ્તે ઉત્સુકપણું દેખાતું નથી; માટે ઉત્સુકપણું તે ખરૂં કારણ નથી; માટે સારા ઉપાયપૂર્વક ઉચિત પ્રવૃત્તિ કરવી એજ કાર્ય સિદ્ધિનું લક્ષણ છે. એજ માટે શાસ્ત્રમાં લખેલું છે કેઃ—

अत्वरापूर्वकं सर्वं गमनं कृत्यमेव वा ॥
प्रणिध्यानसमायुक्तमपायपरिहारतः ॥

સર્વ પ્રકારનું ગમન અથવા કાર્ય ઉતાવળ વિના કરવું, કેમકે કષ્ટનો પરિહાર કરવાથી ચિત્તના એકાગ્રપણાથી કાર્યસિદ્ધિ થાય છે.

માટે ઉત્સુકપણાનો ત્યાગ કરી પોતાને ઉચિત કાર્યમાં પ્રવૃત્તિ કરવી. જો ઉત્સુકપણું પ્રવૃત્તિના કાળને સૂચવનાર ન હોય તો કોણ તે સૂચવે છે? તેનો જવાબ શાસ્ત્રકાર આપે છેઃ—

प्रभूतान्येव प्रवृत्तिकालसाधनानीति ॥

**અર્થઃ**—પ્રવૃત્તિકાળને સૂચવનારાં સાધનો (કારણો) ઘણાં છે.

**ભાવાર્થઃ**—અમુક કાર્યનો આરંભ કરવાનો યોગ્ય સમય થયો છે, તેને સૂચવનારાં એક બે નહિ પણ અનેક કારણો છે, હવે તે જણાવે છેઃ—

निदानश्रवणादेरपि केषांचित्प्रवृत्तिमात्रदर्शनादिति ॥

**અર્થઃ**—નિદાન શ્રવણ વગેરેથી કેટલાકની પ્રવૃત્તિ માત્ર દેખાય છે; (માટે અનેક કારણો છે.)

**ભાવાર્થઃ**—નિદાન એટલે કારણ, જેમ રોગનું નિદાન એટલે રોગ ઉપજવાનું કારણ. સાંસારિક તથા સ્વર્ગીય ઉપભોગનું કારણ દાન છે એમ શાસ્ત્રમાં સાંભળવામાં આવે છે.

भोगा दानेन भवन्ति देहिनां सुरगतिश्च शीलेन ॥
भावनया च विमुक्तिस्तपसा सर्वाणि सिध्यन्ति ॥

પ્રાણીમાત્રને ભોગ દાન વડે મળે છે; દેવતાની ગતિ શીલથી મળે છે; ભાવનાથી મુક્તિ મળે છે; અને તપથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે. આવું જ્યારે સાંભળવામાં આવે છે ત્યારે તેવું મેળવવાની ઈચ્છાથી, અથવા સ્વજનના આગ્રહથી, તથા બળાત્કારથી કેટલાક પુરૂષોએ દીક્ષા લીધેલી છે. તેમનાં નામ ગોવિંદવાચક, સુંદરનંદ, આર્યસુહસ્તિગિરિએ દીક્ષા આપેલો કોઈ રંક પુરૂષ, તથા ભવદેવ તથા કરોટકગણિ વગેરે. આ સર્વ પુરૂષોએ જ્યારે દીક્ષા લીધી ત્યારે તાત્વિક ઉપયોગ રહિત તેઓ હતા; કેવળ તેઓએ દીક્ષા ગ્રહણ કરી એજ તેમની યોગ્યતા આ સંબંધમાં હતી, એમ શાસ્ત્ર રચનારાઓએ જાણી શાસ્ત્રમાં લખેલું છે. [illegible] ક્ષા લેવાની પ્રવૃત્તિજ સદ્ભાવવાળી દીક્ષા અંગીકાર. ક [illegible] કારણ શી રીતે થઈ શકે એવી શંકા

સ્વભાવિક રીતે દરેકના હૃદયમાં પેદા થાય, તે શંકાનો જવાબ શાસ્ત્રકાર આપે છેઃ—

**तस्यापि तथा पारंपर्यसाधनत्वमिति ॥**

**અર્થઃ**—તે પ્રવૃત્તિ માત્ર પણ પરંપરાએ સારી દીક્ષાનું (ભાવયતિપણાનું) કારણ છે.

**ભાવાર્થઃ**—કેટલાક પુરૂષો ઉપર જણાવેલા ભોગાભિલાષથી, એટલે દીક્ષાથી દેવી તથા મનુષ્ય સંબંધી સુખો મળશે એવું સાંભળવાથી, દ્રવ્ય દીક્ષા અંગીકાર કરે છે; પણ તે દીક્ષા પાળવાના સતત અભ્યાસથી ભોગાભિલાષનો ત્યાગ કરે છે, અને ચારિત્ર મોહનીય કર્મનો અતિ તીવ્ર ઉદય ન હોય તો ખરી દીક્ષા અંગીકાર કરવાને લાયક તેઓ બને છે; જેમકે ગોવિંદવાચક વગેરે, માટે દ્રવ્યદીક્ષા પણ ભાવ દીક્ષાનું પરંપરાએ કારણ છે.

કોઈ આ સ્થળે સ્વાભાવિક રીતે શંકા કરે છે કે તમારા મત પ્રમાણે માણસ દીક્ષા લેવાની પ્રવૃત્તિ કરે, એટલે તે યોગ્ય થયો સમજવો. તેનો જવાબ શાસ્ત્રકાર ખુલ્લી રીતે આપે છે કેઃ—

**यतिधर्माधिकारश्चायमिति प्रतिषेध इति ॥**

**અર્થઃ**—(શુદ્ધ) યતિધર્મ કહેવાનો આ અધિકાર છે, માટે (દીક્ષા લેવાની પ્રવૃત્તિ માત્રનો) નિષેધ છે.

**ભાવાર્થઃ**—આપણે ઉત્સર્ગ અને ખરો માર્ગ પ્રરૂપવાનો આરંભ કરેલો છે તેથી શુદ્ધ યતિધર્મનુંજ વર્ણન અમે કરીશું; **માટે કેવળ દીક્ષાની પ્રવૃત્તિને જ દીક્ષાની યોગ્યતા માનવી** તેનો અમે નિષેધ કરીએ છીએ. કેમકે ગમે તેવા પુરૂષ કેવળ દીક્ષા લેવાથી ભાવયતિપણાને લાયક થતો નથી. જેમ કીડો લાકડું કોતરે, અને કોતરતાં કોતરતાં કદાચ કોઈ અક્ષરના જેવો આકાર કોતરી કાઢે, પણ કીડો અક્ષરજ કોતરશે એમ નિશ્ચયતાથી ન કહી શકાય. તેવી રીતે ગોવિંદવાચક જેવા કોઇક દ્રવ્ય દીક્ષા પછી તે પાળવાથી ભાવ દીક્ષા પાળવાને લાયક થાય છે, પણ તે ઉપરથી ગમે તેવાને દીક્ષા આપ-

વાથી તે ભાવયતિપણાને લાયક થશે, એમ નિશ્ચયતાથી કહી શકાય નહિ; માટે સર્વ જગ્યાએ ઉચિતપણાનો વિચાર કરી પ્રવર્તવું. કેવળ પ્રવૃત્તિ માત્રનો તો નિષેધજ છે, એ બાબતને વધારે સમર્થન કરતાં શાસ્ત્રકાર લખે છે કેઃ—

न चैतत्परिणते चारित्रपरिणामे इति ॥

**અર્થઃ**—ચારિત્રના પરિણામ પ્રણમે ઉત્સુકપણું સંભવે નહિ.

**ભાવાર્થઃ**—જેને ખરેખરા ચારિત્રના ભાવ થયેલા છે, અર્થાત્ ચારિત્રનું સ્વરૂપ યથાર્થ સમજી તે લેવાને જેનું હૃદય તલ્લીન થયેલુ છે, તેવો માણસ કદાપિ ઉત્સુકપણું ધારણ કરેજ નહિ. યોગ્ય કાળેજ ઉચિત અનુષ્ઠાન તેવો પુરૂષ કરે, પણ અકાળે ઉત્સુક થઈ જે અનુષ્ઠાન કરવાનો હજુ સમય પ્રાપ્ત થયો નથી, તે કરવાને પ્રેરાય નહિ. આનું કારણ નીચેના સુત્રથી જણાવે છેઃ—

तस्य प्रसन्नगम्भीरत्वादिति ॥

**અર્થઃ**—તેનું (ચારિત્ર પરિણામનું) પ્રસન્નપણું તથા ગંભીરપણું છે માટે.

**ભાવાર્થઃ**—જેમ શરદ્ ઋતુની અંદર સરોવર જળ નિર્મળ હોય છે તેમ જેના ખરેખરા ચારિત્રના ભાવ છે તેનું મન નિર્મળ હોય છે; વળી તેવા મનુષ્યનું મન સમુદ્રના મધ્ય ભાગના જેવું ગંભીર હોય છે. આવો ગંભીર અને નિર્મળ હૃદયનો પુરૂષ અનુચિત અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરેજ નહિ.

વળી બીજું કારણ આપે છેઃ—

हितावहत्वादिति ॥

**અર્થઃ**—તેનું (ચારિત્ર પરિણામનું) હિતકારીપણું છે માટે.

**ભાવાર્થઃ**—જેનામાં ખરા ચારિત્રના ભાવ વર્તે છે તેનું વર્તન એકાન્ત હિતકારી હોવું ઘટે છે. માટે તે કદાપિ ઉત્સુકપણાથી અયોગ્ય કાળે દીક્ષા ગ્રહણ કરવા તત્પર થાય નહિ.

અહીંયા કોઇ શંકા કરે છે કે "તમારા કહેવા પ્રમાણે ચારિત્રનો પરિણામ પ્રસન્ન, ગંભીર અને હિતકારી છે; તો પછી ચારિત્રના ભાવની પ્રાપ્તિ થયા પછી પણ વારંવાર જુદા જુદા વચનોથી સાધુને ઉપદેશ આપવામાં આવે છે. જેમકે 'મુનિ ગુરૂકુળને વિષે વાસ કરે, ગુરૂને આધિન વર્તે, તથા ઉચિત એવો વિનય કરે, તથા કાળની અપેક્ષાએ વસતિ ( રહેવાની જગ્યા ) નું પ્રમાર્જન કરવાને પ્રયત્ન કરે, તથા બળનું ગોપન ન કરે ( ધર્મ કાર્યમાં પુરૂષાર્થ ફોરવે, ) સર્વ જગ્યાએ શાંત રીતે વર્તે, પોતાને હિતકારી વસ્તુનું ચિંતન કરે, ગુરૂની આજ્ઞા થયે, મારા પર મોટો અનુગ્રહ થયો એમ વિચારે, તથા સંવરને વિષે અતિચારાદિ દોષનું નિવારણ કરે; તથા ૭ છજીવ નિકાયની રક્ષાને વિષે શુદ્ધભાવ રાખે; તથા વિનયાદિ વિધિએ કરી સ્વાધ્યાય કરે, શાસ્ત્રોક્ત મરણાદિકના વિચાર કરે, તથા સુયતિ જનો પાસે ઉપદેશ સાંભળે.' જો ચારિત્રના ભાવ સાધુમાં હોય તો પછી આ ઉપદેશ આપવાની જરૂર શી છે ?" એની શંકાનું સમાધાન કરતાં શાસ્ત્રકાર લખે છે કેઃ—

तत्साधनानुष्ठानविषयस्तूपदेशः प्रतिपात्यसौ कर्मवैचित्र्यादिति ॥

**અર્થઃ**—તેને ( ચારિત્ર પરિણામને ) સાધનાર અનુષ્ઠાનના વિષયવાળો ઉપદેશ છે; કારણ કે તે ( ચારિત્ર પરિણામ ) કર્મના વિચિત્રપણાને લીધે પ્રતિપાતી છે.

**ભાવાર્થઃ**—જેના ચારિત્રના પરિણામ છે એવા ચારિત્ર ગ્રહણ કરનારાને પણ ચારિત્ર પરિણામને સાધનારા અનુષ્ઠાનનો ઉપદેશ આપવો એ ઉત્તમ છે. કારણ કે કર્મ વિચિત્ર પ્રકારનાં છે; અને તેથી ચારિત્ર પરિણામથી મુકવાનો સંભવ રહે છે. કહ્યું છે કેઃ—

"ગાઢ, કઠણ, ચિકણાં, વજ્જસાર એવાં કર્મ જ્ઞાનમાર્ગને વિષે સ્થિર થયેલાને પણ ઉન્માર્ગે લેઈ જવા સમર્થ થાય છે." માટે કર્મ વશથી કદાચ કોઈ ચારિત્ર ભાવથી પતિત થાય તોપણ ગુરૂકુળે વાસ વગેરે સાધનો તેને ચારિત્રભાવમાં સ્થિર રાખવામાં સહાયભૂત થાય છે, માટે તેનો ઉપદેશ હિતકારી છે પણ નિરર્થક નથી. વળી તે ઉપદેશનો બીજો પણ હેતુ છે તે શાસ્ત્રકાર દર્શાવે છેઃ—

तत्संरक्षणानुष्ठानविषयश्च । चक्रादिमन्दत्वत्वसानभ्रमाधान-ज्ञातादिति ॥

**અર્થ**:—ચારિત્રના પરિણામના રક્ષણાર્થે અનુષ્ઠાન વિષયવાળો ઉપદેશ છે; તે ઉપદેશ ચક્ર ભમતું બંધ રહેવા આવે ત્યારે તેને ગતિમાં મુકવા સમાન છે.

**ભાવાર્થ**:—જે ચારિત્રના ભાવ થયા હોય તેનું રક્ષણ કરવા વાસ્તે અનુષ્ઠાન કરવાને ફરમાવેલાં છે; તેવા અનુષ્ઠાન જેમાં વર્ણવેલાં છે તેનો ઉપદેશ બહુજ લાભકારી છે, જેમ કેઃ—

" અપ્રમત્ત પુરૂષે પાપના મિત્ર એવા અસંયતિ પુરૂષોના સંસર્ગનો ત્યાગ કરવો, અને શુદ્ધ ચારિત્રવંત ધીર પુરૂષોનો સંસર્ગ કરવો. "

જેમ કુંભારનો ચાક ફરતો હોય, પણ જેમ તેની ગતિ મંદ પડી જાય તો, દંડવતી તેની ગતિને કુંભાર તીવ્ર બનાવે છે; તેમ ચારિત્ર પરિણામની મંદતા ભાવવીર્યના નાશથી થાય તો તે મંદતા ટાળી તીવ્રતા ઉત્પન્ન કરવાને વાસ્તે આ બોધ છે.

હવે તે ઉપદેશનું નિષ્ફળપણું ક્યારે છે તે બતાવે છેઃ—

माध्यस्थे तद्वैफल्यमेवेति ॥

**અર્થ**:—મધ્યસ્થપણામાં તે ઉપદેશનું નિષ્ફળપણું છે.

**ભાવાર્થ**:—અપ્રવૃત્તિ અને પ્રવૃત્તિની મંદતા એ બે અવસ્થાના મધ્ય ભાગરૂપ મધ્યસ્થપણું જ્યારે હોય, એટલે ચારિત્રના ભાવની તીવ્રતા વર્તતી હોય ત્યારે ઉપદેશનું નિષ્ફળપણું છે. બીજા શબ્દોમાં કહીએ તો તેવા ચારિત્રના તીવ્રભાવવાળા પુરૂષને ઉપદેશની જરૂર નથી. તેનું કારણ આગળના સૂત્રથી જણાવે છેઃ—

स्वयं भ्रमणसिद्धेरिति ॥

**અર્થ**:—પોતાની મેળેજ ભ્રમણની સિદ્ધિ છે ( માટે ઉપદેશની જરૂર નથી. )

**ભાવાર્થ**:—જેમ ચક્ર પોતાની મેળે ચાલતું હોય તેને ગતિમાં

મુકવાની જરૂર નથી, તેમ જેના આત્માના ચારિત્રભાવ તીવ્ર વર્તે છે, તેમને ઉપદેશ આપવાની આવશ્યકતા નથી.

ઉપદેશની અપેક્ષા વગર ચારિત્ર પરિણામવાળાના સંબંધમાં શાસ્ત્રકાર લખે છે:—

भावयतिर्हि तथा कुशलाशयत्वादशक्तोऽसमंजसमष्टचावितरस्यामिवेतर इति ॥

અર્થઃ—ભાવ યતિ કુશળ આશયવાળો હોવાથી અઘટિત પ્રવૃત્તિ કરવાને અશક્ત છે, તેમ જે ભાવયતિ નથી તે ઘટિત પ્રવૃત્તિ કરવાને અશક્ત છે.

ભાવાર્થઃ—જે પરમાર્થથી સાધુ છે, તેનો ચારિત્રની વૃદ્ધિ થાય એવો કુશળ ભાવ સદા વર્તે છે; માટે તેવો યતિ કદાપિ અનાચાર સેવી શકતોજ નથી. જેમ અભાવયતિ એટલે વિડંબના પામતો દ્રવ્યયતિ ભાવ થકી સંજમની પ્રવૃત્તિ કરવા અશક્ત છે, તેમ આ ભાવયતિ અઘટિત પ્રવૃત્તિ કરવાને અશક્ત છે. આજ બાબતમાં કાંઈક વિશેષ અર્થ સૂત્રકાર કહે છે:—

इति निदर्शनमात्रमिति ॥

અર્થઃ—પૂર્વે જે સમાનપણું કહ્યું તે કેવળ દ્રષ્ટાન્ત રૂપ સમજવું.

ભાવાર્થઃ—જે દ્રવ્યયતિ છે તે સંજમ પાળવાને અશક્ત છે એમ જે પ્રથમના સૂત્રથી જણાવ્યું તે દ્રષ્ટાન્ત માત્ર છે. માટે તે ઉપરથી એમ નજ સમજી લેવું કે દ્રવ્યયતિ સંજમ પાળી શકેજ નહિ.

न सर्वसाधर्म्ययोगेनेति ॥

અર્થઃ—સર્વ સાધર્મ્યયોગથી ઉપરનું દ્રષ્ટાન્ત કહેલું નથી.

ભાવાર્થઃ—જે બેની વચ્ચે સરખામણી કરવામાં આવે છે, તે સર્વ અંશની સરખામણી નથી, પણ કેટલાક અંશથી છે એ ધ્યાનમાં રાખવું. એ દ્રષ્ટાન્તમાં સરખાપણું નથી એમ શા કારણથી કહી શકો છો એવી શંકાના નિરાકરણ અર્થે શાસ્ત્રકાર લખે છે કેઃ—

यतेस्वदप्रवृत्तिनिमित्तस्य गरीयस्त्वादिति ॥

**અર્થ**:—( અનુચિત કાર્યમાં ) અપ્રવૃત્તિનું નિમિત્ત ભાવયતિ તે મુખ્ય છે, (માટે સર્વ અંશમાં સરખાપણું નથી.)

**ભાવાર્થ**:—ભાવસાધુ અનાચાર સેવન વગેરે અઘટિત કાર્યમાં પ્રવર્તતો નથી, તેનું કારણ સમ્યગ્દર્શનનો પરિણામ છે; અને તે સમ્યગ્દર્શન અનુચિત કાર્યમાં પ્રવૃત્તિ કરાવનાર મિથ્યાત્વ કષાય વગેરેથી વધારે મહત્ત્વનું છે, કારણ કે સમ્યગ્દર્શન એ આત્માનો સ્વાભાવિક ગુણ છે, અને મિથ્યાત્વ કષાય વગેરે કર્મના ઉદયથી ઉત્પન્ન થયેલા આત્માના અસ્વાભાવિક ગુણો છે; માટે સ્વાભાવિક ગુણ તે અસ્વાભાવિક કરતાં વધારે મહત્ત્વનો હોય તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. તેજ બાબત શાસ્ત્રકાર પણ જણાવે છેઃ—

वस्तुतः स्वाभाविकत्वादिति ॥

**અર્થ**:—ખરેખર ( સમ્યગ્દર્શન વગેરે ) આત્માના સ્વાભાવિક ગુણો છે ( માટે તેનું મહત્વપણું છે. )

**ભાવાર્થ**:—ઉચિત પ્રવૃત્તિના કારણભૂત જે સમ્યગ્દર્શન તે આત્માનો સ્વાભાવિક ગુણ છે; માટે મિથ્યાત્વાદિક વિભાવિક ગુણો કરતાં તેનું મહત્ત્વ વધારે છે.

तथा सद्भाववृद्धेः फलोत्कर्षसाधनादिति ॥

**અર્થ**:—વળી સદ્‌ભાવની વૃદ્ધિ ઉત્કૃષ્ટ ફળને સાધવા વાળી છે, ( માટે સમ્યગ્દર્શન મહત્ત્વનું છે. )

**ભાવાર્થ**:—વસ્તુને વસ્તુરૂપે ઓળખવી તે સમ્યગ્દર્શન. સમ્યગ્દર્શનથી શુદ્ધ ભાવની વૃદ્ધિ થાય છે, અને શુદ્ધ ભાવની વૃદ્ધિ થવાથી મોક્ષરૂપ ઉચ્ચમાં ઉચ્ચ ફળ મળી શકે છે; માટે સમ્યગ્દર્શન અતિ મહત્ત્વનું છે, વળી મિથ્યાત્વથી કદાપિ પણ મોક્ષ ફળ સાધી શકાતું નથી, માટે મિથ્યાત્વ કરતાં સમ્યગ્દર્શન અતિ શ્રેષ્ટ છે. સમ્યગ્દર્શનથી એવું બીજું શું થાય છે કે તમે તેનું મહત્ત્વ આટલું બધું વધારો છો, એવી શંકાનો જવાબ શાસ્ત્રકાર આપે છે.

उपप्लवविगमेन तथाऽवभासनादितीति ॥

**અર્થ:**—ઉપદ્રવનો નાશ થવાથી તથા પ્રકારનો બોધ થાય છે માટે ( સમ્યગ્દર્શન અતિ મહત્વનું છે. )

**ભાવાર્થ:**—સમ્યગ્દર્શનથી શુદ્ધ ભાવ થાય છે; શુદ્ધ ભાવથી રાગદ્વેષ વગેરે ઉપદ્રવનો નાશ થાય છે; અને તેથી ભાવયતિને સારો નિર્મળ પ્રકાશ હૃદયમાં આવે છે. તે પ્રકાશથી અનુચિત કાર્યમાં પ્રવૃત્તિ કરવી યોગ્ય નથી એવો વિશ્વાસ થાય છે, માટે સમ્યગ્દર્શન અતિ મહત્ત્વનું છે. પૂર્વે જે કહ્યું હતું કે અસાધુ ભાવ સંયમ પાળવાને અસમર્થ છે, તે દૃષ્ટાન્ત માત્ર સમજવું. હવે આ પ્રકરણની સમાપ્તિ કરતાં શાસ્ત્રકાર લખે છે કેઃ—

एवंविधयतेः प्रायो भावशुद्धेर्महात्मनः ॥
विनिवृत्ताग्रहस्योच्चैर्मोक्षतुल्यो भवोऽपि हीति ॥ १ ॥

**અર્થ:**—જેનો દુરાગ્રહ નાશ પામ્યો છે, અને જે ભાવે કરીને શુદ્ધ છે તેવા ઉચિત અનુષ્ઠાનને સેવનાર મહાત્મા યતિને ઘણે ભાગે સંસાર અને મોક્ષ સમાન છે.

**ભાવાર્થ:**—જે પોતાની અવસ્થાને ઉચિત અનુષ્ઠાન કરવામાં તત્પર છે, ભાવ શુદ્ધિવાળો છે, શરીર વગેરે ઉપર જેણે મૂર્છાનો ત્યાગ કર્યો છે, તેવા ભાવયતિને સંસાર પણ મોક્ષ સમાન છે.

જો કે તે સંસારમાં રહે છે છતાં મોક્ષનું સુખ મેળવવા ભાગ્યશાળી થાય છે. કહ્યું છે કેઃ—

निर्जितमदमदनानां वाक्कायमनोविकाररहितानाम् ॥
विनिवृत्तपराशानामिहैव मोक्षः सुविहितानाम् ॥

અહંકાર અને કામદેવને જીતનાર, વાણી, શરીર અને મનના વિકાર રહિત, પારકી આશા ( પુદ્ગલ ભાવની ઇચ્છા )નો નાશ કરનાર સુવિહિત સાધુને આ સંસારમાં પણ મોક્ષ છે.

સંસારપણ મોક્ષ શી રીતે છે તે જણાવે છેઃ—

सद्दर्शनादि संप्राप्तेः सन्तोषामृतयोगतः ॥
भावैश्वर्यप्रधानत्वात्तदासन्नत्वतस्तथा ॥ २ ॥

**અર્થઃ**—સમ્યગ્દર્શન વગેરે મેળવવાથી, સંતોષરૂપ અમૃતની પ્રાપ્તિથી, ભાવરૂપી ઐશ્વર્યના મુખ્યપણાથી, અને મોક્ષના સમીપપણાથી આ સંસારમાંજ મોક્ષતુલ્યતા કહેલી છે.

**ભાવાર્થ**:—ચિંતામણિ, કલ્પવૃક્ષ અને કામધેનુ જેવાં ઉપમાનોને પણ ન્યૂન બનાવનાર સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રનો લાભ થવાથી, સંતોષરૂપ અમૃત પ્રાપ્ત થવાથી, સંસાર પણ મોક્ષ તુલ્ય છે. વળી ક્ષમા માર્દવ વગેરે ઉત્તમ ગુણોને લીધે ભાવનું ઐશ્વર્યપણું હોવાથી, તથા મોક્ષ સમીપ હોવાથી ભાવયતિને સંસાર મોક્ષ સામાન છે.

હવે તેજ બાબતને વિશેષ સ્પષ્ટ કરતા ગ્રન્થકાર છેલ્લા શ્લોકથી આ પ્રકરણની સમાપ્તિ કરે છેઃ—

उक्तं मासादिपर्यायवृद्धया द्वादशभिः परम् ॥
तेजः प्राप्नोति चारित्री सर्वदेवेभ्य उत्तमम् ॥

**અર્થઃ**—માસાદિક પર્યાયની વૃદ્ધિ કરીને બાર માસે ચારિત્રને ધારણ કરનાર સર્વ દેવોના કરતાં ઉત્તમ તેજ પ્રાપ્ત કરે છે એમ ( શાસ્ત્રમાં ) કહેલું છે.

**ભાવાર્થ**:—કોઈ એક માસ ઉત્કૃષ્ટ ચારિત્ર પાળે, કોઇ બે માસ પાળે, એમ અનુક્રમે જે બાર માસ સુધી ચારિત્ર પાળે તેવો ઉત્તમ ભાવયતિ ભવનપતિથી આરંભ કરીને તે અનુત્તરવિમાનવાસી દેવ સુધી સમસ્ત દેવોનાં સુખ કરતાં અધિક સુખ મેળવી શકે છે.

ભગવતી સૂત્રમાં આ બાબત લેખ છે કેઃ—

આ વર્તમાનકાળમાં વર્તતા શ્રમણનિર્ગ્રંથ કોના કરતાં વધારે ચિત્તને સુખ આપનાર તેજ ધારણ કરી શકે ? એ પ્રશ્નનો જવાબ આપેલો છે કેઃ—એક માસનો ચારિત્ર પર્યાય પાળનાર સાધુ વાણવ્યંતર દેવતાઓ કરતાં અધિક સુખ પ્રાપ્ત કરે છે.

બે માસ સુધી ચારિત્ર પર્યાયને પાળનાર સાધુ અસુરેંદ્ર વિનાના ભવનપતિ દેવનાઓ કરતાં અધિક સુખ મેળવે છે. ત્રણ માસ સુધી ચારિત્ર પર્યાય પાળનાર સાધુ ભવનપતિ દેવના કરતાં અધિક સુખ મેળવે છે. ચાર માસ દીક્ષા પર્યાય પાળનાર સાધુ ચંદ્ર અને સૂર્ય વિના ગ્રહનક્ષત્ર અને તારારૂપ જ્યોતિષ્ક દેવતાઓ કરતાં અધિક સુખ પ્રાપ્ત કરે છે. પાંચમાસ દીક્ષા પર્યાય પાળનાર સાધુ ચંદ્ર અને સૂર્ય જ્યોતિષ્ક દેવના કરતાં અધિક સુખ મેળવે છે. છ માસ દીક્ષા પર્યાયને પાળનાર સાધુ સૌધર્મ અને ઈશાન એ બે લોકના દેવતાના કરતાં અધિક સુખ મેળવે છે. સાત માસ દીક્ષા પર્યાય પાળનાર સાધુ સનત્કુમાર અને માહેંદ્ર એ બે લોકના દેવતાના કરતાં અધિક સુખ મેળવે છે. આઠ માસ દીક્ષા પર્યાય પાળનાર સાધુ બ્રહ્મલોક અને લાંતક એ બે લોકના દેવતાના કરતાં અધિક સુખ મેળવે છે. નવ માસ દીક્ષા પર્યાય પાળનાર સાધુ તે મહા શુક્ર અને સહસ્રાર એ બે લોકના દેવતાનાં સુખ કરતાં અધિક સુખ મેળવે છે. દશ માસ સુધી દીક્ષા પર્યાય પાળનાર સાધુ આનત, પ્રાણત, આરણ અને અચ્યુત એ ચાર લોકના દેવતાના સુખ કરતાં અધિક સુખ પ્રાપ્ત કરે છે. અગીયાર માસ સુધી ચારિત્ર પર્યાય પાળનાર સાધુ ગ્રૈવેયકના દેવતાના કરતાં અધિક સુખ મેળવે છે. બાર માસ સુધી ચારિત્ર પર્યાયને પાળનારા સાધુ અનુત્તરવિમાનના દેવતા કરતાં અધિક સુખ પ્રાપ્ત કરે છે. તે પછી શુક્લ અને શુક્લાભિજાત્ય થઈને સિદ્ધ થાય છે, બુદ્ધ થાય છે, મુક્ત થાય છે; પરનિર્વાણ પ્રાપ્ત કરે છે, અને સર્વ દુઃખનો અંત કરે છે. એ રીતે શ્રી હરિભદ્રસૂરિ રચિત ધર્મબિન્દુમાં છઠ્ઠું પ્રકરણ સમાપ્ત થયું.



## પ્રકરણ ૭ મું.

સામાન્ય જન પોતાની પ્રવૃત્તિનું શું ફળ આવશે તે સમજ્યા સિવાય તે પ્રવૃત્તિ કરવા દોરાતો નથી, માટે શાસ્ત્રકાર ધર્મ કાર્યનું ફળ દર્શાવી લોકોને ધર્મ કાર્ય કરવાને પ્રેરવાની ઇચ્છા રાખતા લખે છે કેઃ—

फलप्रधान आरम्भ इति सल्लोकनीतितः ॥
संक्षेपादुक्तमस्येदं व्यासतः पुनरुच्यते ॥ १ ॥

**અર્થઃ**—જેનું ફળ મુખ્ય છે એવો આરંભ કરવો એ પ્રકારની સત્પુરૂષોની નીતિ છે, માટે ધર્મનું ફળ આ છે એમ સંક્ષેપથી પૂર્વે કહ્યું છે, હવે વિસ્તારથી તે કહેવામાં આવે છે.

**ભાવાર્થઃ**—શિષ્ટ જનનો એવો આચાર છે કે જે કાર્યનું ફળ પોતાને ઇષ્ટ લાગે તેવું આવવાનો નિશ્ચય હોય તે કાર્ય આદરે. માટે પ્રથમ પ્રારંભમાંજ ધર્મનું ફળ કહેવામાં આવ્યું હતું કે " ધર્મ ધનના અર્થીને ધન આપનારો છે, કામીજનને તેમના સર્વ કામનાના પદાર્થ આપનારો છે; અને પરંપરાએ મોક્ષને સાધનારો છે." એ સામાન્ય ફળને બદલે હવે ધર્મનું વિશેષ ફળ વિસ્તારથી અત્રે કહેવામાં આવશે.

અહીંયાં કોઈ શંકા કરે કે પ્રથમથીજ વિસ્તારથી ધર્મનું ફળ કેમ કહેવામાં ન આવ્યું તેનો પ્રત્યુત્તર શાસ્ત્રકાર આપે છે કેઃ—

प्रवृत्त्यङ्गमदः श्रेष्ठं सत्त्वानां मायशश्चयत् ॥
आदौ सर्वत्र तद्युक्तमभिधातुमिदं पुनः ॥ २ ॥

**અર્થઃ**—પ્રાણીઓને પ્રવૃત્તિ કરવાનું કારણ ફળ તે કહેવું એ ઘણેભાગે શ્રેષ્ઠ છે, માટે પ્રારંભમાં સંક્ષેપથી ફળ કહ્યું. હવે વિસ્તારથી તે કહેવું તે યોગ્ય છે.

**ભાવાર્થઃ**—પ્રથમથી માણસની ધર્મમાં રૂચિ થાય માટે ધર્મનું ફળ કહેવામાં આવ્યું. જો વિસ્તારથી ધર્મનું ફળ પ્રથમ કહેવામાં આવ્યું હોત તો શાસ્ત્રના સિદ્ધાંત ઘણા લાંબા કાળ પછી કહેવા પડત, અને

તેથી વ્યાખ્યાન નીરસ થવાનો-શાસ્ત્ર સાંભળવામાં અનાદરે થવાનો -પ્રસંગ આવત એ હેતુથી પ્રથમ સંક્ષેપથી વર્ણન કર્યું, હવે વિસ્તારથી તેનું વર્ણન કરવામાં આવે છે.

હવે ધર્મનું ફળ શાસ્ત્રકાર કહે છેઃ—

विशिष्टं देवसौख्यं यच्छिवसौख्यं च यत्परम् ॥
धर्मकल्पद्रुमस्येदं फलमाहुर्मनीषिणः ॥ ३ ॥ इति ॥

અર્થઃ—ધર્મરૂપ કલ્પવૃક્ષનું ફળ એ છે કે દેવતા સંબંધી ઉચ્ચ પ્રકારનું, તેમજ મોક્ષ સંબંધી ઉત્કૃષ્ટ સુખ મળે; એમ મનીષિઓ (ડાહ્યા પુરૂષો) કહે છે.

ભાવાર્થઃ—જેમ કલ્પવૃક્ષ ફળ આપે છે તેમ ભાવધર્મ રૂપ કલ્પવૃક્ષ પણ ફળ આપે છે. એક ફળ ઉત્કૃષ્ટ સ્વર્ગ સુખ, અને બીજું ફળ ઉત્તમોત્તમ મોક્ષ સુખ છે. એમ સુધર્માસ્વામી પ્રમુખ મોટા આચાર્યો કહે છે.

इत्युक्तो धर्मः सांप्रतमस्य फलमनुवर्णयिष्याम इति ॥

અર્થઃ—એ પ્રકારે ગૃહસ્થધર્મ અને યતિધર્મ કહ્યો, હવે તેના ફળનું વર્ણન કરીશું.

ભાવાર્થઃ—અર્થ સુગમ છે.

द्विविधं फलमनन्तरपरंपराभेदादिति ॥

અર્થઃ—અનંતર ફળ અને પરંપરા ફળ એમ ફળના બે પ્રકાર છે.

ભાવાર્થઃ—કાર્યની સાથેજ તેનું ફળ આવે તે અનંતર-અંતર વિનાનું ફળ કહેવાય છે; પણ અમુક કાર્યનું કાંઇક ફળ આવે, તે ફળનું બીજું ફળ આવે, એમ છેવટનું જે ફળ તે પરંપરા ફળ જાણવું. બીજા શબ્દોમાં કહીએ તો સમીપનું ફળ, તે અનંતર ફળ, અને દૂરનું ફળ તે પરંપરા ફળ છે.

तत्रानन्तरफलमुपप्लवह्रास इति ॥

અર્થઃ—તેમાં અનન્તર ફળ તો (રાગાદિ) ઉપદ્રવનો નાશ છે.

ભાવાર્થ:—ધર્મનું નરતનું ફળ તો એ મળે છે કે રાગદ્વેષ વગેરે આત્માને ઉપદ્રવ કરનારા ભાવોનો નાશ થાય છે.

तथा भावैश्वर्यवृद्धिरिति ॥

અર્થ:—વળી ભાવૈશ્વર્યની વૃદ્ધિ થવી એ ધર્મનું અનંતર ફળ છે.

ભાવાર્થ:—ભાવૈશ્વર્ય એટલે ભાવરૂપ સમૃદ્ધિ, ધર્મથી ભાવ સમૃદ્ધિમાં ઉદારતા, પરોપકાર વૃત્તિ, પાપકર્મ તરફ તિરસ્કાર વગેરે સદ્ગુણો પ્રાપ્ત થાય છે.

तथा जनप्रियत्वमिति ॥

અર્થ:—લોકવલ્લભતા એ ધર્મનું અનંતર ફળ છે.

ભાવાર્થ:—જે માણસ ખરો ધર્મિષ્ઠ છે, તે સદાચારી છે; અને કોઈ પણ પ્રાણીને પીડા થાય તેવા કાર્યમાં પ્રવર્તતો નથી; અને તેથી પરિણામ એ આવે છે કે સર્વ લોકોની તેના ઉપર પ્રેમ દૃષ્ટિ રહે છે, અને આ રીતે લોકવલ્લભ તે થાય છે.

આ રીતે ધર્મના અનંતર ( સમીપનાં ) ફળ જણાવવામાં આવ્યાં, હવે તેનું પરંપરા ફળ શાસ્ત્રકાર નિવેદન કરે છેઃ—

परंपराफलं तु सुगतिजन्मोत्तमस्थानपरंपरानिर्वाणावाप्तिरिति ॥

અર્થ:—પરંપરા ફળ તો સારી ગતિમાં જન્મ, ઉત્તમ સ્થાનની પ્રાપ્તિની પરંપરાએ નિર્વાણની પ્રાપ્તિ છે.

ભાવાર્થ:—ધર્મનું પરંપરા ફળ ( દૂરનું ફળ ) તો દેવગતિ, મનુષ્યગતિ વગેરે ઉત્તમ ગતિમાં જન્મ છે; અને આવા ઉત્તમ સ્થાનની પરંપરાએ નિર્વાણ પ્રાપ્ત થાય છે. આ બાબતનું વિવેચન શાસ્ત્રકારજ આગળના સૂત્રોમાં લખે છે, માટે અત્રે તે કરવામાં આવતું નથી.

सुगतिर्विशिष्टदेवस्थानमिति ॥

અર્થ:—ઉચ્ચ દેવલોકમાં જન્મ થવો તેનું નામ સુગતિ.

ભાવાર્થ:—સૌધર્માદિ દેવલોકમાં જન્મ થવો તેનું નામ સુગતિ સમજવું.

तत्रोत्तमा रूपसंपत्, सत्स्थितिप्रभावसुखद्युतिलेश्यायोगः, विशुद्धेन्द्रियावधित्वं, प्रकृष्टानि भोगसाधनानि, दिव्यो विमाननिवहः, मनोहराण्युद्यानानि, रम्या जलाशयाः, कान्ता अप्सरसः, अतिनिपुणाः किंकराः, प्रगल्भो नाट्यविधिः चतुरोदाराः भोगाः सदा चित्ताल्हादः, अनेकसुखहेतुत्वं, कुशलानुबन्धः, महाकल्याण पूजाकरणं, तीर्थकरसेवा, सद्धर्मश्रुतौ रतिः सदा सुखित्वमिति ॥

અર્થઃ—તે દેવલોકમાં ઉત્તમ રૂપ સંપત્તિ, તથા સુંદર સ્થિતિ, પ્રભાવ, સુખ, કાંતિ, લેશ્યાની પ્રાપ્તિ, નિર્મળ ઇન્દ્રિય અને અવધિજ્ઞાન, ઉચ્ચ ભોગનાં સાધનો, દિવ્ય વિમાનનો સમૂહ, મનોહર ઉદ્યાનો, રમ્ય જલાશયો, સુંદર અપ્સરાઓ, અતિ ચતુર સેવકો, અતિ બહાદુર નાટકકારો, ચતુર અને ઉદાર ભોગો, સર્વદા ચિત્તનો આનંદ, અને સુખનાં કારણો, સુંદર પરિણામવાળા કાર્યોની પરંપરા, અને મહા કલ્યાણકોને વિષે પૂજા, તીર્થંકરોની સેવા, સદ્ધર્મ સાંભળવામાં હર્ષ, અને સદા સુખીપણું—આ સર્વ ધર્મનાં પરંપરા ફળ છે.

ભાવાર્થઃ—ત્યાં દેવલોકમાં ધર્મના પ્રભાવથી નીચે જણાવેલી વિવિધ વસ્તુઓ તથા સંજોગો મેળવવા ધર્મીજીવ ભાગ્યશાળી થાય છે. ઉત્તમ પ્રકારના સંસ્થાનવાળું સુંદર શરીર તેને મળે છે. પલ્યોપમ અથવા સાગરોપમ પ્રમાણ આયુષ્યની સ્થિતિ તે ભોગવે છે; વળી નિગ્રહ કે અનુગ્રહ કરવાનો પ્રભાવ તે દેવોને હોય છે. ચિત્તની શાંતિરૂપ સુખ તે ભોગવે છે, શરીરનું તેજ તેમને મળે છે, અને તેજોલેશ્યા તેઓ પ્રાપ્ત કરે છે, પોત પોતાના વિષયોનું યથાર્થ જ્ઞાન આપનારી ઇન્દ્રિયો તથા અવધિજ્ઞાન તેઓને હોય છે. દેવલોકમાં સુખ ભોગવવાનાં અનેક સાધનો હોય છે, તે હવે જણાવે છે. મનને પ્રમોદ આપનારાં, અશોક, ચંપક, પુન્નાગ, નાગ વગેરે વૃક્ષવાળાં વનો; વાપી, તળાવ, સરોવર એવા જળને રહેવાનાં રમ્ય સ્થાનો; અતિશય કાંતિ-

રૂપવાળી અપ્સરાઓ; વિનય વિધિને જાણનારા ચતુર સેવકો; મોટા મોટા પુરૂષોનાં ચરિત્રો. જેમાં ભજવાય તેવી અનુપમ નાટક કળા; ઇન્દ્રિયો તથા ચિત્તને આકર્ષવામાં કુશળ એવા પંચઇન્દ્રિયોના વિષયો; આ સર્વ સુખનાં સાધનો દેવો મેળવે છે. વળી તેઓનાં ચિત્ત સર્વદા આનંદી રહે છે; એક બીજા તરફ ઉચિત આચાર પાળવાથી તેઓને અનેક પ્રકારનું સુખ પણ હોય છે. જેનું પરિણામ નિરંતર સારૂં આવે એવાં કાર્ય કરવામાં તેઓ સર્વદા કરે છે. મહાકલ્યાણકના સમયે એટલે તીર્થંકરના જન્મોત્સવના સમયે તેમજ મહાવ્રત અંગીકાર કરતે સમયે પુષ્પ, ધૂપ વગેરેથી તેઓ પૂજા કરે છે. અને પોતાના પ્રભાવથી ત્રણ ભુવનના લોકોના મનને વશ કરનાર, અમૃત મેઘ સમાન સરસ દેશના આપી લોક માત્રના મનના સંતાપને હરનાર, પુરૂષો વિષે રત્ન સમાન તીર્થંકરદેવની તેઓ સેવા કરે છે; એટલે તેમના સંમુખ હાથ જોડે છે, નમસ્કાર કરે છે, ઉપાસના કરે છે અને પૂજન કરે છે. દેવલોકમાં જે ગન્ધર્વો ગીતગાન કરે છે તે સાંભળવામાં તેમની જેટલી પ્રીતિ હોય છે, તે કરતાં પણ અધિક પ્રીતિ શ્રુતધર્મ સાંભળવામાં તેઓ રાખે છે. વળી શરીરને સુખકારી બાહ્ય સંજોગોથી, તથા મનને આનંદકારી સંજોગોથી તેઓ સ્વર્ગીય સુખ અનુભવે છે.

**तथा तच्युतावपि विशिष्टे देशे विशिष्ट एव काले स्फीते महाकुले निष्कलङ्केऽन्वयेन उदग्रे सदाचारेण आख्यायिकापुरुषयुक्ते अनेकमनोरथापरकमत्यन्तनिरवद्यं जन्मेति ॥**

**અર્થઃ**—વળી દેવતા થકી ચ્યવન થયા પછી પણ સારા દેશમાં, સારા કાળમાં, પ્રસિદ્ધ મહાકુલમાં—વંશમાં કલંક રહિત, સદાચારથી મોટું, અને જેમના સંબંધમાં મોટી વાર્તાઓ લખાય તેવા પુરૂષોવાળા—મહાકુળમાં અનેક મનોરથને પૂરનાર એવો અત્યંત દોષ રહિત જન્મ થાય છે.

**ભાવાર્થઃ**—દેવલોકમાં તેઓને ઉપર પ્રમાણે સુખ મળે છે એટલુંજ નહિ પણ દેવલોકમાંથી—પુણ્યક્ષીણ થયાથી—ચ્યવ્યા પછી પણ તેઓને

સુખ મળે છે, કારણકે તેઓ મગધ આદિ દેશમાં, સુષમ દુષમ આદિ આરામાં તથા ઇક્ષ્વાકુ પ્રમુખ મહાકુળમાં જન્મ લે છે. જે કુળમાં પિતામાતાનો વંશ ઉત્તમ અને નિષ્કલંક હોય, અને દેવગુરૂ સ્વજન વગેરેની ઉચિત સેવારૂપ સદાચારે કરીને જે મહત્ત્વવાળું હોય, અને જેના પુરૂષોએ અસાધારણ ગુણોએ કરીને એવાં પરાક્રમો કર્યા છે કે જેમનાં નામ ચરિત્રોમાં વર્ણવ્યાં હોય તે કુળ મહાકુળ કહેવાય છે. તેવા મહાકુળમાં તે દેવતાથી ચ્યવીને આવેલા જીવોનો જન્મ થાય છે. વળી તેમનો જન્મ સ્વજન, પરજન, પરિવાર વગેરેનાં મનોવાંચ્છિતને પૂરણ કરવાવાળો હોય છે; વળી તેમના જન્મ સમયે શુભલગ્ન, શુભયોગ અથવા શુભગ્રહોની દૃષ્ટિ હોય છે; આવા દોષ રહિત સમયમાં તે જન્મે છે.

सुन्दरं रूपं, आलयो लक्षणानां, रहितमामयेन, युक्तं प्रज्ञया, संगतं कलाकलापेनेति ॥

**અર્થઃ**—સુન્દરરૂપ, લક્ષણનું સ્થાન, રોગરહિત, બુદ્ધિયુક્ત, અને કલાકલાપ સહિત ( તે જન્મ થાય છે. )

**ભાવાર્થઃ**—શુભ શરીરનું બંધારણ અને રૂપ તે મનુષ્ય જન્મમાં તે પામે છે. અને ચક્ર, વજ્ર, સ્વસ્તિક, મત્સ્ય, કલશ વગેરે શુભ લક્ષણો તેના હસ્ત ચરણ ઉપર દેખાય છે. તાવ, અતિસાર, ભગંદર વગેરે રોગ તેને થતા નથી. વસ્તુઓનું યથાર્થ જ્ઞાન મેળવવાને તીક્ષ્ણ બુદ્ધિ તેને હોય છે; અને અનેક કળાઓનો જાણકાર તે થાય છે.

तथा गुणपक्षपातः, असदाचारभीरुता, कल्याणमित्रयोगः, सत्कथाश्रवणं, मार्गानुगो बोधः, सर्वोचितमाप्तिः, हिताय सत्त्वसंघातस्य, परितोषकरी गुरूणां, संवर्द्धनी गुणान्तरस्य, निदर्शनं जनानां, अत्युदार आशय, असाधारणा विषयाः, रहिता संक्लेशेन अपरोपतापिनः, अमङ्गुलावसाना इति ॥

**અર્થઃ**—વળી મનુષ્ય જન્મ વિષે ગુણ પક્ષપાત, અસદ્ આચારથી ભય, પવિત્ર બુદ્ધિ આપવાવાળા મિત્રની પ્રાપ્તિ; સારી

કથાનું શ્રવણ, મુક્તિ માર્ગને અનુસરનારો બોધ, સર્વત્ર (ધર્મ, અર્થ અને કામમાં) ઉચિત વસ્તુની પ્રાપ્તિ થાય છે. તે ઉચિત વસ્તુની પ્રાપ્તિ પ્રાણી માત્રને હિતકારી, ગુરૂજનને સંતોષ આપનારી, બીજા ગુણોને વધારનારી, અને બીજા લોકોને દૃષ્ટાન્ત લેવા લાયક થાય છે. વળી મનુષ્ય જન્મમાં તે સુન્દર આશયવાળો થાય છે, અને અસાધારણ, કલેશથી રહિત, બીજાને પીડા નહિ ઉપજાવનારા, અને પરિણામે સુંદર વિષયો તેને મળે છે.

**ભાવાર્થ:**—જ્યારે ધર્મી જીવ દેવ ગતિમાંથી ચ્યવીને મનુષ્ય જન્મમાં આવે છે, ત્યારે પ્રથમ તો ઉત્તમ કુળમાં જન્મ પામે છે; અને સુંદર, લક્ષણવાળું અને નિરોગી શરીર તેને પ્રાપ્ત થાય છે, તે આપણે પ્રથમ જણાવી ગયા, તે ઉપરાંત તેનામાં ગુણ વિષે પક્ષપાત માલુમ પડે છે. તે ગુણાનુરાગી થાય છે. જ્યાં સારા ગુણ અથવા ગુણવાળા પુરૂષો તેની દૃષ્ટિએ પડયા ત્યાં તેનું ચિત્ત અવશ્ય દોરાવવાનુંજ. ગુણાનુરાગ સંબંધમાં પ્રથમના પ્રકરણોમાં વિશેષ કહેવામાં આવ્યું છે, છતાં કેવા ગુણો ઉપર તેવા મનુષ્યનો પક્ષપાત થાય છે તે બતાવવાને એક શ્લોક અત્રે ટાંકવામાં આવે છે.

असन्तो नाभ्यर्थ्याः सुहृदपि न याच्यस्तनुधनः ॥
प्रियावृत्तिर्न्याय्या मलिनमसुभंगेऽप्यसुकरम् ॥
विपद्युच्चैः स्थेयं पदमनुविधेयं च महताम् ॥
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥

અસત્પુરૂષની પ્રાર્થના ન કરવી; મિત્ર પાસે પણ અલ્પ ધન હોય તો તેની પાસે માગવું નહિ; ન્યાયથી આજીવિકા કરવાનું પ્રિય હોવું જોઇએ; પ્રાણનો નાશ થાય છતાં મલિન કામ કરવું નહિ; દુઃખ વખતે પણ પોતાનો ઉન્નત ભાવ સ્થિર રાખવો; અને મહાન્ પુરૂષોના માર્ગને અનુસરવો; આ તરવારની ધાર જેવું આકરૂં વ્રત સત્પુરૂષો સારૂ કોણે ઉપદેસ્યું હશે?

આ પ્રમાણે સારા ગુણો ઉપર પક્ષપાત કરે, અને તે કારણથીજ ચોરી, પરદારગમન, માંસમદિરા ભક્ષણ વગેરે જે અસદાચાર છે, તેનાથી અગ્નિ, વિષ અને વ્યાધિની માફક તે ડરતો રહે. કહેવાનો ભાવાર્થ એ છે કે અસદાચારને દૂરથીજ પ્રણામ કરે, તેવા માર્ગ સામું મુખ સરખું પણ કરે નહિ. વળી ધર્મમાર્ગમાં તેમજ સદાચારમાં દૃઢતા રહે તે સારૂ ધર્મિષ્ઠ અને સદાચારી શુભ વિચારવાળા મિત્રની સોબત કરે; વળી સદ્ આચાર અને વિચારવાળા ગૃહસ્થો તથા યતિઓનાં ચરિત્રો વાંચે, અથવા બીજા વધારે જ્ઞાનવાળા વાંચતા હોય તો તે એક ચિત્તથી સાંભળે; વળી જે માર્ગે ચાલવાથી મોક્ષ મળે તે માર્ગ જેથી પમાય તેવો તત્ત્વજ્ઞાનનો બોધ પ્રાપ્ત કરે; ધર્મ, અર્થ, અને કામ પરસ્પર બાધા ન કરે તેવી રીતે આરાધન થઇ શકે તેની ઉચિત વસ્તુઓનો સંજોગ મેળવે; આ સર્વ ઉચિત વસ્તુની પ્રાપ્તિ જગતના પ્રાણી માત્રનું હિતકરનારી છે; માતા પિતા ગુરૂજનને પ્રમોદ આપનારી છે; તથા પોતાને તથા પરને બીજા ગુણોની વૃદ્ધિ કરાવનારી છે; અને સુંદર આચારને વિષે લોકો પ્રેરાય તેટલા માટે દૃષ્ટાન્ત આપવા લાયક છે. વળી આ સઘળું મનુષ્ય જન્મમાં તે પ્રાપ્ત કરે તે શિવાય તેના મનનો પરિણામ બહુજ ઉદાર અને ઉચ્ચ હોય છે; અને વળી શાલિભદ્રની માફક ઉત્તમ પ્રકારના પંચઇન્દ્રિયોને સુખકારી વિષયના પદાર્થો તે મેળવે છે. તે વિષયો ક્લેશ રહિત હોય છે, બીજાને પરિતાપ ઉપજાવતા નથી, અને પરિણામે સુંદર હોય છે; અને સામાન્ય જનને પ્રાપ્ત ન થાય તેવા અસાધારણ હોય છે.

**तथा काले धर्मप्रतिपत्तिरिति ॥**

**અર્થઃ—વળી અવસરે ધર્મ અંગીકાર કરે.**

**ભાવાર્થઃ—**જે ધર્મિષ્ઠ મનુષ્યનું આપણે આ પ્રકરણમાં વર્ણન કરીએ છીએ, તે ઉપર પ્રમાણે સામગ્રી પામી, યથેચ્છ વિષય સુખ ભોગવે છે; પણ જ્યારે ઇન્દ્રિયોના વિષયની અસારતા અને અનિત્યતા તે અનુભવે છે, ત્યારે તેનું મન તે બાબતથી વિરક્ત થાય છે; અને તે સમયે સર્વ સાવદ્ય વ્યાપારના ત્યાગ રૂપ ધર્મ અંગીકાર કરે છે.

तत्र–च गुरुसहायसंपदिति ॥

અર્થ :—ત્યાં ગુરૂની સહાયરૂપ સંપત્ મળે છે.

ભાવાર્થ:—જે સમયે તે દીક્ષા અંગીકાર કરવાને તત્પર થાય છે તે સમયે યોગ્ય ગુરૂ પણ તેને મળી આવે છે, અને તેથી તેના દીક્ષાના પરિણામમાં વૃદ્ધિ થતાં ઝટ તે અંગીકાર કરે છે; અને ગુરૂની સહાયતાથી દીક્ષા માર્ગમાં આગળ વધે છે. આ રીતે પુણ્યવાન્ જીવ સર્વત્ર સુખી થાય છે.

ततश्च साधुसंयमानुष्ठानमिति ॥

અર્થ:—તે પછી સારી રીતે સંયમનું અનુષ્ઠાન કરે છે.

ભાવાર્થ—અતિચાર ન લાગે તેવી રીતે શુદ્ધ સંયમ તે પાળે છે, અને પ્રાણાતિપાત, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ રૂપ પાપસ્થાનકોથી તે વિરમે છે. જે પાંચ મહાવ્રત દીક્ષા સમયે તેણે ગ્રહણ કર્યાં છે તેમને દૂષણ ન લાગે તેવા પ્રકારનો તે આચાર વિચાર રાખે છે.

ततोऽपि परिशुद्धाराधनेति ॥

અર્થ:—તે પછી પરિશુદ્ધ આરાધના કરે છે.

ભાવાર્થ:—આ પ્રમાણે શુદ્ધ અને અતિચાર રહિત સંયમ પાળ્યા પછી મરણ સમય સમીપ જાણીને યતિ સંલેખણા કરે છે, તેને આ સ્થળે આરાધના કહેવામાં આવી છે.

तत्र च विधिवच्छरीरत्याग इति ॥

અર્થ:—ત્યાં વિધિ પ્રમાણે શરીરનો ત્યાગ કરે છે.

ભાવાર્થ:—જેવી રીતે અનશન વગેરે ક્રિયાથી સંલેખના કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે, તદનુસાર તે યતિ પોતાના શરીરનો ત્યાગ કરે છે.

ततो विशिष्टतरं देवस्थानमिति ॥

અર્થ:—પછી વધારે ઉત્તમ દેવસ્થાન તેને મળે છે.

ભાવાર્થ:—પ્રથમ જે તેને દેવતાનું સ્થાન મળ્યું હતું તેના કરતાં વધારે ઉત્તમ પ્રકારનું દેવસ્થાન મેળવવાને ભાગ્યશાળી નીવડે છે; અને ત્યાં તે વિમાનોમાં વાસ કરે છે.

ततः सर्वमेव शुभतरं तत्रेति ॥

અર્થ:—વળી ત્યાં સર્વ વધારે શુભ વસ્તુ મળે છે.

ભાવાર્થ:—આપણે પ્રથમ દેવસ્થિતિનું વર્ણન કરી ગયા છીએ, ત્યાં જે પ્રકારે રૂપસંપત્તિ વગેરે તેને મળ્યાં હતાં તેના કરતાં આ સમયે વધારે ઉત્તમ પ્રકારનાં તે પ્રાપ્ત કરે છે.

परं गतिशरीरादिहीनमिति ॥

અર્થ:—પરંતુ ગતિ તથા શરીર વગેરે પૂર્વની અપેક્ષાએ હીન થાય છે.

ભાવાર્થ:—દેશાંતર જવા રૂપ ગતિ તથા શરીર ઉચ્ચ લોકમાં નીચેના દેવલોકની અપેક્ષાએ હીન હોય છે એવો શાસ્ત્રમાં લેખ છે.

रहितमौत्सुक्यदुःखेनेति ॥

અર્થ:—ઉત્સુકપણાના દુઃખથી રહિત તે હોય છે.

ભાવાર્થ:—જે લોકો દેવલોકમાં જન્મે છે, તેઓમાં ઉત્સુકપણાનું દુઃખ હોતું નથી; મન, વચન અને કાયાની ઉતાવળથી સામાન્ય રીતે મનુષ્યને જે દુઃખ થાય છે, તે દુઃખ દેવતાઓને થતું નથી, અથવા પોતાના કાર્યનું શું પરિણામ આવશે તે રૂપ ઉત્સુકતાનું દુઃખ પણ દેવતાઓને થતું નથી.

अति विशिष्टाल्हादादिमदिति ॥

અર્થ:—અતિ વિશિષ્ટ આલ્હાદ વગેરેવાળો તે જન્મ હોય છે.

ભાવાર્થ:—વળી દેવલોકમાં જે જન્મે છે, તેઓને ઉચ્ચ પ્રકારનો આલ્હાદ અને આનંદ થાય છે. તેઓ કુશળ કાર્યમાં પ્રવૃત્ત થાય છે, અને તીર્થંકર વગેરેની પૂજા કરવામાં નિરંતર તત્પર રહે છે.

तच्च्युतावपि विशिष्टदेश इत्यादि समानं पूर्वेणेति ॥

અર્થ:—ત્યાંથી ચ્યવન થયા પછી પણ સારા દેશમાં જન્મ વગેરે પ્રથમની માફક સમજવું.

ભાવાર્થ:—અર્થ સુગમ છે, પણ સારા દેશ, કાળ, અને કુળને બદલે વિશિષ્ટ દેશ, વિશિષ્ટ કાળ, અને વિશિષ્ટ મહા કુળ સમજવું. તેવા મહા કુળમાં તેનો જન્મ થાય છે.

विशिष्टतरं तु सर्वमिति ॥

અર્થ:—સર્વ વિશિષ્ટ પ્રકારનું તે જન્મમાં થાય છે.

ભાવાર્થ:—પૂર્વે જે સુંદર રૂપ અને નિર્દોષ જન્મ કહ્યો હતો તેને બદલે વિશિષ્ટ (વધારે ઉત્તમ પ્રકારનાં) સુંદર રૂપ અને નિર્દોષ જન્મ સમજવો; આ સર્વ ઉચ્ચદેવ સ્થાનથી ચ્યવી આવનાર જીવને આ મનુષ્ય જન્મમાં મળે છે. વિશેષ ઉત્તમ પ્રકારનાં આ સર્વ શાથી મળે છે એવી શંકાનો જવાબ શાસ્ત્રકાર આપે છે કે:—

क्लिष्टकर्मविगमादिति ॥

અર્થ:—કિલષ્ટ કર્મના નાશ થવાથી (નિર્દોષ જન્મ વગેરે થાય છે.)

ભાવાર્થ:—દુર્ગતિ, દુર્ભાગ્યપણું, અને દુષ્કુળ જેથી મળે તેવાં અશુભ કર્મનો નાશ થવાથી તે સદ્ગતિ, સૌભાગ્યપણું, ઉત્તમ કુળ વગેરે મેળવે છે. આ ક્લિષ્ટ કર્મનો નાશ થવાનું કારણ જણાવે છે.

शुभतरोदयादिति ॥

અર્થ:—વધારે શુભ કર્મના ઉદયથી (અશુભ કિલષ્ટ કર્મનો નાશ થાય છે.)

ભાવાર્થ:—વધારે શુભ કર્મનો જ્યાં ઉદય થયો ત્યાં અશુભ કર્મ સ્વયમેવ નાશ પામે છે. અંધકારને ગમે તેવા મોટા હથોડાવતી ઠોકીએ, છતાં તેનો નાશ થતો નથી, પણ એક દીવાસળીના પ્રકાશથી તે સ્વયમેવ નાશ પામે છે; તેમ જેનો નાશ કરવા માગતા હોઇએ, તેના વિરોધી ગુણવાળાનો આશ્રય લેવો જોઇએ છે. દોષદષ્ટિ ટાળવાનો સૌથી સારો ઉપાય એ છે કે તેવા મનુષ્યને પરના ગુણ તરફ દષ્ટિ કરતાં શિખવવું. તેજ રીતે જ્યાં શુભ કર્મનો ઉદય થયો એટલે અશુભ કર્મ સ્વયમેવ નાસવા માંડશે.

શુભ કર્મનો ઉદય શી રીતે થાય, તેનું કારણ શાસ્ત્રકાર લખે છેઃ—

जीववीर्योल्लासादिति ॥

અર્થઃ—જીવના વીર્યના ઉલ્લાસથી (શુભ કર્મનો ઉદય થાય છે.)

ભાવાર્થઃ—જીવની શુદ્ધ શક્તિ અતિશય ફોરવવાથી શુભ કર્મનો ઉદય થાય છે. આત્મા અનંત વીર્યવાળો છે; છતાં તે વીર્ય દબાઈ ગયેલું છે, માટે તે આત્મશક્તિ શુભ માર્ગમાં વાપરવાથી શુભ કર્મનો ઉદય થાય છે.

આત્મવીર્ય ફોરવવાનું મન શાથી થાય તેનો જવાબ શાસ્ત્રકાર આપે છે કેઃ—

परिणतिवृद्धेरिति ॥

અર્થઃ—પરિણતિની વૃદ્ધિ થવાથી (જીવના વીર્યનો ઉલ્લાસ થાય છે.)

ભાવાર્થઃ—જીવના શુભ અધ્યવસાય એ તેની પરિણતિ. અને તે જીવના શુભ અધ્યવસાયની વૃદ્ધિ થવાથી જીવના વીર્યનો ઉલ્લાસ થાય છે; બીજા સરલ શબ્દોમાં કહીએ તો જ્યાં આત્મામાં શુભ વિચારોની વૃદ્ધિ થઈ, ત્યાં તે વિચારોને અમલમાં મુકવાની વૃત્તિ તત્ક્ષણ જાગૃત થાય છે.

હવે આવા શુભ અધ્યવસાયોની વૃદ્ધિ શી રીતે થાય તે જણાવે છેઃ—

तत्तथा स्वाभावत्वादिति ॥

અર્થઃ—જીવનો તે પ્રકારનો સ્વભાવ હોવાથી (શુભ અધ્યવસાયોની વૃદ્ધિ થાય છે.)

ભાવાર્થઃ—જીવના શુભ અધ્યવસાય થવા એ જીવનો સ્વભાવ છે. આત્મા અનંતજ્ઞાન સ્વરૂપી છે; અને તેથી ઉચ્ચજ્ઞાન સ્વરૂપને લીધે શુભ અધ્યવસાયો આત્માના થાય, એ સ્વાભાવિક છે. ટીકાકાર લખે છે કે "ભવ્યપણું પરિપાક પામે છે, ત્યારે જીવની શુભ પરિણતિઓ અતિશય વૃદ્ધિ પામે છે."

किंच प्रभूतोदाराण्यपि तस्य भोगसाधनानि; अयत्नोपन तत्वात्, प्रासङ्गिकत्वादभिषङ्गभावात्कुत्सिताप्रवृत्तेः शुभानुबन्धित्वादुदारसुखसाधनान्येव बन्धहेतुत्वाभावेनेति ॥

અર્થઃ—વળી અતિશય ઉદાર એવા ભોગનાં સાધન પણ બન્ધના કારણના અભાવથી ઉદાર સુખનાં સાધન થાય છે; કારણ કે તે શુભ કર્મના અનુબંધથી ઉત્પન્ન થયેલા છે. અને તેથી કુત્સિતકર્મમાં પ્રવૃત્તિ થતી નથી, અને તેથી તેમાં આસક્તિનો અભાવ હોય છે; અને તેથી પ્રસંગોપાત તે મળે છે, અને તેને વાસ્તે પ્રયત્ન કરવો પડતો નથી.

ભાવાર્થઃ—નગર, પરિવાર, અંતઃપૂર વગેરે ભોગનાં સાધનો આવા ધર્મિષ્ટ મનુષ્યને સુખનાં સાધન થાય છે; પણ દુઃખના કારણભૂત થતાં નથી. હવે તે સુખનાં સાધન શી રીતે થાય છે તેનું કારણ એ છે કે અતિશય શુભ કર્મના ઉદયથી ખેંચાતા ખેંચાતા પુરૂષ પ્રયત્ન વિના તે મળે છે. જેમ માણસ ખેતી કરે અને તેમાં પરાળ ઉગે તે પ્રાસંગિક ગણાય તેમ માણસ મોક્ષનો ઉદ્યમ કરે, અને ભોગ સાધન તે મોક્ષમાર્ગમાં પરાળની માફક તેને પ્રયત્ન વિના મળે છે. પ્રાસંગિક કહેવાનું કારણ એ છે કે તેમાં ભરત રાજાની માફક તેને આસક્તિ નથી. તે માણુસ સુમાર્ગે જાય છે. અનીતિના માર્ગમાં પ્રયાણ કરતો નથી તે ઉપરથી જણાય છે કે ભોગ સાધનમાં તેને અત્યંત આસક્તિ નથી. પુણ્યાનુબંધી પુણ્યના ઉદયથી તેની અશુભ માર્ગમાં પ્રવૃત્તિ થતી નથી. આ કારણોથી જણાય છે કે ભોગનાં સાધનો તેને દુઃખરૂપ નહિ પણ અતિશય સુખનાં કારણભૂત છે. કુગતિમાં પડવાના કારણરૂપ જે અશુભકર્મપ્રકૃતિ તે રૂપ બંધના કારણનો અભાવ હોવાથી આ ભોગસાધનો સુખસાધનો અત્રે કહેલાં છે; કારણ કે પુણ્યાનુબંધી પુણ્યનો ઉદય તેને છે.

બંધ હેતુના અભાવનું કારણ શાસ્ત્રકાર વિશેષ સમજાવે છે કેઃ—

अशुभपरिणाम एव हि प्रधानं बन्धकारणं तदङ्गतया तु बाह्यमिति ॥

**અર્થઃ**—અશુભ પરિણામ એજ બન્ધનું મુખ્ય કારણ છે; અને તેના કારણરૂપે બાહ્ય (અંતઃપુરાદિ) બંધના કારણ છે.

**ભાવાર્થઃ**—અશુભ પરિણામ એજ બન્ધનું મુખ્ય કારણ છે; પાપકર્મનો બંધ અશુભ મનના વિચારથી–પરિણતિથી થાય છે, અને નગર, અંતઃપૂર વગેરે અશુભ પરિણામ થવાનાં નિમિત્ત કારણ છે, માટે તેમને બંધના કારણભૂત ગણવામાં આવેલાં છે, પણ વસ્તુતઃ અશુભ પરિણામજ બંધનું કારણ છે. આજ સિદ્ધાન્ત હૃદયમાં રાખી લખવામાં આવેલું છે કે:—

मन एव मनुष्याणां कारणं बन्ध मोक्षयोः

મન એજ મનુષ્યના બંધ અને મોક્ષનું કારણ છે. પ્રસનચંદ્ર રાજર્ષિ સાતમી નરકે જવાને પાત્ર થયા તેનું કારણ પણ તેમના મનના દુષ્ટ પરિણામ સિવાય બીજું અન્ય નહતું. માટે અશુભ પરિણામ એજ મુખ્યતાએ બંધનું કારણ છે.

ઉપર જણાવેલા સિદ્ધાંતનું કારણ શાસ્ત્રકાર આપે છે કે:—

तदभावे बाह्यादल्पबन्धभावादिति ॥

**અર્થઃ**—અશુભ પરિણામનો અભાવ હોય તો બાહ્ય (અશુભ કાર્ય)થી અલ્પબંધ થાય છે.

**ભાવાર્થઃ**—માણસમાં અશુભ પરિણામ ન હોય છતાં એવું બાહ્ય આચરણ થયું કે જેથી બીજા જીવને દુઃખ થાય તો તે બાહ્ય આચરણ સારૂ અલ્પકર્મ બંધ થાય છે. ભાવ એ મુખ્ય છે, અને કાર્ય એ ગૌણ છે. કોઈ જાણી જોઈને હિંસા કરે, અને કોઈના હાથે અજાણતાં હિંસા થાય તો તેમાં કર્મબંધમાં આકાશ અને પાતાળ જેટલો ભેદ થશે. જાણી જોઈને હિંસા કરનારને બહુજ તીવ્ર કર્મબંધ થશે, અને અજાણતાં હિંસા કરનારને અલ્પ કર્મબંધ થશે, કારણ કે પરિણતિ ઉપર બંધનો આધાર છે.

આમ કહેવાનું કારણ શાસ્ત્રકાર જણાવે છે કે:—

वचनप्रामाण्यादिति ॥

**અર્થ:**—વચનના પ્રમાણપણાથી (ઉપર કહેલું સત્ય છે.)

**ભાવાર્થ:**—તીર્થંકરે પ્રરૂપેલાં આગમનાં વચનાનુસારે અમે કહીએ છીએ કે અશુભ પરિણામ એજ બંધનું મુખ્ય કારણ છે અને અશુભ પરિણામ વિનાના બાહ્ય અશુભ આચરણથી અલ્પ કર્મબંધ થાય છે.

હવે તેજ બાબતનું દૃષ્ટાન્ત શાસ્ત્રકાર આપે છે:—

बाह्योपमर्देऽप्यसंज्ञिषु तथा श्रुतेरिति ॥

**અર્થ**—બાહ્ય નાશ થવા છતાં પણ અસંજ્ઞીના સંબંધમાં ઉપર પ્રમાણે શાસ્ત્રમાં સંભળાય છે.

**ભાવાર્થ:**—જે અસંજ્ઞી છે, જેને મન નથી તેવા અસંજ્ઞી મહા મત્સ્ય વગેરે પ્રાણી અનેક જીવોનો સંહાર કરે છતાં અલ્પ બંધ થાય છે. તે મોટા મગરમચ્છોને બીજા જીવોનો સંહાર કરવાનો અભિપ્રાય નથી. અસંજ્ઞી ગમે તેવું મહા ઘોર કર્મ કરે છતાં પ્રથમ નરક સુધી જાય એવું શાસ્ત્રમાં વચન છે. શાસ્ત્રમાં લખેલું છે કે "મનસંજ્ઞા વગરના મહા મત્સ્યો હજાર યોજનના પ્રમાણના શરીરવાળા હોય છે; સ્વયંભૂરમણ સમુદ્રને ડોળી નાખનારા હોય છે, અને પૂર્વ કોટી વર્ષ સુધી જીવે છે. અને અનેક પ્રાણીનો સંહાર કરવા છતાં પેલી રત્નપ્રભા નામની નરકમાં ઉત્પન્ન થાય છે; પણ તેથી આગળ જઈ શકતા નથી. પણ જે તંદુલ મત્સ્ય છે તે બહારથી જીવહિંસા કરતો નથી છતાં પ્રાણીઓનો સંહાર કરવાના રૌદ્ર ભાવથી અંતરમુહૂર્તનું આયુષ્ય પામી સાતમી નરકમાં ઉત્પન્ન થાય છે. આ ઉપરથી જણાય છે કે પરિણામ એજ મુખ્ય છે. આજ બાબતને વિશેષપણે શાસ્ત્રકાર જણાવે છે કે:-

एवं परिणाम एव शुभो मोक्षकारणमिति ॥

**અર્થ:**—એજ રીતે શુભ પરિણામ એજ મોક્ષનું કારણ છે.

**ભાવાર્થ:**—જેવી રી[illegible] અશુભ પરિણામથી કર્મ બંધ થાય છે, તેજ રીતે શુભ પરિણા[illegible] શુભ અધ્યવસાયથી મોક્ષ પણ

મળે છે. જ્યાં શુભ પરિણામ થયાં ત્યાં નવાં કર્મ ઉપાર્જન થતાં બંધ થયાં, અને પૂર્વકૃત કર્મોનાં ફળ સમભાવે ભોગવી લેવાય એટલે મોક્ષ સહજ મળે; પણ જો શુભ પરિણામ ન હોય તો ગમે તેટલી ક્રિયા કરવા છતાં પણ મોક્ષ મળી શકે નહિ. તેજ બાબત શાસ્ત્રકાર નિવેદન કરે છેઃ-

તદભાવે સમગ્રક્રિયાયોગેઽપિ મોક્ષાસિદ્ધેરિતિ ॥

અર્થઃ—શુભ પરિણામના અભાવમાં સંપૂર્ણ ક્રિયાનો યોગ છતાં પણ મોક્ષ મળતો નથી, (માટે શુભ પરિણામ એજ મોક્ષનો હેતુ છે.)

ભાવાર્થઃ—મુનિપણાને ઉચિત સર્વ બાહ્ય અનુષ્ઠાન સાધુ કરે, અને ચારિત્રના સર્વ બાહ્ય આચાર પાળે, છતાં જો તે અનુષ્ઠાન અને આચારમાં શુભભાવ ન હોય તો મોક્ષ મળી શકતું નથી; માટે સિદ્ધ થાય છે કે શુભ પરિણામ એજ મોક્ષનું પ્રધાન કારણ છે. બાહ્ય શુભ ક્રિયા કલાપથી માણસ ઉંચી સ્થિતિ મેળવે પણ શુભ પરિણામ સિવાય મોક્ષ મળે નહિ; તેજ બાબત શાસ્ત્રકાર લખે છેઃ-

સર્વે જીવાનામેવાનન્તશો ગ્રૈવેયકોપપાતશ્રવણાદિતિ ॥

અર્થઃ—સર્વ જીવોનો અનંતીવાર ગ્રૈવેયકને વિષે ઉત્પત્તિ થયેલી છે, એમ શાસ્ત્રમાં સંભળાય છે.

ભાવાર્થઃ—શુભ ક્રિયા પાળવા વગેરે બાહ્ય આચારથી સર્વ જીવો અનંતીવાર ગ્રૈવેયક સુધી દેવસ્થિતિ પ્રાપ્ત કરવાને સમર્થ થયા છે, પણ શુભ પરિણામના અભાવે મોક્ષ મેળવી શકયા નથી; માટે શુભ પરિણામજ મોક્ષનું પ્રધાન કારણ છે.

સમગ્રક્રિયાઽભાવે તદપ્રાપ્તેરિતિ ॥

અર્થઃ—સમસ્ત ક્રિયાનો અભાવ થતાં ગ્રૈવેયકની પ્રાપ્તિ થતી નથી.

ભાવાર્થઃ—પરિપૂર્ણ સાધુનો આચાર પાળ્યા સિવાય નવમા ગ્રૈવેયકની પ્રાપ્તિ થતી નથી, અને શાસ્ત્રમાં લેખ છે કે સામાન્યપણે

સર્વ જીવો અનંતીવાર ગ્રૈવેયેકમાં ઉત્પન્ન થઈ ચ્યવ્યા છે, માટે તેમણે ચારિત્ર ધર્મ તો પાળેલો હોવો જોઇએ. પણ જ્યાં સુધી શુભભાવ નથી ત્યાં સુધી ગમે તેવી ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરે, પણ મોક્ષ મળે નહિ. માટે શુભભાવ-પરિણામ એજ મોક્ષનું કારણ છે એમ નિઃસંશય સિદ્ધ થયું.

હવે ચાલતા વિષયની સમાપ્તિ કરતાં શાસ્ત્રકાર લખે છે કેઃ—

इत्यप्रमादसुखवृद्ध्या तत्काष्ठासिद्धौ निर्वाणावाप्तिरिति ॥

**અર્થઃ**—આ પ્રમાણે અપ્રમાદ સુખની વૃદ્ધિથી ચારિત્ર ધર્મની હદ સિદ્ધ થયે નિર્વાણ મળે છે.

**ભાવાર્થઃ**—ઉપર જણાવ્યું કે શુભ પરિણામ એજ મોક્ષનું મુખ્ય કારણ છે. હવે મોક્ષ મેળવવા ઇચ્છા રાખનાર સાધુએ અપ્રમાદી થવું જોઇએ. પોતાના શુભ પરિણામમાં પ્રમાદને લીધે અશુભ વિચાર ઘુસી ન જાય, તેની સંભાળ રાખવી જોઇએ. કારણ કે જે સાધુ શુભ પરિણામને સાચવવામાં પ્રમાદ સેવતો નથી, અને ચારિત્ર ધર્મ પાળવામાં ઉંચી ઉંચી હદે ચઢે છે તે નિર્વાણ મેળવી શકે છે; તે આત્મ સ્વરૂપના અનુભવરૂપ મોક્ષ પ્રાપ્ત કરે છે.

હવે ત્રણ શ્લોકથી આ પ્રકરણની સમાપ્તિ શાસ્ત્રકાર કરે છે.

यत्किंचन शुभं लोके स्थानं तत्सर्वमेव हि ॥
अनुबन्धगुणोपेतं धर्मादाप्नोति मानवः ॥ १ ॥

**અર્થઃ**—જે કાંઈ આ લોકને વિષે શુભ સ્થાન કહેવાય છે તે સર્વ ઉત્તરોત્તર શુભ ગુણ સહિત મનુષ્ય ધર્મથી મેળવે છે.

**ભાવાર્થઃ**—આ લોકમાં ઉત્તમોત્તમ શુભ સ્થાન ઇન્દ્રનું ગણાય છે, તે સ્થાન પણ ધર્મથી મનુષ્યને મળે છે. અને તે સ્થાનમાં પણ ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ થતી જાય છે. કહેવાનો ભાવાર્થ એ છે કે સારી રીતે સેવેલા ધર્મથી મનુષ્ય પુણ્યાનુબંધી પુણ્ય ઉપાર્જન કરે છે, અને તેથી શુભ [illegible] વિશેષ વિશેષ આગળ વધતો જાય છે.

तथा–धर्मश्चिन्तामणिः श्रेष्ठो धर्मः कल्याणमुत्तमम् ॥
हित एकान्ततो धर्मो धर्म एवामृतं परम् ॥ २ ॥

અર્થ:—વળી ધર્મ શ્રેષ્ઠ ચિંતામણિ રત્નતુલ્ય છે; ધર્મ ઉત્તમ કલ્યાણકારી છે, ધર્મ એકાંતહિતકારી છે, અને ધર્મ એજ પરમ અમૃત છે.

ભાવાર્થ:—અર્થ સુગમ છે. ધર્મ આદરણીય છે એ સિદ્ધ કરવા સારૂજ ઉપરના શ્લોકમાં વારંવાર ધર્મ શબ્દ ગ્રહણ કરવામાં આવેલ છે.

तथा–चतुर्दशमहारत्नसद्भोगान्नृष्वनुत्तमम् ॥
चक्रवर्तिपदं प्रोक्तं धर्महेलाविजृम्भितम् ॥ ३ ॥

અર્થ:—ચૌદ રત્નોના ઉપભોગને લીધે મનુષ્યોમાં ઉત્તમોત્તમ ગણાતું ચક્રવર્તિ પદ તે ધર્મની લીલાના વિલાસ સમાન છે.

ભાવાર્થ:—ચૌદ મહારત્નોનાં નામ નીચે પ્રમાણે છે. ૧ સેનાપતિ, ૨ ગૃહપતિ, ૩ પુરોહિત, ૪ હાથી, ૫ ઘોડો, ૭ વર્ધકી, ૮ સ્ત્રી, ૯ છત્ર, ૧૦ ચર્મ, ૧૧ મણિ, ૧૨ કાકિણી, ૧૩ ખડ્ગ, ૧૪ દંડ. એ ચૌદ રત્નોનું સુખ ચક્રવર્તી ભોગવે છે, અને તેનું સુખ આ જગતમાં અનુપમ મનાય છે, તેવું સુખ ધર્મના પ્રભાવથી લીલા માત્રમાં–સહજમાં પ્રાપ્ત થાય છે, માટે ધર્મની આરાધના કરવી એજ સાર છે.

**શ્રી હરિભદ્રસૂરિકૃત ધર્મબિંદુનું સાતમું પ્રકરણ સમાપ્ત થયું.**



છે. તેથી તે તીર્થંકર પદ પરોપકાર કરનારૂં છે, અને ક્ષાયિક સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રની ઉત્પત્તિથી અંતે મોક્ષ મળે છે, તેથી સ્વ–આત્માનો ઉત્કૃષ્ટ અર્થ સધાય છે. આ રીતે તીર્થંકર પદ સ્વાર્થ અને પરાર્થસાધક છે.

इत्युक्तमायं धर्मफलविदानीं तच्छेपमेव उदग्रमनुवर्णयिष्याम इति ॥

અર્થઃ—એ પ્રકારે ધર્મનું ફળ ઘણે ભાગે કહ્યું, હવે તેનું બાકી રહેલું ઉત્કૃષ્ટ ફળ અમે વર્ણવીશું.

ભાવાર્થઃ—ધર્મનું સામાન્ય ફળ તો ગયા પ્રકરણમાં બહુ ભાગે વર્ણવવામાં આવ્યું છે, હવે જે ધર્મનું ફળ કહેવાનું બાકી રહેલું છે, તે ઉત્કૃષ્ટ ફળ વર્ણવવાનું ગ્રન્થકાર હાથ ધરે છે.

तच्च सुखपरंपरया प्रकृष्टभावशुद्धेः
सामान्यं चरमजन्म तथा तीर्थकृत्त्वं चेति ॥

અર્થઃ—સુખની પરંપરાથી ઉત્કૃષ્ટ ભાવની શુદ્ધિ થવાથી સામાન્યપણે છેલ્લો જન્મ તથા તીર્થંકર પદ એ ધર્મનું ઉત્કૃષ્ટ ફળ છે,

ભાવાર્થઃ—ધર્મનું સામાન્ય ફળ તો દેવતાની સ્થિતિ અને મનુષ્યપણામાં સારા વૈભવો વગેરે છે. પણ વિશેષ–ઉત્કૃષ્ટ ફળ તો ઉત્તરોત્તર સુખની વૃદ્ધિ છે. કેવળ સુખની વૃદ્ધિ થાય છે એટલુંજ નહિ પણ ભાવ પણ ઉત્તરોત્તર ઉત્તમ પ્રકારના થતા જાય છે; અને તેથી ધર્મનું ઉત્કૃષ્ટ ફળ એ આવે છે કે ધર્મ પાળનાર ચરમદેહી બને છે. જે દેહ છોડ્યા પછી તેને ફરીથી જન્મ લેવો ન પડે તેને ચરમદેહ–છેલ્લુ શરીર કહે છે. અને જેને ચરમદેહ છે તે તેજ ભવમાં મુક્તિ મેળવે છે. આ ચરમદેહ તો તીર્થંકરને તેમજ સામાન્ય કેવળીને પણ હોઈ શકે, માટે ચરમદેહ કરતાં પણ ધર્મનું ઉત્કૃષ્ટ ફળ તીર્થંકર પદવી છે.

तत्राक्लिष्टमनुत्तरं विषयसौख्यं, हीनभावविगमः उदग्रतरा संपत्, प्रभूतोपकारकरणं, आशयविशुद्धिः, धर्मप्रधानता, अवन्ध्यक्रियात्वमिति ॥

અર્થ :—સ્વ અને પરનું કલ્યાણ સાધનારૂં જેવું રૂડું તીર્થંકર પદ છે, તેવું ઉત્તમ સ્થાન આ જગતમાં બીજું એક પણ નથી.

ભાવાર્થ:—જે સ્થિતિમાં રહી મનુષ્યો સ્વ અને પરનું હિત એકસરખી રીતે સાધી શકે તેવી ઉત્તમ સ્થિતિ આ ચરાચર જગતમાં અનુપમ છે. તેના કરતાં વધારે ઉત્તમ સ્થિતિ આ જગતમાં બીજી એકે નથી. તીર્થંકરનું નામજ પરોપકારને સૂચવનારૂં છે. જેના વડે આ સંસારસમુદ્ર તરીએ તે તીર્થ, અને એવું તીર્થ જે કરે–પ્રવર્તાવે તે તીર્થંકર અથવા તીર્થંકર કહેવાય છે. તીર્થંકર કહો કે જગદુદ્ધારક કહો તે બંને નામ સરખા ગુણ સૂચવે છે. સકલાર્હત્ સ્તોત્રમાં લખ્યું છે કે:–

विश्वोपकारकीभूत तीर्थकृन्नामनिर्मितिः ॥
सुरासुरनरैः पूज्यो वासुपूज्यः पुनातु वः ॥ १ ॥

વિશ્વને ઉપકાર કરનાર તીર્થંકર નામ કર્મ જેણે બાંધ્યું છે, અને દેવ, દાનવ અને મનુષ્યોને જે પૂજ્ય છે, તેવા વાસુપૂજ્ય પ્રભુ તમને પવિત્ર કરો. આ સ્થળે પણ જણાય છે કે તીર્થંકરનું મુખ્ય કર્તવ્ય–સ્વભાવજ વિશ્વને ઉપકાર કરવાનો છે. વળી તેજ બાબતને સમર્થન કરતા શાસ્ત્રકાર લખે છે કે:—

पञ्चस्वपि महाकल्याणेषु त्रैलोक्यशंकरम् ।
तथैव स्वार्थसंसिद्धया परं निर्वाणकारणम् ॥

અર્થ:—પાંચે મહાકલ્યાણકને વિષે ત્રણ લોકનું કલ્યાણ કરનાર તીર્થંકરપણું છે, વળી સ્વાર્થની સિદ્ધિએ કરીને નિર્વાણ–મોક્ષ મેળવવાનું તે ઉત્કૃષ્ટ કારણ છે.

ભાવાર્થ:—દરેક તીર્થંકરના કલ્યાણકના પાંચ દિવસ છે. એક ગર્ભાધાનનો દિવસ, બીજો જન્મદિવસ, ત્રીજો દીક્ષાનો દિવસ, ચોથો કેવળજ્ઞાન પ્રાપ્તિનો દિવસ, અને પાંચમો નિર્વાણ–કાળનો દિવસ; આ પાંચે સમયે–કલ્યાણકના દિવસે ત્રણે જગતના જીવમાત્રને આનંદ થાય

तथा विशुद्ध्यमानामतिपातिचरणावाप्तिः तत्सात्म्यभावः भव्यप्रमोदहेतुता ध्यानसुखयोगः अतिशयर्द्धिप्राप्तिरिति ॥

**અર્થઃ**—વળી પવિત્ર અને નાશ ન પામે તેવા ચારિત્રની પ્રાપ્તિ થાય છે; તેની સાથે તેની એકયતા થાય છે; ભવ્યજનને પ્રમોદનું કારણ થાય છે; ધ્યાનનાં સુખની પ્રાપ્તિ થાય છે; અને અતિશય ઋદ્ધિ મળે છે.

**ભાવાર્થઃ**—તે ભવમાં અતિચાર રહિત અને ભાવની ન્યૂનતા વગરનું યથાખ્યાત ચારિત્ર તે પાળે છે; ચારિત્ર અને તેની એકયતા થઇ જાય છે; તેના ઉચ્ચ વિચારોને તે વર્તનમાં મુકવા સમર્થ થાય છે.

તેના આચાર વિચાર મુમુક્ષુને બહુ લાભકારી થાય છે. મુમુક્ષુ લોકો તેનું વર્તન જોઈ આનંદ પામે છે, અને તેના જેવું વર્તન રાખવાના નિશ્ચયપર આવે છે, અને તેના જેવું વર્તન કેટલેક અંશે રાખવા સમર્થ પણ થાય છે. વળી તે ભવમાં ધ્યાનથી ઉપજતું અચિંત્ય સુખ તેને મળે છે. ચિત્તની વૃત્તિઓ જુદા જુદા વિષયોમાં ભટકતી હતી, તેને તે સ્થિર કરે છે. અને મનને શાંત અને કલ્લોલરહિત સરોવર તુલ્ય તે બનાવે છે; અને તેથી આત્મજ્યોતિનાં કિરણો મન ઉપર પડે છે, અને તેથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે, અને આત્મિક આનંદની કાંઈક ઝાંખી થતી જાય છે. આ ઝાંખી ઉત્તરોત્તર વૃદ્ધિ પામે છે. તે મન અને આત્માના યોગરૂપ ધ્યાનનું સુખ તો તેના અનુભવનારાનાજ લક્ષમાં આવી શકે; શબ્દોદ્વારા તે દર્શાવી શકાય તેમ નથી. વળી તે ભવમાં તે કેટલીક લબ્ધિઓ પ્રાપ્ત કરે છે. યોગ બળથી, અને આત્મવીર્ય ફોરવવાથી આત્મામાં રહેલી અનંત ગુપ્ત શક્તિઓમાંથી કેટલીક શક્તિઓનો પ્રાદુર્ભાવ થાય છે, અને તે લબ્ધિઓ કહેવાય છે. દરેક મનુષ્યમાં તે શક્તિઓ-લબ્ધિઓ ગુપ્ત રહેલી છે; પણ આ ચરમદેહી મનુષ્ય તે શક્તિઓને પ્રકટ કરે છે.

તે પછી શું થાય છે તે કહે છેઃ—

अपूर्वकरणं क्षपकश्रेणिः मोहसागरोत्तारः

केवलाभिव्यक्तिः परमसुखलाभ इति ॥

**અર્થ** :—તે છેલ્લા ભવમાં કલેશ રહિત, અનુપમ વિષયસુખ મળે છે; ન્યૂનતાનો નાશ થાય છે; અતિશય મોટી સંપત્તિ પ્રાપ્ત થાય છે; બહુજ ઉપકાર કરાય છે; વિશુદ્ધ-પવિત્ર આશય હોય છે; ધર્મ એજ વિષય હોય છે; અને ક્રિયા સફળ થાય છે.

**ભાવાર્થઃ**—જે ભવમાં મનુષ્યને કેવળજ્ઞાન પ્રાપ્ત થવાનું હોય, અને જે ભવમાં તે મુક્તિ મેળવવાનો હોય તે છેલ્લા ભવમાં મનુષ્યની બાહ્ય તથા અંતરની સ્થિતિ કેવા પ્રકારની હોય છે, તેનું વર્ણન આ સ્થળે કરવામાં આવેલું છે. પરિણામે સુંદર ઉત્તમ પ્રકારના પાંચે ઇન્દ્રિયોના વિષયો તેને મળે છે. જાતિ, કુળ, વૈભવ, વય, રૂપ સંબંધી સર્વે પ્રકારની ન્યૂનતાનો તે ભવમાં નાશ થાય છે, એટલે તે પુરૂષ ઉત્તમ જાતિ અને કુળમાં જન્મે છે, અતિ રૂપવાન્ હોય છે; સર્વે પ્રકારના વૈભવો તેના સ્વાધીન વર્તે છે. સર્વે પ્રકારની સંપત્તિ તેના હાથમાં આવે છે; અને તે ભવમાં તે જીવ પોતાની સંપત્તિથી, પોતાના શરીરવડે, તેમજ ઉપદેશદ્વારા-તનમન અને ધનથી-સર્વે પ્રકારે બીજાના ઉપર ભારે ઉપકાર કરે છે. તેનો સ્વભાવજ પરોપકારમય થઈ રહેલો હોય છે. પરોપકાર સિવાય બીજું કાંઈ તેને સુઝતું નથી. તે ઉદારચરિત વાળાને આખી આલમ કુટુંબ સમાન છે. આમારૂં અને આ પારકું એવો જે મમત્વભાવ સામાન્ય મનુષ્યમાં જોવામાં આવે છે, અને જેથી રાગદ્વેષની ઉત્પત્તિ થઈ કર્મબંધન થાય છે, તે મમત્વભાવ આ મહા પુરૂષમાં નાશ પામેલો છે, અને તેથી પ્રાણી માત્રનું કલ્યાણ કરવા તેનો પ્રેમમય સ્વભાવ વિલસે છે. વળી તેનો આશય શુદ્ધ હોય છે; જેને સ્વાર્થનો ત્યાગ કર્યો છે, તેનું હૃદય નિરંતર શુદ્ધજ રહે છે. કારણ કે ચિત્તની શુદ્ધતાને મલિન કરનાર સ્વાર્થવૃત્તિજ છે. તે ભવમાં ધર્મ એજ તેનો મુખ્ય વિષય છે. તે બાહ્ય ગમે તે કાર્ય કરે પણ તેમાં પણ ધર્મભાવનાજ મુખ્ય હોય છે. તેનો જીવન વ્યવહાર ધર્મભાવનાથીજ ચાલે છે, અને તે જે ક્રિયાઓ કરે છે તે સર્વે સફળ થાય છે. આ સર્વ ચરમદેહીના સંબંધમાં કહેવામાં આવ્યું છે.

તે પછી જેણે આયુષ્ય બાંધ્યું નથી એવો જીવ સકળ મોહનો નાશ કરવાને સમર્થ અનિવૃત્તિકરણ નામે ગુણસ્થાનક પ્રાપ્ત કરે છે; તેજ ગુણસ્થાન જેવું મોહનો નાશ કરવાને બીજું કોઇ ગુણસ્થાન નથી. ત્યાં નવમા ગુણસ્થાનકમાં રહેલો જીવ પોતાના હૃદયના ભાવને પ્રતિક્ષણ વધારે વધારે વિશુદ્ધ કરે છે, અને કેટલોક સમય વ્યતીત થયા બાદ અપ્રત્યાખ્યાનાવરણીય અને પ્રત્યાખ્યાનાવરણીય કષાયના આઠ ભેદનો ક્ષય કરવા તત્પર થાય છે. જ્યારે આ રીતે તેમનો ક્ષય થાય છે ત્યારે તે નીચેની સોળ પ્રકૃતિયોને શુભ અધ્યવસાયદ્વારા નાશ કરવા પ્રવૃત્ત થાય છેઃ—૧. નિદ્રાનિદ્રા, ૨. પ્રચલાપ્રચલા, ૩. સ્ત્યાનર્ધિ એટલે ક્ષીણદ્ધિ નિદ્રા ( Somnambulism ), ૪ નરકગતિ, ૫ નરકાનુપૂર્વી, ૬ તિર્યગ્ગતિ, ૭ તિર્યગાનુપૂર્વી, ૮ એકેંદ્રિયગતિ, ૯ દ્વીન્દ્રિયગતિ, ૧૦ ત્રીંદ્રિયગતિ, ૧૧ ચતુરિન્દ્રિયગતિ, ૧૨ આતપનામકર્મ, ૧૩ ઉદ્યોતનામ કર્મ, ૧૪ સાધારણ નામકર્મ, ૧૫ સ્થાવર નામકર્મ, ૧૬ સૂક્ષ્મ નામકર્મ. તે આ સોળ પ્રકૃતિયોનો ક્ષય કરે છે. તે પછી અપ્રત્યાખ્યાના વરણીય અને પ્રત્યાખ્યાના વરણીય ક્રોધ, માન, માયા, અને લોભના બાકી રહેલા ભાગનો નાશ કરે છે. તે પછી જો ક્ષપક શ્રેણી કરનાર પુરૂષવેદી હોય તો નપુંસક વેદનો ક્ષય કરે, પછી સ્ત્રી વેદનો ક્ષય કરે, પછી હાસ્ય, રતિ, અરતિ, ભીતિ, જુગુપ્સા અને શોક એ છનો ક્ષય કરે અને તે પછી પુરૂષવેદનો ક્ષય કરે. જો સ્ત્રીએ ક્ષપકશ્રેણીનો આરંભ કર્યો હોય તો પ્રથમ નપુંસક વેદનો, પછી પુરૂષ વેદનો, અને છેવટે સ્ત્રી વેદનો ક્ષય કરે. જો નપુંસકે આ ક્ષપકશ્રેણીનો આરંભ કર્યો હોય તો પ્રથમ સ્ત્રી વેદનો, પછી પુરૂષવેદનો અને આખરે નપુંસક વેદનો ક્ષય કરે.

તે પછી સંજ્વલનના ક્રોધ માન અને માયાનો ક્ષય કરે, પછી બાદર-સ્થૂળ લોભનો તેજ ગુણસ્થાનકમાં ક્ષય કરી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનમાં સૂક્ષ્મ લોભનો ક્ષય કરે. આ પ્રમાણે કષાયનો સર્વથા નાશ કરનાર તેમજ સકળ મોહવિકારથી છુટો થયેલો તે જીવ ક્ષીણમોહ ગુણસ્થાનક પ્રાપ્ત કરે છે. ત્યાં સમુદ્ર તરીને બહાર નીકળેલા, અથવા રણક્ષેત્રમાં વિજય મેળવી પાછા ફરનાર યોદ્ધાની માફક મોહનો નિગ્રહ

**અર્થઃ**—અપૂર્વ કરણ (આઠમું ગુણસ્થાનક) પ્રાપ્ત કરે છે, ક્ષપકશ્રેણીનો આરંભ કરે છે, મોહરૂપ સમુદ્રને તરે છે, કેવળજ્ઞાની થાય છે, અને ઉત્કૃષ્ટ સુખનો લાભ થાય છે.

**ભાવાર્થઃ**—જેમ જેમ મનુષ્યના ગુણની તેમજ ભાવની શુદ્ધિ થાય તેમ તેમ તે આગળ વધતો જાય છે. તેવા ગુણ તથા ભાવના ચૌદ વિભાગ પાડવામાં આવ્યા છે, અને તદનુસાર મનુષ્યો જુદા જુદા ગુણ સ્થાનકમાં વર્તતા કહી શકાય. આ બાબત દૃષ્ટાન્તથી વધારે સારી રીતે સમજાશે. એક મોટો પર્વત તમારા સંમુખ કલ્પો, તે પર્વતની તળેટી મિથ્યાત્વ–અજ્ઞાનથી દટાઇ ગઇ છે, અને તેનું શિખર નિર્વાણના પ્રકાશિત તેજથી અંજાઇ ગયું છે, હવે તે પર્વત ઉપર ચડતા ચૌદ વિશ્રામ સ્થાન આવે છે. તે ચૌદ ગુણના સ્થાનકો છે. હવે તેવા ગુણસ્થાનકમાં આઠમું ગુણસ્થાન અપૂર્વકરણ છે. પ્રથમના ગુણ સ્થાનમાં નહિ પ્રાપ્ત થયેલી એવી–સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણિ, ગુણસંક્રમ, અને અપૂર્વ સ્થિતિબંધ–પાંચ બાબતો આ ગુણસ્થાનમાં રહેલા જીવના સંબંધમાં બને છે, માટે તેને અપૂર્વકરણ કહેવામાં આવે છે. તે ગુણસ્થાનમાં વર્તતા સાધુ ઘાતી કર્મનો ક્ષય કરવા ઉદ્યમવન્ત થાય છે, અને મોહનીય વગેરે કર્મ પ્રકૃતિનો ક્ષય ક્રમવાર કરે છે, તેથી શ્રેણી ( line ) ઉત્પન્ન થાય છે. તેનું નામ ક્ષપકશ્રેણી છે; તેનો ક્રમ આ પ્રમાણે છેઃ અવિરત, દેશવિરત, પ્રમત્તસંયત, અને અપ્રમત્તસંયત એ ચાર ગુણસ્થાનમાંથી કોઇ પણ ગુણસ્થાનમાં વર્તતો જીવ પોતાના મનને અતિશય વૃદ્ધિ પામતા તીવ્ર શુભ ધ્યાનને આધીન કરે છે, અને ક્ષપકશ્રેણિ ઉપર ચઢવા ઇચ્છા રાખે છે. તે જીવ અપૂર્વકરણ ગુણસ્થાન પામી અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભનો એક સાથેજ ક્ષય કરવા પ્રવૃત્ત કરે છે.

અનંતાનુબંધી કષાયનું બળ સહેજ બાકી રહે એટલે મિથ્યાત્વનો ક્ષય કરવાનો આરંભ કરે છે, પછી અવશેષ રહેલ અનંતાનુબંધી કષાયોનો અને મિથ્યાત્વનો ક્ષય કરે છે. આ ક્ષય કર્યા પછી અનુક્રમે સમ્યગ્મિથ્યાત્વ ( મિશ્રપુંજ ) અને સમ્યક્ત્વ ( શુદ્ધપુંજ )નો ક્ષય કરે છે.

નથી. તે સ્થિતિમાં શાશ્વત આનંદ તે પ્રાપ્ત કરે છે; તેનું કારણ શાસ્ત્રકાર જણાવે છે.

सदारोग्याप्तेरिति ॥

**અર્થઃ**—નિરંતર આરોગ્ય રહે છે, માટે પરમ આનંદ તે મેળવે છે.

**ભાવાર્થઃ**—આપણામાં કહેવત પ્રચલિત છે કે " પહેલું સુખ તે જાતે નર્યા " એટલે જે શરીરે નિરોગી છે તે સુખી છે; તેજ રીતે જેનામાં ભાવ આરોગ્ય છે, તે આનંદ મેળવે છે. કહેવાનો સાર એ છે કે શુદ્ધ ભાવવાળો પુરૂષ નિરંતર આનંદ મેળવે છે. આવું ભાવ આરોગ્ય શાથી મળે તેનું કારણ શાસ્ત્રકાર જણાવે છે કેઃ—

भावसन्निपातक्षयादिति ॥

**અર્થઃ**—ભાવ સંનિપાતનો ક્ષય થવાથી ( ભાવ આરોગ્ય મળે છે )

**ભાવાર્થઃ**—હૃદયના રોગ અને મનના વિકારો રૂપ સંનિપાતનો નાશ થવાથી ભાવ આરોગ્ય પ્રાપ્ત થાય છે. મનની અંદર ઉત્પન્ન થતા દુર્જય મનોવિકારો અને દુષ્ટ વાસનાઓ તે ભાવરોગ છે; અને તેથી આત્માના આરોગ્યમાં વિઘ્ન આવે છે; પણ ભાવરોગનો નાશ થવાથી આત્મા પોતાની સ્વાભાવિક સ્થિતિ પ્રાપ્ત કરે છે, એટલે કેવળજ્ઞાની થાય છે.

હવે ભાવરોગ કયા તે જણાવે છે.

रागद्वेषमोहादिदोषास्तथातथात्मदूषणादिति ॥

**અર્થઃ**—આત્માને દૂષિત કરવાથી રાગદ્વેષ અને મોહ તે દોષો ( ભાવરોગો ) છે.

**ભાવાર્થઃ**—જેમ કોઈને ત્રિદોષ થાય, અને તેથી શરીરમાં અનેક પ્રકારના વિકારો પેદા થાય છે, તેવી રીતે રાગ દ્વેષ અને મોહરૂપ ત્રિદોષ છે; તે આત્માને દૂષિત કરે છે, એટલે આત્માના શુદ્ધ અધ્યવસાયને મલિન કરે છે, માટેજ તેમને દોષરૂપ અત્રે ગણવામાં આવ્યા છે. જેમ શારીરિક રોગ શરીરને નિર્બળ કરી નાખે છે અને અસ્વસ્થ

કરવામાં નિશ્ચય બાંધેલા અધ્યવસાયથી જરા થાક લાગેલો હોવાથી બારમા ગુણસ્થાનકમાં અંતર્મુહૂર્ત વિશ્રામ લેઇ તે ગુણસ્થાનકમાં છેલ્લા સમયથી આગળના સમયમાં નિદ્રા અને પ્રચલા નામની બે પ્રકૃતિનો તે ક્ષય કરે છે. અને છેવટના એક સમયમાં જ્ઞાનાવરણીયની પાંચ પ્રકૃતિ, અંતરાયની પાંચ પ્રકૃતિ, અને દર્શનાવરણીયની બાકી રહેલી ચાર પ્રકૃતિ એ રીતે ચૌદ પ્રકૃતિનો તે ક્ષય કરે છે. જેણે કોઇ પણ ગતિનું આયુષ્ય બાંધ્યું નથી તેના સંબંધમાં ઉપરની હકીકત લખેલી છે. પણ જેણે કોઇ પણ પ્રકારનું આયુષ્ય બાંધ્યું છે, તે તો ચાર અનંતાનુબંધિની અને ત્રણ દર્શન મોહનીયની એ રીતે સાત પ્રકૃતિનો ક્ષય કર્યા પછી જરા વિશ્રામ લે; અને જે રીતે આયુષ્યનો બંધ બાંધ્યો હોય તે રીતે ભોગવી બીજા ભવમાં તે ક્ષપકશ્રેણીનો આરંભ કરે. અપૂર્વ કરણ ગુણસ્થાનકમાં રહેલો જીવ દર્શનમોહનીયના સમકનો ક્ષય કરે છે તે અભિપ્રાય સિદ્ધાન્તને આધારે લખેલો છે. કર્મ ગ્રન્થનો અભિપ્રાય તો એવો છે કે, અવિરત સમ્યગ્દૃષ્ટિ, વિરત સમ્યગ્દૃષ્ટિ, પ્રમત્ત સંયત, અને અપ્રમત્ત સંયત એ ચાર ગુણસ્થાનકમાંથી ગમે તે ગુણસ્થાનકમાં રહેલો જીવ ક્ષપકશ્રેણિનો આરંભ કરે.

પછી સ્વયંભૂરમણ સમુદ્ર કરતાં પણ વધારે પ્રબળ વેગવાળો જે મોહ સમુદ્ર છે, તેને તે તરી જાય છે; એટલે મોહરૂપ સમુદ્રને ઓળંઘીને તે મનુષ્ય સામા તીરે પહોંચે છે, પછી કેવળ-સંપૂર્ણ જ્ઞાન પ્રગટ થાય છે. જ્ઞાનાવરણીયાદિ ઘાતીકર્મનો ક્ષય કરવાથી આત્માનો સ્વાભાવિક ગુણ જે કેવળજ્ઞાન તે પ્રગટ થાય છે, અને તે દ્વારા જગતના ચેતન અને જડ સર્વેના ભાવો તે જાણી શકે છે; અને પછી ઉત્કૃષ્ટ સુખ તે પ્રાપ્ત કરે છે. જે આનંદ પ્રાપ્ત કર્યા પછી બીજા કોઇ પ્રકારના આનંદની ઇચ્છા રહેતી નથી, તેવો પરમાનંદ જીવ તે સ્થિતિમાં પ્રાપ્ત કરે છે. કહ્યું છે કેઃ—

यच्च कामसुखं लोके यच्च दिव्यं महासुखम् ॥
वीतरागस्य सुखस्वेदमनन्तांशे न वर्तते ॥ १ ॥

"આ લોકને વિષે જે કામસુખ છે, અને દેવસંબંધી મહા સુખ છે, તે સર્વ વીતરાગના સુખના અનંતમા ભાગે પણ આવી શકે તેમ

માટે મુમુક્ષુ જીવ ત્રણ ભુવનના પદાર્થોની અનિત્યતા અને અસારતા અનુભવી તેપર રાગ ધરતો નથી.

तत्रैवाग्निज्वालाकल्पमात्सर्यापादनाद् द्वेष इति ॥

**અર્થઃ**—તેજ નાશવંત પદાર્થ પ્રતિની આસક્તિને લીધે અગ્નિની જ્વાળા જેવો મત્સર કરવાથી દ્વેષરૂપ દોષ ઉત્પન્ન થાય છે.

**ભાવાર્થઃ**—જ્યારે મનુષ્યને કોઈ બાબત ઉપર આસક્તિ હોય છે; ત્યારે તે મેળવતાં તેને કોઈ પણ વિઘ્ન કરે તો તે વિઘ્ન કરનાર ઉપર તે દ્વેષ ધારણ કરે છે.

આવોજ વિચાર ભગવદ્ગીતામાં દર્શાવેલો છે. ત્યાં લખેલું છે કેઃ—

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ॥
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ १ ॥

મનુષ્ય જ્યારે વિષયનું ધ્યાન કરે છે, ત્યારે તે વિષય ઉપર આસક્ત થાય છે, અને આસક્તિ થતાં તે મેળવવાની ઇચ્છા થાય છે, અને (જો તે મેળવવામાં કોઈ હરકત નાખે તો તે હરકત કરનાર ઉપર) ક્રોધ થાય છે. ક્રોધ તે દ્વેષ દર્શાવવાનો એક માર્ગ છે; માટે દ્વેષ થાય છે એમ પણ કહેવામાં બાધ નથી. આ દ્વેષ પ્રમોદભાવનાનો તેમજ સમ્યગ્દર્શન વગેરે મહાગુણોનો સર્વથા નાશ કરે છે. અને તે અગ્નિ સમાન છે. જેમ અગ્નિ જે ઘરમાંથી ઉઠે છે તે ઘરને બાળે છે, અને જો તે રોકવામાં ન આવે તો સમીપના ઘરને પણ પ્રજ્વાળે છે, તેજ રીતે દ્વેષ મનની અને આત્માની નિર્મળ વૃત્તિઓનો સંહાર કરે છે, અને જો તે રોકવામાં નથી આવતો તો જેના ઉપર આપણે દ્વેષ કરીએ છીએ તેના હૃદયમાં પણ દુષ્ટ પરિણામો ઉત્પન્ન કરવાનું કારણ બને છે. સઘળા અવગુણોનો રાજા દ્વેષ છે. જેનામાં દ્વેષ આવ્યો તેનામાંથી સમભાવદૃષ્ટિ પ્રથમ નાશ પામે છે, એટલે તે મનુષ્ય મોક્ષ મેળવવાને ન લાયક ઠરે છે, અને પછી ગુણદૃષ્ટિ નાશ પામે છે તેથી સ્વર્ગ મેળવવાને પણ તે અનધિકારી થાય છે; કારણકે ગુણદૃષ્ટિ અને

બનાવે છે, તેમ આ ભાવરોગ આત્મશક્તિને નિર્બળ બનાવે છે, અને આત્મશાંતિ અને આનંદમાં વિક્ષેપ નાખે છે.

હવે રાગ દ્વેષ અને મોહનું સ્વરૂપ અનુક્રમે શાસ્ત્રકાર બતાવે છે. તેમાં પ્રથમ રાગની વ્યાખ્યા આપે છે.

**अविषयेऽभिष्वङ्गकरणाद्राग इति ॥**

**અર્થ:—અયોગ્યને વિષે આસક્તિ રાખવી તે રાગ કહેવાય.**

**ભાવાર્થ:**—જે સ્વભાવથી નાશવંત છે તેવી જડ વસ્તુઓ, તેમજ ચૈતન્યની ઉપાધિરૂપ શરીરો ઉપર મમત્વભાવ રાખવો તે રાગ. આત્મા સિવાયના અન્ય સર્વ પદાર્થો ક્ષણભંગુર છે; તે ઉપાધિઓ અને પદાર્થો ગમે તેટલો સમય ટકે પણ કાળની અનન્તતાની અપેક્ષાએ તેઓને ક્ષણિક કહેવામાં જરા પણ અસત્ય નથી; માટે નાશવંત ઉપર આધાર રાખવો તે અંતે દુઃખજનક છે, માટે રાગનો-મમત્વ ભાવનો-આસક્તિનો ત્યાગ કરવો.

વિનાશી પુદ્દગલ દશા, અવિનાશી તું આપ;
આપોઆપ વિચારતાં, મટે પુણ્ય અરૂ પાપ.

જેટલા પ્રકૃતિજન્ય પદાર્થો છે, અથવા પુદ્દગલના પર્યાયો છે તે સર્વ નાશવંત છે; આત્મા એકલોજ અવિનાશી છે; તે કદાપિ મરતો નથી, તે અમર છે; તેવા આત્મતત્વનું ધ્યાન કરતાં મનુષ્ય પુણ્યપાપથી છુટો થાય છે. સંસારના પદાર્થોની અનિત્યતા અને અસારતા જેમ જેમ મનુષ્ય અનુભવે છે, તેમ તેમ તે તે પદાર્થો ઉપરથી રાગ ઉતરતો જાય છે, અને અંતે ત્રણે લોકમાં એવો એક પણ પદાર્થ રહેતો નથી કે જે તેના આત્માને રાગથી આકર્ષી શકે. જે સ્વરૂપે પોતાનું નથી તેને પોતાનું માની લેવાથી, અને તેને મેળવવાની ઈચ્છાથી મનુષ્ય આ સંસાર ચક્રમાં ભમ્યા કરે છે: જ્યાં સુધી સંસારનો કોઈ પણ પદાર્થ મેળવવાની મનુષ્યને તૃષ્ણા રહેલી છે, ત્યાં સુધી તે પદાર્થ તેને સંસારમાં ખેંચે છે, અને તે મુક્ત થઈ શકતો નથી; માટે નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક કરી નિત્ય વસ્તુ પ્રતિ રાગ ધરવો, અને અનિત્ય વસ્તુ પ્રતિ વૈરાગ્ય ધારણ કરવો. **विवेकवैराग्यवतो बोध एव महोदयः** વિવેક અને વૈરાગ્યથી મહોદય લાવનાર જ્ઞાન પ્રાપ્ત થાય છે.

**ભાવાર્થઃ**—જ્યારે કફ, પિત્ત અને વાયુનો ઉગ્ર પ્રકોપ થાય છે, ત્યારે ત્રિદોષ સન્નિપાત થાય છે; તે સમયે શરીરની સાત પ્રકારની ધાતુઓ પોતપોતાનું કર્તવ્ય કરવું મૂકી દે છે, અને જુદાજ પ્રકારનું કાર્ય કરે છે, અને તેથી ઇન્દ્રિયોના વિષયજન્ય, તેમજ મનની શાંતિનું, સુખ મળી શકતું નથી; તેજ રીતે જ્યારે રાગ દ્વેષ અને મોહનો પ્રકોપ પ્રબળ હોય છે, ત્યારે ભાવ સન્નિપાત થાય છે, અને આત્માના જ્ઞાન, દર્શન અને ચારિત્ર અથવા સદ્, ચિદ્ અને આનંદરૂપ સ્વાભાવિક ધર્મોનું વિષમપણું થાય છે, અને તેથી આત્માનું ખરૂં સ્વરૂપ આચ્છાદિત થાય છે, અને આત્મા સ્વાભાવિક સુખ પ્રાપ્ત કરી શકતો નથી.

હવે તેજ બાબત ઉલટાવીને કહે છેઃ—

**क्षीणेषु न दुखं निमित्ताभावादिति ॥**

**અર્થઃ—તે ત્રિદોષ ક્ષય પામવાથી દુઃખ થતું નથી, કારણ કે કારણનો અભાવ છે.**

**ભાવાર્થઃ**—જે સઘળું દુઃખ આ જગતમાં આપણી દૃષ્ટિએ પડે છે તેનાં મુખ્ય કારણો રાગ, દ્વેષ કે મોહ છે; માટે જો તે રાગ દ્વેષ અને મોહરૂપ ત્રિદોષ ક્ષીણ થાય, તો આત્મા પોતાની સ્વાભાવિક સ્થિતિ પુનઃ પ્રાપ્ત કરે. આત્માની સ્વાભાવિક સ્થિતિ જ્ઞાન અને આનંદમય હોવાથી તે સર્વજ્ઞ અને આનન્દ સ્વરૂપી બને છે. આ ત્રણ પ્રબળ શત્રુનો નાશ થવાથી શું પરિણામ આવે છે તે શાસ્ત્રકાર જણાવે છેઃ—

**आत्यन्तिकभावरोगविगमात् परमेश्वरताप्तेस्तत्तथा स्वभावत्वात्परमसुखभाव इतीति ॥**

**અર્થઃ—ભાવરોગનો સર્વથા નાશ થવાથી પરમેશ્વર પદની પ્રાપ્તિ થાય છે. અને તેથી પરમસુખનો લાભ થાય છે, કારણ કે તેવો તે પદનો સ્વભાવ છે.**

**ભાવાર્થઃ**—ભાવરોગનો–રાગદ્વેષ અને મોહનો–સર્વ પ્રકારે વિનાશ થવાથી શક્ર, ચક્રવર્તી વગેરેના ઐશ્વર્ય કરતાં અધિક ઐશ્વર્ય

સમદષ્ટિ અનુક્રમે સ્વર્ગ તથા મોક્ષ મેળવવાનાં સાધનો છે. સર્વ આત્માઓ સ્વભાવે, સત્તામાં, સ્વરૂપમાં એક સરખા છે તે ઉચ્ચ વિચાર જેના ઉપર નીતિનો પાયો સ્થાપેલો છે, તેનો પણ દ્વેષથી નાશ થાય છે. દ્વેષી મનુષ્ય નિરંતર બીજાના અવગુણ તરફ દૃષ્ટિ કરે છે; અને પરનું બુરૂં કરવા મથે છે. ક્રોધ અને માન એ દ્વેષનાજ પરિણામ છે. માટે તે દ્વેષને મુમુક્ષુએ સદાને માટે પોતાના હૃદયમાંથી દેશવટો આપવો.

**हेयेतरभावाधिगममतिवन्धविधानान्मोह इति ॥**

**અર્થ:**—ત્યાગ કરવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્યનું જે જ્ઞાન તેમાં અટકાવ કરનાર મોહરૂપી ત્રીજો દોષ છે.

**ભાવાર્થ:**—મોહ એ એક પ્રકારનો ઉન્માદ છે; તે અજ્ઞાન અવસ્થાસૂચક એક રોગ છે. તેનાથી ત્યાગ કરવા યોગ્ય, અને ગ્રહણ કરવા યોગ્ય પદાર્થો અને ભાવો વચ્ચેનો ભેદ મનુષ્યો સમજી શકતા નથી. તે અજ્ઞાનથીજ મનુષ્યો સદ્અસદ્ વસ્તુનો ભેદ સમજ્યા વિના અસદ્ વસ્તુઓ અંગીકાર કરવા લલચાય છે; અને સદ્વસ્તુનો ત્યાગ કરે છે. પોતાના ખરા સ્વરૂપના અજ્ઞાનથીજ આ રીતે મનુષ્યો અનેક પ્રકારનું દુઃખ સંસારમાં પામે છે, છતાં ખરા અને ખોટા વચ્ચેનો યથાર્થ ભેદ તેમના જાણવામાં આવતો નથી. મોહના પ્રબળ આવેગમાં માણસ પોતાના ખરા નિશ્ચયો ચૂકી જાય છે, અને અસત્માર્ગે પ્રવર્તે છે. મોહના સામર્થ્ય આગળ બુદ્ધિ નિસ્તેજ નિવડે છે. કેવળ જેણે હૃદયથી-અનુભવથી યથાર્થ તત્ત્વો સમજવાને અને અનુભવવાને પ્રયાસ કર્યો છે તેવા પુરુષોજ મોહના પ્રબળ આવેગ અને સામર્થ્ય સામે ટકી શકે છે. માટે મુમુક્ષુજનોએ સત્યજ્ઞાન અનુભવથી મેળવી આ બલિષ્ટ રિપુનો સંહાર કરવો જોઇએ છે.

આ રીતે રાગ દ્વેષ અને મોહનો ત્રિદોષ તે ભાવસન્નિપાત છે. તેજ બાબતને સમર્થન કરતાં શાસ્ત્રકાર લખે છે કેઃ—

**सत्स्वेतेषु न यथावस्थितं सुखं स्वधातुवैषम्यादिति ॥**

**અર્થ:**—આ ત્રિદોષ હોય ત્યારે મૂળ પ્રકૃતિના વિષમપણાથી સત્ય સુખ મળી શકે નહિ.

**ભાવાર્થ:**—ધર્મના ઉત્કૃષ્ટ ફળ તરીકે તીર્થંકરને આઠ મહા પ્રાતિહાર્યો મળે છે. રાજસભાના અથવા શ્રીમંતના બારણા આગળ જે મનુષ્ય ઉભો રહે છે તેને દ્વારપાળ અથવા પ્રતિહારી કહેવામાં આવે છે; તેમ ભગવાન્ જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં તેમની સાથે સાથે આઠ પ્રતિહારીઓ પણ માલુમ પડે છે. તેઓનાં નામ નીચેના શ્લોકથી જણાશે.

**अशोकवृक्षः सुरपुष्पवृष्टिर्दिव्यो ध्वनिश्चामरमासनं च ॥**
**भामण्डलं दुन्दुभिरातपत्रं सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥**

અશોક વૃક્ષ, દિવ્ય પુષ્પ વૃષ્ટિ, દિવ્ય ધ્વનિ, ચામર, આસન, ભામંડલ, દુન્દુભિ અને છત્ર એ તીર્થંકરના મહા પ્રતિહારી છે.

**ततः परं परार्थकरणमिति ॥**

**અર્થ:**—વળી ઉત્કૃષ્ટ બીજાનું કલ્યાણ કરનાર તીર્થંકર પદ છે.

**ભાવાર્થ:**—બીજાનું કલ્યાણ કરવાનો ઉત્કૃષ્ટ માર્ગ ઉપદેશ છે; અને તે ઉપદેશ તીર્થંકર પોતાની સુધાતુલ્ય વાણીવડે આપે છે; સર્વે કોઈ તે વાણી પોતપોતાની ભાષામાં તરત સમજી જાય છે. અને ચારે બાજુએ એક યોજન સુધી સંભળાય છે. તેવી વાણીવડે કેવળજ્ઞાન દ્વારા જાણેલા ભાવોનો બોધ શ્રોતાવર્ગની ગ્રહણ કરવાની સ્થિતિનો સમ્યગ્ ખ્યાલ લાવી તે આપે છે. બીજાનું કલ્યાણ કરવાને કેવા કેવા સાધનોનો તીર્થંકર ઉપયોગ કરે છે તે શાસ્ત્રકાર દર્શાવે છે:—

**अविच्छेदेन भूयसां मोहांधकारापनयनं हृद्यैर्वचनभानुभिरिति ॥**

**અર્થ:**—હૃદયને અસર કરે તેવા વચનરૂપ કિરણોથી ઘણા પ્રાણીઓનો મોહરૂપ અંધકારનો જીવનપર્યંત નાશ કરનાર તીર્થંકર પદ છે.

**ભાવાર્થ:**—જેમ સૂર્યથી અંધકારનો નાશ થાય છે તેજ રીતે ભગવાનની વાણીથી લોકોનો મોહ નાશ પામે છે; હૃદયથી બોલાયેલી વાણી હૃદયને અસર કરે છે, એ સિદ્ધાન્ત પ્રમાણે ભગવાને જગતનું

વાળું પરમેશ્વરપદ તે પ્રાપ્ત કરે છે; અને તે સ્થિતિમાં ઉત્કૃષ્ટ સુખ અને આનંદ તે ભોગવે છે. કારણ કે પરમ આનંદ એ ઈશ્વરત્વનો સ્વભાવ છે. પરમાનંદ પંચાસીમાં લખ્યું છે કેઃ—

**परमानन्दसंपन्नं निर्विकारं निरामयम् ॥**
**ध्यानहीना न पश्यन्ति निजदेहे व्यवस्थितम् ॥ १ ॥**

વિકાર અને દુઃખરહિત તથા પરમ આનંદ સહિત પોતાના શરીરમાં રહેલા આત્માને ધ્યાનહીન મનુષ્યો જોતા નથી; એ ઉપરથી સિદ્ધ થાય છે કે આત્મા સ્વભાવે આનંદમય છે, અને ભાવ રોગથી તે આનંદ આચ્છાદિત થયેલો છે. માટે ભાવરોગનો નાશ થતાં સ્વયમેવ તે આનંદ સ્વરૂપ પ્રકટ થશે.

આ રીતે તીર્થંકર અને સામાન્ય કેવળીના સંબંધમાં ધર્મનું ફળ કહેવામાં આવ્યું. હવે તીર્થંકરના સંબંધમાં ધર્મનું અસાધારણ ફળ શું છે તે શાસ્ત્રકાર કહે છેઃ—

**देवेन्द्रहर्षजननमिति ॥**

**અર્થઃ**—તીર્થંકરપણું દેવેન્દ્રને હર્ષ ઉત્પન્ન કરે છે.

**ભાવાર્થઃ**—તીર્થંકર જન્મવાના છે, એવો વૃત્તાન્ત દેવતાઓના સ્વામી ઈન્દ્ર તથા બીજા દેવતાઓને હર્ષ ઉત્પન્ન કરે છે.

**तथा पूजानुग्रहाङ्गतेति ॥**

**અર્થઃ**—વળી પૂજાએ કરીને જગતને ઉપકારનું કારણ તીર્થંકર પદ છે.

**ભાવાર્થઃ**—જ્યારથી પ્રભુ જન્મે છે, ત્યારથી છેક તેમના નિર્વાણકાળ સુધી જુદા જુદા સમયે દેવેન્દ્રો, દેવો, નરેન્દ્રો અને સામાન્ય મનુષ્યો આ ભગવાન છે એમ જાણી ભક્તિ કરે છે, પૂજન કરે છે અને તે ભક્તિવડે તેઓને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થાય છે; આવી રીતે તીર્થંકર પદ ત્રણ જગતના જીવોને ઉપકાર કરનારૂં નીવડે છે.

**तथा प्रातिहार्योपयोग इति ॥**

**અર્થઃ**—વળી આઠ પ્રાતિહાર્ય ભગવાનને પ્રાપ્ત થાય છે.

सानुबन्धसुखभाव उत्तरोत्तरः प्रकामप्रभूतसत्त्वोपकाराय अवन्ध्यकारणं निवृत्तेरिति ॥

**અર્થઃ**—ઉત્તરોત્તર વિશેષ એવો અવિચ્છિન્ન (અટકયા વગરનો) સુખભાવ તે પ્રાણીઓના મોટા ઉપકાર અર્થે થાય છે, અને તેથી તે મોક્ષનું અવંધ્ય (સફળ) કારણ છે.

**ભાવાર્થઃ**—સદ્ અનુષ્ઠાનથી મનુષ્યને સુખ મળે છે, તે સુખનો તે બીજા સારૂ ઉપયોગ કરે છે, તેથી તેને વિશેષ સુખ મળે છે; વળી તેથી તે બીજાનું વધારે કલ્યાણ કરવા સમર્થ થાય છે; અને તેથી ઉત્તરોત્તર વિશેષ સુખ પ્રાપ્ત થયાં કરે છે, અને અંતે તે મોક્ષ સુખ મેળવવા ભાગ્યશાળી બને છે.

આ સૂત્ર ઉપરથી એ ફલિત થાય છે કે સુખ મેળવવા માટે પરોપકાર જેવો બીજો કોઇ માર્ગ નથી; કારણ કે પરોપકારથી વિશેષ સુખ મળે છે, અને વિશેષ સુખવાળો વિશેષ પરોપકાર કરવા સમર્થ થાય છે. હવે આ વિષયની સમાપ્તિ કરવા ઇચ્છના શાસ્ત્રકાર લખે છે કે–

इति परंपरार्थकरणमिति।

**અર્થઃ**—માટેજ તીર્થંકર પદ બીજાનું ઉત્કૃષ્ટ કલ્યાણ કરનારૂં છે.

**ભાવાર્થઃ**—તીર્થંકરના વચનથી મોહાંધકાર ટળે છે, તેથી સૂક્ષ્મ પદાર્થો અને ભાવો ઝટ સમજાય છે અને તેની શ્રદ્ધા થાય છે, પછી તે આદરવામાં આવે છે, તેથી અનર્થનો નાશ થાય છે, અને સુખનો ઉદ્ભવ થાય છે, સુખથી પરોપકાર થાય છે, પરોપકારથી વિશેષ સુખ મળે છે. એ પ્રમાણે ઉત્તરોત્તર વિશેષ સુખ પ્રાપ્ત કરતાં કરતાં અંતે મોક્ષ મળે છે, માટેજ તીર્થંકરપદને બીજાનું ઉત્કૃષ્ટ કલ્યાણ કરનારૂં ગણવામાં આવ્યું છે.

હવે તીર્થંકર અને ચરમદેહી સામાન્ય કેવળીને સામાન્ય એવું ધર્મનું ફળ શાસ્ત્રકાર કહે છેઃ—

भवोपग्राहिकर्मविगम इति ॥

**અર્થઃ**—ભવોપગ્રાહી કર્મનો નાશ થાય છે.

કલ્યાણ કરવાની શુદ્ધ બુદ્ધિથી આપેલો ઉપદેશ શ્રોતાવર્ગના હૃદયમાં સચોટ કરે છે. આ પ્રમાણે મોહાંધકાર નાશ થાય છે ત્યારે—

सूक्ष्मभावप्रतिपत्तिरिति ॥

**અર્થઃ—સૂક્ષ્મભાવનું જ્ઞાન થાય છે.**

**ભાવાર્થઃ—**જ્યારે ભગવાનની સર્વ સદશ હૃદયંગમવાણીથી લોકોનો મોહાંધકાર નાશ પામે છે, ત્યારે સૂક્ષ્મ બુદ્ધિવાળા પુરૂષો સમજી શકે તેવા જે જે પદાર્થો અને ભાવોનું ભગવાન્ વર્ણન કરે છે, તે તે શ્રોતાવર્ગ ઝટ સમજે છે અને ગ્રહણ કરે છે.

ततः श्रद्धामृतास्वादनमिति ॥

**અર્થઃ—પછી શ્રદ્ધારૂપ અમૃતનું આસ્વાદન થાય છે.**

**ભાવાર્થઃ—**જ્યારે સૂક્ષ્મ ભાવો લોકોના સમજવામાં આવે છે, ત્યારે જેમ અમૃતનું પાન કરી આનંદ માને તેમ મનવડે તે તે પદાર્થોને લોકો ગ્રહણ કરે છે, અને તેમને સત્ય તરીકે માને છે. તે સત્ય બાબતોની શ્રદ્ધા થાય છે.

ततः सदनुष्ठानयोग इति.

**અર્થઃ—પછી સારા અનુષ્ઠાનની પ્રાપ્તિ થાય છે.**

**ભાવાર્થઃ—**જ્યારે તત્ત્વ યથાર્થ સમજાય ત્યારે તદનુસાર વર્તન થાય એવો સ્વાભાવિક નિયમ છે; માટે આ સ્થળે પણ તત્ત્વોને યથાર્થ સમજ્યા પછી તે આદરવાનું મન થાય છે, અને ગૃહસ્થ ધર્મ અથવા યતિધર્મ તે પાળવાને આકર્ષાય છે.

ततः परमापायहानिरिति ॥

**અર્થઃ—પછી ઉત્કૃષ્ટ અનર્થનો નાશ થાય છે.**

**ભાવાર્થઃ—**નરકગતિ તિર્યંચગતિ વગેરે અનર્થ ઉપજાવનારાં કારણોનો તેની બાબતમાં નાશ થાય છે; અર્થાત્ તેવો મનુષ્ય નરક તે તિર્યંચગતિમાં જતો નથી. આટલેથી પણ તે શ્રોતાવર્ગને થયેલા ઉપકારનો અંત આવતો નથી, કારણ કે જે વિશેષ લાભ થાય છે તે શાસ્ત્રકાર દર્શાવે છે.

तद्गत एव तद्ग्रह इति ॥

અર્થઃ—કર્મવાળાજ ફરી જન્મ લેઇ શકે.

ભાવાર્થઃ—જે જીવ કર્મસહિત છે તે ફરીથી જન્મ મરણ ધારણ કરે, પણ જે કર્મરહિત છે તેને જન્મ મરણ થતાં નથી. માટે નિર્વાણ પામેલો આત્મા કર્મરહિત હોવાથી જન્મ મરણ ધારણ કરતો નથી.

શંકા-કર્મવાળાનેજ જન્મ મરણ તમે માનો છો, તો પ્રથમ જીવે ક્યારે કર્મ કર્યા કે તે સકર્મ થયો, અને જન્મ ધારણ કર્યો?

તે શંકાનું સમાધાન શાસ્ત્ર કરે છે કેઃ—

तदनादित्वेन तथाभावसिद्धेरिति ॥

અર્થઃ—કર્મના અનાદિપણાએ કરીને ઉપર જણાવેલો ભાવ સિદ્ધ થાય છે.

ભાવાર્થઃ—કર્મ પણ આત્માની સાથે અનાદિ છે, અને તેથી આત્મા અનાદિકાળથી કર્મસહિત છે, અને તેથી જન્મ મરણ લે છે, પણ સિદ્ધ કર્મરહિત હોવાથી ફરીથી જન્મ લેતા નથી.

કર્મરહિત પણ કારણ વિશેષે ફરીથી જન્મ લેઈ શકે છે એવું કહેવામાં આવે છે, તે શંકાનું સમાધાન કરતાં શાસ્ત્રકાર લખે છે કેઃ—

सर्वविप्रमुक्तस्य तु तथा स्वाभावत्वान्निष्ठितार्थत्वान्न तद्ग्रहणे निमित्तमिति ॥

અર્થઃ—જે સર્વથા મુક્ત થયો છે તેનો સ્વભાવ હોવાથી તેમજ તે કૃતકૃત્ય હોવાથી ફરીથી જન્મ લેતો નથી, કારણકે ફરીથી જન્મ લેવામાં કોઇ પણ કારણ નથી.

ભાવાર્થઃ—જે સર્વ કર્મથી સર્વ પ્રકારે છુટો થયેલો છે, તેવો નિર્વાણી જીવ ફરીથી જન્મ લેતો નથી, કારણકે જે પોતાને સાધવાનું હતું તે તેણે સાધ્યું છે, અને વળી ફરીથી જન્મ લેવાનો તેનો સ્વભાવ નથી; માટે ફરીથી જન્મ લેવામાં કાંઇ પણ કારણ નથી. કર્મથી અથવા કારણ વિશેષથી જન્મ લેવો પડે, પણ સઘળાં કર્મ નાશ પામ્યાં છે, અને કારણ વિશેષ કાંઈ છે નહિ માટે તે ફરીથી જન્મ લેતો નથી.

**ભાવાર્થઃ**—ભવને મદદ કરનારા એટલે જન્મના સહાયકારી એવાં આયુ, નામ ગોત્ર અને વેદનીય કર્મનો, ચૌદમા ગુણસ્થાનકને અને તીર્થંકર કે સામાન્ય કેવળીના સંબંધમાં નાશ થાય છે.

ततः निर्वाणगमनमिति.

**અર્થઃ**—પછી નિર્વાણ પામે છે.

**ભાવાર્થઃ**—સર્વ ઉપાધિઓનો-દેહોનો, નાશ થતાં પોતાના સ્વરૂપનું ભાન થાય છે, તે સ્થિતિને નિર્વાણવસ્થા અથવા મોક્ષ કહે છે. તે સ્થિતિ તીર્થંકર તેમજ સામાન્ય કેવળી ચાર અઘાતી કર્મનો ક્ષય થતાં પ્રાપ્ત કરે છે.

तत्र च पुनर्जन्माद्यभाव इति ॥

**અર્થઃ**—ત્યાં પુનર્જન્મ વગેરેનો અભાવ થાય છે.

**ભાવાર્થઃ**—મોક્ષ પામ્યા પછી ફરીથી જન્મ થતો નથી. અને મરણ પણ થતું નથી.

बीजाभावतोऽयमिति ॥

**અર્થઃ**—તે બીજના અભાવથી થાય છે.

**ભાવાર્થઃ**—બીજ વિના જેમ અંકુરા ફુટે નહિ તેમ પુનર્જન્મના કારણભૂત બીજના અભાવથી ફરીથી તે જન્મ લેતા નથી. બીજ શું તે જણાવે છે.

कर्मविपाकस्तदिति ॥

**અર્થઃ**—કર્મનો વિપાક એ પુનર્જન્મનું બીજ છે.

**ભાવાર્થઃ**—જ્ઞાનાવરણીય આદિ કર્મનો ઉદય તે પુનર્જન્મનું બીજ છે; એટલે કર્મને લીધે જીવને ફરીથી જન્મ લેવો પડે છે; અને જે જીવો નિર્વાણ પ્રાપ્ત કરે છે તે કર્મનો નાશ કરવાથી પામે છે, માટે તે ફરી જન્મ લે નહિ.

अकर्मा चासाविति ॥

**અર્થઃ**—તે જીવ કર્મરહિત છે.

**ભાવાર્થઃ**—જે જીવ મોક્ષ પામ્યો તેને કર્મ હોતાં નથી; માટે તે ફરીથી જન્મ લેતો નથી.

**ભાવાર્થ:**—પોતાનું આત્માનું જે શુદ્ધ સ્વરૂપ છે, જે સચ્ચિદાનંદમય છે તે પોતે અનુભવે છે, સર્વ પદાર્થોનો તે જ્ઞાતા બને છે, અને આત્મિક આનંદ તે ભોગવે છે.

**तथा आत्यन्तिकी व्याबाधानिवृत्तिरिति ॥**

**અર્થ:—વળી દુઃખની અત્યંત નિવૃત્તિ થાય છે.**

**ભાવાર્થ:**—આધિ, વ્યાધિ અને ઉપાધિજન્ય ત્રિવિધ તાપો ટળી જાય છે અને શરીર અને મનસંબંધી સર્વ દુઃખોનો અત્યંત વિલય તે સ્થિતિમાં થાય છે; કારણ કે શરીર અને મન ત્યાં હોતાં નથી.

**सा निरुपमं सुखमिति ॥**

**અર્થ:-તે (દુઃખની અત્યંત નિવૃત્તિ)જ નિરૂપમ સુખ છે.**

**ભાવાર્થ:**—સિદ્ધના જીવોને કોઈ પણ પ્રકારનું દુઃખ નથી એજ તેમનું પરમસુખ છે; કારણકે દુઃખગર્ભિત સુખ તે સુખ નહિ પણ દુઃખજ છે. જે સુખ પામ્યા પછી વિશેષ સુખની આશા-તૃષ્ણા ન રહે તેવું અનુપમ સુખ તે ભોગવે છે.

તેવા સુખનું કારણ જણાવે છે:—

**सर्वत्राप्रवृत्तेरिति ॥**

**અર્થ:**—સર્વ સ્થળે પ્રવૃત્તિ નથી માટે (નિરૂપમ સુખ છે.)

**ભાવાર્થ:**—આ વસ્તુ ગ્રહણ કરવી છે, આ વસ્તુ ત્યાગવી છે, તે રૂપ પ્રવૃત્તિ કોઇ પણ સ્થળે તે જીવોને નથી; તેઓ ક્રિયા રહિત છે માટે નિરૂપમ સુખ તેઓ ભોગવે છે.

તેઓ પ્રવૃત્તિ કેમ કરતા નથી તેનું કારણ આપે છે:—

**समाप्तकार्यत्वादिति ॥**

**અર્થ:—પોતાનું કાર્ય સમાપ્ત થયેલું છે માટે (પ્રવૃત્તિ નથી).**

**ભાવાર્થ:**—પોતાને જે સાધવા યોગ્ય હતું તે તેઓએ સાધ્યું છે, અને મેળવવા યોગ્ય તેઓએ મેળવ્યું છે, માટે હવે પ્રવૃત્તિ કરવાનું કાંઇ કારણ નથી.

તેજ બાબતને સમર્થન કરતાં શાસ્ત્રકાર લખે છે કે:—

नाजन्मनो जरेति ॥

**અર્થ—**જેને જન્મ નથી તેને જરા નથી.

**ભાવાર્થઃ—**જે જન્મે છે તેને વાસ્તે વૃદ્ધાવસ્થા નિશ્ચિત છે પણ જે જન્મતોજ નથી તેને વૃદ્ધાવસ્થા નથી; માટે જન્મ જરા ભયથી નિર્વાણ પામેલો જીવ મુક્ત હોય છે. વિશેષ કહે છેઃ—

एवं च न मरणभयशक्तिरिति ॥

**અર્થ—**એ રીતે મરણનો ભય પણ રહેતો નથી.

**ભાવાર્થઃ—**જે જન્મે છે તે વૃદ્ધ થાય છે, અને તેને મરણનું ભય રહે છે પણ જેને જન્મ નથી તેને વૃદ્ધાવસ્થા નથી, અને તે મરણ પણ નથી; તેમજ તે સંબંધી ભય પણ નથી. જ્યાં સુધી જન્મ છે ત્યાં સુધી તો મરણ નિશ્ચિત છે, માટે એવા ઉપાય કરવા કે ફરી જન્મ લેવો ન પડે. કહ્યું છે કેઃ-

मृत्योर्बिभेषि किं बाल स च भीतं न मुञ्चति ॥
अजातं नैव गृह्णाति कुरु प्रयत्नमजन्मनि ॥

હે બાલ! તું મૃત્યુથી કેમ ડરે છે? બીનેલાને મરણ છોડતું નથી. જે જન્મેલો નથી, તેને મરણ પકડતું નથી, માટે ફરી જન્મ ન લેવો પડે તેવો પ્રયત્ન કર.

तथा न चान्य उपद्रव इति ॥

**અર્થ—**વળી બીજો કોઇ ઉપદ્રવ હોતો નથી.

**ભાવાર્થઃ—**ભૂખ, તરસ, રોગ વગેરેનો ઉપદ્રવ સિદ્ધને હોતો નથી, કારણકે તે સર્વે શરીરના ધર્મો છે; માટે જે નિરૂપાધિ અથવા શરીર રહિત કેવળ આત્માવસ્થામાં છે, તેને ઉપર જણાવેલ ઉપદ્રવો પીડા કરી શકતા નથી.

ત્યારે મોક્ષમાં શું હોય તેનો જવાબ આપે છેઃ—

विशुद्धस्वरूपलाभ इति ॥

**અર્થ—**અતિશય શુદ્ધ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે

હવે સ્વસ્થપણાનું લક્ષણ કહે છેઃ—

स्वास्थ्यं तु निरुत्सुकतया प्रवृत्तेरिति ॥

અર્થઃ—ઉત્સુકતારહિતપણે પ્રવૃત્તિ કરવી તેનું નામજ સ્વસ્થતા–શાંતિ.

ભાવાર્થઃ—જે લોકો ઉત્સુકતા વિના–તૃષ્ણા વિના સર્વ કાર્યમાં પ્રવૃત્તિ કરે છે તેઓએજ ખરેખરી સ્વસ્થતા મેળવી છે, એમ કહી શકાય. જેને કોઇ પણ પ્રકારની તૃષ્ણા છે તે ઉત્સુક થયા વિના રહેજ નહિ, અને જ્યાં તે ઉત્સુક થયો ત્યાં ચિત્ત સ્વસ્થતાનો વિનાશ થયો. માટે ઉત્સુકતારહિતપણે પ્રવૃત્તિ કરવી તેજ ખરી સ્વસ્થતા છે; જેઓને કર્મના ફળની આશા નથી, તેવા નિષ્કામ બુદ્ધિવાળા પુરૂષોજ સ્વસ્થતા પામી શકે.

परमस्वास्थ्यहेतुत्वात्परमार्थतः स्वास्थ्यमेवेति ॥

અર્થઃ—ઉત્કૃષ્ટ સ્વસ્થપણાના કારણભૂત હોવાથી, ઉત્સુકતારહિતપણે પ્રવૃત્તિ કરવી એજ સ્વસ્થપણું જાણવું.

ભાવાર્થઃ—જે લોકો ઉત્સુકતારહિતપણે પ્રવૃત્તિ કરે છે, તે પરમ સ્વસ્થતા પામે છે, માટે નિરૂત્સુક પ્રવૃત્તિજ પરમ સ્વસ્થતા છે એમ કહી શકાય. કોઇ પણ પ્રકારની તૃષ્ણા વિના–ફળની આશા વિના, નિરૂત્સુકપણે કેવળજ્ઞાની ભગવાનજ પ્રવૃત્તિ કરે છે. જો કેવળજ્ઞાનીને નિરૂત્સુક ભાવ હોય, જો તેઓને કોઈ પણ પ્રકારની તૃષ્ણાજ ન હોય, જો સંસાર અને મોક્ષ બન્નેને વિષે સ્પૃહાજ ન હોય તો પછી યોગ્ય કાર્યમાં પ્રવૃત્તિ અને અયોગ્ય કાર્યથી નિવૃત્તિ શી રીતે થઇ શકે ? એવી શંકાનો ટીકાકાર ઉત્તર આપે છે કે પૂર્વ સંસ્કારવશથી તે થઈ શકે છે. જેમ કુંભારના ચક્રને ગતિ આપ્યા પછી આપણે ફરીથી ગતિ ન આપીએ તોપણ થોડો સમય તે ચાલ્યાં કરે છે, તેજ રીતે પૂર્વ સંસ્કારના વશથી અયોગ્ય કાર્યથી નિવૃત્તિ અને યોગ્ય કાર્યમાં પ્રવૃત્તિ દ્રવ્યથી થાય છે; તેઓ ભાવથી પ્રવૃત્તિ નિવૃત્તિ કરતા નથી.

તેજ બાબતને સિદ્ધ કરવાને શાસ્ત્રકાર લખે છે કેઃ—

भावसारे हि प्रवृत्त्यप्रवृत्ती सर्वत्र प्रधानो व्यवहार इति ॥

न चैतस्य कचिदौत्सुक्यमिति ॥

**અર્થ:**—તેમને કોઈ પણ કાર્ય કરવામાં ઉત્સુકપણું રહેલું નથી.

**ભાવાર્થ:**—સર્વ તૃષ્ણાનો નાશ કરવાથી જીવ મોક્ષ મેળવે છે; પછી તે જીવને તૃષ્ણારૂપ ઉત્સુકપણું હોતું નથી, કારણ કે સર્વ ઇચ્છિત પદાર્થો તેણે પ્રાપ્ત કર્યા છે, અને તેથી પ્રવૃત્તિ કરવી પડતી નથી, અને તેથી નિરૂપમ સુખ તે ભોગવે છે.

दुःखं चैतत्स्वास्थ्यविनाशनेनेति ॥

**અર્થ:**—સ્વસ્થપણાનો નાશ કરવાથી ઉત્સુકપણું તે દુઃખ છે.

**ભાવાર્થ:**—સર્વ સુખનું મૂળ સ્વસ્થપણું-ઉદ્વેગ રહિતપણું-શાંતિ છે. પણ જેઓને કોઈ પણ બાબતની ઉત્સુકતા છે, તેઓ સ્વસ્થપણું જાળવી શકતા નથી, અને તેથી દુઃખી થાય છે.

दुःखशक्त्युद्रेकतोऽस्वास्थ्यसिद्धेरिति ॥

**અર્થ:**—દુઃખના બીજની (ઉત્સુકપણાની) ઉત્પત્તિથી અસ્વસ્થપણું સિદ્ધ થાય છે.

**ભાવાર્થ:**—દુઃખનું બીજ ઉત્સુકપણું છે; જેઓ કોઈ પણ બાબતની તૃષ્ણાવાળા છે, કોઈ પણ બાબત સારૂ ઉત્સુક છે તેઓને શાંતિ-સ્વસ્થતા હોતી નથી, માટે ઉત્સુકપણાથી અસ્વસ્થતા આત્મામાં ઉત્પન્ન થાય છે, માટે ઉત્સુકપણું એજ દુઃખ છે.

અસ્વસ્થતા પણ શી રીતે સિદ્ધ થાય છે તે દર્શાવે છેઃ—

अहितप्रवृत्त्येति ॥

**અર્થ:**—અહિતકારી પ્રવૃત્તિ કરવાથી (આત્માની અસ્વસ્થતા સિદ્ધ થાય છે.)

**ભાવાર્થ:**—જ્યારે મનુષ્યો પોતાને જે માર્ગ હિતકારી નથી તે માર્ગે પ્રવૃત્તિ કરવાને દોરાય ત્યારે સમજવું કે તે મનની અસ્વસ્થતાનું પરિણામ છે; અને મનની અસ્વસ્થતા ઉત્સુકપણાથી ઉદ્ભવે છે. માટે ઉત્સુકપણું-તૃષ્ણા મનુષ્યને અહિતકારી માર્ગમાં પ્રવૃત્તિ કરવા પ્રેરે છે.

આગલા સૂત્રમાં વિચારી ગયા કે કેવળજ્ઞાની અથવા તેમની સ્થિતિએ પ્હોંચેલા મહા પુરૂષો નિષ્કામ વૃત્તિથી–સ્વભાવથીજ–કુંભારના ગતિમાં મુકેલા ચક્રની માફક–શુભકાર્યમાં પ્રવર્તે છે, અથવા અશુભ કાર્યથી નિવર્તે છે. ફળની આશા સિવાય કાર્યનો આરંભ નહિ કરનાર આપણા જેવા પામર અને અજ્ઞ જનને આ બાબત વિચિત્ર અને ગહન લાગે, પણ જેઓ ધ્યાની છે, અને જેઓએ ધ્યાનવડે પોતાના હૃદયને પવિત્ર બનાવ્યું છે તેવા મહા મુનિઓને આ બાબતનું અનુભવ સિદ્ધજ્ઞાન છે; કારણકે ફળની આશા રાખ્યા સિવાય સ્વભાવથીજ પ્રવૃત્તિ કરતાં કેટલેક અંશે તેઓ શિખેલા છે. જેણે રસાયણ શાસ્ત્રનું કાંઇ પણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તે રસાયનના મોટા પ્રયોગો સંબંધી થતું વર્ણન કાંઇક અંશે સમજી શકે, પણ જેને તે બાબતનું બિલકુલ જ્ઞાન નથી તેને તે નીરસ અને વિચિત્ર ભાસે; તેજ રીતે નિઃસ્વાર્થ બુદ્ધિથી જેઓ કોઇ પણ અંશે કામ કરતા શિખ્યા છે, તેઓનાજ ખ્યાલમાં આવી શકે કે સંપૂર્ણ નિઃસ્વાર્થ બુદ્ધિથી કાર્ય કરનારા આ જગતમાં વસતા હશે.

सुस्वास्थ्यं च परमानन्द इति ॥

**અર્થઃ**—અતિશય સ્વસ્થતા તેજ પરમ આનંદ છે.

**ભાવાર્થઃ**—આપણે પ્રથમ વિચારી ગયા કે નિરૂત્સુક–નિષ્કામ પ્રવૃત્તિ એજ સ્વસ્થતા; એજ શાંતિ, એજ આનંદ. એવી "વધારે સ્વસ્થતા" તેજ શાશ્વત શાંતિ; તેજ પરમાનંદ સમજવો. તેજ મોક્ષનું સ્વરૂપ છે. જગતના બાહ્ય પદાર્થોમાં–વિષયોમાં–પણ સુખ અને આનંદ મળે છે; પણ તે સુખ ક્ષણિક છે, અને તે મેળવ્યા પછી **બીજું** સુખ અથવા આનંદ મેળવવાની આભલાષા રહે છે. માટે તે પરમ સુખ અથવા આનંદ કહી શકાય નહિ; પણ મોક્ષનુ સુખ તેજ પરમ આનંદ છે, કારણકે તે પ્રાપ્ત કર્યા પછી પ્રાપ્તવ્ય કાંઇ રહેતું નથી.

तदन्यनिरपेक्षत्वादिति ॥

**અર્થઃ**—આત્માથી અન્ય વસ્તુની અપેક્ષા નથી, માટે સ્વસ્થતા તેજ પરમાનન્દ છે.

અર્થ:—ભાવસહિત પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ તેજ ખરી પ્રવૃત્તિ નિવૃત્તિ છે, એવો મુખ્ય વ્યવહાર છે.

ભાવાર્થ:—મનના ભાવ સહિત જે પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ થાય છે, તેનેજ તત્ત્વના જાણનારા ખરી પ્રવૃત્તિ કે નિવૃત્તિ ગણે છે; દ્રવ્યથી પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ થાય તે ખરી પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ નથી. જે દ્રવ્યથી ચારિત્રક્રિયા પરિપૂર્ણ કરે, પણ તેમાં ભાવ ન હોય તો તેમને મુનિ ભાવની સત્ય ક્રિયા કરનાર શાસ્ત્રમાં ગણવામાં આવ્યા નથી. વળી કેટલાક પ્રકારના મોટા મત્સ્યો એવાં ઘોર હિંસાનાં કાર્યો કરે છે કે સાતમી નરકનું આયુષ્ય બાંધે છતાં તે બાંધતા નથી. કારણ કે તેઓ અસંજ્ઞી છે, મનની સંજ્ઞા રહિત છે. તેજ રીતે સંસાર અને મોક્ષ જેને સમાન છે અને જેને બેને વિષે રતિમાત્ર સ્પૃહા નથી એવા સયોગી કેવળી પૂર્વનાં સંસ્કાર વશથી શાસ્ત્રે વિહિત અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરે છે, અને શાસ્ત્ર અવિહિત અનુષ્ઠાનથી નિવૃત્તિ કરે છે, તોપણ ભાવથી પ્રવૃત્તિ અથવા નિવૃત્તિના કરનાર કહ્યા નથી. કહ્યું છે કેઃ—

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ॥
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥

જેના સર્વે સમારંભો એટલે (કાર્યો) તૃષ્ણાના સંકલ્પ રહિત છે અને જેણે જ્ઞાનરૂપી અગ્નિથી કર્મને બાળી નાખ્યા છે, તેનેજ ડાહ્યા પુરૂષો ખરો વિદ્વાન્ કહે છે, ખરો જ્ઞાની ગણે છે. કહેવાનો સાર એ છે કે આવા કેવળજ્ઞાની ભગવાન્ કાર્યો કરે છે, છતાં કર્મ બંધનથી લેપાતા નથી, કારણકે તે નિષ્કામબુદ્ધિથી તેઓ કરે છે; ઉચિત માર્ગમાં પ્રવૃત્તિ અને અનુચિત માર્ગથી નિવૃત્તિ એ તેમનો સ્વભાવ થઈ જાય છે.

प्रतीतिसिद्धश्चायं सद्योगसचेतसामिति ॥

અર્થ:—શુદ્ધ ધ્યાનવાળા (મહામુનિયો)ને ઉપરનો ભાવાર્થ અનુભવ સિદ્ધ છે.

ભાવાર્થ:—શુદ્ધ ધ્યાનથી જેમનું હૃદય પવિત્ર થયેલું છે તેવા મહા મુનિયો ઉપર જણાવેલી બાબતને યથાર્થ સમજે છે. આપણે

આગલા સૂત્રમાં વિચારી ગયા કે કેવળજ્ઞાની અથવા તેમની સ્થિતિએ પ્હોંચેલા મહા પુરૂષો નિષ્કામ વૃત્તિથી-સ્વભાવથીજ-કુંભારના ગતિમાં મુકેલા ચક્રની માફક-શુભકાર્યમાં પ્રવર્તે છે, અથવા અશુભ કાર્યથી નિવર્તે છે. ફળની આશા સિવાય કાર્યનો આરંભ નહિ કરનાર આપણા જેવા પામર અને અજ્ઞ જનને આ બાબત વિચિત્ર અને ગહન લાગે, પણ જેઓ ધ્યાની છે, અને જેઓએ ધ્યાનવડે પોતાના હૃદયને પવિત્ર બનાવ્યું છે તેવા મહા મુનિઓને આ બાબતનું અનુભવ સિદ્ધ જ્ઞાન છે; કારણકે ફળની આશા રાખ્યા સિવાય સ્વભાવથીજ પ્રવૃત્તિ કરતાં કેટલેક અંશે તેઓ શિખેલા છે. જેણે રસાયણ શાસ્ત્રનું કાંઇ પણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તે રસાયનના મોટા પ્રયોગો સંબંધી વર્તુ વર્ણન કાંઇક અંશે સમજી શકે, પણ જેને તે બાબતનું બિલકુલ જ્ઞાન નથી તેને તે નીરસ અને વિચિત્ર ભાસે; તેજ રીતે નિઃસ્વાર્થ બુદ્ધિથી જેઓ કોઇ પણ અંશે કામ કરતા શિખ્યા છે, તેઓનાજ ખ્યાલમાં આવી શકે કે સંપૂર્ણ નિઃસ્વાર્થ બુદ્ધિથી કાર્ય કરનારા આ જગતમાં વસતા હશે.

सुस्वास्थ्यं च परमानन्द इति ॥

**અર્થઃ**—અતિશય સ્વસ્થતા તેજ પરમ આનંદ છે.

**ભાવાર્થઃ**—આપણે પ્રથમ વિચારી ગયા કે નિરૂત્સુક-નિષ્કામ પ્રવૃત્તિ એજ સ્વસ્થતા; એજ શાંતિ, એજ આનંદ. એથી વધારે સ્વસ્થતા તેજ શાશ્વત શાંતિ; તેજ પરમાનંદ સમજવો. તેજ મોક્ષનું સ્વરૂપ છે. જગતના બાહ્ય પદાર્થોમાં-વિષયોમાં-પણ સુખ અને આનંદ મળે છે; પણ તે સુખ ક્ષણિક છે, અને તે મેળવ્યા પછી **બીજું** સુખ અથવા આનંદ મેળવવાની અભિલાષા રહે છે. માટે તે પરમ સુખ અથવા આનંદ કહી શકાય નહિ; પણ મોક્ષનું સુખ તેજ પરમ આનંદ છે, કારણકે તે પ્રાપ્ત કર્યા પછી પ્રાપ્તવ્ય કાંઇ રહેતું નથી.

तदन्यनिरपेक्षत्वादिति ॥

**અર્થઃ**—આત્માથી અન્ય વસ્તુની અપેક્ષા નથી, માટે સ્વસ્થતા તેજ પરમાનન્દ છે.

**અર્થઃ**—ભાવસહિત પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ તેજ ખરી પ્રવૃત્તિ નિવૃત્તિ છે, એવો મુખ્ય વ્યવહાર છે.

**ભાવાર્થઃ**—મનના ભાવ સહિત જે પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ થાય છે, તેનેજ તત્વના જાણનારા ખરી પ્રવૃત્તિ કે નિવૃત્તિ ગણે છે; દ્રવ્યથી પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ થાય તે ખરી પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ નથી. જે દ્રવ્યથી ચારિત્રક્રિયા પરિપૂર્ણ કરે, પણ તેમાં ભાવ ન હોય તો તેમને મુનિ ભાવની સત્ય ક્રિયા કરનાર શાસ્ત્રમાં ગણવામાં આવ્યા નથી. વળી કેટલાક પ્રકારના મોટા મત્સ્યો એવાં ઘોર હિંસાનાં કાર્યો કરે છે કે સાતમી નરકનું આયુષ્ય બાંધે છતાં તે બાંધતા નથી. કારણ કે તેઓ અસંજ્ઞી છે, મનની સંજ્ઞા રહિત છે. તેજ રીતે સંસાર અને મોક્ષ જેને સમાન છે અને જેને બેને વિષે રતિમાત્ર સ્પૃહા નથી એવા સયોગી કેવળી પૂર્વના સંસ્કાર વશથી શાસ્ત્ર વિહિત અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરે છે, અને શાસ્ત્ર અવિહિત અનુષ્ઠાનથી નિવૃત્તિ કરે છે, તોપણ ભાવથી પ્રવૃત્તિ અથવા નિવૃત્તિના કરનાર કહ્યા નથી. કહ્યું છે કેઃ—

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ॥
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥

જેના સર્વ સમારંભો એટલે (કાર્યો) તૃષ્ણાના સંકલ્પ રહિત છે અને જેણે જ્ઞાનરૂપી અગ્નિથી કર્મને બાળી નાખ્યા છે, તેનેજ પ્રાજ્ઞ પુરૂષો ખરો વિદ્વાન્ કહે છે, ખરો જ્ઞાની ગણે છે. કહેવાનો સાર એ છે કે આવા કેવળજ્ઞાની ભગવાન્ કાર્યો કરે છે, છતાં કર્મ બંધનથી લેપાતા નથી, કારણકે તે નિષ્કામબુદ્ધિથી તેઓ કરે છે; ઉચિત માર્ગમાં પ્રવૃત્તિ અને અનુચિત માર્ગથી નિવૃત્તિ એ તેમનો સ્વભાવ થઈ જાય છે.

प्रतीतिसिद्धश्चायं सद्योगसचेतसामिति ॥

**અર્થઃ**—સદ્ ધ્યાનવાળા (મહામુનિયો)ને ઉપરનો ભાવાર્થ અનુભવ સિદ્ધ છે.

**ભાવાર્થઃ**—શુદ્ધ ધ્યાનથી જેમનું હૃદય પવિત્ર થયેલું છે તેવા મહા મુનિયો ઉપર જણાવેલી બાબતને યથાર્થ સમજે છે. આપણે

આગલા સૂત્રમાં વિચારી ગયા કે કેવળજ્ઞાની અથવા તેમની સ્થિતિએ પ્હોંચેલા મહા પુરુષો નિષ્કામ વૃત્તિથી–સ્વભાવથીજ–કુંભારના ગતિમાં મુકેલા ચક્રની માફક–શુભકાર્યમાં પ્રવર્તે છે, અથવા અશુભ કાર્યથી નિવર્તે છે. ફળની આશા સિવાય કાર્યનો આરંભ નહિ કરનાર આપણા જેવા પામર અને અજ્ઞ જનને આ બાબત વિચિત્ર અને ગહન લાગે, પણ જેઓ ધ્યાની છે, અને જેઓએ ધ્યાનવડે પોતાના હૃદયને પવિત્ર બનાવ્યું છે તેવા મહા મુનિઓને આ બાબતનું અનુભવ સિદ્ધજ્ઞાન છે; કારણકે ફળની આશા રાખ્યા સિવાય સ્વભાવથીજ પ્રવૃત્તિ કરતાં કેટલેક અંશે તેઓ શિખેલા છે. જેણે રસાયણ શાસ્ત્રનું કાંઇ પણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તે રસાયનના મોટા પ્રયોગો સંબંધી થતું વર્ણન કાંઇક અંશે સમજી શકે, પણ જેને તે બાબતનું બિલકુલ જ્ઞાન નથી તેને તે નીરસ અને વિચિત્ર ભાસે; તેજ રીતે નિઃસ્વાર્થ બુદ્ધિથી જેઓ કોઇ પણ અંશે કામ કરતા શિખ્યા છે, તેઓનાજ ધ્યાનમાં આવી શકે કે સંપૂર્ણ નિઃસ્વાર્થ બુદ્ધિથી કાર્ય કરનારા આ જગતમાં વસતા હશે.

સુસ્વાસ્થ્યં ચ પરમાનન્દ ઇતિ ॥

**અર્થ:**—અતિશય સ્વસ્થતા તેજ પરમ આનંદ છે.

**ભાવાર્થ:**—આપણે પ્રથમ વિચારી ગયા કે નિરુત્સુક–નિષ્કામ પ્રવૃત્તિ એજ સ્વસ્થતા; એજ શાંતિ, એજ આનંદ. એવી વધારે સ્વસ્થતા તેજ શાશ્વત શાંતિ; તેજ પરમાનંદ સમજવો. તેજ મોક્ષનું સ્વરૂપ છે. જગતના બાહ્ય પદાર્થોમાં–વિષયોમાં–પણ સુખ અને આનંદ મળે છે; પણ તે સુખ ક્ષણિક છે, અને તે મેળવ્યા પછી **બીજું** સુખ અથવા આનંદ મેળવવાની અભિલાષા રહે છે. માટે તે પરમ સુખ અથવા આનંદ કહી શકાય નહિ; પણ મોક્ષનું સુખ તેજ પરમ આનંદ છે, કારણકે તે પ્રાપ્ત કર્યા પછી પ્રાપ્તવ્ય કાંઇ રહેતું નથી.

તદન્યનિરપેક્ષત્વાદિતિ ॥

**અર્થ:**—આત્માથી અન્ય વસ્તુની અપેક્ષા નથી, માટે સ્વસ્થતા તેજ પરમાનન્દ

ભાવાર્થ:—દરેક સુખ બાહ્ય વસ્તુ ઉપર આધાર રાખે છે. પાંચે ઇન્દ્રિયોનું સુખ તેના વિષયોની પ્રાપ્તિ ઉપર રહેલું છે; જો વિષય ન મળ્યો તો દુઃખ થાય છે. વળી માનસિક સુખ જોકે ઇન્દ્રિયજન્ય સુખ કરતાં અધિક છે, અને જરા લાંબા કાળ સુધી ટકે છે, તોપણ તે આખરે ક્ષણિક છે, વળી તેનો આધાર પુસ્તકો ઉપર અને મગજ ઉપર રહેલો છે. વૃદ્ધાવસ્થામાં મગજ સુસ્ત, અને નિર્બળ થાય ત્યારે માનસિક સુખનો અંત આવે છે. વળી કોઈ લેખક હોય, અથવા ભાષણ કર્તા હોય તેના સુખનો આધાર બીજા તેના લેખની અથવા ભાષણની પ્રશંસા કરે તેનાપર રહેલો છે. જો કોઈ તેના લેખ અથવા ભાષણ સંબંધી જરા વિરૂદ્ધ અભિપ્રાય દર્શાવે કે તરત તેનું માનસિક સુખ વિલય પામે છે. જ્યાં સુધી બીજાના ઉપર સુખનો આધાર રાખીએ છીએ ત્યાં સુધી આપણે ખરા સુખથી દૂર જતા જઇએ છીએ; પણ આત્માનું સુખ, આત્મિક આનંદ તો પોતાનામાંજ રહેલો છે, પર ઉપર તેને આધાર રાખવો પડતો નથી; માટેજ આત્માનો આનંદ ને પરમાનંદ છે.

अपेक्षाया दुःखरूपत्वादिति॥

અર્થ:—પારકાની અપેક્ષા રાખવી એજ દુઃખરૂપ છે માટે (નિરપેક્ષતા એજ પરમાનંદ છે).

ભાવાર્થ:—આપણે ઉપર વિચારી ગયા છીએ કે જ્યાં સુધી મનુષ્ય સુખને વાસ્તે બીજાપર આધાર રાખે છે ત્યાં સુધી ખરૂં સુખ તેને મળતું નથી. આત્મા સિવાયના સર્વ પદાર્થો-વિષયો-ઉપાધિઓ આત્માથી જુદાં છે, અને તેથી તેમનાપર આધાર રાખનાર દુઃખ પામે છે. શ્રી ચિદાનંદજીએ લખ્યું છે કે:—

નિજરૂપા નિજ વસ્તુ હૈ, પરરૂપા પરવસ્ત;
જેણે જાણ્યો પેચ એહ, તેણે જાણ્યું સમસ્ત.

આત્મા એજ પોતાનો છે, અને આત્મા સિવાયના સર્વ પદાર્થો પરભાવ છે, પુદ્ગલના ખેલો છે; એવો આત્મા અને અનાત્મા, ચેતન ને જડ વચ્ચેનો ભેદ જે યથાર્થ સમજ્યો તેણે જાણવા યોગ્ય સર્વ

વસ્તુનું જ્ઞાન મેળવ્યું છે એમ યથાર્થ રીતે કહી શકાય. તેવો આત્મજ્ઞાની પુરુષ આત્મામાં આનંદ શોધે છે, અને ત્યાં તેને તે મળે છે.

એજ વિચારને પુષ્ટિ આપના શાસ્ત્રકાર લખે છેઃ—

अर्थान्तरमाप्त्या हि तन्निवृत्तिर्दुःखत्वेनानिवृत्तिरेवेति ॥

**અર્થઃ—બીજા વિષયો મેળવવાથી દુઃખની નિવૃત્તિ થાય છે, પણ તે દુઃખરૂપ હોવાથી દુઃખની અ-નિવૃત્તિજ છે.**

**ભાવાર્થઃ**—જગતના જે બાહ્ય પદાર્થની આપણને ઇચ્છા હોય, અને જેની પ્રાપ્તિથી આપણને સુખ મળશે, એમ આપણે માનતા હોઇએ, તે પ્રાપ્ત થવાથી આપણને સુખ તો મળે. તે પ્રાપ્ત કરવામાં આપણને જે દુઃખ થાય છે, તેનો આપણે વિચાર ન કરીએ તો પણ તે સુખ દુઃખરૂપજ છે. કારણ કે બાહ્ય પદાર્થોથી ઉપજતું સુખ ઐન્દ્રજાલિક છે, અને અતૃપ્તિપદ સ્વભાવવાળું છે, એટલે તે સુખથી આપણને તૃપ્તિ નથી, પણ બીજું સુખ મેળવવા આપણું હૃદય વિલસે છે. વળી તે ગમે તેટલા સમય સુધી ચાલે તોપણ અનંતકાળની અપેક્ષાએ તે ક્ષણિક છે, તેમજ દુઃખ ગર્ભિત છે. જે પરિણામે દુઃખદાયી હોય તે સુખકર છતાં દુઃખકરજ છે. ફરીથી લખવું પડે છે કેઃ—

જે સુખમાં ફિર દુઃખ વસે, સો સુખ નહિ દુઃખ રૂપ;
જે ઉત્તંગ ફિર ગીર પડે, સો ઉત્તંગ નહિ ભવરૂપ.

માટે આત્મા સિવાયના અન્ય પદાર્થની પ્રાપ્તિ શાશ્વત સુખ નહિ આપતી હોવાથી દુઃખ કરે છે.

न चास्यार्थान्तरावाप्तिरिति ॥

**અર્થઃ—મોક્ષના જીવને બીજા પદાર્થની પ્રાપ્તિ રહી નથી.**

**ભાવાર્થઃ**—કોઇ પણ પૌદ્ગલિક પદાર્થ મેળવવાનો મોક્ષના જીવને રહેલો નથી; કારણકે આત્મા અને પુદ્ગલ–જડપદાર્થો ભિન્ન છે. માટે તેને દુઃખ નથી અને પરમ આનંદ છે.

स्वस्वभावनियतो ह्यसौ विनिवृत्तेच्छाप्रपञ्च इति ॥

**અર્થઃ—ઇચ્છા સમૂહનો જેણે નાશ કર્યો છે, તેવો તે** પોતાના સ્વભાવમાંજ રમે છે.

ભાવાર્થઃ—ત્રણ ભુવનના સર્વ પદાર્થો તરફની અભિલાષાનો તેણે નાશ કર્યો છે; કારણકે તે તેને શાશ્વત સુખ આપવા સમર્થ નથી, એવો તેને અનુભવ થયો છે; માટે તે પોતાના આત્મામાંજ શાશ્વત શાંતિ શોધે છે; અને ત્યાં તેને તે મળે છે; તેથી બાહ્ય પદાર્થોની અભિલાષા તેને હોતી નથી.

अतोऽकामत्वात्तत्स्वभावत्वान्न लोकान्तक्षेत्राप्तिरामिः ॥

અર્થઃ—નિષ્કામ હોવાથી, અને નિષ્કામ તેનો સ્વભાવ હોવાથી લોકાંતે આવેલા સિદ્ધક્ષેત્રમાં જવા છતાં તેની સાથે તેને સંબંધ નથી.

ભાવાર્થઃ—સિદ્ધના જીવની સઘળી આશા તૃષ્ણાઓ નષ્ટ થયેલી છે, માટે તે નિષ્કામ છે. નિષ્કામ એ તેમનો સ્વભાવ છે. કોઈ પણ વસ્તુ પ્રાપ્ત કરવાની આશા તેમનામાં વર્તતી નથી, તેથી જો કે તેઓ સિદ્ધક્ષેત્રમાં જાય છે, છતાં સિદ્ધક્ષેત્રને અને તેમને સંબંધ નથી. તેનું કારણ જણાવે છે:—

औत्सुक्यवृद्धिर्हि लक्षणमस्या हानिश्च समयान्तरे इति ॥

અર્થઃ—એક સમયમાં ઉત્સુકપણાની વૃદ્ધિ, અને બીજે સમયે ઉત્સુકપણાનો નાશ એ (અન્ય વસ્તુપ્રાપ્તિનું) લક્ષણ છે.

ભાવાર્થઃ—સિદ્ધનો જીવ સિદ્ધક્ષેત્રમાં જાય છે, છતાં સિદ્ધક્ષેત્ર સાથે સંબંધ ધરાવતો નથી. આપણે કોઈ પણ વસ્તુ મેળવવી હોય તો મેળવતાં પહેલાં તે સંબંધી ઉત્સુકતા આપણા હૃદયમાં વ્યાપે છે, અને મળ્યા પછી બીજે સમયે તે ઉત્સુકતાનો નાશ થાય છે; હવે આ ઉત્સુકતા દુઃખજનક છે એ પ્રથમ આપણે સમજવાને પ્રયત્ન કર્યો છે; તો પછી જો સિદ્ધના જીવને સિદ્ધક્ષેત્ર મેળવવાની ઉત્સુકતા હોય તો નક્કી તેને દુઃખ થાય. પણ સિદ્ધના જીવને ઉત્સુકતાજ નથી; તેજ બાબત શાસ્ત્રકાર લખે છે કેઃ—

न चैतत्तस्य भगवत आकालं तथावस्थितेरिति ॥

અર્થઃ—તે ભગવંતને ઉત્સુકપણું નથી, કારણ કે યાવત્કાલ તેજ સ્થિતિમાં તે રહે છે.

**ભાવાર્થઃ**—સિદ્ધના જીવને બીજા કોઇ પદાર્થ પ્રાપ્ત કરવાનું ઉત્સુકપણું નથી. પોતાના સ્વરૂપમાં તે સદાકાળ સુધી રહેશે. જે સમયે સિદ્ધક્ષેત્ર પ્રાપ્ત કર્યું તે સમયથી આરંભીને જ્યાં સુધી કાળ ટકશે ત્યાં સુધી આત્મસુખ અનુભવશે.

कर्मक्षयाविशेषादिति ॥

**અર્થઃ**—કર્મક્ષયમાં વિશેષતા નથી માટે (તે સદાકાળ તેજ સ્થિતિમાં રહે છે).

**ભાવાર્થઃ**—સિદ્ધપણું જે ક્ષણે પ્રાપ્ત કર્યું તે ક્ષણે સકળ કર્મનો ક્ષય કર્યો છે; કર્મ ક્ષયથી પોતાનું સ્વરૂપ તે પામ્યા છે, અને તેથી તેજ સ્વરૂપમાં તે નિરંતર રહે છે. કારણ કે વિશેષકર્મ ક્ષય કરવાનાં બાકી નથી, કે જેના ક્ષયથી તેમનું વિશેષ સ્વરૂપ પ્રગટ થાય.

इति निरुपमसुखसिद्धिरिति ॥

**અર્થઃ**—એ પ્રકારે નિરૂપમ સુખ સિદ્ધને છે એમ સિદ્ધ થયું.

**ભાવાર્થઃ**—ઉત્સુકપણાના નાશથી સિદ્ધને નિરૂપમ સુખ મળે છે એ ભીંબત આ સૂત્રની પરંપરાથી સિદ્ધ થઈ છે. હવે આ પ્રસ્તુત ગ્રન્થની સમાપ્તિ કરવાને ઇચ્છિના શ્રી હરિભદ્રસૂરિ–ગ્રન્થકાર લખે છે કેઃ–

सद्ध्यानवह्निना जीवो दग्ध्वा कर्मेन्धनं भुवि ॥
सद्ब्रह्मादिपदैर्गीतं स याति परमं पदम् ॥ १ ॥

**અર્થઃ**—શુકલધ્યાનરૂપ અગ્નિવડે કર્મરૂપ ઇન્ધનને બાળી નાખી સત્ બ્રહ્મ વગેરે પદે કરીને શાસ્ત્રમાં કહેલું પરમપદ જીવ આ મનુષ્યક્ષેત્રમાં પામે છે.

**ભાવાર્થઃ**—શુદ્ધ ધર્મને આરાધન કરનાર જીવ શુક્લધ્યાનની અગ્નિ વડે સર્વ કર્મરૂપ ઇંધનને બાળી નાખે છે. અને જે સત્ અથવા બ્રહ્મ કહેવાય છે તેવું પરમાત્મપદ જીવ આ મનુષ્યક્ષેત્રમાં મેળવે છે. મનુષ્યજ આ પદ મેળવી શકે. તે પદને લોકાન્ત અથવા સિદ્ધક્ષેત્ર પણ

કહે છે. તે સ્થાન આ ચૌદરાજ લોકના ઉપર આવેલું છે. હવે કર્મ રહિત જીવ ત્યાં કેમ જઈ શકે તે શંકાનો ખુલાસો શાસ્ત્રકાર આપે છે:—

पूर्वावेधवशादेव तत्स्वभावत्वतस्तथा ॥
अनन्तवीर्ययुक्तत्वात्समयेनानुगुण्यतः ॥ २ ॥

**અર્થ:**—પૂર્વના સંસ્કારવશથી, તથા પ્રકારના સ્વભાવથી, તેમજ અનન્તવીર્યયુક્ત હોવાથી, એક સમયમાં સમશ્રેણીનો આશ્રય લેઇને પરમપદને પામે છે.

**ભાવાર્થ:**—પૂર્વ એટલે સંસારી અવસ્થામાં ગમન કરવાનો સમય હતો તેના સંસ્કારથી તે કર્મરહિત જીવ પણ ગમન કરે છે. મળ વળગેલું તુંબડું જળમાં નીચે પડ્યું હોય છે, પણ જળથી મેલ જેમ ધોવાય છે તેમ ઉંચે ચઢે છે, તેજ રીતે કર્મરૂપી મેલ ધોવાઈ જવાથી જીવ ઉર્ધ્વગતિ કરે છે; એવો તેનો સ્વભાવ છે. તેને અનંત વીર્ય છે, તેથી કરીને સમશ્રેણિપણે એક સમયમાં ઉર્ધ્વગતિ કરી પરમપદ (આધ્યાત્મિક તેમજ સ્થાનિક) તે પામે છે.

स तत्र दुःखविरहादत्यन्तसुखसङ्गतः ॥
तिष्ठत्ययोगो योगीन्द्रवन्द्यस्त्रिजगतीश्वरः ॥ ३ ॥

**અર્થ:**—દુઃખના વિરહથી, અને અત્યન્ત સુખના સંગથી યોગીન્દ્રોને પણ વન્દન કરવા યોગ્ય ત્રણ જગતના પરમેશ્વર તરીકે અયોગી સિદ્ધ ભગવાન્ વસે છે.

**ભાવાર્થ:**—ત્યાં દુઃખનો નાશ થાય છે, અને અત્યંત સુખ પ્રાપ્ત થાય છે. મન, વચન, અને કાયાના વ્યાપાર બંધ પડે છે, તેથી તે અયોગી કહેવાય છે. યોગીઓના ઇંદ્ર પણ તેનું વંદન કરે છે, અને ધ્યાન કરે છે. અને તે ત્રણ જગતના પરમેશ્વર બને છે; તે સિદ્ધ ભગવાન્ શાશ્વત આનંદમાં સદાકાળ વસે છે. અહીંયાં 'વિરહ' શબ્દ મુકવામાં આવ્યો છે તે સિદ્ધ કરે છે કે આ ગ્રન્થના કર્તા શ્રી હરિભદ્રસૂરિ છે. તે તેમના દરેક ગ્રન્થને અન્તે વિરહ શબ્દ મુકે છે. શ્રી યશોવિજય પોતાના દરેક ગ્રન્થમાં ऐन्द्र એ પદ મુકે છે આ રીતે શ્રી

મુનિચંદ્રસૂરિએ રચેલી ટીકાના અનુસાર આ ધર્મબિન્દુ ગ્રન્થના આઠ પ્રકરણનું વિવેચન સંપૂર્ણ કરવામાં આવ્યું છે. ટીકાકર શ્રી મુનિચંદ્ર સૂરિ ગ્રન્થની સમાપ્તિમાં લખે છે કેઃ—

नाविःकर्तुमुदारतां निजधियो वाचां न वा चातुरी-
मन्येनापि च कारणेन न कृता वृत्तिर्मयासौ परम् ॥
तत्त्वाभ्यासरसादुपात्तसुकृतोऽन्यत्रापि जन्मन्यहम्-
सर्वादीनवहानितोऽमलमना भूयासमुच्चैरिति ॥ ४ ॥

મેં આ ટીકા પોતાની બુદ્ધિની ઉદારતા અને વાણી ચાતુરી પ્રગટ કરવા, તેમજ બીજા પણ કોઈ કારણથી કરી નથી, પરંતુ તત્ત્વના અભ્યાસના રસથી પુણ્ય ઉપાર્જન કરી બીજા જન્મમાં પણ સર્વ દુઃખનો નાશ થવાથી નિર્મળ મનવાળો હું થાઉં એવી શુભ ઇચ્છાથી આ ટીકા કરેલી છે. આ ટીકાના અક્ષરનું પ્રમાણ ત્રણ હજાર શ્લોકનું છે.

## સમાપ્ત.

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



## મી. ભગુભાઇ ફતેહચંદ કારભારીનાં લખેલાં અને સંશોધિત પુસ્તકો.

### વાર્તા.

*સંગડો જરવાસ. 0—૮—0
કુમુદ (૪ થી આવૃત્તી) 0—૧૨—0
સદ્‌ગુણી સુશીલા. 0—૧૨—0
લંડનરાજ્ય રહસ્ય ૧—૮—0
લંડન રહસ્ય. ૧—૪—0
પંચબાલિકા. 0—૪—0

### ધર્મ અને તત્વજ્ઞાન.

(સ્વામી વિવેકાનંદકૃત)

સનાતન હિંદુ ધર્મ. 0—૧—0
કર્મયોગ. 0—૧0—0
રાજયોગ. ૧—૪—0
પાતાંજલ યોગદર્શન. 0—૧૨—0
સ્વામીજીના પત્ર. 0—૬—0
સ્ફૂર્તિમ વિચાર. 0—૮—0
ભક્તિયોગ. 0—૬—0

### પરચુરણ.

ટોડરાજસ્થાન (બે ભાગ.)૧0—0—0
નસીબ અને ઉદ્યોગ. 0—૩—0
હિન્દજતનો ભોમિયો. ૧—૪—0
રાજભાષા. (૩ જી વાર) ૧—૪—0
*નળાખ્યાન. 0—૫—0

### જૈન ધર્મ.

*શ્રીપાળ. ૧—૮—0
શ્રાદ્ધવિધિ. ૨—0—0
શત્રુંજય માહાત્મ્ય. ૨—0—0
હરીવિક્રમ ચરિત્ર. ૧—૮—0
નિશ્ચયાત્રા વર્ણન. ૧—0—0
Jain Philosophy 4—8—0
Yoga Philosophy 0—6—0

### ડિક્ષનરી.

સ્ટુડન્ટસ. અં. ગુજરાતી. ૩—0—0
" (ન્હાની.) ૨—0—0
ન્યુપોકેટ. ૧—૮—0
ધ સ્ટાર. 0—૧0—0
*સ્ટુડન્ટસ. ગુ. અંગ્રેજી. ૩—૮—0
ધ સ્ટાર. ૧—૮—0
*ગુજરાતી પ્રોવર્બસ. 0—૪—0

* આ નિશાનીવાળી ચોપડીઓ હાલ સીલીકમાં નથી.

મળવાનું ઠેકાણું—એન. એમ. ત્રિપાઠી અને કંપની.

પ્રીન્સેસસ્ટ્રીટ—કાલબાદેવી—મુંબઇ.

# આ પુસ્તકના લેખકે રચેલાં બીજાં પુસ્તકો.

**ગુરૂ દર્શન**—(બીજી આવૃત્તિ, કીંમત બોર્ડ રૂ. ૦-૬-૦. પાકું પુંઠું છીંટનું રૂ. ૦-૮-૦) તત્ત્વવિદ્યાને આધારે આર્યધર્મમાં માન્ય ગણાતા ઉત્તમ નીતિના સિદ્ધાંતોને પ્રતિપાદન કરનાર આ પુસ્તક ગાયકવાડી કેળવણી ખાતાએ લાયબ્રેરી તથા ઇનામ માટે મંજુર કર્યું છે. તથા સરકારી કેળવણી ખાતાએ પણ પ્રાયમરી સ્કુલોમાં લાયબ્રેરી માટે મંજુર કર્યું છે. સુરત મ્યુનિસીપાલ સ્કુલોમાં એક નૈતિક પુસ્તક તરીકે શિખવવામાં આવે છે. તેનું હિંદી ભાષામાં ભાષાંતર થયું છે, અને ટુંક મુદતમાં તેની બે આવૃત્તિઓ થઈ છે. તેમાં **દાન, શીલ, વૈરાગ્ય, ક્ષમા, વીર્ય, ધ્યાન, અને જ્ઞાન** એ સાત સદ્‌ગુણો ઉપર ઉત્તમ રીતે વિવેચન કરવામાં આવ્યું છે. અનેક માસિકો તથા વર્તમાનપત્રો તરફથી તથા ખાનગી સદ્‌ગૃહસ્થો તરફથી ઘણાં પ્રેમોણપત્રો મળ્યાં છે.

**—આત્મપ્રદીપ**—જૈનમુનિ શ્રી બુદ્ધિસાગરજીએ રચેલ આ ગ્રંથ ઉપર શુદ્ધ સરલ ભાષામાં વિસ્તાર સહિત વિવેચન કરવામાં આવેલુ છે. તેમાં જૈન દૃષ્ટિએ આત્માનું સ્વરૂપ કેવું છે? પુનર્જન્મની આવશ્યકતા શી છે? આત્મા કેવી રીતે કર્મથી મુક્ત થઈ શકે? તથા આત્માના અમરત્વના શા પુરાવા છે? વગેરે પ્રશ્નોનો ખુલાસો આપવામાં આવેલો છે; સુપર રોયલ સોળપેજી પૃષ્ટ ૩૦૦ નું આવું દલદાર પુસ્તક છતાં તેની કીંમત માત્ર રૂા. ૦-૮-૦ છે.

**શ્રી બુદ્ધોપદેશ**—આ પુસ્તકમાં શ્રી બુદ્ધધર્મના લોકપ્રિય અને પ્રસિદ્ધ ગ્રન્થ ધમ્મપદનું ભાષાંતર આપવામાં આવ્યું છે. તેની સાથે શ્રી બુદ્ધધર્મનાં વિવિધ શિક્ષણો આપવામાં આવ્યાં છે. વળી જેના સમયમાં હિંદનો સૂર્ય મધ્યાકાશમાં પ્રકાશતો હતો તે પ્રતાપી બૌદ્ધ રાજા મહાન્ અશોકના શિલાલેખોનું ભાષાંતર આપવામાં આવ્યું છે. જૂદા જૂદા ધર્મોના મુકાબલે અભ્યાસ કરનારા વાસ્તે શ્રી બુદ્ધધર્મ સંબંધી જ્ઞાન મેળવવા આ ઉત્તમ સાધન છે. બે માસમાં તેની ૪૩૦૦ નકલોની બે આવૃત્તિઓ થઈ છે. કિંમત રૂા. ૦-૬-૦

# શ્રી બુદ્ધ ચરિત્ર.

વિશ્વવત્સલ દયામૂર્તિ શ્રી બુદ્ધ મહાત્માનું જીવન ચરિત્ર તેમના સિદ્ધાંતો તથા શિક્ષણો સાથે આ ગ્રન્થમાં આપવામાં આવ્યું છે. દુનિયાની વસ્તીનો ૩/૪ ભાગ પ્રાતઃકાળમાં ઉઠીને જે મહાત્માના નામનું સ્મરણ કરે છે, તેમનું 'દયા' અને 'આત્મસંયમ' નો ઉમદા પાઠ શિખવનાર જીવનચરિત્ર અતિ રસિક અને બોધપ્રદ શૈલિએ રચવામાં આવ્યું છે. પૂર્વના તેમજ પશ્ચિમના અનેક વિદ્વાનોના ગ્રન્થોને આધારે બહુજ કાળજીપૂર્વક લખવામાં આવ્યું છે. બે માસમાં તેની ૪૮૦૦ નકલની ત્રણ આવૃત્તિઓ થઈ છે. કી. રૂ. ૦–૮–૦

**સુબોધ ચંદ્ર**—( આધ્યાત્મિક નૉવેલ.) આ ગ્રંથ વાર્તાના રૂપમાં લખવામાં આવ્યો ને, અને વાર્તાની રસિક શૈલિમાં સત્યની શોધ, મરણ પછીની સ્થિતિ, વિચાર શક્તિ, પૂર્વભવોનું સ્મરણ, પ્રેમ અને ત્યાગ, પ્રેમની કસોટી તથા ગુપ્ત મહાત્મા મંડળ વગેરે ઉમદા સિદ્ધાંતો ચર્ચવામાં આવ્યા છે. ગુપ્ત જ્ઞાનના જીજ્ઞાસુઓને આ ગ્રન્થ એક દીપક સમાન છે. નૉવેલોના રસિકો માત્ર નૉવેલ પણ વાંચી શકે તેમ છે. ગુપ્ત વિદ્યાના અભ્યાસકો અનેક ગુપ્ત સત્યો પ્રકટ થયેલાં જોઇ શકશે. કીંમત રૂ. ૦–૮–૦.

| | | | |
|---|---|---|---|
| જ્ઞાન દીપક. | ૦–૩–૦ | સ્ત્રીકેળવણી અને સદ્વર્તન | ૦–૨–૦ |
| મહાન્ ગુરૂનો પ્રસાદ | ૦–૨–૦ | લેખ સંગ્રહ | ૦–૪–૦ |
| પૂર્વેના તારાનું મંડળ | ૦–૧–૦ | જૈન ધર્મ | ૦–૧–૦ |
| જૈન લેખમાળા | ૦–૮–૦ | સ્વરશાસ્ત્ર | ૦–૪–૦ |
| મનુષ્યનું ભવિષ્ય પોતાના હાથમાં | ૦–૧–૦ | યોગમાર્ગનો ભોમીઓ | ૦–૨–૦ |
| | | દયાનો ઝરો | ૦–૪–૦ |

મળવાનું ઠેકાણું:—

**દોશી મણિલાલ નથુભાઇ.**

રતન પોળ—અમદાવાદ.

**મેસર્સ મેઘજી હીરજીની કુંપની.**

જૈન બુકસેલર્સ, પાયધુની—મુંબઈ.